આમાં સંયુક્ત કુટુંબ ન હતે તો આપણા સબજજોનો અને ડીસ્ટ્રીક્ટ કોર્ટોમાં અર્ધું કામ ન હતે! હીંદુ કાયદો પણ બહુ નાનો, ટુંકો અને સાદો થઇ ગયો હતે! જેમ વહેલા જુદા પડે છે તેમ ઉલટો સલાહસંપ જળવાઇ રહે છે, અને અથડા અથડીનો સંભવ ભવિષ્યને માટે રહેતોજ નથી. જેમ સંયુક્ત કુટુંબમાં માણસો વધે તેમ તેમ પરસ્પર સંબંધ-સગપણનું છેટું વધે, જેથી એક બીજા માટે આત્મભોગ આપવાની લાગણી કુદરતી રીતે ઓછી થાય, છતાં કુદરતી લાગણીની વિરૂદ્ધ બધા સાથે એક સરખી રીતે વર્તવું તો પડેજ; તેથી સંયુક્ત કુટુંબીઓના ભ્રાતૃભાવમાં દંભનું મિશ્રણ થવાનો સંભવ હોય છે. અંતરની લાગણી તો બીજા જુદા રહેનાર કરતાં તેમને પણ વારંવાર ઓછી હોય છે.

જો સંયુક્ત વ્યવસ્થા સારીજ હતે તો તેવું કુટુંબ મોટું થતાં તેના નાશ કે ભંગના સંભવ ઓછા થતા જવા જોઇએ. જે પણ ચીજની વૃદ્ધિ થાય તેનું બળ વધે એ કુદરતી નિયમ છે. પણ અહીં તો હદ તો ત્રણ પેઢીએ બધું ગબડી પડે છે. અને આ મીનારો ઈંટ ઈંટ વધતાં હાલું હાલું થઇને ગબડી પડે છે તે કુદરતી નિયમના પાટા ઉપર નહીં પણ પાયા વગર રચાયલો હોવાથીજ, આટલો જલ્દી ગબડી પડે છે. જો તે કુદરતી હોય, જો તે લાભદાયી હોય, તો જેમ કુટુંબની પેઢી વધે તેમ તેમાં કસ તથા લાભ વધવોજ જોઇએ. પણ બે ત્રણ પેઢી થતાં તો તે વ્યવસ્થા સઘળાને એટલી અસહ્ય થઇ પડે છે કે તેમાંથી છુટકારો પામવાની બાબતમાં બીજી દરેક બાબતમાં મતભેદ હોવા છતાં, એકમત થઇ જાય છે. જો ખરે લાભ હોય તો કોઇપણ જુદો રહેવાનો સંકલ્પ પણ નહીં કરે, કારણ કે જેથી તેમનો સ્વાર્થ સુધરતો હોય તે કરવા અવસ્ય ચુકે નહીં. મોટા ભાગના હકને હાનિ થતી હશે, અને અયોગ્યોનેજ લાભ થતો હશે ત્યારેજ જુદા પડવાની હીલચાલ શરૂ થઇ શકે છે.

## સગીરોને સંયુક્ત વ્યવસ્થાથી મળતો અન્યાય.

એક સૌથી ગંભીર અને ભયંકર હાનિ તો એ છે કે, સંયુક્ત કુટુંબમાં જો વડિલો લુચ્ચા થાય છે તો તેઓ સગીરોનું સહજ અત્યંત અહિત કરી શકે છે. ધારો કે ચાર પાંચ ભાઇઓ સાથે રહેછે, તેમાંના ૩ કે ૪ ભાઇઓ નાનાં નાનાં બાળકો છોડીને મરણ પામે છે. સંયુક્ત કુટુંબમાંનો એવો કાયદો છે કે સ્ત્રીને ભરણપોષણ શિવાય મીલકતમાં બીજો કશો ભાગ ભાગ નથી. તે તો લગભગ ઘરની દાસી છે; એટલુંજ નહીં પણ પતિની મીલકતનો સગીર વયના પુત્ર તરફથી વહીવટ કરવાનો પણ તેને હક નથી. સગીર ભત્રીજાઓના ભાગની મીલકતનો કબજો, વહીવટ તેમજ ભોગવટો કાકાના હાથમાં હોવાથી, સોમાં પોણોસો, અને સોમાં સોએ પચાસ, દાખલાઓમાં તેમની દાનત બગડે છે. તેમને રોકનાર ટોકનાર કોઇ હોતું નથી, તેથી તેઓ અનાથ ભત્રિજાઓની મીલકત હોઇઆં કરવાનીજ ફીકરમંદીમાં પડી જાય છે. જેવર વગેરે જંગમ મીલકત રફેદફે કરી દે છે તેથી ન ધરાતાં સ્થાવર મીલકતનું વેચાણ પણ વારંવાર સગીરો ઉમરના થતાં પહેલાં, ગમે તે બહાનું કાઢી, તજવીજ કરી, દેરી નાંખે છે. ભત્રીજાઓ માલીકીની મીલકત વડે ગમે તેવો ઉંધો વેપાર કરે છે, નફો પોતાને ખાતે જમે કરે છે, અને ખોટ તેમને ખાતે ઉધારે છે. ગમે તેમ સટ્ટો કરે છે અથવા વ્યભિચારાદિમાં ઉડાવી દે છે. આ બધું મૃત ભાઇની પત્નિ રોજ જોતી હોય તોપણ સંયુક્ત

કુટુંબની વ્યવસ્થાની બલિહારીને લીધે પોતાનો કશો બચાવ કરી શકતી નથી. જીવતાં સુધી સાસુ અને ધણીના ધાકમાં અને સાસુ મર્યા પછી પણ અનેક પરવશતા તથા બંધનોના પાશોમાં રહેલી, તેવી સ્ત્રીમાં વાંધો ઉઠાવવાના કે પોકાર કરવાની શકિતજ હોતી નથી. વહીવટ લુચ્ચા જેઠ કે બદમાશ દેવરના હાથમાં હોવાથી, દ્રવ્ય માટે તેણેજ કોર્ટે ચઢવું જોઇએ અને પોતે તો જેઠ–દીઅરના કબજામાં તે કયાંથી કોર્ટનો લાભ લઇ શકે ? અને પીયેરીઆઓના જોરથી કદાચ ગઈ તોપણ જેઠ–દેવરની દોંગાઇ સાબીત કરવી કાંઇ સહેલ નથી ! અને કદાચ જોઇતો હુકમ થયો તોપણ તેમાં શું વળ્યું ? બધું સાયત્રના જેવું સાફ થઇ ગયા પછી, સામાવવાનો હક મળે તેથી શો ફાયદો ? પરિણામ એ આવે છે કે, બીચારા અનાથ પણ હકદાર બાળકો વયે આવતાં પોતાને, જન્મતી વખત જેવાજ નગ્ન તેમના શઠ ધૂર્ત કાકાઓએ તેમને કરી નાંખેલા પોતાને જોય છે. પરોપકારાર્થ જીવન ધારણ કરનારા સન્યાસી જેવા પોતે હોવાનો ઢોંગ કરીને સંયુક્ત કુટુંબના કાકાઓ પોતાના ભત્રીજાઓને તો ખરેજ સન્યાસી બનાવીને લંગોટી ધારણ કરાવે છે ! સંયુક્ત વ્યવસ્થામાં એક બીજા ઉપર અત્યંત વિશ્વાસ મેલવોજ પડે છે. નહીં તો અપમાન પણ સમજવામાં આવે છે. આથી એ વિશ્વાસનો ગેરઉપયોગ કરીને જીવતા ભાઇનો પણ લુચ્ચો ભાઇ વારંવાર વિશ્વાસઘાત કરે છે તો મરેલા ભાઇના કાચી વય ને કાચી સમજના પુત્રોને ઠગી જાય તેમાં શીજ નવાઇ ? શઠ તે ભાઇની આખી પુંજી જાદુગરની પેઠે જોતજોતામાં હાથની હથેલીમાંથી ઉડાવી જાય છે. "એક લુચ્ચો થયો તેથી કાંઇ બધાજ થોડા લુચ્ચા હોય છે ?"—એવો કદાચ પ્રત્યુતર આપવામાં આવશે. તેમને એ ઉત્તર છે કે એ ન્યાયે તો કોઇએ તાળું પણ ન દેવું જોઇએ ! લુચ્ચાઇનો ભય તો હમેશ છે, તેના દાખલા વારંવાર બને છે અને જે દાખલા નથી બનતા તેથી શું ? તેથી કાંઇ લાભ નથી ! લુચ્ચાઇ ન થવામાં કાંઇ લાભ નથી–હકદારને તેનું મળે એ કાંઇ લાભ કે ચમતકાર કે ઉપકાર નથી. શા માટે ભાઇની નકામી દયા ઉપર રહેવું જોઇએ ? શા માટે લાભરહિત ભયમાં રહેવું જોઇએ ?

જો સંયુક્ત વ્યવસ્થા ન હોય તો સગીરો હાલમાં જેમ મોટે ભાગે ગરદન મરાય છે તે મરાતા અવશ્ય બચે. તે સ્થિતિમાં માતાના હાથમાં મીલકતનો વહીવટ રહેશે અને તે તો કદાપિ પણ તેનો દુરૂપયોગ થાય એવું કૃત્ય કરે એ કલ્પ્ય પણ નથી. કોઇ કદાચ કહેશે કે તે પીયેરના પોતાના લુચ્ચા ભાઇઓના હાથમાં વહીવટ સારૂ મીલકત મુકશે ને તેઓ પણ લુચ્ચાઇ નહીં કરે તેની શી ખાતરી ! તેનો ઉત્તર એ છે કે, તે જે સૌથી વિશ્વાસપાત્ર હશે તેનેજ વહીવટ સોંપશે. વળી 'વસીઅત' બીજે સો પોતે ચાહે ત્યારે ન્હીલ્ડ કરી શકવા જેટલી હોશીયારી હોય છે. વળી જો પીયર તરફનો કે પોતાનો પ્રતિનિધિ કંઇ લુચ્ચાઇ કરતો માલમ પડે તો તેને તરત તે રજા આપી શકે છે, તેના હાથમાંથી સત્તા એક પળમાં છીનવી લઇ શકે છે. તેવી કશી સત્તા કે સગવડ સંયુક્ત વ્યવસ્થામાં ન હોવાથી તેમાંજ ગોટાળો થવાનો સંભવ છે, જ્યારે જ્યાં વિધવા સત્તાધિકારી હોય ( કે જેમ વિભક્ત કુટુંબમાં કાયદા પ્રમાણે હમેશાં હોય છે ) તો તેમ ગોટાળા સહેલાઇથી થઇ શકતા નથી.

## પરસ્પર સ્વાર્થનો વિરોધ.

સંયુક્ત કુટુંબમાં એક વિઘ્નો જંતુ છે, જે તેને અંદરથી હમેશ કાપતોજ રહે છે. તે

જંતુ તે પરસ્પર સ્વાર્થનો વિરોધ છે (Conflict of interest) છે. એક ભાઇ જાણે છે કે મારા પુત્રોના પુત્રો તો અવશ્ય, મારા ભાઇના પુત્રોથી, નહીં તો તેમના પુત્રોથી જુદા પડશેજ અને ભાઇ કરતાં પોતાના પુત્રને માટે તેને અવશ્ય વધારે લાગેજ, તેથી એક ભાઇ પોતાના પુત્રને વિશેષ લાભ અને તેને વિભાગ પડતાં બને તેટલો સૌથી મોટો હીસ્સો મળે એમ ચાહવા વગર તેનાથી રહી શકાતુંજ નથી. તે એમ ઇચ્છવા નારાજ હોય પણ કુદરત તેને જબરજસ્તી તેમજ ચાહવા બલાત્કાર કરે છે. કુદરતના તો નેપોલીયન, એલેકઝાંડર, યુધિષ્ઠર તથા રામચંદ્ર જેવા પણ ગુલામ હતા તો આજકાલના સંયુક્ત કુટુંબના ભાઇઓનાં શા આશરા ? જો મનમાં પોતાના પુત્ર પૌત્ર માટે ભાઇના પુત્ર પૌત્ર કરતાં વધારે લાગણી થાય તો વર્તનમાં થોડી ઘણી પણ થવા વગર કેમજ રહે ? આથી ભાઇઓના પુત્રોને વારંવાર ગેરલાભ થવા વગર સ્વપુત્રને લાભ થવો અશકય છે, તેથી જરૂર ગુપ્ત રીતે, આડકતરી રીતે, મોંધમમાં દરેક ભાઇ બહારથી હસી અંદરથી ગાંઠ મારીને પોત પોતાના પુત્રનું કલ્યાણ કરવા–જેનો અર્થ બીજાના પુત્રનું અકલ્યાણ કરવા શીવાય બીજો થતો નથી–પ્રયત્ન કરી રહે છે. હમે તેમાં તેનો કસુર કાઢતા નથી. તેઓ કુદરતના કાયદાને વશ થાય છે. તેમની પાસેથી વ્યાજબી કરતાં અત્યંત વિશેષ નીતિમત્તાની આશા રાખવામાં આવે છે. તે આશા રાખનારાઓ નિષ્ફળ થાય છે. તેમાં કસુર ખોટી આશા રાખનારાઓનો છે. પુત્રને ભોગે પરપુત્રનો–પછી ભાઇનો હોય તોએ પરપુત્ર તે પરપુત્ર–સરખો સ્નેહ કરવાની અશક્ય, અસંભવિત નીતિની સંયુક્તવાદીઓ આશા રાખવા શિવાય બીજું તેઓ શું કરે છે? નીતિમાનોને કોઇ પણ ફરજ્યાત અનીતિમાન બનાવનાર જો કોઈ પણ બંધારણ હોય તો તે સંયુક્ત કુટુંબનું બંધારણ છે. તેમાં અગ્નિ પાસે ઘી મુકાને, તે ઘીને હરેઘું સખત રહેવાની આશા કરવામાં આવે છે. પણ ઘી તો ઓગળીજ જાય છે તેમાં બીચારા ઘીનો શો અપરાધ ? ઉત્તમ ઉપાય તો ઘીને અગ્નિથી દુરજ રાખવાનો હતો. તેમજ ભાઇ ભાઇ વચ્ચે, કાકા ભત્રીજા વચ્ચે, પિત્રાઈ પિત્રાઇ વચ્ચે લુચ્ચાઇ લડાઇ ન થાય તેનો એક, એકલો પરમ ઉપાય એજ છે કે, જે પણ પુત્ર લગ્ન કરે તેને પિતાએ આશાર્વાદ આપીને પ્રથમથીજ: સર્વથા સ્વતંત્ર અને વિભક્ત કરી દેવો. આનું નામજ વિઘ્નહારક ગણેશનું મંગલાચરણમાં પૂજન છે. જડથી અને મૂળથીજ મનનો તથા ધનના કંકાસનો નાશ કરવાનો આ કરતાં ઉત્તમ ઉપાય મળવો મુશ્કેલ છે. લડીને, છેતરાઇને છુટા પડવું તે કરતાં, મિત્રતાથી, પ્રીતિથી અને સમ્મતિથી છુટા પડવું વધારે ઇષ્ટ ન હોય તો તો બેશક સંયુક્ત વ્યવસ્થા ભલે રહેવા દો, નહીં તો તો વિભક્ત વ્યવસ્થાજ ઉત્તમ છે.

### સંયુક્ત કુટુંબના વર્ણવવામાં આવતા લાભો.

કોઇ કહેશે કે "જેમ સંયુક્ત વ્યવસ્થામાં સગીર ભત્રીજાની કે વિધવા ભાઈની મીલકત 'ખાઇ જવાનો, ભય છે તેમ બીજા હાથ પર લાભનો જે સંભવ છે તે તરફ કેમ દ્રષ્ટિપાત 'કરતા નથી ? તમારી ટિકા તો માત્ર પૈસાદાર કુટુંબોનેજ લાગુ પડે છે અને દુન્યામાં પૈસાદાર 'તો થોડાજ હોય છે. મોટો ભાગ તો ગરીબ હોય છે. તેથી સંયુક્ત કુટુંબમાં એક ભાઇ મરણ 'પામે તો તેની વિધવા તથા બાળકોનું શેષ ભાઇઓ પોષણ કરે છે! નહીં તો તેઓ રખડી 'જાય અને ભીખ માગતાં પણ પત્તો ન લાગે. સંયુક્ત કુટુંબ ગરીબ વર્ગ માટે, થોડા પૈસાદાર 'સિવાય બધા માટે, આ દ્રષ્ટિથી એક પરમ આશીર્વાદ રૂપ છે."

રામાવતારના યુગમાં પણ જેવા ભલા આદમીઓ હોવા અશક્ય છે તેથી પણ ભલા આદમીઓ હાલ ઉભરાઇ જતા હોયને તેવી આ વાત છે. શું તમે દરરોજ જોતા નથી કે ગરીબ ભાઇ પાસે મીલકત જેવું કશું હોતું નથી તો તેની વિધવા ને પુત્રોને થોડાજ સંગ્રહે છે? જો મીલકત જેવું હોતું નથી તો તો જીવતો ભાઇ મરેલા ભાઇના કુટુંબને વારંવાર જુદા પાડી નાંખે છે અને તેમ કરતાં અટકાવવાનો કોઇને હક નથી. વળી ગરીબ માણસ કે જે ભાઇની હયાતી દરમ્યાન પણ તથા તેનો ખર્ચ તે પોતે ઉપાડતો હોવા છતાં, બચાવી શકયો નથી, અર્થાત્ જે મળે તેમાં પોતાનું પોષણજ જેમ તેમ કરે છે તે એકને બદલે બેનું પોષણ કરી પણ કેવી રીતેજ શકે ? એ પ્રસિદ્ધ છે કે ગમે તેવો સારો માણસ, જે ખરચ કરવાની તેને ટેવ પડી ગઇ હોય છે તેમાં ખાસ ઘટાડો કરી શકતો નથી અને ગરીબ આદમી એવો તો થોડોજ ખર્ચ કરતો હોયછે કે જેમાં તે ઘટાડો કરી શકે. તેથી તે બીજાનાં બોજા કુટુંબનું પોષણ કરવા અર્ધી અર્ધ કમાઇ ફાજલ પડી શકે એ અસંભવિતજ છે. ગરીબ વર્ગમાં બહુજ થોડા વિધવા ભોજાઇ તથા તેમના કુટુંબનું પોષણ કરે છે. કારીગર તથા શૂદ્ર વર્ગોમાં તો વિધવા ભોજાઇઓ પુનર્લગ્ન કરી લે છે અથવા મોટી વયની હોય તો પુત્ર કુટુંબનું પોષણ કરે છે. દ્વિજ વર્ગમાં ઘણા ભાગને તો. એવી આશા રાખવાની જરૂર હોતી નથી. પરંતુ, પતિએ કરેલો ધન સંગ્રહ, વીમાની રકમ વગેરેથી વિધવા કુટુંબનિર્વાહ કરી શકેછે. થોડીકજ સર્વથા પરતંત્ર થઇ રહે છે અને તેમનો નિર્વાહ કરવો એ તેમના સૌથી નજદીકના સંબંધીઓનો નિસ્સંદેહ મહાન ધર્મ છે. જો ભાઇઓ વિભક્ત બહેનનું તથા તેનાં પુત્રોનું પણ તેની વૈધવ્યાવસ્થામાં પોષણ કરે છે તો મૃત ભાઇના કુટુંબનું પોષણ વિદ્યમાન ભાઇઓ કેમજ નહીં કરે ? સંયુક્ત કુટુંબમાં ભાઇને કાયદા સંબંધી વધું હક મળે છે તેથી તેનો દુરપયોગ કરવાની, ઉપર વર્ણવ્યું તેમ, તેને લાલચ થાય છે. વિભક્ત કુટુંબમાં તેને તેવી કશી સત્તા ન હોવાથી માત્ર પરોપકાર કરવાનોજ પ્રસંગ તેને રહે છે. ભાઈ તરીકેની ફરજ, વિભકત રહીને તે, વધારે સારી રીતે નહીં તો સંયુક્ત જેટલીજ સારી રીતે શા સારૂ નહીં બજાવી શકે ! જો ભાઇ મરે તો તેનાં કુટુંબને પોતા સાથે સંયુકત રાખવામાં આગલી ( ભાઇ જીવતા વખતની ) વિભકતતા કશી બાધા નાંખતી નથી. એવાં તુટેલાં અર્ધાં કુટુંબોને સાથે રાખવાની હમે વિરૂદ્ધ છીએ નહીં. તેને હમે સંયુક્ત કુટુંબજ કહેતા નથી. સંપૂર્ણ કુટુંબ હોય, જેમાં પાલકો તથા પાલ્યો હોય તેનેજ વિભકત રહેવાની હમારી ભલામણ છે. અપૂર્ણો સંપૂર્ણો સાથે ભલે રહે. તેમાં પણ જો વિધવા ભોજાઇ તથા તેના બાળકોને જુદાજ રાખી શકાય તો તે વધુ ઉત્તમ છે. પણ જો સાથે રાખવાથી ખર્ચમાં ઉગારો થતો હોય, અને એવો ઉગારો કરવા વગર છુટકો કે તેમ કરવાની વૃત્તિ ન હોય તોજ સંયુકત રાખવા જોઇએ. વિભકત કુટુંબની વ્યવસ્થામાં, જ્યારે આ પ્રમાણે સંબંધીઓને સહાયતા કરવાની છુટ એકત્ર કુટુંબ હોય તે વખત કરતાં સહેજ પણ ઓછી નથી, ત્યારે, બીજા હાથ ઉપર એકત્ર કુટુંબમાં વિશ્વાસુ, નિર્બળ, અનાથ, સગીર તથા અજ્ઞાન સંબંધીઓને લુંટી લેવાની દરેક લાલચ હોય છે. સંયુક્ત કુટુંબમાં દુષ્ટ વાસનાનો સેતાન વાસ કરે છે, જે હમેશ મના કરેલું ફળ ખાવા લલચાવ્યા કરે છે ! વિભક્ત કુટુંબ તો એક પીપળો છે, જેમાં વિષ્ણુજ ( પૌરાણિક કલ્પના પ્રમાણે ) વાસ કરે છે, તેથી તેમાં એ સેતાન આવી શકતો નથી. વિભક્ત કુટુંબમાં બહુ ખરાબ તો લાભ નથી, સંયુક્ત કુટુંબમાં બહુ સારૂં

તો હાનિ નથી. અર્થાત્ વિભક્ત કુટુંબનું સૌથી હાનિકારક તત્વ પણ સંયુક્ત કુટુંબના સૌથી લાભદાયી તત્વ બરોબર છે. વિભક્ત કુટુંબમાં હમેશ સલામતી રહે છે. સંયુક્તમાં ભય હમેશ હાજર છે. બેપક્ષતાનાં આ કારણો જેમ જન્મથી સાંભળતા આવેલા તેમ, વગર વિચારે (ખરૂં માનતા આવેલા સંયુક્ત કુટુંબીઓ સ્પષ્ટ સમજતાં નથી તોપણુ તે ગુંચવાયલા આકારમાં તેમની દૃષ્ટિએ પડે છે. તેથીજ સંસ્કારાધીન થઇ શ્રુતિપરંપરા પ્રમાણે હોઠેથી સંયુક્ત વ્યવસ્થાનાં વખાણના શ્લોક ભણતાં ભણતાં પણ તેઓ વ્યવહારમાં તો વિભક્તજ થતા જાય છે. જો સંયુક્ત વ્યવસ્થા ખરે ઉત્તમ હતે તો દુન્યામાં આજે પણ ચારજ કુટુંબ હતે! કારણુ કે, કહે છે કે સૃષ્ટિના આદિના ચાર ઋષિઓ મૂલ ઉત્પન્ન થયા તેનીજ સંતતિપરંપરારૂપ આપણે છીએ. જો બાવા આદમ અને બીબી હવ્વાને ખુદા તાઆલાએ દુન્યાની શિરમાં પેદા કરવાનો ખ્રીસ્તી તથા મુસલમીન કીસ્સો ખરો હોય તો તો ચાર કુટુંબ પણ નહીં પણ એકજ કુટુંબ હતે. સોસીએલીઝમની ઉત્પત્તિ અશક્ય હતે! એક કુટુંબના હોવાથી પરગોત્રમાંથી કન્યા પરણ લાવવાનું ક્યાંથી બનતે અને દુન્યામાં જન્મનારાઓને પરણ્યા વગરજ પરવારી જવું પડતે! ત્યારથી પાંચમું અથવા એકથી બીજું કુટુંબ થાય છે તે મનુષ્યના સ્વાર્થ તથા દુષ્ટતાથીજ બન્યું એવો દોષ જગતપર મુકયા વગર સંયુક્ત વાદીઓનો છુટકો નથી; છતાં તે દોષ આરોપણ કરતાં તેઓ પોતે ભયભીત થશે. ભયભીત થવાનું કારણ બીજું કાંઇ નહીં પણ તેમણે મનુષ્યોને વાજબી સ્વાર્થ, પુત્રસ્નેહ આદિ કુદરતી લાગણીઓના વિરૂદ્ધ નિરંતર વર્તન કરવું જોઇએ (સંયુક્ત વ્યવસ્થા બીજું શું છે?) એમ માની લેવાનું છે.

(અપૂર્ણ.)

---

# જુનાગઢ તથા ગિરનારનું વર્ણન.

(પ્રસંગાવશાત્ જૂનાગઢ જવાનું થતા, એ અતિપ્રાચીન સ્થલમાં આવેલાં ધાર્મિક, ઐતિહાસિક તથા ભૌગોલિક પ્રસિદ્ધિનાં રમ્ય તથા જોવાલાયક સ્થલોનાં સાક્ષાત્ દર્શન કરવાનો પ્રસંગ પણ હમને પ્રાપ્ત થયો હતો. પ્રવાસનું વર્ણન પ્રવાસી પોતે ક્યારે ઉઠ્યો, સૂતો, નાહ્યો-ધોયો, ઇત્યાદિ સ્વકીયન ચરિત્રાત્મક વીગતોથી, તે લાંબે છે ત્યારે માથા કરતાં પાઘડી મોટી થઇને, વર્ણન અતિ નીરસ અને નિર્જીવ બનવાનો ભય રહે છે તેથી હમે અત્રે માત્ર વાચકોના ઉપયોગની વીગતોજ આપીશું. તે વીગતો, યા તો પ્રત્યક્ષ, અથવા ઐતિહાસિક ગ્રંથોના અવલોકનનું પરિણામ છે.)

જૂનાગઢ આર્યાવર્તના પશ્ચિમ પ્રદેશનું એક સૌથી નહીં તો અવશ્ય, અતિ પ્રાચીન નગર છે. "જીર્ણદુર્ગ" નો 'જૂનાગઢ' અપભ્રંશ શબ્દ છે. નામજ તેની પ્રાચીનતા સિદ્ધ કરે છે. ભગવાન કૃષ્ણચંદ્ર, મહાત્મા બલદેવ તથા કૃષ્ણની બહેન દેવી સુભદ્રાનાં પગલાંથી એ પ્રદેશ પવિત્ર થયો છે. જ્યારે અર્જુન અપરાન્ત (પશ્ચિમ આર્યાવર્ત) દેશની યાત્રાએ આવ્યો હતો ત્યારે સૌરાષ્ટ્રના મુકુટરૂપ પર્વતરાજ ગિરનારથીજ તે તથા કૃષ્ણ બેઉ સાથે સુવર્ણના રથમાં હંકારીને

કૃષ્ણની પાટનગરી દ્વારિકાપુરી ગયા હતા. * તળ અને શુદ્ધ પ્રાચીન સૌરાષ્ટ્ર ને જૂનાગઢ તથા ગિરનારનોજ પ્રદેશ છે. અશોકના અક્ષય લેખથી અલંકૃત, પર્વતોની હારમાળાથી સુશોભિત, તેના પ્રખર વિલાસી વનો અને વનરાજોથી વિભૂષિત, ભક્તરાજ નરસિંહ મહેતાના જન્મથી સદ્‌લિન એવા જુનાગઢની કીર્તિ અમરજ રહેવાની. હવે ત્યાં રાજ્ય મુસલમાની છે, પરંતુ પ્રાચીનતા શોધકને પ્રાચીન સાથે સંબંધ કરવાનું સાહિત્ય તેઓથી નષ્ટ થયું નથી. મહમદ બેગડાના અત્યાચાર છતાં, સદ્‌ભાગ્યે અનેકાનેક પ્રાચીન વસ્તુઓ એ પ્રાંતમાં હજી જળવાઈ રહી છે. પત્થરની કૃત્રિમ મૂર્તિઓનું ઉચ્છેદન ભલે મુસલમાન જનુનીઓએ કીધું પરંતુ તે મૂર્તિ બનાવવાના પત્થરના કુદરતી પહાડો તો હજી જેમને તેમ જમાના ત્યાં કાયમજ રહ્યા છે! ગિરનાર ઉપરનાં દેવાલયોમાં મુસલમાનોએ ખંડિત કરેલી દર મૂર્તિ દીઠ, તેનાથી મોગરી નવી મૂર્તિઓ આજે પૌરાણિક રાક્ષસ રક્તબિંદુનાં રક્તનું દરેક બિંદુ પડતાં તેમાંથી અનેક નવીન રાક્ષસો ઉત્પન્ન થતા તેમ, ઉપસ્થિત થઇ છે! આ બનાવ સિદ્ધ કરે છે કે મુસલમાનોએ મૂર્તિ ખોટે ઠેકાણેથી ખસેડવાનો પ્રયત્ન કીધો! તેથી તે ભગીરથ પ્રયત્ન નિષ્ફળજ ગયો. ખરી રીતે મૂર્તિ તો હૃદયમાં છે, અને બાહ્ય પાષાણમૂર્તિ તેના પ્રાકૃતિક છાયા માત્ર છે હૃદયમાં દસેલી અને જામેલી મૂર્તિ ખસેડવાને બદલે તેઓએ છાયા ખસેડવાનો મિથ્યા પ્રયત્ન કર્યો. ખાજે દૂથા મારી દરવાજા ખુલ્લા કીધા. એમ તો તેઓએ મૂર્તિની કાચી ખાણ્ રૂપ પહાડો પણ ઉખેડી નાખવા હતા! અસત્ય સિદ્ધાંત પ્રમાણે ગમે તેટલા જોરજોશથી વર્તન કરવાથી, જોઇતું પરિણામ આવતું નથીજ, તેનું ગિરનારના દેવાલયોમાંની મૂર્તિની સ્થિતિનું અવલોકન કરવાથી જેટલું પ્રત્યક્ષ થાય છે તેટલું બીજા કશાથી ભાગ્યેજ થશે.'

જૂનાગઢનો પ્રદેશ, કાઠીયાવાડના ઘણા મોટા ભાગ પેઠે પત્થરનો છે. તેની પશ્ચિમમાં પહાડોજ છે. જમીનનાં સ્તરોજ પત્થરનાં છે તેથી કૂવો ખોદતાં પત્થરનું ઘર બાંધી દેવાય છે! જૂનાગઢમાં આથી સઘળાં નાનાં મોટાં ઘર પત્થરનાંજ છે. નગરમાં કાંઇ વિશેષ જોવાલાયક નથી. મોટા રસ્તાઓ વિશાળ છે. નવાબનાં તથા સરકારી મકાનો મહેલ જેવાં છે અને તેટલો ભાગ મુંબઇના હોર્નબી રોડ જેવા ફેશનેબલ લત્તાને પણ ઘડીભર આંજે એવો છે. પ્રજા સામાન્ય રીતે દરિદ્ર છે, અને નવા વિચારનો પ્રકાશ અતિ અલ્પ છે. વાતાવરણને લઇને ગ્રેજ્યુએટો પણ કુંઠિત વિચારના, અને બ્રીટીશ હિંદુસ્તાનનાં મોટાં નગરોના મેટ્રીક કરતાં પણ વિચારની ઉદારતામાં કદાચ સરેરાસ ઉતરતા આવશે. જે ખરૂં જોવાનું છે તે નગર બહાર છે. નગરની આસપાસ ફરતો કોટ છે જે નવા કોટને નામે ઓળખાય છે. પ્રાચીન કોટ તે ઉપરકોટ કહેવાય છે. નગરની પશ્ચિમે તે આવ્યો છે અને એક વિશાલ પહાડ ને સપાટ મેદાન કરી લીધેલા જેવો તે લાગે છે. પ્રાચીનકાળના આર્ય રાજાઓનું તેજ નિવાસસ્થાન હશે. ઢોળાવથી તે પર ચઢાય છે. પ્રારંભમાંજ ડુંગરની પાંખો આવે છે. અર્થાત્ બન્ને હાથપર ઉંચા ડુંગરો ધસી રહેલા છે. દાખલ થતાંજ રસ્તાની એક બાજુએ, રસ્તા માટે પહાડ કાપતી વખતેજ એક પડખે પહાડમાંથીજ હનુમાન તથા ગણપતિની અતિ પ્રચંડ મૂર્તિઓ કોરી કાઢી છે. તે પછી તરત ઉપર જવાય છે. ઉપર પત્થરની ખાણ પણ છે અને તે કાપતાં ઘણી ઉંડી ગઇ છે. "નીલમ" અને "માણેક" નામની બે જૂની તોપો પણ આ સ્થળે ગોઠવી છે. નીલમ અસાધારણ મોટા કદની (આશરે

* મહાભારત્ આદિપર્વ, પ્ર. ૨૧૮—૨૨૧.

૧૦–૧૨ ફુટ ) લાંબી છે અને એ બન્ને બહેનોને અજ્ઞાનીઓ દેવી તરિકે પૂજે છે અને સિંદુરથી તે સુશોભિત છે. તે પર અરબ્બી લેખ છે.

"અડીચડીની વાવ" જોવાલાયક છે. ઠેઠ સુધી તેને પગથીઆં છે. આશરે ૭૦૦ હશે અને ઉપરથી સીધું પાણી ભરવાની પણ વ્યવસ્થા છે. આશરે ૩૦ ફુટ પહોળો તેનો વ્યાસ હશે. બીજી દિશાએ એક કુવો છે તે અદ્ભુત છે. તે આશરે ૩૦૦ ફુટ ઉંડો છે અને મીનારાની પેઠે ઠેઠ નીચેથી તે ઉપર સુધી મીનારા જેવી ફરતી પત્થરની નરદમ કાપી કાઢેલી સીડી તેને લગાવી દીધી છે. પાણી નરી નજરે દેખાતું નથી એટલો તે ઉંડો છે. પાસે ૧૫ મોટા ખાડાઓ છે, જે ગુપ્ત તથા પૂરેલા હતા. થોડાજ વર્ષ ઉપર તે ખોદતાં દરેકમાંથી જુદી જુદી ધાતુઓ તથા અન્નના ભંડાર નીકળ્યા હતા. તેમાંથી જડેલા રૂપાના તથા બીજા નમૂના જુનાગઢના સંગ્રહસ્થાનમાં સાચવી રાખ્યા છે. સેંકડો વર્ષના તે હોવા જોઈએ.

અને સૌથી જોવાલાયક જગ્યા પહાડમાંથી કોરી કાઢેલી મસજીદ છે. પૂર્વે તે મહાદેવનું દેવાલય હતું; પરંતુ મુસલમાની રાજ્ય થતાં તેને મસજીદનું રૂપ આપવામાં આવ્યું છે. સ્થંભોના દેખાવ વગેરેથી આ પરિવર્તન સ્પષ્ટ છે. તેની પાસે એક ખંડીએર છે, અને તેનાં જમીનની અંદર ત્રણ માળ છે. સૌથી હેઠળ નીચે એક કુંડળ બનાવવામાં આવે છે, કે જ્યાં રા ખેંગાર અને રાણી રાણકદેવીનું પ્રેમ લગ્ન થયું હતું. તે શાક્તોનું મંદિર હોવાનું અનુમાન થાય છે. ઠેઠ નીચે કોતરેલી પત્થરની ગુફા છે જે હજી આબાદ સ્થિતિમાં છે. છતાએ જડેલી મૂર્તિઓ કેવલ ખંડિત છે અને સ્ત્રી રૂપનાં જોડાંઓની છે.

## અશોકનો શીલા લેખ-તેની પૂજા.

નગરની બહાર જતાં સૌથી પ્રથમ દૃશ્ય વસ્તુ તે અશોકનો પ્રખ્યાત શિલા લેખ છે. અનેક વર્ષે તેના દર્શન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ગિરનાર પર્વત શહેરથી માત્ર ૨–૩ માઈલ દૂર છે અને સરીયામ રસ્તા પરજ આ શિલા આવી છે. એ શિલા ઘણી અનિયમિત સંયોગાકારની છે. આશરે ૧૫ ફુટ લાંબી, ૬ ફુટ પહોળી તથા મધ્યમાં ૧૦ ફુટ ઉંચી તે છે. સમસ્ત પ્રાચીન શિલા લેખોમાં તેની વિશેષતા એ છે કે ત્રણ આર્ય મહારાજાના લેખો સેંકડો વર્ષને અંતરે તે પર એક પછી એક એમ કોતરાયા છે. એ ત્રણમાં લિપિભેદ પણ છે. તે પરના અક્ષરો ઉંડા નથી, લગભગ ના ઈંચ ઉંડા અને રાા ઈંચ લાંબા છે. ઘણા છેડેના તથા જ્યાં પત્થર ગોળાકૃતિ થઈ બીજી બાજુએ જાય છે ત્યાં તો ઘસાઈ પણ ગયા છે. છતાં શીત તાપ અને વર્ષાનું ત્રિવિધ તપ બે હજાર વર્ષ તેણે તપ્યું છે. હવે તેની આસપાસ એક ઇમારત જેવું સરકારે ૧૮૮૯ માં કરીને તેના તપ તથા ઘસારામાં ન્યૂનતા કરી છે એ ધન્યવાદ લેવા જેવી બીના છે. અક્ષરો છે તે સ્પષ્ટ છે. કેટલોક ભાગ તો છપાના અંગ્રેજી કેપીટલ અક્ષરોને તદ્દન મળતા આવે છે. અક્ષર કોતરનાર શિલ્પીઓએ પોતાનું કામ જોઈએ તેવું કીધેલું લાગતું નથી. સીધી લીટી દોરવાની કે મરોડદાર સીધા નિયમિત અક્ષર પણ કોતરવાનો શ્રમ લીધો નથી. આશરે રાા ફુટ લાંબી એક લીટી લખી પછી નીચે બીજી શરૂ કરી છે અને ૫–૭ લીટી થતાં બીજું પ્રકરણ તેની નીચે શરૂ કર્યું છે. પ્રથમ લેખ આર્યાવર્તના આ યુગના પ્રથમ ચક્રવર્તી, મૌર્ય મહારાજ અશોક (ઈ. સ. પૂ. ૨૫૦)નો છે. બીજો લેખ સૌરાષ્ટ્રના પરદેશી સૂર્યપૂજક ક્ષત્રપરાજાના વંશના ચોથા રૂદ્રદામન્ (ઈ. સ. ૧૫૦) નો, અને ત્રીજો લેખ અતિ વિસ્તીર્ણ રાજ્ય પર રાજ્ય કરનાર સ્કંદગુપ્ત

( ઈ. સ. ૪૫૪-૪૭૦ ) નો છે. આ લેખનાં ભાષાંતર રોમેશદત્ત-કૃત ઇતિહાસ આદિ-ગ્રંથોમાં પ્રગટ થયાં છે. જાણીને આશ્ચર્ય થાય છે કે, આ લિખિત પત્થરને " દ્રવ્યેશ્વર " નામ આપીને તેની પૂજા પ્રચલિત થઇ છે ! જે તે વાંચે ત્યારે પત્થર એની મેળે ઉખડે અને નીચેથી અઢળક ધન મળે એવી એ ભોળાઓની માન્યતા છે. સારૂં છે કે એ અજ્ઞાનોને અત્યાર સુધી ઉકલ્યું નહીં, નહી તો પત્થર ફોડી મારતે તો ભારત વર્ષનું એક રત્ન હમેશ માટે લુપ્ત થઇ જાત.

## નરસિંહ મ્હેતાની મૂર્તિ.

આગળ ચાલતાં દામોદર તીર્થ આવે છે. તેમાં દામોદર, કલ્યાણરાયજી, લક્ષ્મીનારાયણ તથા રાધાજી એ પ્રમાણે ચાર મૂર્તિઓ છે. આ તીર્થ પ્રાચીન છે, અને ગિરનારા ( નાગર ) બ્રાહ્મણો તેના વંશપરંપરાના પૂજારીઓ છે. તે નિસ્સંદેહ પ્રાચીન સંસ્થા છે; કારણ કે તેની દિવાલપરની મૂર્તિઓ ખંડિત કરવામાં આવી છે અને ઘડના પણ પ્રાચીન છે. ઉક્ત મૂર્તિ પણ પ્રાચીન કહેવામાં આવે છે, પરંતુ અંતે એવી વાર્તા કરવામાં આવે છે કે અલ્લાઉદ્દીન-ખીલજીથી માત્ર બહારની મૂર્તિ ભાંગી, અને દેવદ્વાર તો ઉઘડયાંજ નહીં. પરંતુ દેવોનુ ચાલતું હતે તો બહારની પણ કેમજ ભાંગવા દેતે; તેથી એ કથા સત્ય માનવી અશક્ય છે. એક લેખપર સવત્ ૧૪૭૩ છે. તેથી તે કમમાં કમ ૫૦૦ વર્ષ જુનું સિદ્ધ થાય છે. વળી નરસિંહ મહેતાની મૂર્તિ પણ એક નાનાં દેવળમાં ત્યાં પધરાવી છે તેની સાથે તેની પુત્રી કુંવરબાઇની પણ પત્થરની નાની મૂર્તિ છે. શહેરમાં નરસિંહ મહેતાના ચોરામાં પણ નરસિંહ મહેતાની આશરે ૩ ફુટ જેટલી લાંબી મૂર્તિ છે, જેને કૃષ્ણની બે મૂર્તિઓની છેડે ગોઠવી છે. નરસિંહ મેહતાનીજ મૂર્તિનું ત્યાં મુખ્ય કરીને પૂજન થાય છે. બ્હાર ચોરા છે, જ્યાં નરસિંહ મહેતાના શબનાં ફુલ થઇ ગયાં હતાં ! જે શામળીયાએ નરસિંહ મ્હેતાની હુંડી સ્વીકારી હતી તેની પણ નાની મૂર્તિ આ સ્થળે છે.

## " સૌરાષ્ટ્રનો મુકુટ "—ગિરનાર રાજ.

પરંતુ આ સર્વે ઉપરોક્ત વર્ણનો ગિરનાર આગળ કાંઇજ નથી. ઉપરકોટ પરથી પૂર્વમાં આ પહાડનું શિખર દેખાય છે. ત્યાંથી ઉંચે આવેલાં અંબાજીનું દેવાલય માત્ર સફેદ ગોખલા જેટલું લાગે છે. પૂર્વે આ જ્વાલા મુખી પર્વત હોવો જોઇએ અને હજારો કે લાખો વર્ષ ઉપર અહીં સમુદ્ર પણ હશે. હાલ સમુદ્ર ઓસરીને ૪૦ માઇલ દૂર પશ્ચિમમાં ગયો છે. ( મુંબઇથી માલ મોટે ભાગે સમુદ્ર તથા વેરાવળ બંદર થઇનેજ જુનાગઢ આવે છે). તે સમુદ્રની સપાટીથી ૩,૫૦૦ ફુટ ઉંચો છે. હાલ તે જૈનોના દેવાલયોથી પ્રસિદ્ધ છે. પરંતુ તેમની પણ પૂર્વ અહીં હીંદુ દેવાલયો હતાં અને સૌથી ઉંચેની ત્રણ શિખરો ( અંબાજી, ગોરખનાથ તથા ગુરૂ દત્તાત્રેયનો ) પરનાં દેવાલયો હીંદુ દેવોનાંજ છે. અને સૌથી પ્રાચીન કાળમાં, તે આર્ય યોગીઓનું પરમપ્રિય સ્થાન હોવું જોઇએ. ત્યાં અનેક કુદરતી ગુફાઓ છે અને તેમાં હઠ યોગ આદિ કરતા યોગીઓ અત્યાર સુધી હતા. હજી પણ ત્યાં નિરંતર સાધુઓ મોટી સંખ્યામાં રહેછે. એક સાધુના કથન પ્રમાણે સાધુઓનું મહાજન જમાડતાં ૧૫૦ પત્રાવલીઓ થાય છે. મોટે ભાગે સાધુઓ રામાનુજાચાર્યના સંપ્રદાયના છે. તેઓ હવે તો માત્ર યાત્રીઓ માટે માત્ર વીશી ચલાવનારા જેવા થઇ પડયા છે. તેઓ સદાવ્રત પણ ચલાવે છે, અને મોટે

ભાગે વર્ષમાં ૩-૪ માસ મુંબઇ જઇને પોતાના તથા કહેવાતા સદાવ્રતના નિર્વાહ સારૂ ભિક્ષા માંગી લાવે છે. આ સાધુઓ વિદ્વાન નહીં તો નિસ્સંદેહ, ભલા તથા નિર્દોષ છે. સાધુઓએ પદાટોપર જુદી જુદી જગ્યાએ પોતાનાં મકાનો બંધાવી દીધાં છે જ્યાં યાત્રીઓને ઉતરવા તથા ભોજનની ઘણી સોઇ થઇ છે. એ લોકોના આવકારને સ્વીકારીને વિશેષ વાત કરશો તો જરૂર તમને ટીપ બતાવી યથાશક્તિ તેમાં ભરવા આગ્રહ કરશે અને મુંબઇના હશો તો તો બાર વાગ્યા. જરૂર તમારૂં નામ ઠામ લખી લઇને તમને, પધારે ત્યારે મળવા આવવાનું વચન આપશે.

ગિરનારપર ઝાડી માથેરાન જેવી ઘટ નથી. તેમજ નીચલા સ્તરોથી ઉપલા સ્તરોની ઝાડી જુદાંજ વૃક્ષોની છે. સાગની ઉગ એ પ્રદેશમાં અતિશય છે. ઉપલા ભાગના પત્થરો આખા અને ઢોળાવ વગરના છે, તેમજ ઘણા પ્રચંડ છે. ઠેઠ ગુરૂદત્તાત્રેયની - પાંચમી શિખરે જતાં લગભગ દશ હજાર પગથીઆં થાય છે। "ગિરનાર લૉટરી"ની કૃપાથી પાકી પગથી ઠેઠ સુધી બંધાઇ છે, અને આ પ્રચંડ બાંધકામ માત્ર ૨॥ લાખ જેટલા ખર્ચમાં થયું છે એજ આશ્ચર્ય છે. તેજ સ્થળના પત્થર, રાજ્ય તરફની સગવડ, પાણીની ગેરહાજરી તથા પ્રબંધકર્તાઓની કરકસરનું એ સંયુક્ત પરિણામ છે. હજી પણ જુદા જુદા સ્થળોએ જવા માટે પગથીઆં કરવાનું કામ બંધ થયું નથી. ગિરનારપર ચઢવાની રાજ્ય તરફથી ૧ આનાની 'ટીકીટ માથાદિઠ લેવી પડે છે, પણ જુનાગઢીઆને અર્ધુંજ દામ આપવાનું છે, તથા બ્રાહ્મણ સાધુને મફત જવા દેવામાં આવે છે. હમારી સાથેના મિત્રો ગુણકર્મથી બ્રાહ્મણત્વ માનતા હોવા છતાં, તેમણે આ પ્રસંગે જન્મનો લાભ લીધો.

ગિરનારના પર્વત તથા ત્યાંના દેવાલયોનો ઇતિહાસ તથા વર્ણન આગામી અંકમાં પ્રકટ કરીશું.

( અપુર્ણ ).

---

# નરસિંહ મહેતાની ધાર્મિક ભાવનાઓ.

( લેખકઃ—રા. મંજુલાલ જમનાદાસ દવે. બી. એ. અંકલેશ્વર. )

" જગતના મહાધર્મોની ધાત્રી
પૃથ્વીના તત્વજ્ઞાનની જનની "
" ઋષિમુનિની પાઠશાળા; ધર્મનું મંદિરઃ
દેવોનો પ્રિયતમ વાસઃ
નથી અવનિને દઉ........
ભારતસમો બીજો અધ્યાત્મખંડઃ
" જેવાં તેનાં અદ્વિતીય ગિરિ શિખરો છે
પૃથ્વીથી પરને નભો મંડળની નજીક,
કુન્દન ને કુમકુમથી અખંડ ધોત્રધારી
તેવા છે તેના અદ્વિતીય માનવ કુસુમો.

" એના વિજય ટંકાર રક્તરંગી નથી
દેહના નહિ, પણ દૈવી છે.
આત્માની પરમ શાન્તિના છે
જડના નથી ચેતનના છે
મહિમ દશ્ય છે ચેતનદ્રષ્ટાનેઃ—"

ન્હાનાલાલ.

સમસ્ત વિશ્વનું કલ્યાણ કરવાની અમુલખ ભાવના ધારણ કરનારા મહાન નરવીરો—ધર્મવીરો અનેકોને આ તથા પરલોકના પથ—પ્રદર્શક છે. એમના એ સાક્ષર—જીવનની સફળતા વાંચવાથી, અને અનેક રીતે આનંદ અને બોધ ઉભય પ્રાપ્ત થઇ શકે છે.

આપણી ભારતભૂમિ આવાં આવાં અનેકાનેક રત્નોની પ્રસવિની ભૂમિ છે. તે અનેક પુરૂષરત્નોની જનેતા—માતા છે. જે સમયે બ્રહ્મનિષ્ઠ મહર્ષિઓએ ગંભીર વેદગાનથી આકાશ અને પાતાળ ગજવી મૂક્યાં હતાં, જે સમયે વ્યાસ અને વાલ્મિકી, કાલિદાસ અને ભવભૂતિ પોતાની મનમોહક વાણીથી રસ અને અર્થનું અપૂર્વ ભાવદર્શન કરાવી રહ્યા હતા, જે સમયે કપિલ અને ગૌતમ દર્શન શાસ્ત્રનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્વો—માનવ બુદ્ધિને અગમ્ય એવાં અપ્રતિમ તત્વોનાં દ્રષ્ટાંત દેખાડી ગયા છે; અને જે સમયે આર્યભટ્ટ ભાસ્કરાચાર્ય ઈત્યાદિ નરવીરો પ્રાકૃતિક તત્વોનાં જ્ઞાન—પિપાસુ થઇને ગગનમંડળનું યથાસ્થિત અવલોકન કરી રહ્યા હતા—આ સર્વ પ્રાચીન સમયની આપણી આર્યભૂમિની સંસ્કૃતિ ( Civilization ) વિષે આવા ઉદ્‌ગારો સ્વાભાવિક રીતે હૃદયમંદિરમાંથી નીકળવા પામે છે.

" સમસ્ત દુનિયાના ઇતિહાસનું
મધ્યબિંદુ એશિયા છે.
ને એશિયાના ઇતિહાસનું કેન્દ્ર
ભરતખંડની મહાકથા છે. "
પ્રાચિનોમાં યે પ્રાચિન
પૃથ્વીની પ્હેલી પુત્રી
આર્યાવર્તની આર્ય પ્રજા છે. "

ન્હાનાલાલ.

તે સમય વિષે બોલવાની ખાસ કંઇ જરૂર નથી પરંતુ તે સમયે ભારતનો ગૌરવ રવિ અસ્તગત થયો, સૂર્ય ચંદ્રવંશો નાશીપાશ થયાં, અને મુસલમાનોના ધર્માધપણાથી હિંદ છિન્નભિન્ન સ્થીતિમાં આવી પડ્યું. તે સમયે પણ પ્રસ્તુત લેખના નાયક શ્રી નરસિંહ મહેતા વિગેરે જ્ઞાની—કવિઓએ પોતાની ઉંડી ધર્મભાવના જ્વલંત અને કીર્તિકર કરી છે.

અત્રે નરસિંહ મહેતાની એક કવિ તરીકે ગણના કરવા કરતાં રામાનુજ, ચૈતન્યદેવ, વલ્લભ, નાનક અને ગુરૂગોવિંદ, દાદુ અને કબીર વિગેરે ધર્મ પ્રચારકો અને સમાજ કર્તાઓની માફક જ ગણના કરવાની છે, કારણ કે તેમનાં ધાર્મિક પદોમાં, જેનું માત્ર અત્રે અવલોકન કરવાનું છે—એવી તો અજબ મોહની વિરાજી રહી છે, એવી તો પ્રાણ પ્રકાશિની મિઠાશ અને કલ્યાણભાવના વિરાજી રહી છે કે તેમાં ઉપર લખ્યા પ્રમાણે અને તેના સારરૂપ ઇંગ્લાંડના મહાકવિ Longfellow ની આલેખી નીચેની પંક્તિઓ સંપૂર્ણ સકારણ માલુમ પડે છેઃ

Lines of Great men all remind us.

ઉપરોક્ત સર્વ લખ્યા પછી સામાન્યતઃ એવો પ્રશ્ન ઉઠવા સંભવ રહે છે કે નરસિંહ મહેતા એવું તે શું કરી ગયા છે ? એમનાં પદોમાં અદ્વૈતમતનું પ્રતિપાદન કરેલું છે, જે મતસહિષ્ણુતા દર્શાવી છે તેમાં એવું તે શું વિશેષ છે ? જે પૂર્વે હતું તેવું તેજ એમણે ગાયું છે, ના, ના, તેમ નથી. પૂર્વે હતું તેવું તેજ ગાયું છે એ વાત સત્ય છે તો પણ એ ગાથામાં–પ્રભુ પ્રેરિત એ સંગીતમાં— એમણે એવી યોજના કરેલી છે કે જેમાં આધુનિક સમયમાં પ્રસરી રહેલી અશ્રદ્ધા અને વૈમનસ્યપૂર્ણ એવા વૈભવીમત –વૈષ્ણવીમત–શિવ કહેતાં આભડછેટ થાય એવી પક્ષમાનની સંસ્થા મહેતાજીએ કદીએ ગાઇ નથી –કદીએ ગાયી નથી. એનામાં જે કંઇ છે તે એટલુંજ છે કે શુદ્ધ, સરલ, સાત્વિક અને સત્ય શબ્દોમાં એણે પ્રભુના પ્રેમામૃત એક આજબ પેગંબરની માફક જગતને જણાવ્યા છે. આ પ્રેમામૃત એક સામટા જણવવાને આપણે એની ભાવનાઓનું મધ્યબિંદુ તપાસીએ:—

'આત્મામાં પરમાત્માનું દર્શન' એજ ઉપનિષદોનો મુખ્ય ભાવ; 'વિશ્વવ્યાપી મંત્ર' એ બુદ્ધદેવનો મુખ્ય ભાવ; 'પોતામાં પોતાને જાણો' એ સોક્રેટિસનો મુખ્ય ભાવ; 'પૃથ્વીમાં સ્વર્ગરાજ' એ ઇશુનો મુખ્ય ભાવ; 'માત્ર એક ઇશ્વરની પૂજા તે બીજા સઘળા દેવોની પૂજાનો પ્રતિવાદ' એ મહમદનો મુખ્ય ભાવ; 'ધર્મવિચારમાં વ્યક્તિગત સ્વાધીનતા' એ લ્યુથરનો મુખ્ય ભાવ; 'ભક્તિશીલ મુક્તિ' એ શ્રી ચૈતન્યદેવનો મુખ્ય ભાવ; વિગેરે વિગેરે જેમ અનેકાનેક ધર્મપ્રવર્તકો અને સમાજ સંસ્કારકોનાં મુખ્ય મુખ્ય મધ્યબિંદુઓ—કેન્દ્રબિંદુઓ—છતાં તેમજ શ્રી મહેતાજીનું હૃદયબિંદુ ઘણું ખરો યુરોપના Puritans ના મુખ્યભાવને મળતું છે અને તેટલાજ માટે એમને એમ કહી શકાય કે He is the puritan of the Puritans.—He wanted to do away with the 'lifeless formalism' of all sorts: અને આજ એનામાં ખુબીનાય છે; આજ એની ભાવનાઓનું સૌરભ અને સચોટ હાર્દ છે: એના આખા જીવનનું નિશાન પણ આમાંજ પર્યવસિત થયેલ છે;—બ્રાહ્મણ કે ચાંડાળ, હિંદુ કે યવન, સર્વ આરો, ભ્રાતૃભાવથી પ્રેમગીત ગજાવો અને શ્રી ગીતાજી કહે છે તેમ:—

'વિદ્યા વિનયસંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથીમાં,
શ્વાન, ચાંડાળમાંહિએ પંડિતો સમદર્શી છે:—

આ ઉંડું સમદર્શીપણું માત્ર શબ્દોમાંજ નહિ પરંતુ તેમના જીવનના સમગ્ર ભાગનું અવલોકન કરતાં જણાય છે કે સમસ્ત જીવનના આચારો પણ આજ સમદર્શીપણાને આધીન હતા: એ સમાન વિચાર અને આચાર ઉભયના એકત્ર બળે કરીને નિરંતર ઉન્નત ગૌરવ પામતા હોવાને લીધે એમના–અને એમના તે પ્રભુના–ગંભીર પ્રસાદથી વિમુખ–વિમુખ પડેલા અન્ય માનવ જનોના એમને હાનીકારક થઇ પડવાના પ્રયાસો નિષ્ફળ થાય છે અને એ તો પોતાની મોજે "કદાપિ" ના શબ્દોમાં કહીયું તો

'તું તો તારો ગગનપટે સર્વદા બેસનારો,
ને હું તો આ પૃથ્વીપરનો માત્ર છું એક કીડો.

અને વળી આથી એ બધું સમય અને પ્રસંગને ઉચિત 'ગુજરાત સાધુ' વર્ડ્સવર્થ કવિ મિલ્ટનને માટે લખે છે તેમ આપણે પણ આપણા નરસિંહ મહેતાને માટે એનાજ શબ્દોમાં ગાયશું કે:—

'Thy soul was like a star & dwelt apart:
Thou hadst a voice whose sound was like the sea
Pure as the naked heavens, majestic free,
So didst thou travel on life's common way
In cheerful godliness, and yet thy heart
The lowliest duties on herself did lay.

ઉપરોક્ત વિવેચનને વધારે સદ્દઢ કરવાને નૃસિંહ મહેતાનું The Puritan of the Puritans તરીકે એનાંજ કાવ્યો દ્વારા દર્શન કરાવવાને હવે યત્ન કરીએ છીએ.

એક પદમાં એઓ લખે છે કે,

જ્યાંલગી આત્મા તત્વ ચિન્યો નહિ, ત્યાંલગી સાધના સર્વ જૂઠી.

આ પદની આ પ્રથમની પંક્તિ અને શ્રી ગિતાજીના બે શ્લોકો:—

" તારવો આત્મ આત્માથી આત્માને ન હણાવવો
આત્માજ આત્માનો બંધુ આત્મજ શત્રુ આત્મનો.
જેણે જિત્યો આત્મને આત્મથીજ
તેનો આત્મા બંધુ છે આત્મ કેરો
જેણે જિત્યો ના નિજ આત્મ તેનો તો
વર્તે આત્મ શત્રુ શો શત્રુતામાં. "—

અને ઇંગ્લિશ કવિ 'પોપ'નું ' Know thyself ' નું પુરાણું મહા વાક્ય એ સર્વ એકજ વિચારનાં આંદોલનો સર્વત્ર એકજ પ્રકારનું ઘુમે છે તેનું આ અત્યુત્તમ દ્દષ્ટાંત છે. વિચારબળ અમુક એકજ દેશનું વા અમુક એકજ મનુષ્યનું નથી પરંતુ તે સર્વવ્યાપી અને સર્વ કાળનું છે.

જ્યાં સુધી આત્મામાં વ્યાપતા પરમાત્માના અપ્રતિમ તત્ત્વનું જ્ઞાન થયું નથી.—તેનું ભાન વા તેનો ભાસ સુદ્ધાં પણ જ્યાં સુધી થયો નથી, અથવા તેથી પણ નિચે ઉતરતાં પરમાત્મા કઈ પદ્ધતિ પર આ જગત તંત્રના ' પ્રેરક, ચાલક, શાસક, ' બની તેને કેવી રીતે યોજી શક્યા છે. And what is that work which God worketh from the beginning to the end-The summary law of nature on which all primary qualities of matters ultimately depend —આનું પણ ભાન વા ભાસ મનુષ્ય—હૃદયમાં થયાં નથી—થવાનો સંભવ પણ નથી, ત્યા સુધી મહાત્મા નરસિંહ કહે છે કે સર્વ સાધનાઓ—સર્વ પૂજાપાત્રીના દેખાવો, ઢોંગી ધર્તાંગો—સર્વ જૂઠાં છે અને તે એટલે સુધી કે,

આ મનુષ્ય દેહ ત્હારો એમ એળે ગયો:—

આ મનુષ્ય દેહનું શું કર્ત્તવ્ય કર્મ હતું ? સુખ દુઃખ, કુદરતની અને મનુષ્યની સ્થીતિની તુલના, ભૂમિનો ઈતિહાસ, અને છેવટે આપણે જે ભૂમિ પર વસીએં છીએ તે ભૂમિનો ઇતિહાસ એ પાંચનો વિચારોથી ઉદ્‌ભૂત થતો હૃદયનો એક મહાપ્રશ્ન કે આપણે કેમ આવેલ છીએ ? આપણી ગતિ કૃતિનો અહીં આ પૃથ્વીપર શો અર્થ છે ?–પ્રભુજીએ આપણને અહીં કેમ યોજ્યા છે ? એ સર્વ પ્રશ્નો અને મહાપ્રશ્નો એવા તો હૃદયતંત્રને ગુંચવે છે કે હૃદય તદ્દન શુન્ય થઇ જાય છે. અને આપણો મનુષ્ય જન્મ કેવળ નકામો ગયો એમ ભાસ થાય છે. આવે સમે કંઈક એવું છાનું છાનું મંદ કરૂણ રૂદન હૃદયમંદિરમાં ચાલતું સંભળાય છે—

" તાતે મને જીવન ઉચ્ચ અહીંજ આપ્યું:
સાફલ્ય એ જીવનનું કરી ના શક્યો હું
દ્દષ્ટિ ભૂમિ પર કરી ભૂમિ સુખ ઝીલ્યાં
ને દિવ્ય સુખ જરિયે ઉર ના પ્રમાણ્યાં: "

મનુષ્યની બે જાતિ સ્ત્રી અને પુરૂષ—સ્ત્રીનું સૃજન પ્રેમ Love ફેલાવવાને માટે અને પુરૂષનું જીવન જ્ઞાન Knowledge ફેલાવવાને માટે–આ Divine Love and Divine Knowledge તે શું છે, અને તે કેવી રીતે જગતમાં ફેલાવવાનાં છે, તેમની મધુરી બંસરી જગત—કર્ણમાં કેવી રીતે ફુંકવાની

છે અને જગતને તે દ્વારા કેવી રીતે જાગ્રત કરવાનું છે, એ સર્વ જ્યાં સુધી આત્મા ન જાણે અથવા જાગીતા અણુસમજથી અન્ય કર્મોમાં દોરાય તો ખરેખરઃ—

મનુષ્ય દેહ, તારો એળે ગયો
જેમ માવઠાની વૃષ્ટિ વુઠી.

શ્રી નરસિંહ મહેતાને Lifeless formalism જરિયે પસંદ નથી અને નજ હોય, કારણ કે જેણે જાતે તત્વ શું છે તે જાણી અનુભવ્યું છે તેને જરિયે formalism સાધનાઓ પસંદ નજ હોય; અને તેથીજ એઓ કહે છે કે,

" શું થયું સ્નાન સેવા ને પૂજા થકી ?
શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે ?
શું થયું લાલ લોચન કરે ?
શું થયું તપ ને તિરથ કીધા થકી ?
શું થયું માળ ગ્રહી નામ લીધે ?
શું થયું તિલક ને તુલસી ધર્યા થકી ?
શું થયું ગંગજલ પાન કીધે ?
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે ?
શું થયું રાગ ને રંગ જાણે,
શું થયું ખટ દર્શન સેવા થકી—
શું થયું વરણના ભેદ આણે:
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા
આત્મારામ પરિબ્રહ્મ ન જોયો:
ભણે નરસૈયો કે તત્વ દર્શન વિના
રત્ન ચિંતામણી જન્મ ખોયો: "

આ અને એવીજ ભાવનાઓ એક સરખી રીતે આ પ્રસંગે એક સુધારકના મુખમાં શોભે એવી છે; અને વસ્તુતઃ નરસિંહ મહેતા પણ એક સુધારક છે. જગતના અને આપણી હિંદ ભૂમિના જુદી જુદી જાતના તમામ ધર્મવીરો સુધારકજ હતા-છે. જેણે મતસહિષ્ણુતા અને સર્વવ્યાપી સાર્વભામી તાત્વિકભાવનું ગ્રહણ કીધેલું છે, મનન કીધેલું છે, અને જીવનક્રમમાં તેને પરાવ્યું છે; તેને માટે તો ખરેખર ઉપરની પંક્તિઓ યોગ્યજ હતી-છે.

એમનું દ્રવિત હૃદય, એમનો પ્રભુગાન ગુંજતો આત્મા, ગમે તેવી સ્થીતિમાં ગમે તેવા સમયે પણ પોતાનો સ્થાયીભાવ કાયમજ રાખી શકયાં છે.

ચાંડાળને ત્યાંથી આમંત્રણ આવતાં પોતે તેને સ્વીકાર્યું છે અને ગાયું છે કેઃ—

પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મ મરણ જંજાળ,
કર જોડતામાં કરૂણા ઉપજી, મહેતાજી પરમ વૈષ્ણવ દયાળ.

ખરેખર, આવી માગણી-પ્રભુના ઉંડા ગંભીર પ્રેમતત્વની માગણી-ને જો મેહેતાજીએ અનાદર કર્યો હોત—એ " વૈષ્ણવ પરમ દયાળ " ના હૃદયમાં તે સમયે કંઇ ' પક્ષાપક્ષી ' નું વા ભેદાભેદનું આવરણ રહી ગયું હોત અને યોગ્ય સમયે, લોક સંગ્રહાર્થ કાર્ય કરવા—

" In the Service of mankind to be
A guardian God below

× × × × ×

That is Life:—9

એ જીવનમર્મ એઓ ક્ષણિક ભૂલી ગયા હોય તો શું થાય ? અત્ર એ પ્રશ્ન વધુ આસ્તિક છે તોપણ સાર્થ છે, જેનો ઉત્તર વાંચકો અને વિચારકોએ આપવો એમ ઉચિત ગણીએ છીએ. નરસિંહ મહેતા જેવા પરમ જ્ઞાનિ મનુદેવ વર્ણવર્ણના બાહ્ય ઝઘડાને સ્વીકારનાર નહતા. પરંતુ તેઓએ તો માત્ર હૃદયના ઉંડા વર્ણને પારખ્યો હતો અને જેનો તે વર્ણ વધારે વિશુદ્ધ, વધારે ભક્તિમય, વધારે જ્ઞાનપૂર્ણ તેને તેઓ વધારે પસંદ કરતા, તેમનીજ તેઓ સંગતી કરતા, તેમનામાંજ તેઓ તન્મય બની જઇ એકતાન ગજવતા અને પરમાત્માને વધુ ને વધુ પ્યારા બની રહેતા. આ સમયે એમણે ગાયું છે કે:—

પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર
સમદ્રષ્ટિ ને સર્વ સમાનઃ

વળી આ સમયનો આનંદ અનુભવતાં પોતે કહે છે કે,

ઘેર ઘેર પધાર્યા હરિજશ ગાતા
વાતા તાળ ને શંખ મૃદંગઃ

આ સમયે—

હસી હસી નાગર તાળીઓ લે છે
આ શા રે, બ્રાહ્મણના ઢંગ.

પરંતુ—

મૌનગ્રહી મહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દઉં

મૌનની ખાસ જરૂર હતી. અનધિકારી મનુષ્યમતિ મહેતાજી જેવા પરમજ્ઞાનિ મહાત્મા ઉપરો વા ક્રુર દ્રષ્ટિપાત પણ ન કે કે અને તેટલાજ માટે તેઓએ મૌન શ્રેયસ્કર ગણ્યું.

આગળ પર તેમના જ્ઞાતિ બંધુઓ કહે છે કે,

નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કંઇ વિવેક વિચાર.
કર જોડીને કહે નરસૈયો, વૈષ્ણવ તણો મને છે આધાર:

અને ખરેખર—એમના જ્ઞાતિબંધુઓ તે કોણ ? સમસ્ત વિશ્વ એમની જ્ઞાતિ અને જાતિ અને એમના આધારમાં, આશ્રયમાં સમસ્ત વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રગતિનો પ્રચારક પિતા.

( અપૂર્ણ ).

# સત્યજીત.

( એક 'ઓરીજીનલ' સાંસારીક વાર્તા. )

લખનાર-પ્રવાસી.

## પ્રકરણ ૧૦.

( અનુસંધાન ).

કુકડાએ પ્રભાત ગજાવવા માંડ્યું. લોકોને લાંબી નિદ્રામાંથી જગાડવા મોટેથી એ બુમ પાડવા લાગ્યો. પક્ષીઓ કલકલ કરતા બહાર નીકળી પડ્યાં અને ખોરાકની શોધમાં આમ તેમ છુટાં પડી ગયાં. પૂર્વ દિશા વધારે ને વધારે સુવર્ણમય થવા લાગી અને તેથી કરીને તારાઓ ધીરે ધીરે અદશ્ય થવા લાગ્યા. પૃથ્વીને જીવન આપનાર સૂર્ય ઉગ્યો. નવું જીવન મળવાથી પૃથ્વી તેજોમય થઇ અને તેથી પૃથ્વીના અણુઓ જેમાં અત્યંત શુદ્ધ દશાને પામેલા છે એવા મનુષ્યો નવીન બળ પ્રાપ્ત થવાથી હર્ષ પામતા આમતેમ ફરવા લાગ્યા.

નીલ-પર્વતની ખીણમાં આજે વધારે ધામધુમ માલમ પડતી હતી. "સત્યજીતનો આજે રાજ્યાભિષેક છે" એ વિચારથી ત્યાંના લોકો સૂર્યના ઉગવા સાથે ઉત્સાહપૂર્વક ઉઠ્યા હતા. બાળક, યુવાન અને વૃદ્ધ આજે મનની સર્વોત્તમ સ્થિતિ ભોગવતા હતા. નવાં વસ્ત્રો પહેરી એક બાજુએ તેઓ શીરી-મંડપ તરફ ચાલ્યા જતા હતા. આથી થોડા વખતમાં આખો શીરી-મંડપ મનુષ્યોથી ઉભરાઈ ગયો.

મંડપપર બાંધેલા વાવટાઓ રાજાની કીર્તિ ચારે દિશાઓમાં વિસ્તારવા તૈયાર થયા હોય એમ લાગતું હતું. અનેક રંગબેરંગી પડદાઓને લીધે શીરી-મંડપ પોતાની શોભાથી ગર્વિષ્ઠ બની મનુષ્યનું હાસ્ય કરતો હતો. મંડપમાં થતા અવાજને લીધે તે જાણે ગરજીને હીંચે અફળાતો હોય એમ લાગતું હતું. મંડપના આગળના દરવાજા ઉપર આયતાની મા શીરીની છબી મૂકવામાં આવી હતી અને તેથીજ તે મંડપનું નામ શીરી-મંડપ રાખવામાં આવ્યું હતું.

થોડા વખતમાં અબકરી, મુકેતલા, પ્રમોદનખાન વિગેરે મુખ્ય માણસો સાથે સત્યજીત્ મંડપ નજદીક આવી પહોંચ્યો. મંડપના મનુષ્યોએ ઉભા થઇ પોતાના રાજાને ત્યાંના રીવાજ મુજબ માન આપ્યું. સત્યજીત્ અબકરીની સૂચના મુજબ મીર-આસનપર બેઠો અને બીજા સરદારો યોગ્ય આસનોપર બેઠા.

સર્વ મનુષ્યોના આનંદઘોષ વચ્ચે ઉભા થઇ-અબકરીએ ત્યાંની વિધિ પ્રમાણે સત્યજીતનો રાજ્યાભિષેક કર્યો. ત્યાર પછી એ નીચેનાં વચનો બોલ્યો:—

"બંધુઓ! આજે આપણે સત્યજીતજીને આ ખીણનું રાજ્ય સોંપીએ છીએ. આ રાજ્ય એમને સોંપવામાં આપણો હેતુ એ છે કે આપણી ઉન્નતિ યોગ્ય રીતે થાય. શાસ્ત્રોમાં રાજાની જરૂર વર્ણવેલી છે અને તેજ આજ્ઞાનુસાર એમને રાજાની બાંહે પદવી આપીએ છીએ. રાજાએ રાજ મેળવીને એકલા પોતે સુખી થવાનું નથી પણ સાથે પોતાની પ્રજાને પણ સુખી કરવાની છે. આ લક્ષ્ય ધ્યાનમાં રાખી સત્યજીતજી જો રાજ્યની ધુંસરી ચલાવશે તોજ આજનો પ્રસંગ આ ખીણમાં હમેશાને માટે યાદગાર થઇ જશે. આપણો વિશ્વાસ છે કે સત્યજીતજી આપણી આશાને પરિપૂર્ણ કરશે."

"આજથી હું સત્યજીતજીના મંત્રી તરીકે કામ કરીશ અને મ્હારા પછી મ્હારા વારસો એ પદના અધિકારી થશે. મુકેતલા, પ્રમોદખાન્ આદિ આપણા રાજાને રાજ્ય ચલાવવામાં મદદ કરશે.

" આવતીકાલે આપણી આયના સાથે સત્યજીતજીનાં લગ્ન થશે; એ તો તમને— "

સત્યજીત—" હવે મ્હને ખુલાસો કરવા તક આપો. "

અબકરી—" રાજન ! જે ખુલાસો કરવો હોય તે આપ પછીથી કરજો. હાલ મ્હારે જે કહેવાનું છે તે કહેવું જોઈએ. સુભાગી બંધુઓ !. તમારી અનુમતિથી આ કાર્ય નક્કી થયું છે તેથી આજની માફક આવતી કાલના કાર્યમાં તમે સર્વ અંતઃકરણપૂર્વક ભાગ લેશો એવી મારી વિનંતિ છે.

આટલું બોલી અબકરી બેસી ગયો અને "સત્યજીતજીની જય થાઓ" એ આશુ ઘોષ સાથે આખી સભા અબકરીની ગોઠવણ મુજબ ઉઠી ગઈ. અનેક રીતે રાજાનાં વખાણ કરતા સભાજનો મંડપ છોડી ચાલી ગયા. સત્યજીતે તરત બોલવાનું શરૂ કર્યું પણ એનું બોલવું મહાકાશમાં વેરાઇ ગયું.

---

# પ્રકરણ ૧૧.

## આયના.

દુર્જનના હૃદય જેવી કાળી રાત્રી શરૂ થઇ. લોકોને અંધકારના ગેરલાભો સમજાવવા સૂર્ય અસ્ત થયો. પૃથ્વી પોતાના જીવનેશ બીજા પ્રદેશમાં જવાથી શોકાતુર થઇ, સૂર્યના તાપથી શેકાઇ વૃક્ષો ફીકાં પડી ગયાં. લોકો અંધકારથી બચવા પોત પોતાને ઘેર જવા લાગ્યા. સત્યજીતે પણ કાચ–ભુવન જવાની દિશા લીધી.

દિવસના વખતમાં અનેક પ્રકારના ઉત્સવો થયા હતા. સત્યજીતે યથાશક્તિ એ ઉત્સવોમાં ભાગ લીધો હતો; તેથી એને કાચ–ભુવન જવાનો દિવસે વખત પણ મળ્યો નહતો. ખીજુમાં કઇ રીતે વ્યવસ્થા ચાલતી હતી તેનાથી વાકેફ થવા સત્યજીત આખો દિવસ સુકેનવા સાથે ફર્યો હતો અને તેથી એ સાંજના થાકી ગયો હતો. દરેક પગલે નવો વિચાર કરતો સત્યજીત્ કાચ–ભુવન આગળ આવી પહોંચ્યો અને આયના જે ક્યારની ત્યાં આવી હતી તેના તરફથી યોગ્ય સન્માન પામી અંદર ગયો.

આજે સાંજના કોઇને જમવાની ખટપટ નહોતી. દિવસના બનેલા પ્રસંગોપર વાત કરવા તેઓ ટેબલ આગળ બેઠાં. બંનેનાં મુખો બહારથી આનંદમાં હતાં.

" અબકરીની સાથે ફરે છે તે એમના પુત્ર થાય કે ? " સત્યજીતે પૂછ્યું.

" હાજી, એનું નામ કુંજલ છે. એનું હૃદય બહુ કપટી છે; માટે એનાથી સાવધ રહેવા હું તમને ખાસ આગ્રહ કરું છું. " આયનાએ જવાબ આપ્યો.

" હા, મને એની આંખોપરથી એ કપટી હોય એમ લાગે છે. "

" આપે પછી, પેલી, વાતનો, ફરીથી, વિચાર, કર્યો, કે ? " આયનાએ અસ્પષ્ટતા સાથે પૂછ્યું.

" કઇ વાતનો ? "

" કેમ આપ ભૂલી જાઓ છો. આવતી કાલે આપનાં લગ્ન થવાનાં છે તેની આપને ખબર નથી કે ? "

" હા, એ તો મને ખબર છે. એ લગ્ન તમારા પિતાની હઠનું પરિણામ છે. મેં મ્હારી અનુમતિ આપી નથી અને તેથી એ લગ્ન મને કબૂલ નથી. "

" સત્યજીતજી ! આપ આ શું બોલો છો ? આપનાં આવાં વચનોથી મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે; શું આ અબળા પ્રતિ આપ એટલી કૃપા ન દર્શાવશો ? "

" પ્રિય આયના ! ત્હારા પ્રતિ મ્હારો સ્નેહ ઓછો નથી. તમારી સંગતિ અરણ્યમાં મ્હને

જળરૂપ થઈ પડી છે. તમારો ઉપકાર જેટલો હું માનું તેટલો ઓછો છે; પણ આપની ઇચ્છા મુજબ થશે નહિ. કારણ કે મેં તમને ઘણીવાર કહ્યું છે કે મ્હારાં લગ્ન અન્ય સ્થળે થઇ ગયાં છે. ”

“ એ મ્હારી જાણમાં છે; પણ ક્ષત્રિયોને એક સ્ત્રીથી વધારે સ્ત્રીઓ કરવામાં કોઇ પણ જાતનો પ્રતિબંધ નથી, આથી કરીને મ્હારી સાથે લગ્ન કરવામાં આપને કોઇ પણ જાતનો બાધ હોવા સંભવ નથી. ”

“ સુંદરી ! મનુષ્યનું જન્મવું અનેક કન્યાઓ સાથે લગ્નનો સંબંધ બાંધવા માટે નથી પણ અનેક સત્કાર્યો કરવા માટે છે. મનુષ્યો જો મોટી દુગ્ધામાં પડે છે તો તેઓ પોતાનું કર્તવ્ય ભૂલે છે અને અંતે જેવા આ દુનીયામાં આવ્યા હોય તેવા આ દુનીયામાંથી પાછા જાય છે. મ્હારે એકજ સ્ત્રીની જરૂર છે અને તે મ્હને પ્રાપ્ત છે. ”

“ આપની વાત હું સમજી શકતી નથી. તમે પુરૂષો જ્યારે કંઇ કરવાને તત્પર થાઓ છો ત્યારે અનેક પ્રતિબંધો છતાં શાસ્ત્રની આજ્ઞાના જૂદા જૂદા અર્થો કરીને તે કાર્ય કરો છો. જ્યારે તે તમે નહિ કરવાની મરજીવાળા થાઓ છો ત્યારે મ્હોટી ચર્ચાઓ કરી તે વાતને ઉડાવી દો છો. શું શાસ્ત્રની અંદર એમ કહ્યું છે કે કોઇ નિરાધાર પ્રાણી પાણી વિના મરી જતું હોય તો તેની માણસે દયા ન ખાવી ? ”

“ ત્યારે શું શાસ્ત્રકારોએ એવી પણ આજ્ઞા કરી છે કે પુરૂષે પોતાની મરજી ન હોવા છતાં અમુક સ્ત્રીની મરજી હોવાથી એની સાથે અવશ્ય લગ્ન કરવાં ? ”

“ તે કોણ જાણે; પણ પુરૂષોને સ્ત્રીઓની દરકાર હોય છે ક્યારે કે તેઓ એમ લખે. શાસ્ત્રકારો પુરૂષો હોવાથી શું કામ તેઓ હાથે કરીને પોતાના હાથમાં પ્રતિબંધ રૂપી બેડી નાંખે ? પ્રિય સત્ય ! પુરૂષોને સ્ત્રીઓના પ્રેમની દરકારજ હોતી નથી. જુઓ એ વિષે હું તમને એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો.

“ એક ઈન્કલ નામનો જુવાન માણસ હતો. નાનપણથી એના બાપે એને પૈસા કેમ કમાવવા એ શીખવ્યું હતું; તેથી એ મોટી ઉમરે ઘણો લોભી થયો હતો. એક વખતે એકીલીસ નામના વહાણમાં બેસી એ પોતાના કેટલાક મિત્રો સાથે પોતાનું નશીબ અજમાવવા દરીયાની મુસાફરીએ ગયો. રસ્તામાં વાયુ ખૂટવાથી એના વહાણને એક કીનારા આગળ લંગર કરવું પડ્યું. નવા ટાપુમાં નવીન ચીજો લેવાની ઇચ્છાથી ઈન્કલ અને એના મિત્રો તે ટાપુપર ઉતર્યા, અને ટેકરા ઉપર ચડવા લાગ્યા. આ અરસામાં તે ટાપુના વતનીઓ જેઓ જંગલી હતા, તેઓએ પરદેશીઓને જોયા, અને તેઓને લુંટવા નિશ્ચય કર્યો. પોતાનો હેતુ પાર પાડવા જંગલોમાં આગળપાછળના જંગલીઓ સંતાઇ ગયા; અને જેવા પરદેશીઓ ટાપુના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા કે તેઓએ એક જાતનો હુમલો કીધો. કેટલાક મરણ પામ્યા અને કેટલાક નાસી ગયા. આ નાસી જનાર મનુષ્યોમાં ઇન્કલ હતો અને તે પણ ગમે તે રસ્તે દોડવા લાગ્યો. તે દોડતાં દોડતાં હાંફી ગયો અને થોડા વખતમાં ઘણે દૂર જઇ પહોંચ્યો. આખરે ઇન્કલમાં શક્તિ રહી નહિ. જંગલીઓ પરદેશીઓની શોધમાં હતા. જ્યારે ઈન્કલ તદ્દન થાકી ગયો ત્યારે એ એક ઝાડ નીચે લોથપોથ પડ્યો. આ વખતે ઇશ્વર સિવાય એની સંભાળ લેનાર કોઇ નહોતું. એના મિત્રો ક્યાં ત્યાં નાસી ગયા હતા. આ સમયે એક તરૂણ બાળા ત્યાં દોડતી આવી પહોંચી. તેણે વસ્ત્રો પહેર્યાં નહોતાં. તેના હાવભાવથી એ બાળા કોઈ જંગલીની છોકરી હશે એમ અનુમાન થતું હતું. પહેલી ક્ષણે બન્ને આશ્ચર્ય પામ્યાં; પણ બીજી ક્ષણે બન્ને એક બીજાને અનુકૂળ હોય એમ લાગવા માંડ્યું. તે છોકરી જેનું નામ યેરીકો હતું તે ઇન્કલનાં વસ્ત્ર, મુખ, અને શરીરથી મોહ પામી; અને ઇન્કલ યેરીકોના નાજુક અવયવોથી લોભાયો. યેરીકો મોહવશ થવાથી ઇન્કલના રક્ષણની ચિંતામાં પડી. સ્ત્રીઓને બીજું શું જોઈએ ? એક આશ્રયનું સ્થાન મળે કે તરત વેલી જેમ વૃક્ષને વળગી જાય તેમ પુરૂષ સાથે તેઓ હળી જાય છે. યેરીકો ઇન્કલને એક નાની ગુફા આગળ લઇ ગઇ, અને ત્યાં કેટલાંક ફળો લઈ આવી ઇન્કલને ખવરાવ્યાં અને ઝરાનું ઠંડું પાણી પાયું. યેરીકો એક તવંગર કુટુંબની હોય એમ લાગતું હતું; કારણ કે દરરોજ એ ઇન્કલ કને નવાં ઘરેણાં પહેરીને આવતી અને એ ચીજો એના બીજા વખાણનારાઓ તરફથી બક્ષીસ મળતી

તે ઇન્કલની ગુફામાં લાવતી. આથી થોડા વખતમાં તે નાની ગુફા વિચિત્ર શણગારોથી શણગારાઈ ગઈ. કોઈવાર ચેરીકો ઇન્કલના બાલ સાથે રમતી, કોઇ વાર ઈન્કલના શ્વેત રંગ સાથે પોતાનો કાળો રંગ સરખાવતી. અને આ રીતે ખુશ થતી હતી. સાંજની વખતે ચેરીકો પોતાના મનના માનેલા પતિને જૂદી જૂદી ખાનગી જગ્યાઓ બતાવવા લઇ જતી. ભયના વખતમાં કઈ ગુફાઓમાં સંતાવવું એ ચેરીકો ઇન્કલને વારંવાર બતાવતી હતી. જ્યારે ઇન્કલ સૂઇ જતો હતો, ત્યારે ચેરીકો ઈન્કલનું માથું પોતાનાં ખોળામાં મૂકી એનું રક્ષણ કરતી અને કોઇ કોઇ વખતે ભયના પ્રસંગોમાં આખી રાત જાગતી હતી. આ રીતે ચેરીકો અને ઇન્કલ પોતાની સુખમય જીંદગીનો લ્હાવો લેતાં હતાં.

" થોડા વખતમાં બંને એક બીજાની ભાષા શીખી ગયાં. એક દીવસ વાત કરતાં કરતાં ઈન્કલના દેશની વાત નીકળી. ઇન્કલે ચેરીકોને કહ્યું કે જો તું અમારા દેશમાં આવે તો તને રેશમનાં કપડાં પહેરવાનાં મળે અને ઘોડાઓથી ખેંચાતી ગાડીઓમાં બેસવાનું મળે. આ વાતથી ભોળી ચેરીકો લલચાઇ અને તે દેશ જે બારબેડોઝ નામે ઓળખાતો હતો ત્યાં જવાનું ઈન્કલને વચન આપ્યું. ચેરીકોએ બારબેડોઝ જવું એક વહાણ શોધી કાઢ્યું અને એક શ્યામ રાત્રીએ બંને જણાં તેમાં બેસીને રૂપા નવા તરંગોમાં લ્હેકાતાં નિસર્યાં. થોડા દીવસોમાં તેઓ ધારેલે સ્થળે જઇ પહોંચ્યાં.

" બારબેડોઝમાં માણસ વેચવા લેવાનો ધંધો ચાલતો હતો. ત્યાંના મનુષ્યો જોકે પૈસાવાળા હતા તોપણુ લોભના માર્યા ગમે તેવાં કાર્યો કરવા અચકાતા નહિ. તેઓ માણસને સોંઘા ભાવે ખરીદતા અને પછી નફો ખાઈ બીજાને વેચી દેતા.

" આથી ઇન્કલનું વહાણ આવી પહોંચ્યું કે તરત કેટલાક પૈસાના પૂજારીઓ દોડતા આવ્યા અને પોતાને ખરો માલ આવ્યો છે કે નહિ તેની તપાસ કરવા લાગ્યા.

" આજ વખતે ઈન્કલને ચેરીકો સાથે રહેવાથી જે નકામો વખત ગયો તેનો વિચાર આવ્યો. આટલો વખત ગુમાવવાથી પૈસાનું મ્હોટું નુકસાન થયું. એ વિચારે ઈન્કલને ગમગીન બનાવી દીધો. ઘણી લાંબી ગણત્રી પછી થયેલી ખોટ પૂરવા ઇન્કલે જે સ્ત્રીએ જંગલીઓના પંઝાઓમાંથી પોતાને બચાવ્યો હતો, જે સ્ત્રીએ બધા ભયો માથે વહોરી પોતાના પ્રિયતમને અંતઃકરણપૂર્વક લાડ લડાવ્યાં હતાં અને જે સ્ત્રીએ પ્રેમ ખાતર પોતાનો વ્હાલો દેશ અને સગાં છોડયાં હતાં—તે ચેરીકોને એક બારબેડોઝના વેપારીને દ્રવ્ય રૂપ માટીને માટે વેચી દીધી—પ્રેમ પૈસાને માટે વેચી દીધો. અહા ! પુરૂષ ! શું ત્હારી બેદરકારી !"! પ્રિય સત્ય ! પુરૂષોની ખૂબી તો હજુ આવે છે. જ્યારે ચેરીકોએ પોતાની સ્થિતિ પર દયા લાવવા સારૂ ઈન્કલને કહ્યું કે હું તમારા સંબંધથી ગર્ભવાળી થઇ છું માટે મને ન તરછોડો ત્યારે ઇન્કલે પોતાના માલની કીંમત વધારી દીધી અને જે વેપારીએ ચેરીકોની વધારે કીંમત આપી તેમને તે અબળાને વેચી દીધી. જુઓ સત્યજીતજી ! હવે તમને વિચાર આવશે કે પુરૂષો સ્ત્રીઓ તરફ કેવા બેદરકાર હોય છે? જ્યારે સ્ત્રીઓ પુરૂષો માટે મરી ફીટે છે ત્યારે પુરૂષોને સ્ત્રીઓનો હીસાબ પણ નથી. ખરેખર અધેર આવું માલમ પડે છે.

સત્યજીત ડપંકી વાત સાંભળી સ્હેજ હસ્યો. આયનાનું દીન વદન જોઇ એને દયા આવી પણ એ દયાએ એના મનરૂપી કીલ્લાની એક કાંકરી પણ ખેરવી નહીં. આયનાના દૃષ્ટાંતના જવાબ તરીકે એણે નીચે પ્રમાણે એક દૃષ્ટાન્ત કહ્યું—

( અપૂર્ણ ).

## આ વખતની ઇંડીયન નેશનલ કોન્ગ્રેસના પ્રમુખ

# રાવ બહાદુર રંગનાથ નૃસિંહ મુધોળકરનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

( લખનાર—રા. મગનલાલ મા. ઝવેરી ).



સત્યના ગયા કેટલાક અંકોમાં પાંચ ભાગમાં વ્હેંચાયલું જસ્ટીસ રાનડેનું ચરિત્ર આપણે જોઇ ગયા. એ પરથી આપણે એટલું જાણી ગયા કે જસ્ટીસ રાનડેએ સંસાર સુધારા પર બહુ ભાર મેલ્યો હતો; એટલુંજ નહીં પણ તેમનું પોતાનું ચરિત્ર પણ આદર્શ બનાવ્યું હતું ! બોલે તેવું ચાલે એવા જુજ પુરૂષોમાંના એ એક હતા. ઔદ્યોગિક વિષયમાં પણ એ સારો ભાગ લેતા અને એમનો તો સિદ્ધાંતજ હતો કે દેશની ઔદ્યોગિક સ્થિતિ પર તેની ઉન્નતિનો આધાર રહેલો છે—The rise of a country depends upon its industrial development. આજના આપણા ચરિત્ર નાયક પણ ઔદ્યોગિક બાબત, અને બીજી (સંસાર સુધારાની હીલચાલ બાદ કરતાં) બાબતોમાં રાજપ્રજા માન્ય દેશભકત છે, તેથી તેમના ચરિત્રમાંથી પણ કંઇક શીખવાનું મળશે.

### એમનું ઉપનામ ' મુધોળકર ' કેમ પડ્યું ?

એમના વડિલોનું મૂળ વસતિસ્થાન જમખંડી હતું, પરંતુ સોએક વર્ષથી તેઓ તે છોડી મુધોળ આવી વસ્યા હતા. એમના પૂર્વજો મુધોળ દરબારમાં બહુ ભરોસાપાત્ર ઓધ્ધા ભોગવતા હતા અને પેશ્વાના દરબારમાં મુધોળ જાગીર તરફના એ વકીલ હતા. આથી તેમનું રહેવાનું ઘણું ખરું પુના મુકામેજ થતું. બાદ રાવબાજીની કારકીર્દિમાં પેશ્વાઇનો અંત થતાં મુધોળકર કુટુંબને પુના છોડવું પડ્યું અને ઇંગ્રેજ સરકારનાં રાજ્યમાં નોકરી કરવાની ફરજ પડી. આથી એમના પૂર્વજોને ધુળીયા મુકામે રહેવું પડ્યું. આપણા ચરિત નાયકના પિતા પોતાના પિત્રાઇ બાલાજીપંત અને કૃષ્ણરાવની સાથે ધુળીએ આવી વસ્યા અને પછી ત્યાંજ હમેશને વાસ્તે મુકામ થયા પછી આપણા ચરિત્ર નાયકનો જન્મ થયો. એમનું મૂળ વસતી સ્થાન છોડ્યા પછી ઘણા વખત સુધી આ મુજબ થયેલા મુધોળના એ વતની હોવાથી એમના કુટુંબનું ઉપનામ દક્ષિણીઓની પ્રથાનુસાર ' મુધોળકર ' પડ્યું.

### જન્મ.

રંગનાથ ઉર્ફે રંગરાવનો જન્મ જસ્ટીસ રાનડે પછી લગભગ ૧૫ વર્ષે, પેલા પ્રખ્યાત લશ્કરી બળવાના વર્ષમાં ઇ. સ. ૧૮૫૭ ના મે માસની ૧૬ મી તારીખે આપણે ઉપર જોઇ ગયા તેમ ધૂળીયા મુકામે થયો હતો. એમના પિતા નૃસિંહરાવ ધૂળીયે આવ્યા પછી ત્યાંના ડીસ્ટ્રીકટ જજ્જની કોર્ટમાં રૅકોર્ડ કીપર તરીકે રહ્યા. આથી એમની પ્રાપ્તિ સાધારણજ હતી; પણ હાલના જેટલી મોંઘવારી તે વખતે ન હોવાથી તેઓ પોતાનું ગુજરાન ગરીબાઇથી

પણ સુખરૂપ ચલાવતા હતા, જેકે નૃસિંહરાવનું કુટુંબ પૂરા એક ડઝન માણસોનું બનેલું હતું. તેમણે કોઇની એક રાતી પાઇ સરખી પણ કર્જે લીધી નહોતી. છતાં ખૂબી એ કે તેઓ આતિથ્ય બરાબર કરતા અને શિવ પૂજન વગેરે પર્વોના ખર્ચ પણ કરતા. સાધારણ રીતે આપણે જોઇએ છીએ કે જ્યાં પૈસાની મારામાર ત્યાં પરિવાર હોયછે ! આ મુજબ નૃસિંહરાવને સૌથી નાના આપણા ચરિત્ર નાયક ઉપરાંત બળવંતરાવ અને શ્રીનિવાસ નામના બે પુત્રો હતા. રંગરાવનો જન્મ થયો તે વખતે એમની પાંચ બ્હેનો પરણી ચૂકી હતી અને બે પરણવાની ઉમ્મરની-ઉપવર-થઇ હતી ! આ મુજબ સાત બ્હેનો, માતા પિતા, અને ત્રણ ભાઇઓ સાથે ગણતાં રંગનાથ બાર માણસોનાં એક કુટુંબના સભાસદ હતા !

## બાલ્યાવસ્થા અને શિક્ષણ.

બાલ્યાવસ્થામાં રંગરાવ બહુ અશક્ત રહેતા. નાનપણમાં એમની અનેક 'ઘાતો' ગઇ છે. ઇશ્વરે એમને તે દરેકમાંથી બચાવ્યા છે. એમનાં શિક્ષણનો આરંભ પાંચમે વર્ષેજ થયો હતો. ચાર પાંચ વર્ષમાં—દશ વર્ષની ઉમર થતાં સુધીમાં—મરાઠી શિક્ષણ પૂરૂં કરી ઇ. સ. ૧૮૬૭ ના જુન માસમાં ઇંગ્રેજી વિદ્યાભ્યાસની શરૂઆત કરી. એ વખતે એમના વડિલબંધુ બળવંતરાવ બીરાર પ્રાંતમાં અકોટ મુકામે આવેલી ઇંગ્રેજી ગુજરાતી શાળાના 'હેડ માસ્તર' હતા. તેથી ધૂળીયા હાઇસ્કૂલમાંજ એમણે પણ પોતાનો શરૂઆતનો ઇંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. તે વખતના ત્યાંના કલેકટર મી. મૂર એમની હોશિયારીથી અત્યંત ખુશ થયા હતા. આથી કુદરતી રીતેજ એમનાપર શિક્ષકોનો પણ બહુ પ્રેમ હતો. ઇ. સ. ૧૮૭૩ માં એટલે પોતાની ઉમરના ૧૬ મે વર્ષે, એમણે 'એન્ટ્રન્સ' ની પરીક્ષા 'પાસ' કરી. બીજેજ વર્ષે મુંબઇની, દેશભકતોની ખાણ રૂપ, એલફીન્સ્ટન કોલેજમાં દાખલ થઇ પોતાનો અભ્યાસ એમણે આગળ વધારવા માંડયો.

## સહાધ્યાયીઓ.

એ વખતના એમના સહાધ્યાયીઓમાં હાલના આપણા નામદાર સર જસ્ટીસ ચંદાવરકર, સ્વ. રા. વિશ્ણુકૃષ્ણ ભાટવડેકર વકીલ [ ડૉ. સર ભાલચંદ્રના વડિલબંધુ જેઓ ગયે વર્ષે 'કોરોનેશન ડે' ને દિવસે અચાનક આ દુનિયા છોડી ગયા છે તે ], કોલ્હાપુરના દિવાન રા. સબનીસ, વડોદરાના દી. બા. સમર્થ, ઉમરાવતીવાળા ગણપરાવ ખાપર્ડે, અને હાલમાં વાનપ્રસ્થાશ્રમ ભોગવતા નિસ્વાર્થી સાધુ પુરૂષ દયારામ ગીડુમલ હતા. અભ્યાસમાં દયારામ ગીડુમલ અને રંગરાવ મુધોળકર એ બેઉ પ્રતિસ્પર્ધી હતા, અને તેથી પહેલો અને બીજો નંબર તો એમને વાસ્તે 'રીઝર્વ' જ રહેતો ! કોલેજના તે વખતના સઘળા પ્રોફેસરો એમની હોશિયારીથી બહુ પ્રસન્ન રહેતા અને પ્રીન્સીપલ વર્ડ્સવર્થે તો ભવિષ્યજ ભાખી મેલ્યું હતું કે 'એ કોઇ માનનીય પુરૂષ થશે.' ઇ. સ. ૧૮૭૫ માં એમણે એફ. એ. ની પરિક્ષા 'પાસ' કરી. બીજે વર્ષે બી. એ. ની પરીક્ષા આપવાની હતી પણ આજારી રહેવાથી ન અપાઇ-એક વર્ષ ફોકટ ગયું.

## બી. એ., એલ. એલ. બી.

આજ વર્ષના જુન માસમાં ગણતપરાત્ ફ્રિમેની બક્ષીસ સારૂ એમણે એક નિબંધ લખ્યો, જેમાં તેમને મુકરર કરેલી બક્ષીસ મળી. ઈ. સ. ૧૮૭૭ માં એમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી પણ કમનસીબે એમના પીતા નરસિંહરાવ માંદગી ભોગવી પરલોક સિધાવ્યા,

રંગરાવને પરીક્ષા દરમ્યાનજ પિતાની માંદગીના સમાચાર મળ્યા હતા તેથી ચિત્તની અસ્વસ્થતાને લીધે પરીક્ષામાં સમાધાનકારક ઉત્તરો એમનાથી આપી શકાયા નહીં. આથી તે માટેની બે બક્ષીસોમાંની એક એમને મળી નહીં. એમના પિતાનાં મૃત્યુની સહાનુભૂતિ દર્શાવતાં પ્રિં. વર્ડ્સવર્થે આ સંબંધી રંગરાવને લખ્યું કે " તમારા ઉત્તરો બહુજ સરસ હતા. ચાર પાંચ માર્ક ઓછી મળવાને લીધે :માંથી એક બક્ષીસ તમને મળી નહીં તે બદલ પરીક્ષકોને દિલગીરી ઉપજે છે. ' બી. એ. ની પરીક્ષા પસાર કરતાંજ એક કોલેજમાં એમને પ્રોફેસરની જગ્યા મળી અને ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અને ન્યાય, એ શીખવવા લાગ્યા. ખાનગી સમયમાં એલ. એલ. બી. નો અભ્યાસ કરી ઇ. સ. ૧૮૮૦ માં એમણે તે પરીક્ષા પણ પસાર કરી. ત્યાર બાદ કેટલોક સમય એમણે બીરારના આકોલા નગરમાં વકીલાત કરી અને ત્યાર બાદ ઇ. સ. ૧૮૮૩ ના ઓગસ્ટ માસમાં જ્યુડીશીયલ કમીશ્નરની કોર્ટ આકોલાથી ઉમરાવતી જવાથી એ પણ ત્યાં જઇ વકીલાત કરવા લાગ્યા.

## જાહેરજીવન.

' 'રાજનીતિ અને અર્થશાસ્ત્ર વચ્ચે ગાઢ સંબંધ છે ' એ સૂત્રને લક્ષમાં રાખી એમણે પોતાની જાહેર જીંદગીની શરૂઆત કરી. જસ્ટીસ રાનડેની માફક એમનો એવો દૃઢ વિશ્વાસ છે કે ઔદ્યોગિક સ્થિતિ સુધર્યા વગર અને તે દ્વારા આર્થિક સ્થિતિ સુધર્યા વગર કોઇપણ દેશની રાજનૈતિક ઉન્નતિ થઇ શકે નહીં; આથી તેઓ ઔદ્યોગિક આંદોલનોમાં ભાગ લેવા માંડયા, એટલુંજ નહીં પણ પોતે પણ વ્યાપાર કરવા લાગ્યા. વર્ષો સુધી નુકશાન વેઠી વ્યાપાર કરવાથી લોકોએ એમની મશ્કરી કરવા માંડી પણ તેની પરવા કર્યા વગર ખંતથી એ પોતાના ઉદ્દેશને અને વ્યાપાર કરવાની પાશ્ચાત્ય રીતિને વળગી રહ્યા. ઇ. સ. ૧૮૮૧ માં જ્યારે આકોલા મુકામે એ વકીલાત કરતા હતા ત્યારે એમણે ત્યાં " ધી બીરાર ટ્રેડીંગ કું. " નામની એક વ્યાપારી કંપનીની પોતાના સાળા બળવંતરાવ દિવેકરની સહાયતાથી સ્થાપના કરી. એજ કંપનીદ્વારા પાશ્ચાત્ય વ્યાપારી પદ્ધતિનું શિક્ષણ ઉદ્યોગ ધંધાવાળાઓને મળે એવી મુખ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી. ત્યાર બાદ ઉક્ત કંપનીનાજ આશરા હેઠે એક કાપડની દુકાન એમણે ખોલી અને દરેક પ્રકારની દેખરેખ પોતેજ કરવા માંડી. એ સંસ્થાના નિયમો નક્કી કરેલા હોવાથી રંગરાવના એ શહેર છોડી જવા પછી પણ એ સંસ્થાની બધી દુકાનો સારી પેઠે ચાલતી.

## ઈંડીયન ઇંડસ્ટ્રીયલ કોન્ફરસની સ્થાપના.

મુધોળકર વ્યાપાર કરીનેજ ચુપ બેઠા નહીં. બહુ પ્રયત્નો કરી એમણે રાજમાતા વિક્ટોરિયાનાં સ્મારકરૂપ શિલ્પકલાનું એક સારૂં વિદ્યાલય બીરારમાં સ્થાપિત કરાવ્યું. એવુંજ એક વિદ્યાલય આખા હિંદને સારૂ સ્થાપિત કરવું જોઇએ એ બાબતપર એમણે બહુ ભાર મેલ્યો. ઇ. સ. ૧૯૧૦ ના અંતમાં વાઇસરોયની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં એમણે એવો એક પ્રસ્તાવ કર્યો કે કાનપુરમાં એક શિલ્પવિદ્યાનું એવું મહાવિદ્યાલય સ્થાપવામાં આવવું જોઇએ કે જ્યાં ઉચ્ચ કક્ષાની ઔદ્યોગિક શિક્ષાનો સર્વે રીતે પ્રબંધ થાય. એ પ્રસ્તાવ તે વખતે તો પાસ ન થયો પણ હવે ગવર્નમેંટ કાનપુરમાં એક એવું વિદ્યાલય ખોલવાની ઇચ્છા ધરાવે છે. મુધોળકરનાજ પ્રયત્નથી ઇ. સ. ૧૯૦૬ માં ' ઇંડીયન ઇંડસ્ટ્રીયલ કોન્ફરંસ ' નો જન્મ થયો હતો અને આજ દિન સુધી એ કોન્ફરંસનું મંત્રીપદ મુધોળકરજ ભોગવે છે—એજ એના પ્રાણવત્ છે.

## સાહિત્ય તરફ દૃષ્ટિ.

વ્યાપાર કરીનેજ એ બેશી રહ્યા નહીં પણ લોકમતને કેળવવા સારૂ એક પત્ર કાઢવું એવી પ્રચ્છા એમને ઘણા વખતથી હતી; પણ એમના જમણા હાથરૂપ એમના સાળા બળવંતરાવ દ્વિવેકરનું અકાલ મૃત્યુ થવાથી આ હેતુ સિદ્ધ કરવામાં બહુ વિલંબ થયો. પણ ઇ. સ. ૧૮૮૪ માં રા. દેવરાવ બાબા, રા. બ. અણ્ણાસાહેબ મહાજનિ અને દત્તોપંત ભાગવતની સહાયતાથી " વૈદર્ભ " નામનું એક સાપ્તાહિક કાઢ્યું અને તેનું તંત્રીપણું પોતે સ્વીકાર્યું. ઘણું ખરૂં તેના ઇંગ્લીશ લેખો રંગરાવજ લખતા. જ્યારથી એ પત્ર બંધ થયું ત્યારથી હવે ઘણું ખરૂં એ મુંબઇના " ઈંદુ પ્રકાશ"માં લખાણ કરે છે.

## પરોપકારી બાબત તરફ લક્ષ.

એજ અરસામાં લેડી ડફરીન ફંડની હિંદુ સ્ત્રીયોને સ્ત્રી વૈદ્યો તરફથીજ ઔષધો મળે એ ઉદ્દેશથી સ્થાપના થઇ. વૈધવ્યસાગરમાં ડૂબેલી સ્ત્રીયોને વિશેષતઃ આ સંસ્થાથી બહુ લાભ થશે એમ લાગવાથી આ ફંડની બીરારની જે કમીટી હતી તેના રંગરાવ જીંદગી સુધીના સભાસદ થયા અને પોતે આ ફંડને રૂ. ૫૦૦ ) આપી પુષ્ટ કર્યું. આ ફંડની સ્થાપના એટલે હાલનાં ' સેવાસદન ' જેવી સંસ્થાનીજ નાના પાયા ઉપર સ્થાપના કહીએ તો ખોટું કહેવાશે નહીં.

## રાજકીય બાબતોમાં પ્રવૃત્તિ.

રાજકીય બાબતોમાં લોકમત સરકારને જરૂર જણાવવો જોઇએ, એ વિચારથી એમણે ઇ. સ. ૧૮૮૬માં " બીરાર સાર્વજનિક સભા " સ્થાપન કરી. મોરોપંત જોશી અને પેશવંતરાવ કેસકર એ બે ગૃહસ્થોએ તેમાં ખાસ મદદ કરી. ત્રણે જણ ' સેક્રેટરી ' તરીકે કામ કરતા. એ સભા માર્ફત સરકારને જેટલી અર્જીઓ ગઇ તેમાંની ઘણીખરી રા. રંગનાથેજ લખેલી હતી. થોડાજ વખતમાં એ સભાની મહત્તા એટલી બધી વધી પડી કે નવા કાયદા કાનુન સંબંધી આ સભાને પણ સરકાર તરફથી અભિપ્રાય પૂછવામાં આવતો ! એ સભાનો અભિપ્રાય એટલે લગભગ રંગરાવનોજ અભિપ્રાય ! દક્ષીણના ખેડુતોના હિતાર્થે કરાયલો કાયદો ( The Deccan Agriculturists' Relief Act ) હિંદુસ્થાનના બીજા પ્રાંતોને પણ લાગુ પાડવામાં આવવો જોઇએ, એવા વિચારનો એક લેખ રંગરાવે લખી સરકારને મોકલી આપ્યો હતો. એ લેખની સરકાર પર એટલી બધી અસર થઇ હતી કે તે બદલ સરકારે રંગરાવનો આભાર માન્યો હતો.

## ખેડુતો તરફ નજર.

દેશહિત તરફ આવી રીતે જુદા જુદા પ્રકારે લક્ષ જવાથી એમને રાજકીય બાબતો સંબંધી અનેક વિષયોમાં પરિશીલન કરવું પડ્યું. તેમાં જે વિષયનો એમણે ખાસ અભ્યાસ કર્યો હતો, તે વિષય " જમીનધારાની પદ્ધતિ " એક હતો. એ સંબંધી બહુ વિચાર કરી એમણે ' રીવીઝન સંબંધી લોકમત ' એ નામનો એક ૮૦ પાનાનો નિબંધ લખ્યો. એટલુંજ નહીં પણ રાત દિવસ ખેડુતોની સ્થિતિ સુધારવાની બાબતોમાં આપણા " ખેડુત પિતા " કહેવાતા એ. ગોકળદાસ કહાનદાસ પારેખની માફક અનેક પ્રયત્નો કર્યા. બીરારનો ' લેંડ રેવેન્યુ કોડ ' તૈયાર કરવામાં પણ એમણે બહુ મદદ કરી હતી,

## આપણી સાર્વજનિક સંસ્થાઓનાં કમનસીબ !

આપણે ત્યાંની સાર્વજનિક સંસ્થાઓનાં—આપણાં—કમનસીબે જેમ કોઇ બિચારો પહેલાંથીજ ભસ્મનસાઇ વાપરી મડદું ઉંચકવા લાગે તો સ્મશાન સુધી તેને તે લઇ જવા વગર છુટકો નથી થતો, તેમ આપણે હાથે સ્થપાયેલી સાર્વજનિક સંસ્થાઓને આપણનેજ એકલે હાથે પોષવી પડે છે? નવા માણસો બહાર પડતા નથી કે ઘણીખરી વખત આપણે પોતે આપણું કામ —અધિકાર—કામ ન થતું હોય તોયે—છોડવા રાજી હોતા નથી ! આથી જેમ આપણી અનેક સંસ્થાઓ નાશ પામે છે તેમજ રા. જોશી અને સુધાળકર બીજાં વધુ ઉપયોગી કામમાં ગુંથાતાં ઇ. સ. ૧૮૯૯થી "બીરાર સાર્વજનિક સભાને પણ કોઇ ઉતમ ચાલક ન મળવાથી માંદી પડી મરી ગઇ ! લોકહિતનું કામ કરનારાઓએ પોતાની ફુરસદના વખતમાંજ ભવિષ્યનો વિચાર કરી પોતાની જગ્યા લઇ શકે એવા યુવાનો તૈયાર કરી રાખવા જોઇએ કે જેથી પોતે સ્થાપેલું કાર્ય અધુરું ન રહી જાય અને રખડી ન પડે.

### પરદેશગમન.

ઇ. સ. ૧૮૮૫ માં રાષ્ટ્રીય સભા—કોંગ્રેસ—ની સ્થાપના થઇ અને ૧૮૮૮થી રંગરાવ એક પ્રમુખ કાર્યકર્તા તરીકે તેમાં કામ કરવા લાગ્યા. હિંદુસ્થાનની રાજકીય સ્થિતિ સુધારવા સારૂ હિંદુસ્થાનમાંજ પ્રયત્ન કરવા કરતાં વિલાયત જઇ ત્યાંનો લોકમત પણ જાગૃત કરવો, એ કલ્પના પ્રથમ ઇ. સ. ૧૮૮૯ માં નીકળી. બહુમતે એ વિચારને પુષ્ટિ મળતાં કેટલાક પ્રતિનિધિ મોકલવાનું નક્કી કરવામાં આવ્યું; પણ રંગરાવ, મોરોપંત જોશી અને સુરેંદ્ર બાબુ શિવાય તે વખતે કોઇ બ્હાર પડયું નહી ! ઇ. સ. ૧૮૯૦ ના એપ્રીલ માસમાં આ ત્રિપુટી હિંદનો કીનારો છોડી ઇંગ્લંડ વિદાય થઇ; ૧૧ મી મેએ ત્યાં પહોંચી. લંડન પ્હોંચ્યા પછી બાવન કલાકની ટુંક મુદતમાંજ એ ત્રિપુટીનાં 'રીડીંગ' મુકામે વ્યાખ્યાન થયાં. એ શિવાય બીજે અનેક સ્થળે એમનાં વ્યાખ્યાનો થયાં જે ઘણાં અસરકારક નીવડયાં.

### બેંજામીન ફ્રેંકલીનવાળાં રહેઠાણમાંજ ઉતારો !

આ વિલાયતના પ્રવાસમાં એક મનોરંજક અને મહત્ત્વની વાત એ બની કે શુમારે સો-એક વર્ષ પૂર્વે અમેરિકાનો પ્રતિનિધિ પ્રસિદ્ધ બેંજામિન ફ્રેંકલીન જ્યારે ઇંગ્લંડ ગયો હતો ત્યારે લંડન મુકામે જે ઘરમાં રહ્યો હતો તેજ ઘર કર્મ ધર્મ સંજોગે સુધાળકર અને જોશીને ઉતારા સારૂ મળ્યું ! પરિસ્થિતિના પ્રમાણમાં જોતાં એમના હાથે જે ઉપયોગી કામ આજે થાય છે તેનું એ શુભ શુકનજ માનવું જોઇએ !

### ઇંગ્લંડના અને હીંદના ઇંગ્રેજો.

એમનો ત્યાંની જનસમાજ તરફથી સ્થળે સ્થળે જે સત્કાર થયો તેથી એમના મનમાં સહજ એમ લાગી આવ્યું કે હિંદના અધિકારારૂઢ ઇંગ્રેજો તે ત્યાંના ઇંગ્રેજોથી તદ્દન જુદાજ ! આથી હિંદુસ્થાનના આ પ્રતિનિધિઓના અભિનંદનાર્થ મી૰ અને મીસીસ સ્વૉન તરફથી જે મોટી પાર્ટી આપવામાં આવી તેમાં રંગનાથે ચોખ્ખું કહી દીધું કે "તમે જેવી રીતે અમારી સાથે વર્ત્તો છો તેવીજ રીતે વર્ત્તવાની તમારા હિંદુસ્થાનના બંધુઓને ટેવ નથી. મમતા

તો દૂરજ રહી, પરંતુ સાદો શિષ્ટાચાર પણ કેટલાકમાં અમારે કર્મે સાખાયલો જણાતો નથી. અને તેથીજ તમારા આ સત્કારની અમને વિશેષ મહત્તા લાગે છે.

## હિંદની અવનતિ કેમ થઈ?

બ્રીટીશ રાજ્યથી હિંદને અનેક પ્રકારે ફાયદો થયો છે પણ આગળના વખતમાં અનેક લૂંટો અને લડાઈઓ, ધનને સારૂ થતી પણ તે સઘળું હિંદની બહાર જતું નહીં એ ફેર ધ્યાનમાં રાખવા જેવો છે. ઈંગ્લંડમાં દર માણસદીઠ પેદાશ રૂ. ૬૫૦) છે અને હિંદીઓની માત્ર રૂ. ૨૭ છે. સર વીલ્યમ હંટરના મત મુજબ હિંદુસ્થાનમાં ચાળીશ લાખ માણસોને તો પેટ ભરવાની પણ પંચાત પડે છે. આસામના ચીફ કમીશનર ઇલીયટ સાહેબના મત મુજબ તો શુમારે સાત કરોડ માણસોને 'પેટ ભરીને અન્ન ખાવું તે શું?' એ આખા જન્મમાં ખબરજ હોતું નથી! ઇ. સ. ૧૮૭૮ માં ખાસ એક કર નાંખી એક મોટું દુષ્કાળ નિવારક ફંડ સ્થાપવામાં આવ્યું. એ કરથી ઉત્પન્ન થયેલા ફંડનો વિનિયોગ દુષ્કાળ નિવારણાર્થેજ થવો જોઇતો હતો પણ તેમ ન થતાં તેનો ઉપયોગ અફઘાન યુધ્ધમાં કરવામાં આવ્યો અને એકંદરે બાવીશ કરોડમાંથી બહુ બહુ તો અઢી લાખ રૂપિયાજ દુષ્કાળ નિવારણાર્થે ખર્ચવામાં આવ્યા એ વગેરે અનેક બાબતો રંગરાવે ઇંગ્લંડની પ્રજા સન્મુખ સપ્રમાણ કહી હિંદનો વ્યાપાર રસાતળે કેમ પહોંચ્યો તે બતાવી આપ્યું. એકંદરે ઇંગ્લંડની પ્રજાને હિંદના રાજ્કારોબારના સંબંધની બધી ફરીઆદોથી અસરકારક રીતે વાકેફ કરી, અને બતાવી આપ્યું કે જેમ ખેતરને ખાતર આપવું જોઇએ તેમ હિંદમાંથી કમાવા સારૂ પહેલાં હિંદને સમૃધ્ધ કરવું એ ઇંગ્રેજોનો ધર્મ છે.

## સરકારમાં વજન–રાવ બહાદુરનો ઇલ્કાબ.

મુધોળકરનું સરકારમાં પણ બહુ વજન છે. બીરાર પ્રાંતની બાબતોમાં સરકાર એમનો મત હમેશાં લે છે. ઇ. સ. ૧૯૧૦ માં એ વાઇસરોયની વ્યવસ્થાપક સભાના સભાસદ નિર્વાચિત થયા અને ત્યાં સારૂં કામ બજાવ્યું. પણ જો એ પ્રેસ–ઍકટની તરફેણમાં પોતાનો મત પ્રકટ ન કરત તો જનસમાજ એમની એ ચુંટણીથી વધુ રાજી થાત.

ઇ. સ. ૧૮૮૬ માં બીરાર પ્રાંતમાં સખત દુષ્કાળ પડયો હતો તે વખતે એમણે એક ફંડ સ્થાપી, સ્થળે સ્થળે ફરી, દુર્ભિક્ષ પીડિત મનુષ્યોની સહાયતા કરી હતી. બહુ દુર્બળોને ભોજનની અને બીજાઓને સસ્તે ભાવે અનાજ આપવાની એમણે ગોઠવણ કરી હતી. ૧૮૯૬ માં પણ પાછો એવોજ દુકાળ પડવાથી એમણે ખૂબ મહેનત લીધી. એ કામોથી ખુશ થઇ નામદાર બ્રીટીશ સરકારે એમને રાવબહાદુરની માનવંતી ઉપાધિ આપી.

## સંસાર સુધારક તરિકે.

શ્રીયુત મુધોળકરની આ બધી પ્રવૃત્તિઓ છતાં સંસાર સુધારાની બાબતમાં તેઓ બહુ આગળ પડતો ભાગ લેતા નથી. એમને વિશે એમ કહેવાય છે કે એ શાસ્ત્રસંમત જેટલા સુધારા છે તેટલા કરવા રાજી છે. બાલ–વિધવા–વિવાહના એ પક્ષપાતી છે પણ લોકવાની વિરૂધ્ધ છે, એમ કહેવાય છે. બાલ–વિધવા–વિવાહને યોગ્ય માનવા છતાં–શાસ્ત્ર સંમત માનવા

છતાં–એમણે પોતે ઘોડાંજ વર્ષ પૂર્વે એક નાની બાળકી જોડે લગ્ન કર્યું હતું એ સ્હેજ વિચિત્ર લાગે છે.

## ઉપસંહાર.

શ્રીયુત મુધોળકરના આ મુજબ આપણે બધી રીતે પરીક્ષા લીધી જેમાંની માત્ર છેલ્લીમાંજ તેઓ બહુ સારા માર્ક મેળવી શક્યા નથી. પણ બીજી બાબતોમાં એમણે બહુ સારા માર્ક મેળવ્યા છે એમ બેશક કહી શકાય. અનેક વર્ષો પૂર્વે જ્યારે સ્વદેશી આંદોલનની ગંધ પણ નહોતી ત્યારથી એ સારી પેઠે જાણતા હતા કે દેશોદ્ધાર માત્ર મોંઢેની વાતોથીજ થઇ શકતો નથી. તેને સારૂ તન, મન, ધનથી કામ પણ કરવું જોઇએ છીએ. સ્વદેશોન્નતિનાં કામોમાં આ પ્રકારે દરેક રીતે કામ કરતા શ્રીયુત મુધોળકર આપણા બીજા અકર્મણ્ય દેશભાઇઓને, સંસાર સુધારાની હીલચાલ શિવાયની દરેક હીલચાલમાં, એક ધડારૂપ છે, અને તેથી કોંગ્રેસના પ્રમુખ થવાને દરેક રીતે લાયક છે. ઇશ્વર તેમને વધુ ઉત્સાહિત કરો !

---

# ગ્રંથાવલોકન.

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા:**—પ્રકટકર્તા, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કાલબાદેવી—મુંબઇ. ભાષાંતર કર્તા, રા. રતનસિંહ દીપસિંહ પરમાર, ડભોલી ( સુરત ): પ્રથમાવૃત્તિ. ૧૯૧૨ પાકું સોનેરી પૂઠું, ફેધરવેટ ઉંચા કાગળ. કીંમત રૂ. ૨) તથા જ્ઞાનપટ અને સોપાન પટ—જ્ઞાનેશ્વર મહારાજ રચિત એક રમતનાં ચિત્રપટ. કીં. દરેક ૦)ના.

રોયલ આઠ પેજી કુલે ૫૩૨ પાનાંનું ઉપલું પુસ્તક સમાલોચનાર્થે અમારી ઉપર ઘણા વખતથી મોકલવામાં આવેલું, પણ સમયાભાવને લીધે તેનું અવલોકન અમો અત્યાર અગાઉ કરી શક્યા નહોતા. સસ્તું સાહિત્યવર્દ્ધક કાર્યાલયને અમારાથી બનતું ઉત્તેજન–ઉત્સાહ–આપવાને આ પ્રકારે ઢીલ થઇ તેને માટે અમે દીલગીર છીએ. સસ્તાં સાહિત્યનું દરેક નવું પુસ્તક આગલાંથી વધુ સસ્તું જણાઇ આવે છે અને અમને બીક રહે છે કે જ્યારે અમે પાછલાં પુસ્તકની કીંમત જોઇ આગલાંને તેના કરતાં સ્હેજ મોંઘું જણાવીએ તો અમારૂં પ્રથમ સમાલોચના કરતી વખતનું વચન અસત્ય ઠરે ! હજી તો ગયા નવેંબરના અંકમાંજ અમે " ભારતનાં સ્ત્રી રત્નો, ભાગ–૨ " ની સમાલોચનામાં તેની કીંમતનાં સસ્તાપણા વિશે જણાવી ગયા, તેટલામાં ભિક્ષુ અખંડાનંદે આ પુસ્તક મોકલી અમારી ઉપર બીજું ધર્મસંકટ ઉભું કર્યું ! કારણકે તેમણે સ્થાપેલી આ નવિન ' વેદાંત ગ્રંથમાલા'નું આ પ્રથમ અતિ ઉપયોગી ૫૩૨ પાનાંનું દળદાર, સુંદર કાગળ અને ' ડાયમંડ જ્યુબીલી પ્રેસ'ની ઉત્તમ છપાઇના નમૂનારૂપ, સોનેરી પાકી બાંધણીનું, એક પુસ્તક બે રૂપિયાની કીંમતમાં પ્રકટ કરવાથી સ્ત્રી રત્નોની બહુ સસ્તી કીંમતવાળા અમારા શબ્દો અમારે પાછા ખેંચી લેવા પડે તેવી ફરજ પાડવાની કેણી ઉપર અમને લાવી મેલ્યા છે ! મતલબ કે ધાર્મિક ઉક્ત પુસ્તકો બીજાં પુસ્તકો કરતાં બહુ સસ્તી કીંમતે વેચવાનો મંત્રીનો વિચાર અતિ સ્તુત્ય છે. સસ્તાં સાહિત્યનાં આજદિન

સુધીનાં બધાં પુસ્તકમાં સુંદરતા, ઉત્તમ કાગળ અને છપાઇ, તેમજ સસ્તાપણામાં આ પુસ્તક પહેલો નંબર લાવે છે.

પ્રસ્તુત પુસ્તકના ત્રણ વિભાગ છેઃ—ઉપોદ્ઘાત; જ્ઞાનેશ્વરી મહારાજનું જીવનચરિત્ર; ગીતાના શ્લોક, શ્લોકાર્થ, ઓવી, અર્થ. ઉપોદ્ઘાત એક સુંદર લેખનું ભાષાંતર છે. જ્ઞાનેશ્વરી મહારાજનું જીવનચરિત્ર જુદા જુદા લેખોપરથી લીધું છે. જે બે મુખ્ય સ્તંભોપર એ ચરિત લખાયું છે; તેમાંનો એક સ્તંભ–લેખ–' મુમુક્ષુ ' નામનાં પુનાથી નીકળતાં એક માસિકના અધિપતિ રા. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકરની કલમથી લખાયલો છે. રા. લક્ષ્મણને ગુજરાતી વાંચકો ભાગ્યેજ ઓળખતા હશે, તેથી તેમનો સ્હેજસાજ પરિચય અમે કરાવીયે તો અસ્થાને કહેવાશે નહીં. રા. પાંગારકર દક્ષિણમાં એક સુપ્રસિધ્ધ કીર્તનકાર મનાય છે. એમની પંક્તિના કીર્તનકાર બીજા ભાગ્યેજ મળી આવે. ખૂબી તો એ છે કે એ એક ગ્રેજ્યુએટ છે અને એમનાં કીર્તનાદિમાં આ ભૂમિનાં સંતોનાં વચનો સાથે પાશ્ચાત્ય વિદ્વજ્જનોનાં વચનોની ઘણી વખતે તુલના થયેલી હોવાથી વાંચકને એ ખીચડી બહુ સ્વાદિષ્ટ લાગે છે. તેમની સાદાઇ વિશે એટલુંજ કહેવું બસ થશે કે ગ્રેજ્યુએટ હોવા છતાં એમને પ્રથમ દર્શને તો કોઇ ભટજીબુવા જ કહી સંબોધે ! દિવસે દિવસે આપણો હરિકીર્તનોપરનો પ્રેમ ઓછો થતો જાય છે ને તેથી કુદરતી રીતેજ હરિકીર્તનકારો પણ ઓછા થાય તેમાં નવાઇ નથી. ઉપરાંત જુના સાધારણ પ્રતિના કથાકારો હાલની પ્રજાને સંતોષ આપી શકતા નથી; તેવે પ્રસંગે ઉત્તમ, વિદ્વાન, કથાકાર–કીર્તનકાર બ્હાર પડી આપણી નજર પોતા તરફ ખેંચે તો આપણને તેથી ઘણું જાણવાનું મળી શકે. પ્રાર્થના સમાજના ઉત્સવ નિમિત્તે થતાં શ્રીયુત ડૅા ભાંડારકર અને નરસિંહરાવ ભોળાનાથ જેવાનાં કીર્તનોના મેળાવડામાં જેમણે હાજરી આપી હશે તેમને તે કીર્તનોની સફળતા વિશે કશો શક ભાગ્યેજ રહ્યો હશે. ગઇ તા. ૧૪–૧૫ ડીસેંબરે માધવબાગમાં શ્રી ધર્મ સંજીવની સભાદ્વારા શ્રીયુત પાંગારકરનું તુકારામનાં જીવનચરિત્રપર જે કીર્તન થયું હતું તે શ્રવણ કરનાર દરેકને એમની યોગ્યતાની ખાત્રી થઇ હતી. શ્રીયુત પાંગારકર, અમે જાણીયે છીયે ત્યાં સુધી, તુકારામ અને જ્ઞાનદેવનાં ચરિત્ર અને મતના ખાસ અભ્યાસક છે. અને તેથી તેમને હાથે ઉત્તમ રીતે પ્રતિપાદન થયેલા એ ચરિત્રનું ભાષાંતર પણ સુંદર હોય તેમાં નવાઇ નથી.

મૂળ ગીતાના ૭૦૦ શ્લોકપર જ્ઞાનેશ્વર મહારાજે આશરે ૧૦૦૦ ' ઓવી 'ઓ લખી શ્લોકાર્થ લાંબી ટીકા કરી અતિ સ્પષ્ટ રીતે સમજાવ્યો છે. ક્ષેપકનો ચેપી રોગ એને પણ લાગુ પડયા વિના રહેતો ન હોવાથી લેખકોમાં એ ઓવીઓની સંખ્યા વિશે મતભેદ છે. પણ સારા આધારે ૯૦૩૩ ઓવીઓ શ્રી જ્ઞાનદેવજીએ લખેલી મનાય છે. અસલનાં પુસ્તકોમાં પ્રસ્તાવના કે ભૂમિકા લખવાનો રિવાજ નહોતો અને તેથી કવિઓને ઘણીખરી વખત અતિશયોક્તિથી અને કેટલાંક પ્રકરણોની નકામી લંબાણ વિગેરેથી પોતાનો ઉદ્દેશ સમજાવવો પડતો પણ શ્રી જ્ઞાનદેવજીએ દરેક અધ્યાયને વિસ્તૃત પ્રસ્તાવના લખી તે તે અધ્યાયના શ્લોકોનો ભાવાર્થ શરૂઆતથીજ આપી દઇ નકામી લંબાણ કરી નથી એ એમની પ્રથમ ખૂબી છે.

# મીસ હેલનકેલરનું સ્વજીવનચરિત્ર.

એક જન્મથી બ્હેરી, મુગી અને આંધળી કન્યા બી. એ. છે ! તેનું જગજાહેર નામ મીસ હેલન કેલર છે. પૃથ્વીમાં થોડાનુંજ જીવન આ અમેરિકન બાનુથી વિશેષ વિચિત્ર હશે. નવલકથાની અદ્ભુત વસ્તુઓ પણ એના જીવન સન્મુખ નિરસ અને ઝાંખી પડી જાય છે. એ વિદુષી પ્રજ્ઞાચક્ષુએ હાલમાં પોતાનું સ્વજીવનચરિત્ર પ્રગટ કર્યું છે, તે સ્વજીવન ચરિત્રોમાં વર્તમાન સદીનું નહીં તો દશકાનું સર્વોત્તમ અને સૌથી રસિક જીવનચરિત્ર અવશ્ય ગણાશે.

આ સ્વજીવન ચરિત્રનું નામ " જે દુન્યામાં હું રહું છું તે " એવું અર્થદર્શક આપ્યું છે. તે પુસ્તકનો સારાંશ અત્ર આપવો એ કરતાં સત્યના વાચકોની વિશેષ સેવા હમે કરી શકીશું નહીં. આ કન્યાનાં અનેક જીવનચરિત્રો અદ્યાપિ પૂર્વે ગુજરાતી ભાષામાં પ્રગટ થયાં છે પરંતુ તેનાથી નવીજ બાબતો " The world I live In "માં વાંચવામાં આવે છે. મીસ હેલન કેલરનો જન્મ આજથી બરોબર બત્રીસ વર્ષ ઉપર યુનાઇટેડ સ્ટેટ્સના અલબામા પ્રાંતમાં થયો હતો. જન્મથી બ્હેરાં મુગાં જન્મવાં તો અત્યંત અસાધારણ નથી; કેટલાંક આખાં કુટુંબો ભાઇ બ્હેનો–બ્હેરાં મુંગાં જન્મે છે. વિધાતાનો આ કોપ થોડો ક્રુર નથી; પરંતુ તે જાણે ઓછું હોય તેમ કેલર કન્યા તો સાથે અપંગ પણ હતી. આ કન્યા આ પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિયમાંથી બેજ જ્ઞાનેન્દ્રિય વાળી હોવાથી તેને જગતમાં કોઇ પણ રીતે નિર્વાહ કરવો અશક્યવત્ હતો, અને નકામીથી પણ ખરાબ, પોતા તેમજ બીજાને કેવલ ભાર રૂપ થઇ પડી. કોઇ પણ જ્યોતિષી તેને પ્રત્યક્ષ જોય તો તેનાં ગૃહોનો ખરાબમાં ખરાબ સંયોગ કરી તે પ્રમાણે કુંડળી કરે; પરંતુ મનુષ્યોનો આત્મા જડ, કુદરત તેમજ જ્યોતિષનું પણ ઉલ્લંઘન કરે છે તે મીસ હેલન અને તેના ગુરૂઓએ પોતાના સંયુક્ત પુરૂષાર્થથી જગતને એક વખત પણ હમેશને માટે સિદ્ધ કરી આપ્યું છે.

સ્વજીવન વૃતાંતમાં મીસ હેલન કહે છે, " હું સાત વર્ષની થઇ ત્યારે મારી અધ્યાપિકા મીસ સલીવાને મારા શિક્ષણનો પ્રારંભ કીધો. તે મને પાણીના નળ આગળ લઇ ગઇ. નળનાં છિદ્ર પર મારો હાથ મુકાવ્યો. પછી હાથો ફેરવ્યો એટલે ઠંડું પાણીએ મારો હાથ ભીંજાઇ ગયો. ઠંડકના ગુણનું મને દુઃખદાયકરીતે જ્ઞાન થયું. તરતજ બાદ મીસ સલીવાને મારી હથેલી ઉપર પા–ણી ( વ–અ–ટ–ઇ–ર ) એમ છુટા અક્ષરો અનેકવાર લખ્યા, તે મારા મને ગોખ્યા. પછી મેં તે બાબતનું નામ સંજ્ઞાથી પૂછ્યું, અને તેણે " શિક્ષક " એમ મારી હથેલીમાં લખ્યું. બાદ આંગળી પકડી મને પાછી ઘેર લઇ જતાં, જે પણ વૃક્ષ આદિ વસ્તુઓ રસ્તે આવતાં તેનો સ્પર્શ મારી પાસે કરાવીને પછી તેનું નામ હથેલી પર આંગળી વતી કલ્પિત રીતે તે લખતી. આ પ્રમાણે મારો કોષ ૩૦ શબ્દોનો ઘરથી જતાં અને પાછા ફરતા દરમીયાન થઇ ગયો. "

જેમની આંખ આદિ જ્ઞાનેંદ્રિય જન્મથી નષ્ટ હોય છે તેમની ત્વચા ઇંદ્રિય અતિ તીવ્ર અને જાગ્રત હોય છે, નષ્ટ જ્ઞાનેંદ્રિયની શક્તિ જાણે ત્વચાની સ્પર્શ શક્તિમાં લય થઇ ગઇ હોય

તેમ થઇ ગયલું હોય છે. તેની સ્મરણ શક્તિ પણ અદ્ભુત હોય છે. મીસ હેલન કેલરનું પણ એમજ હતું. આંગળીના સ્પર્શદ્વારા ૭ વર્ષની વયથી અભ્યાસ ચાલ્યો તે પંચ જ્ઞાનેન્દ્રિયવાળાઓ કરતાં પણ વધુ ઝડપબંધ અને સરળ ચાલ્યો. તેની આંગળીની અણી જાદુગરની જાદુઇ લાકડી હતી. તે વડે તે ૨ વર્ષમાં ફ્રેંચ, જર્મન, લૅટીન, અને ગ્રીક; અંકગણિત, બીજગણિત અને સાહિત્ય, ભણી ગઇ, શું અદ્ભુત હાથજાદુ હતું કે દુઃખી કન્યા તેનો શિક્ષક જે બોલતો• તેના મુખમાંથી નીકળતા શબ્દોનું જ્ઞાન કરવા માત્ર તેના મુખ સમીપ હાથ ધરતી ને હાથ પર હ• વાનાં અંદોલનો ( Vibrations ) પડતા; તે જાણે બાલા કેલરના અંતઃકરણમાં ફોનોગ્રાફની સુઇમાં નોંધાઇ જતા. આથી શિક્ષકને તેના હાથ ઉપર ભણાવવું હોય તે વારંવાર લખવું પણ ન પડતું.

## હવે તે બોલતી થઇ!

બહેરાં હોય છે તે મુગાં પણ હોય છે. તેનુ કારણ જન્મથી જીભ લુપ્ત હોવાનું નથી પરંતુ જુદુંજ છે. મનુષ્ય શ્રવણ કરે છે તેટલુંજ બોલી શકે છે. બાલકને બોલી સંભળાવો છો ત્યારેજ તે તે પ્રમાણે બોલી બતાવે છે. હેલન કેલરના કાનમાં સાંભળવાનો પડદોજ નહોતો. તે સાંભળે તો બોલેકની ? આ પ્રમાણે વસ્તુ સ્થિતિ હોવાથી બોલવામાં કુદરતનો કાંઇ વાંધો નથી એ મીસ હેલરે ધાર્યું. જીભ ગમે તેમ આશરે ઉપાડવી જોઇએ, એજ જરૂરી હતી. ડૉકટરો ધારતા કે તે અશક્ય હતું; પરંતુ ન માની શકાય એના ઉદ્યોગ, પુરૂષાર્થ–સ્ત્રી પુરૂષાર્થ કરી શકતી હોય તો યુક્તિઓ અને પ્રયોગોથી તે જીભ વડે વગર સાંભળે ઉચ્ચારણ કરતાં જાતે શીખી. સાયંટીસ્ટો આ વાત સાંભળી ચકિત થયા અને તેમને તે અમાન્ય લાગી. તેથી બોસ્તનનગરની મેડીકલ સ્કુલના કાનના સ્પેસીએલીસ્ટોની સભા મેળવવામાં આવી, જેમાં મીસ કેલરે અંગ્રેજી, ફ્રેંચ અને જર્મન એ ભાષાઓમાં સ્વમુખે સુંદર ભાષણો કરીને તેમને ચકિત કીધા અને તેમને પોતાની રચેલી ટેકસ બુકોની અંદર પ્રવર્તાવેલા સિદ્ધાંતો ફેરવવાની ફરજ પડી. પોતાનું બોલેલું પોતે સાંભળનાર મીસ કેલર જગતમાં એકજ છે. જોકે પોતાનું બોલેલું ન સમજનાર તો અનેક છે!

## પશુભાષા પણ જાણે છે!

અપંગ અને બહેરી મીસ કેલર સાંગ–સાંભળતા મનુષ્યો કરતાં પણ વિશેષ બહુ ભાષા જ્ઞાની ( polyglot ) છે, કારણ કે મનુષ્યોને ગમે તેટલી પ્રાચીન અને અર્વાચીન પૌર્વ અને પાશ્ચાત્ય, ભાષાઓ આવડતી હોય પરંતુ મીસ કેલરને તો પશુઓની ભાષા પણ આવડે છે; જે મનુષ્યોને આવડવાની બુદ્ધિજ ઇશ્વરે સામાન્ય રીતે આપી નથી. કૂતરાનું ભસવું, ગધેડાનું ભુંકવું, બીલાડીનું મીઆંઉં–મીઆંઉં, કાગડાનું કા–કા, તથા મરઘાંનું કુકરે–કુક, એ સઘળા અવાજો મીસ કેલર તેમના હોઠ તથા ગળા ઉપર સાંભળી શકે છે. અને એ પશુઓ તથા પક્ષીઓ એ બ્રહ્મચારિણીના હાથમાં પંજા અથવા ચાંચથી જે લખે છે તે પરથી તેમના કથનનો આશય તે વિદુષી અપંગા સહજ સમજી જઇ શકે છે માણસના હાથના સ્પર્શથીજ તે તેના સ્વભાવ પામી જાય છે—તેનું અંતર એવું જાગૃત છે. તેનામાં પરમાત્મા એટલો સમીપ છે. અમુકના હાથ સ્પર્શથી તે મૂર્ખ છે કે મશ્કરો છે કે દાંભિક છે કે દયાળુ છે એવું જ્ઞાન આપો આપ કેલરને પોતાનાં દિવ્યચક્ષુથી થાય છે! કાનને સંભળાય છે તે હવાનાં મોજાં પડદા

પર અથડાયાથી. મીસ કેલરને દેખીતી રીતે કાનની જરૂર નથી, કારણ કે તેની સમસ્ત ત્વચા કાનના પડદા રૂપ છે. ચામડી પર હવાનાં મોજાં અથડાતાં મોજાંના પ્રકારથી મોજાં ઉત્પન્ન કરતો મનુષ્ય શું કરે છે અને કેવો છે તે સિદ્ધાંત તે સમજી જાય છે. પગલાંના ધમકારાનાં હવામાં થતાં આંદોલનનો ત્વચાને સ્પર્શ થતાં પગલાં ભરતો મનુષ્ય બાલક, મધ્યમ વયનો કે વૃદ્ધ વયનો છે તે પણ તે કહી શકે છે ! તેની ત્વચામાં આંખ તેમજ કાનના ગુણ સંયુક્ત છે. ત્વચા ત્રણ ઇંદ્રિયમય છે.

## અદ્ભૂત ઘ્રાણશક્તિ.

મીસ કેલરના નાકની શક્તિ પણ ચામડી જેવીજ દિવ્ય છે. કીડીને બે ગાઉ દૂરથી વાસ આવે છે તે માત્ર ઘ્રાણશક્તિની અધિકતા છે. પરંતુ કેલરની ઘ્રાણશક્તિમાં તો ગુણ વિશેષતા છે. મનુષ્યની ગંધ શ્વાનજાતિમાં છે તેથી. તેનાં પગલાં સુધી તે પોતાના શેઠ તથા બીજાને ભિન્ન પાડી શકે છે. તેથીએ ચમત્કારિક મીસ કેલરની શક્તિ છે. મનુષ્યની ગંધ પરથી તે કયો ધંધો કરે છે તે તે કહી શકે છે. વૈદો, ચિતારા, શિલ્પીઓ, ગવૈયાઓ, સુથારો, ગાંધીઓ, અને રસોયા તેણે એ ધંધાદારી છે એમ નાકદ્વારા વિવેક કરી શકી છે. વળી વાવાઝોડું થવાનું હોય ત્યારે વાતાવરણની સુગંધમાં ફેરફાર થાય છે. તે ગંધભેદથી અનેક કલાક આગમચ તે તોફાન થવાની અગમચેતી કરી શકે છે. મીટીયૉલૉજીનાં યંત્રો અને તેના ચાલકો ! તમે જરા લજ્વાઓ !

## ગાયન.

એક અક્ષર સંભળાતો નથી; છતાં મીસ હેલન કેલરને ગાયનનો આનંદ ઘણા ગાયનના રસીકોથી વિશેષ આવે છે ! તે તે સાંભળતી નથી પણ તેને " લાગે છે. " " તબલાના અવાજનાં મોજાં મને છાતીથી તે " ખભાના નાકા સુધી હચમચાવી મુકે છે. મારાં શરીરનાં " પરમાણુ પરમાણુ ( હવાનાં મોજાં નોંધનારા ) વાઇબ્રોસ્કોપ રૂપ છે. " દરેક વાજું વાદનયંત્ર જુદાજુદા પ્રકારનાં મોજાં ઉત્પન્ન કરે છે; તે મોજાંદ્વારા તે બાહ્ય ગાયનવાદનનો સંપૂર્ણ આનંદ અનુભવે છે, એટલુંજ નહીં પણ કયું વાદન વગાડે છે તે પણ કહી શકે છે.

આ બાઇ હવે બોલતી થઇ છે, અને બી. એ. માન સહિત ( With Honours ) પરીક્ષા પણ પસાર થઇ છે. અપંગ છતાં ગૃહવિદ્યામાં નિપુણ છે. જન્મે મુંગી છતાં દૈવી પ્રયત્નથી એક સુંદર વક્તી થઇ છે. એક પ્રસિદ્ધ ગ્રંથકર્તા તરીકે તેણે નામના મેળવી છે, અને એક મિત્ર તરીકે પણ પોતાના સુસ્વભાવ અને મીલનસારપણાથી આનંદ આપે છે. દેખતા નિરર્થક જન્મવા કરતાં આવા અપંગ સાર્થક જન્મવું બહેતર.

( સામાન્ય લોકોને તેનાં આગલાં જીવન વિષેનું જ્ઞાન છે; પરંતુ પ્રૌઢ વયમાં આવ્યા પછી તેના જ્ઞાન તથા શક્તિમાં થયલી વૃદ્ધિ સંબંધી માહિતી થોડાનેજ હોવાથી તેની પૂર્તિ સારૂ આ લઘુ લેખ લખ્યો છે. મીસ હેલનના જીવનચરિત્ર રૂપ આ લેખ સમજવાનો નથી, તે તો પ્રસિદ્ધ છે. )

# સાયન્સ પદાર્થવિદ્યા વિભાગ.

**વિજળીથી જોઇએ ત્યારે નિદ્રા તથા જાગૃતિ** આણવાની શોધ સંપૂર્ણ કરવાની અણી ઉપર જર્મન ડૉક્ટર હેર નેજલસ્મીટ છે. પ્રયોગોથી ડૉ. નેજલસ્મીટ કુતરાં તથા સસલાં " વિજળીક સમાધિ " માં આણી શક્યો છે, અને ડૉ. ના મત મુજબ મનુષ્ય પણ વીજળીક સ્પર્શથી તે દરમીયાન નિદ્રાવશ રહી શકશે. વળી એ નિદ્રાની અસર ચાલુ રહેશે ત્યાં સુધી વિશેષ લાભ એ થશે કે નિદ્રાગ્રસ્ત પુરૂષને ટાંચણી તો શું પણ શસ્ત્ર વૈદ્યની છરીના પ્રયોગથી પણ નિદ્રાભંગ થશે નહીં. પછી ક્લૉરોફોર્મ તથા કોકેનના ભાવ જરૂર ઘટી જશે.

**શસ્ત્રવૈદ્યકની એક બીજી કુતેહ:**—ઓકલ્હામની એક હૉસ્પીટલમાં વીલીયમ કોપર નામનો દરદી દાખલ થયો હતો. તેની આંખમાં આશરે એક ઇંચ ( સાત અષ્ટમાંસ ) લાંબી લોખંડની ખીલી પેસી ગઇ હતી. શસ્ત્રવૈદ્યોએ એક બળવાન લોહચુંબક અંગ આગળ ધરવાથી તે ખીલી ખેંચાઇને બહાર આવી હતી અને આંખ સહીસલામત રહી હતી !

**ગોળીનો પ્રહાર !**—શું અને કેવો છે તેની કલ્પના પણ ઘણાને નહીં હોય-હમે નવીન શોધની બંદુકની ગોળીની વાત કરીએ છીએ. તે બે માઇલથી ઘણી વધારે દૂર વેર જાય છે, અને તે છેડે વળી એક માણસ તથા એક ઝાડને પણ આરપાર વીંધી નાંખશે. હવે નવી શોધની ગોળી હવામાં ફરફર જતી કે ઉંચી નીચી થતી નથી. તે એકદમ સીધીજ જાય છે. તે માત્ર જમીનથી પાંચ ફુટ ઉંચી ધસી જાય છે-અને રસ્તામાં ૧૨ માણસોને પણ આરપાર વીંધવા છતાં તેનું જોશ ખાસ નરમ પડતું નથી. આ ગોળીઓએ સેંડો અને રામ મૂર્તિઓની કીમ્મત ઘટાડી નાંખી છે. કારણ કે તેની આગળ તો તેઓ અનચુવા આગળ શિવાદિ દેવો હતા તેમ નિર્બળ બાલક સમાનજ છે.

**મોટરની અત્યંત ઝડપ પકડનાર " પોલીસમેન " યંત્ર**—આ યંત્ર મોટરના છાપરા ઉપર મુકવાનું હોય છે અને એક નાના પત્રાંના ડાબલા જેવું માત્ર દેખાય છે. હદ્દવેસી હદ સુધીમાં મોટર દોડે ત્યાં સુધીમાં આ " પોલીસમેન " નામક યંત્ર ચુપચુપ બેઠું રહે છે પણ તેથી વધુ હવે મોટર દોડવા માંડે તો યંત્રમાંથી ઘંટડી વાગવા માંડે છે. તેને મચક ન આપે તો પછી તેમાંથી પત્રાંના કટકા નીકળવા માંડે છે;-જે રસ્તે વેરાતા જાય છે. આ કટકા ઉપર તે મોટરના નંબર લખ્યા હોય છે, જેપરથી ઝડપથી દોડતી ગાડી આપોઆપ પકડાઇ આવે છે, બાદ તેનો હાંકનાર દંડાઇ જાય છે. આથી ખોટાખરા સાક્ષીની પણ જરૂર પડતી નથી ! ચીકાગોની મ્યુનીસીપાલ કોર્પોરેશન આ શોધનો લાભ લઇને તે યંત્ર વાપરવાની મોટરીસ્ટોને ફરજ પાડવાનો કાયદો ઘડવાના સંબંધમાં વિચાર ચલાવે છે. મુંબઇમાં એવી જરૂર નથી. ડરથીજ પોણું કામ સિદ્ધ થશે અને પોલીસ તેમજ મેજીસ્ટ્રેટો કરતાં એ યંત્ર વધારે કામ કરશે. તેમના કરતાં મોટરડ્રાઇવરો યંત્રથી વધારે ડરશે !

**એકજ શરીરનાં બે આદમીઓ !**—બે જોડકાંની કહાણી—દુન્યાનું સૌથી વિચિત્ર

સંયુક્ત શરીરનું જોડું હાલમાં સાઠ વર્ષની વૃદ્ધ વયે યુનાઈટેડસ્ટેટ્સનાં ઓરીઓ રાજ્યનાં બ્હાઇટવીલ ખાતે મરણ પામ્યું છે, એ જાણીને અતિ શોક થાય છે. તે બે બ્હેનો હતી, અને અમેરિકાના આફ્રીકન ગુલામોની પુત્રીઓ હતી. સીયામનું પ્રખ્યાત 'આવું ભાઇ ભાઇઓનું' જોડું હતું. જે મહારાણી વિક્ટોરીયાને બતાવવા વાસ્તે તે ખાસ ઇંગ્લંડ લઇ જવામાં આવ્યું હતું. તે પછી દુનયામાં આવું એકજ જોડું હોવાનું જાણવામાં હતું. આ આફ્રીકન જોડાંનાં નામ મીલી તથા ક્રીસ્ટાઇન હતાં. તેઓ ગુલામગિરિમાં જન્મેલાં હોવાથી તેમને પ્રદર્શનના કામ સારુ આઠ હજાર પાઉંડની કીમ્મતે વેચવામાં આવ્યું હતું. બાદ ફીલાડેલફીઆમાં તેમને કોઇ ચોરી ગયું, માલિકને અનેક વર્ષે લંડનમાં તેમની ભાળ લાગી, અને તેમનો કબજો મેળવી તેણે બાદ યુરોપમાં તેમનું પ્રદર્શન કીધું. મીલી તથા ક્રીસ્ટાઇનને માથાં તથા નીચલા પગ જુદાં જુદાં પરંતુ પગ શિવાયનું ધડ, જાંગો સુધી એકજ હતું. તેઓની રૂચિ અરૂચિ હમેશ એકજ હતી. તેઓ એકજ ચીજથી સામટાં માંદાં પડતાં. છતાં કેટલીકવાર તેઓને માંહોમાંહે મતભેદ પડતા અને એકજ હોજરી હોવા છતાં આમનસામન લડતાં! તેઓથી ડોક્ટરો ચકિત થતા અને આશ્ચર્યથી તેમનું અવલોકન કરતા. તેઓ રંગભૂમી પર સાથે નાચતા તથા ગાતા; તેથી અત્યાનંદ થતો. માથાં જુદાં હોવાથી એક માથું એક તો બીજું બીજા સાથે વાત કરવામાં ગુંથાતું. સીયામનાં જોડાથી પણ આ વધારે વિચિત્ર હતુ; કારણ કે, હમને ખબર છે ત્યાં સુધી, તેમને સ્વતંત્ર શરીર હતાં, માત્ર તે સંયુક્ત હતાં. સીયામમાંથી રાધિકા તથા દુધિકા નામની બ્હેનોનું જોડાયલું જોડું પણ દસ વર્ષની વાત ઉપર મળી આવ્યું હતું. પરંતુ એકને ક્ષયરોગ લાગુ પડવાથી એવો ભય બન્યો હતો કે બીજાને પણ તે રોગનો ચેપ લાગશે; તેથી પેરીસમાં તેમને જૂદા પાડવા માટે શસ્ત્રવૈદ્યકનો પ્રયોગ કરવા લઇ જવામાં આવ્યાં, પરંતુ તેઓનું મરણ થયું હતું. એક શરીરધારી બે માથાંઓને પણ મતભેદ ઉભો થાય છે તો બે સ્વતંત્ર શરીરધારી ભાઇઓને હમેશ બનતુંજ રહેવું જોઇએ એવી આશા રાખવી કેટલી વ્યર્થ?

**કુતરાઓ શું ભારવાહકો ન થઈ શકે?**—એક ઘોડાને કોઇએ પૂછ્યું કે કૂતરો હોશીયાર કેમ? તેણે જવાબ આપ્યો કે, વગર કામ કીધે કેમ આનંદ કરવો એનોજ તે વિચાર કરે છે, તેથી આ હાસ્યમાં મર્મ છે. લોકો ધારે છે કે બળદ, ઘોડા આદિ ભારવાહકો પેઠે કૂતરો લઘાવા લાયક નથી; પરંતુ તે ભૂલ છે. ઇંગ્લંડમાં ૧૮૫૩ સુધી તેઓને ગાડીમાં જોડવામાં આવતા! અને હાલમાં 'ડોગકાર્ટ' નામક જે બે પંડાની હલકી ગાડીઓ જોડવામાં આવે છે તેનું ખસણુ કુતરાઓનેજ એવી ગાડીમાં જોડવામાં આવતા તે છે. ગાડીમાં બિચારા કૂતરાઓ પોતાના શેઠને એક દિનમાં ૫૦ થી ૬૦ માઇલ જેટલે દૂર ખેંચી જતા. અને બિચારાને ખાવામાં માત્ર 'બીર' થી પલાળેલી રોટીજ મલતી. ૧૮૩૯ માં પાર્લામેંટે એવો કાયદો કીધો કે કુતરાને ગાડીમાં જોતરવા નહીં, ત્યારથીજ એ પૃથા બંધ પડી. હોલેન્ડ અને બેલ્જીયમમાં હજીએ દૂધવાળાનાં તથા રોટીવાળાનાં દુધ તથા રોટી ઘેરઘેર પુગાડવાની ગાડીઓ કુતરાઓજ ખેંચતા જોવામાં આવે છે. એમને ભસવાનો ઓછો વખત રહે તે સારૂ તેમને જોતરવા એજ ઠીક છે.

૭ ફીટ બે ઇંચ જેટલી લાંબી દહાડીનો નસીબવંતો ધારક, દક્ષિણ ફ્રેરા-

લીના (અમેરીકા) નો મી. એસ. છ. ઑકલે છે. પોતાથી પણ તે લાંબી હોવાથી તેની આંટ તે રએને ગુલાંટ ખાય એ ભયથી કપાવીને હાલ તેણે તે માત્ર પાંચ ફીટ ચાર ઇંચ જેટલી નાની કરી દીધી છે. ૭ ફુટની દાઢી તે બહાર નહીં પણ 'શર્ટ' ની અંદર રાખે છે! હાલ તે ૫૨ વર્ષનો છે, પરંતુ ૨૫ વર્ષનો હતો ત્યારથી તેની આટલી લાંબી દાઢી છે. પ્રથમ તે હમેશ દાઢી મુછ મુંડાવતો પણ એક અડવાડીયામાં એટલી ઘાસ પેઠે વધી જતી કે અંતે કંટાળી ગયો અને વધવા દીધી. આટલી લાંબી દાઢી છતાં, તેને કાંઇ દુન્યાના સૌથી દાઢીદાર માણસની ઉપમા–ઉપાધિ મળી શકતી નથી. કારણકે ૧૯૦૩ માં પર્થ (સ્કોટલેંડ)'ના મી. એલેક્ઝાંડર ક્રેગીને ૭ ફીટ ૨॥ ઇંચની સૌથી લાંબી દાઢી માટેનું હરીફાઇનું ખાસ ઇનામ ઝતી ગયો હતો. ઇંગ્લંડના રૉબર્ટ લેટરની દાઢી તો ૧૬ ફીટ લાંબી હતી અને તે તે કમર-પટા તરીકે કમરની આસપાસ વીંટાળતો. તે કહેતો કે એના જેવો કમરપટો બીજા ગમે તેવા ખર્ચાળ કમરપટાથી મળે એમ નથી!

**યુરોપમાં દીર્ઘાયુષી કેટલા છે?**—જર્મન આંકડાઓ પ્રમાણે યુરોપમાં હાલમાં ૭૦૦૦ થી અધિક શતાયુઓ (centinarians) છે. સર્વે યુરોપીઅન દેશોમાં બલગેર્યા પ્રથમ આવે છે. તેની વસ્તી થોડાજ લાખની છે છતાં, શતાયુઓની સંખ્યા બાકીના આખા યુરોપના ૪૦ કરોડ મનુષ્યોમાં છે તેથી અધિક, અર્થાત ૩૮૮૮ છે! બાલ્કન દ્વીપકલ્પ એ શતાયુઓ તથા દીર્ઘાયુ જટાયુઓની ખાણ છે. રૂમાનીયામાં ૧૭૦૪ છે, અને સર્વીયામાં ૫૭૩ છે. સ્પેનની ઓછી વસ્તી તથા દુર્ગંધિ છતાં ૪૧૦; ફ્રાન્સમાં ૨૧૩, ઇટલીમાં ૧૯૭; ઑસ્ટ્રીયા હંગેરીમાં ૧૧૩; ઇંગ્લંડમાં ૯૨ છે. બાલ્કનમાં રહેતા મનુષ્યો ખાટા તથા વાસી દુધના પ્રિય છે તેથી જ દીર્ઘાયુષી થાય છે એમ માનીને પેરીસનાં પેસ્ચ્યુ ઇન્સ્ટીટ્યુટનો વડો ડૉ. મૈનની કોક બધાને હાલમાં ખાટું દુધ પીવાનો ઉપદેશ કરે છે, અને તેના વચનપર શ્રધ્ધા રાખીને આખું યુરોપ તેમ કરવા લાગ્યું છે!

**કોણ વધારે અક્કલવાળું?**—પંજાબમાં એક તરફ હીંદુઓ તથા બીજી તરફ મુસલમાનો વચ્ચે વૈમનસ્યનું એક મહાન કારણ ઉત્પન્ન થયું છે. ત્યાંના માંસાહારી શીખો–હિંદુઓ બકરાઓનું 'ઝટકાથી' માથું ધડથી જુદું પાડીને પછી તેનો ઉપયોગ કરે છે. હવે મુસલમાનો રક્તસ્રાવનો વિધિ કરે છે જેનેજ તેઓ 'હલાલ' કહે છે. 'હલાલ' થી વિપરીત ક્રિયાથી મારેલા પશુનું માંસ ખાવું તેઓ 'હરામ' ગણે છે. હવે મુસલમાનો તથા તેમના ખાટકીઓ કહે છે 'ઝટકા'નું માંસ બજારમાં વેચવાથી તેમની લાગણી દુઃખાય છે માટે તે વેચવા અટકાવવું. જો કે તેમને તે લેવા કોઇ ફરજ પાડતું નથી. આનો એક ઉપાય એ છે કે માંસાહારી હિંદુઓએ ટંટો કરવો કે હમારી 'હલાલ' ક્રિયાથી લાગણી દુઃખાય છે માટે તે ન વેચાવા દેવું! વિલક્ષણ વાત એ છે કે બન્ને વિપક્ષો એકમત એ વિષે છે કે જાનવરને મારવામાં પાપ નથી પણ તેને અમુક પદ્ધતિથી ન મારવામાંજ પાપ છે! એ ઉભય માંસાહારીઓને પરમાત્મા પુષ્કળ હૃદય તથા થોડું મગજ આપો!

**પવિત્ર પ્રેમ સદીના વિભાગોરૂપી છરીથી પણ અકાટય છે!**—જેનો એક દૃષ્ટાંત હમે આ પત્રમાં આપ્યો હતો. એકબીજાના પ્યારમાં પડ્યા પછી, સ્ત્રીએ માતાને વચન આપ્યું

હતું કે તેના દુઃખી ભાઇની સુશ્રુષા તેના જીવનપર્યંત તે કરશે. આથી લગ્ન અશક્ય હતું. બાદ ચાળીસ વર્ષે તે ભાઇ મરતાંજ તે બાઇએ લગ્ન કીધાં હતાં, અને દરમીયાન પ્રેમપ્રતિજ્ઞા સ્ત્રીપુરૂષ માત્ર અઠવાડીએ એકવાર મળીને સંતુષ્ટ થતાં. એ દાખલા ઉપરાંત હાલમાં પ્રગટ થયલા બીજા દાખલાઓ બતાવે છે કે, યુરોપમાં પ્રેમ જેવું હવે રહ્યું નથી એવી ઠરવામાં આવતી વાતોના ટેકામાં છૂટાછેડાના આપવામાં આવતા દાખલા હજી અપવાદરૂપ છે. ૫૮ વર્ષની વયે હાલમાં હેસબર્ગ નામનો એક મોચી પરણ્યો છે. જે કન્યા સાથે તેનું લગ્ન થયું તેની સાથે તે પ્યારમાં પડયો ત્યારે તે માત્ર ૨૮ વર્ષનો હતો. લગ્ન તરત નક્કી થયાં પણ તેની ધનાઢય કાકીએ તે વખતે વીલમાં એ ભત્રીજાને વારસો આપતાં એવી શરત કીધી હતી કે જો ૩૦ વર્ષ દરમીયાન તે પરણે તો તેને વારસો ન મળે. એક પત્નીપ્રેમના વ્રતધારી મોચીએ ૩૦ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યું. કન્યા પણ સહમત થઇ અને ૩૧ વર્ષની મુદ્દત ખલાસ થતાંજ લગ્ન કર્યું ! હવે બન્ને વૃદ્ધ થયાં હતાં પણ પવિત્રપ્રેમની જ્યોતિ તો મૂળ હતી તેવીજ શુદ્ધ જાજ્વલ્યમાન હતી ! ( ૨ ) આથી પણ વધારે લાંબી મુદત સુધી એક સ્વીસ જોડાંનો પ્રેમ ટકયો હતો. ૨૦ વર્ષનો યુવાન, નામે હેર્ઝફેલ્ડ એક સ્વરૂપવતિ યુવતિ સાથે પ્યારમાં પડયો. બાદ તેણે પ્રતિજ્ઞા કરી કે રૂ. ૩ લાખનો સ્વામી હું ન થાઉં ત્યાં સુધી કન્યાનું પાણિગ્રહણ કરવા હું દાવો કરીશ નહીં, તે અમેરિકા ધનલાભાર્થે ઉપડયો, અને કન્યાએ તેના પાછા ફરવા માટે ૪૫ વર્ષ તપ તપ્યું. પ્રતિજ્ઞા પૂર્ણ કરી તે પાછો માતૃભૂમી આવ્યો છે. દરમીયાન પતિ તથા પત્ની થવા પ્રતિજ્ઞા કરનારાઓ વચ્ચે માત્ર પ્રેમાશ્રુથી અંકિત પત્રવ્યવહાર, ચાલતો તે પત્રોની સંખ્યા ૩૦૦૦ તથા પરસ્પર મોકલેલા ફોટોગ્રાફની સંખ્યા ૫૦ થઇ છે. હવે તેઓએ પ્રતિજ્ઞાની લગ્નરૂપી પૂર્ણાહુતિ કરી છે ! જ્યાં સુધી યુરોપમાં આવો પવિત્ર અને દઢ પ્રેમ પ્રવર્તે છે ત્યાં સુધી તેની અનીતિનાં દ્રષ્ટાંતોથી તેમની સામાન્ય નીતિ પર ઝાંખો કલંક આવશે નહીં.

---

# દુન્યાની સૌથી પ્રચંડ વસ્તુઓ.

---

ઝાડ—સૌથી પ્રચંડ વૃક્ષો કેલીફોર્નીયા ( યુનાઇટેડસ્ટેટ્સ ) નાં જંગલોમાં છે. ત્યાંના ટુલેર નામના પરગણામાં એક રાતું ઝાડ છે તેનો ઘેરાવો ૧૦૮ ફુટ તેના મૂળ આગળ છે. અને ૧૨ ફુટ ઉંચે તે ૭૬ ફુટ છે.

રણ—સૌથી મોટું રણ આફ્રીકાનું સહારાનું છે. સહારાનો અર્થજ રણ થાય છે. તેની લંબાઇ ૩૦૦૦ તથા પહોળાઇ સરેરાસ ૯૦૦ માઇલ છે. ત્યાં વરસાદ ૧૦ કે ૨૦ વર્ષે એકાદ વાર પડે તો ગનીમત ! ઉન્હાળામાં ત્યાં ગરમીનું તો પુછવુંજ શું ? છતાં શિયાળામાં થર્મોમીટરમાં પારો એક પણ ડીગ્રી ચઢતો નથી !

જ્વાલામુખી—મૅક્સીકોમાં પુબ્લો નજદીક આવેલાં પોપો કાટેપેટલ નામક જ્વાલા-

મુખી જ્વાલામુખીઓનો રાજા છે. તે સમુદ્રની સપાટીથી ૧૭૫૫૦ ફુટ ઉંચો છે, અને જ્વાળામુખ ૨,૦૦૦ ફુટ પહોળું છે !

**રેલ્વેની ટનલ**—સ્વીટઝર્લાંડના પહાડી દેશમાં પહાડમાંથી રેલ્વે કોરી કાઢી છે. એક બુગદો ( ટનલ ) આશરે હા માઇલ લાંબો છે. તે ૨૬॥ ફુટ પહોળો તથા ૧૯ ફુટ ઉંચો છે. આટલો લાંબો બીજો કોઇ બુગદો નથી.

**દિવાલ**—ચીનની દિવાલ ૧૫૦૦ માઇલ લાંબી ૨૦ ફુટ ઉંચી ૨૫ ફુટ ભોંયે તથા ૧૫ ફુટ ટોચે પહોળી છે. પહાડોનાં શિખરો અને ખીણો, અને નદીઓ તથા નાળાંઓનું પણ તે ઉલ્લંઘન કરી ગઇ છે. ઇ. સ. પૂર્વે ૨૦૪ ના વર્ષમાં તે ટાર્ટર હુમલા કરનારાઓથી દેશનો બચાવ કરવા બાંધવામાં આવી હતી. હવે ઘણે સ્થળે તે ખંડીયેર જેવી થઇ ગઇ છે, છતાં આગલી મરામતને લીધે એકંદર હજી ઘણી સારી સ્થિતિમાં છે.

**ઘંટ**—સૌથી મોટો ઘંટ મોસ્કોમાં છે. તેનો ઘેરાવો છેક ૮૬ ફુટ છે. તે ૨૧ ફુટ ઉંચો અને ટોચે ૨૩ ઇંચ જાડાં પત્રાંનો છે. તેનું વજન ૨૧૭ ટન છે. આવો મોટો ઘંટ લટકાવાય ક્યાં ? તેથી લટકાવાયેજ નથી ! અને લટકાવ્યા વિના વગાડાય કેમ ? તેથી વગાડાયેજ નથી ! ! બનાવનારની દીર્ઘદ્રષ્ટિને ધન્ય છે !

---

# કેટલાક ઉત્તમ માસિકોના ઉત્તમ લેખોનો સારાંશ.

**ઑસ્ટ્રેલીયામાં હિંદીઓ-ગોરી સાથે ફરજ્યાત લગ્ન !**—મોરીશીયસના પ્રખ્યાત હીંદુ દેશાભિમાની બેરીસ્ટર મી. મણીલાલ એમ. ડાક્ટર, એમ. એ; એલ એલ. બી. એ ગયા ડીસેંબરના મૉડર્ન રીવ્યુ (કલકત્તા)માં પૃથ્વીના પાંચમાખંડ ઑસ્ટ્રેલીયાના સૌથી મોટા બેટ ઑસ્ટ્રેલીયામાં વસતા હીંદીઓની સ્થિતિપર કેટલોક સારો પ્રકાશ પાડયો છે. ત્યાંના એડીલેડ નગરમાં પંજાબીઓ, કાબુલીઓ તથા પઠાણો વસી ગયા છે ! મી. મણીલાલ ત્યાં ઓગસ્ટમાં હતા ત્યારે ત્યાં મુસલમાનો રમજાનના રોજા પાળતા હતા. તેમની ત્યાં મસજીદ પણ છે. શિખો નગરમાં નહીં પણ દૂર ગામડાંઓમાં રહે છે અને ઘઉં વગેરેની ખેતી કરે છે. અફઘાનો તથા પઠાણો ઉંટ રાખવા, ચલાવવાના ધંધા કરે છે. આખા ઑસ્ટ્રેલીયામાં આશરે ૫૦૦ હીંદીઓ હશે. ઉંટનો ઉપયોગ ઑસ્ટ્રેલીયનોને પ્રથમજ વાર હીંદીઓએ બતાવ્યો, જેથી હવે હીંદીઓને તેઓ તે કામ સારૂ રાખવા રાજી નથી. અનેક સ્થળે ઉંટથીજ ટપાલ લાવ લઇ જા થઇ શકે છે, જેનાં સરકાર પાસેથી હીંદીઓને કંટ્રાક્ટ મળ્યાં છે. હજી એ દેશમાં રેલ્વે બહુ ઓછી છે. ઑસ્ટ્રેલીયામાં હીંદીઓને ગોરાઓ જેટલાજ રાજદ્વારી તથા મ્યુનીસીપલ ( નાગરિક ) હકો છે. ત્યાં ભેદભાવ કે અસભ્યતા પણ નથી. મેલ્બોર્ન નગરમાં હીંદીઓનું કેટ મુલતાનના અમુકમસની

હીંદની નવાઇની ચીજોની સુંદર દુકાન છે. અહીં પણ મુસલમાનોની મસીદ છે. સીડનીમાં પણ ઉક્ત મુલતાનીનીજ શાખા છે. એ બે નગરોમાં ગરીબ હીંદી વર્ગ શર્ટ બનાવીને ગુજરાન કરે છે. કાઠીયાવાડનો એક ભાટીયો પણ ત્યાં છે. અનેક પઠાણોએ ઓસ્ટ્રેલીયન ગોરી કન્યાઓ સાથે લગ્ન કર્યાં છે. તેઓએ કાંઇ તે આનંદથી નથી કર્યાં; પણ ઓસ્ટ્રેલીયન સર્કારે એવો કાયદો કર્યો છે કે, તેઓથી સ્વદેશની સ્ત્રીઓ આણી શકાયજ નહીં, અને ગોરી મડમો પરણવાને તેઓ ઉત્તેજન આપે છે. આ દેશમાં એક ન્યાતની કન્યા તેજ ગામમાં તેનાજ જેવા, તેજ વર્ણના પુરૂષ સાથે પણ પરણે તો પણ ન્યાતોમાં ધરતિકંપ થાય છે, ત્યારે ઓસ્ટ્રેલીયાની સરકાર નાનજાતના નહીં અને વળી પરદેશી સાથે સ્વકન્યાઓને પરણવા ઉલટું ઉત્તેજન આપે છે. તેનો રાજદ્વારી હેતુ છે. સ્વાર્થી પરંતુ દીર્ઘદ્રષ્ટિથી તે સરકાર જોય છે કે જો ઓસ્ટ્રેલીયન કન્યા સાથે હીંદીઓ પરણશે તો તેમની સંતતિ ઓસ્ટ્રેલીયામાંજ રહેશે અને તેઓ શુદ્ધ ઓસ્ટ્રેલીયાભિમાની સ્વદેશીઓ રહેશે. સરકારને વર્ણસંકરતાનો કાલ્પનિક ભય નથી. આવાં લગ્નનો બીજો હેતુ પ્રજાવૃદ્ધિ ઉપરાંત અર્થશાસ્ત્રીય એ છે કે, તેથી હીંદીઓને ઓસ્ટ્રેલીયામાંજ વસવું થાય છે અને જે દેશમાં રળેલા તેજ દેશમાં ખર્ચવું પણ પડે છે. અલબત્ત પઠાણો સાથે ઉચ્ચવર્ગની કન્યાઓ પરણી નથી, તેમજ ચાલે તો પઠાણો પણ પરણે નહીં, કારણ કે તેમને સ્વદેશી પઠાણી ઘણી સોંઘી પડે છે ને મડમ સાહેબ ખર્ચાળ હોય છે. પરંતુ તેથી એક લાભ એ થયો છે કે તેઓ નીતિમાન્ છે. ઇસ્લામ ધર્મમાં પરધર્મી ( મૂર્તિપૂજક શિવાય ) સ્ત્રી સાથે લગ્ન કરવાની છુટ છે—એ પણ મહમદની જેવી તેવી બુદ્ધિમત્તા નથી. હીંદુઓને તે પરણવાની છુટ ન હોવાથી મી. મણીલાલ કહે છે કે, તેઓની નીતિ ભ્રષ્ટ થઇ છે અને દારૂ તરફ પણ તેઓ ચડી ગયા છે. દક્ષિણ આફ્રિકામાં આથી ઉલટુંજ છે. ત્યાં કાળા સાથે ગોરીનાં લગ્ન કાયદા વિરૂધ્ધ ઠરાવવામાં આવ્યાં છે તેનું કારણ એ દેશમાં કાળી ચામડીઓ માટે ઓસ્ટ્રેલીયા જેટલું માન ન હોવાનું છે.

અમેરિકામાં કન્યાઓને શિક્ષણ કેવી રીતે અપાયછે તેના સંબંધમાં **મી. રફીદીન અહમદ**, નવેંબરના "ઇંડીયન રીવ્યુ " (મદ્રાસ) માં કહે છે કે, ત્યાંની કાલેજોમાં તથા યુનીવર્સીટીઓમાં હવે ઘણુંખરૂં કન્યાઓ તથા બ્રહ્મચારીઓ સાથેજ, એકજ વર્ગોમાં ભણે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં કુલ પાંચસો કાલેજો છે, તેમાંથી ૭૦ ટકા જેટલીમાં ( ૩૫૦ માં ) કન્યાઓને પુરૂષ વિદ્યાર્થી સાથે ભણવાની છુટ આપવામાં આવી છે. ( અમેરીકામાં શિક્ષણ લઇ આવેલા મી. સત્યદેવનો પણ એવો અભિપ્રાય છે કે એવાં " સહશિક્ષણ " થી લાભ છે. પરંતુ તે ઉચ્ચતમ વર્ગોમાંજ હોવું જોઇએ. બી. એ. થવા પૂર્વે નહીં. તેઓએ અમને કહ્યું હતું કે કાલેજમાં શિખતા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીઓની નીતિ એકંદર ઘણા ઉત્તમ પ્રકારની છે, અને સહશિક્ષણથી બગડવાને બદલે ઉલટી સુધરવાનો સંભવ છે. )

**વિક્રમ સંવત ક્યારે થયો ?**—એ સબંધી, ઇંદોરના વાનપ્રસ્થ ગ્રાહક ગ્રાહક, રા૦ બા૦ **ચિંતામણ વિ. વૈદ્ય**, એક વિદ્વત્તાયુક્ત લેખ **ઇંડિયન રિવ્યુ** ( નવેંબર ) માં લખે છે. હીંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના યુરોપીયન અભ્યાસીઓએ લગભગ સર્વાનુમતે એવો સિદ્ધાંત સ્થાપ્યો છે કે, " વિક્રમ સંવત્ સ્થપાયો ત્યારે કોઇ વિક્રમ એ નામક પુરૂષ જ નહોતો !

' અને તેની ચક્રવર્તી સ્થાપના અર્થાત્ સાર્વભૌમ પ્રચાર તો અનેક શતાબ્દિઓ પછી થયો.
' તે પૂર્વે કેવળ માળવામાંજ એ સંવત ચાલતો–અને વિક્રમ જેવું તો કોઇ થયુંજ નથી અને
' હોય તો તે ગુપ્ત વંશનો રાજા સમુદ્રગુપ્ત હતો." ડૉ. ફ્રીલ્હૉર્ન, મી. વીન્સેંટ સ્મીથ, મી. કેનેડી વગેરેના આ મતનું સમર્થ ખંડન કરતાં મી. વૈદ્ય કહે છે કે ડૉ. ફ્રીલ્હૉર્ન વિક્રમ નામક પુરૂષનું અસ્તિત્વજ એક ગપ છે અને એ સંવત પાછળથી પ્રચલિત થયો એવા સિદ્ધાંતના ટેકામાં કહે છે કે જે પ્રાચીન લેખો મળ્યા છે અને જેમાં વિક્રમ સંવત્ આપ્યો છે•તેમાંના સૌથી પ્રાચીનમાં માત્ર સંવત્ લખ્યું છે પણ કોનો તે લખ્યું નથી. તેનાથી ઓછા પ્રાચીનમાં માલવ સંવત્ લખ્યું છે અને છેક તે પછીનામાંજ વિક્રમ સંવત્ એમ લખ્યું છે. આ દલીલનું ખંડન કરતાં મી. વૈદ્ય કહે છે કે આરંભમાં લોકોને કોનો સંવત્ એ તે તાજું હોવાથી ન લખે તેમાં શું આશ્ચર્ય ? ઉલટું લોકો તે બહુ અચ્છી રીતે જાણતા હોવાની સાબીતીનું તે પરથી તો અનુમાન કરવું જોઇએ શિવાજીએ પોતાનો રાજ્યારોહણનો સ્મારક તરીકે નવો સંવત્ ચલાવ્યો હતો–જેનું નામ "રાજ્યારોહણ સંવત્" પડ્યું છે. : પરંતુ જૂના મરાઠી દફ્તરોમાં માત્ર સંવત લખતાં કોનું રાજ્યારોહણ તે લખ્યું નથી. તેથી શું શિવાજી વિષે શંકા લઇ જવાશે ? વિક્રમ રાજા આજથી ૧૯૬૯ વર્ષ ( ઇ. સ. પૂર્વે ) પૂર્વે થઇ ગયલા હોવાજ જોઇએ, અને તેણેજ તે યુગ પ્રવર્તાવેલો હશે; પણ પ્રાચીનકાલમાં ચાલુ સંવત લખવાની પદ્ધતિ નહોતી. સમસ્ત એશીયા માત્રમાં રાજાના રાજ્ય કરવાનું વર્ષજ લખાતું અને તેના મરણ પછી નવા રાજાથી ૧ લું વર્ષ પાછું મંડાતું ! પણ વિક્રમ સંવત ચાલુ રહ્યો, અને તે એકજ હોવાથી તેનું નામ લખાતું નહીં. બાદ ગુપ્ત સંવતની હરિફાઇ થવાથી ભેદ પાડવાજ વિક્રમ એમ પાછળ લખવાની જરૂર ઉભી થયલી. ઇતિહાસથી સિદ્ધ છે કે, માલવાનું મધ્યબિંદુ ઉજ્જયની વિક્રમ પછી, અર્થાત્ ઇ. સ. ૭૮ થી તે લગભગ ૪૦૦ સુધી શાક નામક પરદેશીઓના હાથમાં હતી. આથી માળવામાં એ અરસામાં શાક સંવત ચાલતો હશે. વિક્રમે ઇ. સ. પૂર્વે ૫૭ (સંવત ૧૯૬૯ ) માં હીંદની વાયવ્યમાં હીંદના દ્વાર આગળ ત્રાસ આપતા શાક પરદેશીઓને રણસંગ્રામમાં સખત હાર આપેલી, આથી ભારત ભયમુક્ત તત્કાલ તો થયું તેથી હર્ષિત આર્ય માત્રે તે મંગલવર્ષથી નવા સંવતનો આરંભ કર્યો. કાશ્મીરનો ઐતિહાસિક કલ્હણ આ વાત ન માને પરંતુ મહમદ ગજનવીના સમયમાં હીંદની યાત્રાએ આવેલા તથા આ દેશના ઇતિહાસ તથા શાસ્ત્રોનું જ્ઞાનસંપાદન કરનાર તથા તેનું પુસ્તક લખનાર અરબ વિદ્વાન્ અલબરૂની કહે છે કે, કારૂરની લડાઇમાં વિક્રમેજ શાકોનો નાશ કર્યો હતો અને તે કાશ્મીરના રાજા પ્રતાપાદિત્યનો સંબંધી થતો હતો. મી. વૈદ્ય કહે છે કે શાકારિ વિક્રમની જીત તથા દેહાંત બાદ પાછા પશ્ચિમના શાકોએ વિક્રમ વંશનો નાશ કર્યો, તે પછી તેઓએ માલવામાં રાજ્ય કીધું–અને બાદ ૧૩૫ વર્ષે ગુપ્ત રાજાઓએ ફરીથી શાકોને હરાવ્યા; પરંતુ તે તો એક નાની જીત હતી તે પરથી વિક્રમજ નહોતો અને હોય તો તે ૭૦૦ વર્ષ પછીનો કોઇ ગુપ્ત રાજાએ એ નામ લઇ ચલાવ્યું એવું અનુમાન કરવું ઇતિહાસપૂર્વક નથી. વિક્રમ તેના સંવતના વર્ષમાંજ હતો તેની સાબીતીઓ મી. વૈદ્ય એ માસિકના એક અંકમાં આપી છે.

**જેકોકાબાદની ઠંડી કરતાં ગરમી વધારે પસંદ છે !**—" સિંધ " જેવા શુષ્ક વિષયને પણ રસીલો કરવાનો પ્રો. જે. **નેલ્સન ફ્રેઝરની** કલમમાં કસ છે. **હીંદુસ્તાન રીવ્યુ**

( અલ્હાબાદ ) ના અકટોબર–નવેંબરના ડિસેંબરમાં હમને મળેલા સંયુક્ત અંકમાં તે કહે છે કે સિંધના જેકોબાબાદ નગરમાં ઉન્હાળો આખી દુન્યામાં સૌથી ગરમ અને લાંબો છે ! તે નવું વસાયલું નગર છે. કર્નલ જેકુબે તે નગર ૧૮૪૦ માં વસાવ્યું ને પોતાનું નામ તેને ઉછીનું આપ્યું. ત્યાં હજી છાવણી છે. નગર છાયાવાળું કરવા જેકુબે દસ લાખ ઝાડ ત્યાં રોપાવ્યાં હતાં! ત્યાં ૧૩૦ ડીગ્રી જેટલો પારો ઉન્હાળામાં ચઢી જાય છે. લોકોની મી. ફ્રેઝરને દયા આવી, અને તેમને તેણે વિદ્યાર્થીઓને પૂછ્યું કે આવા ઉન્હાળા કરતાં શિયાળો તમને પસંદ નથી ? તેઓએ કહ્યું કે ઉન્હાળો વધારે સારો ! ! ઉન્હાળામાં તવંગર લોકો પણ ઠંડા પ્રદેશમાં જતા નથી. થર્મોમેટરની કમબખ્તી !

**રાજા રામમોહનરાયનાં પરાક્રમનું** રસીકું વર્ણન હીંદુસ્તાન રીવ્યુના ગતાંકમાં મી. શંભુચંદ્ર બી. એ. આપે છે. તેમાંથી નવીન અદ્યાપિ અલ્પજ્ઞાત વાતોજ આપીશું. રામમોહનરાય પ્રથમ રંગપુરના કલેક્ટરના દિવાન હતા, અને તે કલેક્ટર આળસુ હોવાથી ભરોસો મૂકી રામમોહનરાયનેજ બધું કામ કરવા દેતો. છતાં તેણે કદાપિ અપ્રામાણિક રીતે દ્રવ્ય પ્રાપ્ત કર્યું નહોતું. એની જે નાલેશી કરવામાં આવે છે તે હીચકારાપણું છે. તે ધનાઢ્ય હતા એ ખરૂં–પરંતુ સ્વબુદ્ધિ અને પુરૂષાર્થથી તથા પોતાના પિતા રામકાંત તરફના વારસાથીજ તેની પ્રાપ્તિ તેમને થઇ હતી. " સતી " થવાના ચાલને નાબુદ કરવા, તે વખતના ગવર્નર–જનરલ લોર્ડ વીલીયમ બેંટીકને પ્રેરનાર તરીકે બ્રહ્મસમાજના આ સ્થાપકનું નામ પ્રખ્યાત છે, પરંતુ તેવોજ બીજો દુષ્ટ રીવાજ પણ તે વખતે હતો. તેના નાશનું માન પણ મહાન્ રામમોહનને ઘટે છે, બંગાળના અખાતમાં બાળકોની બલીદાન તરીકે આહુતિઓ આપવામાં આવતી ! તે પણ ગુન્હો ઠરાવવાનો ૧૮૨૯માં તેણેજ કાયદો કરાવ્યો હતો, કુલીન બ્રાહ્મણોમાં અનેક સ્ત્રી કરવાનો રીવાજ તેના સમયમાં હતો, પરંતુ તેને તેઓ એટલાજ માટે નહોતા અડકયા કે તેમણે સમય તેની વિરૂદ્ધ હોવાનું જોયું હતું. સાંપ્રત સુંદર બંગાળી ગદ્યનો પણ તેજ પિતા હતો. પ્રથમજ વાર તેણે સુંદર બંગાળીમાં ગ્રંથો લખ્યા. અંગ્રેજી, ફારસી તથા સંસ્કૃત ભાષામાં પણ તેઓ પ્રવીણ નહોતા. જોન સ્ટુઅર્ટ મીલ જેવા ફિલસુફના પણ ગુરૂ, જેરેમી બેન્થામ રામમોહનરાયનો પરમમિત્ર થાય, અને તેઓ વચ્ચે ચાલુ પત્રવ્યવહાર હતો. બેન્થામ પોતાના એક પત્રમાં કહે છે કે રામમોહનરાય અનેક વિદ્વાન અંગ્રેજથી પણ સારૂં અંગ્રેજી લખે છે એમ કહે છે અને વળી કહે છે કે, જોન સ્ટુઅર્ટ મીલના પ્રખ્યાત વિદ્વાન્ પિતા જેમ્સ મિલ પણ રામમોહનરાય જેવું સુંદર અંગ્રેજી લખી શકતા નથી.

**ફલાહારી બુથ કુટુંબ**—અકટોબરની અંતે પ્રગટ થયલાં હેરલ્ડ ઓફ ધી ગોલ્ડન એજ ( લંડન ) ત્રિમાસિકમાંથી સ્થલાભાવને લીધે કાંઇ સારાંશ અત્યાર પૂર્વે ન આપી શકવા માટે વાંચકોની ક્ષમા માગીએ છીએ: તે પત્રનો તંત્રી લખે છે કે, મુક્તિફોજનો વડો પાછલા ઘણા વર્ષોમાં ફલાહારીજ હતો. તેના જેટલું કામ એ વયે થોડાએજ કીધું હશે. ફક્ત ૧૯૦૭ અને ૧૯૦૮ ના વર્ષોમાં તેણે ૫૩,૦૦૦ માઇલની મુસાફરી કરી હતી. સેંટ પૉલ ( ઇસુ ખ્રીસ્તના પટ્ટ શિષ્ય અને પોપની ગાદીનો પ્રથમાચાર્ય ) પણ આવો ધર્મપ્રવર્તક મીશનરી તે જેનરલ બુથજ થયો છે. તેણે મદ્યમાંસનો કેવલ ત્યાગ કર્યો હતો, અને તેમ કરવાનો હમેશાં

પોતાની ફોજના અમલદારોને ઉપદેશતો. તેનો પુત્ર મી. બ્રેમવેલ બુથ જે હવે મુક્તિફોજનો વડો છે તેણે તો પોતાના બાળકોને આરંભથીજ વનસ્પતિ આહારી બનાવ્યા છે, અને તેની પત્ની મીસીસ બ્રેમવેલ બુથ તો ફલાહારી માત્રજ નથી, પરંતુ તે સંબંધી લેખો અને ભાષણો પણ આપે છે. સિદ્ધાંત પ્રમાણે વર્તનારા આવા સ્ત્રીપુરૂષોની આ દેશમાં જેવી તેવી ખોટ નથી.

---

# *જર્મનીના આધુનિક વિદ્યાર્થિઓનું જીવન.

( અનુવાદકઃ—રા. માવજી દામજી શાહ ).

યુરોપમાં આજકાલ સૌથી અધિક વિદ્વાન્ જર્મનો ગણવામાં આવે છે. ગૂઢ વિચાર, ગંભીર વિષય, દર્શનશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્રમાં જર્મની યૂરોપથી સર્વદેશોમાં શિરોમણિ છે. દર્શનશાસ્ત્ર તો જર્મનીવાળાઓની ગળથુતી છે, આધુનિક સમયમાં સર્વથી મોટા દાર્શનિકો જર્મનીમાં જનમ્યા છે. ત્યાંના લોકોની વિચારશૈલી ભારતવર્ષની વિચારપદ્ધતિને ઘણી ખરી મળતી છે. તેઓનાં તત્વશાસ્ત્રમાં અમારા દર્શનોની છાયા દેખાઇ આવે છે. જર્મનીના વિદ્વાનોને સંસ્કૃતનો ઘણો પ્રેમ છે. તે લોકો સંસ્કૃત શિખવામાં ઘણો પ્રયત્ન કરે છે. તેઓ સંસ્કૃત સાહિત્યના વિષયમાં ઘણી શોધખોળ કરે છે. મોક્ષ મૂલરે તો સંપૂર્ણ જીવનજ સંસ્કૃત ભાષાનું અધ્યયન તેમજ તેના ગ્રંથોનાં અનુવાદ કરવામાંજ પસાર કર્યું એટલા માટે આખું જગત્ તેનું ઋણી છે. એ બધી વિદ્વતા અને વિદ્યોન્નતિનું કારણ ત્યાંના વિચારસ્વાતંત્ર્ય તેમજ શિક્ષાપદ્ધતિ છે. અહિં આ બનાવવાનો અભિપ્રાય એ છે કે પ્રારંભિક તેમજ ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરતી વખતે જર્મનીનાં સાધારણ વિદ્યાર્થીઓનું જીવન કેવી રીતે વ્યતીત થાય છે. અર્થાત્ ત્યાંના વિદ્યાર્થીઓ એટલા શી રીતે પુરૂષાર્થપૂર્ણ તેમજ વિદ્વાન્ અને વિચારશીલ હોય છે?

## વિદ્યાર્થિઓનાં બંધનો તથા સ્વતંત્રતા.

જર્મનીમાં વિદ્યાર્થીઓનું જીવન બે ભાગમાં વ્હેંચાયલું છે. સ્કુલ અને કોલેજ. આ બંને શિક્ષણ દેનારી સંસ્થાઓમાં જર્મનીમાં જેટલો ભેદ છે, તેટલો અન્ય દેશમાં નથી. આ ભેદનું અનુમાન અમે સારી રીતે કરી શકતા નથી. સ્કુલ શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાર્થીઓની બુદ્ધિ વધારવી અને તેઓને માનસિક તથા શારીરિક શિક્ષણ દેવાનો છે. આ અવસ્થામાં વિદ્યાર્થિઓને પોતાની પાઠશાળા જીવન છે. તેના પર ઘણી કાળજી રહે છે. એથી સ્વેચ્છાપૂર્વક શહેરમાં ફરવાની સ્વાધીનતા હોતી નથી તેમજ તેઓ મનગમતાં પુસ્તકો વાંચી શકતા નથી. જેઓનાં ચારિત્રસંધારણ, શારીરિક પુષ્ટતા અને બુદ્ધિવિકાસના માટે શિક્ષકો ઘણું ધ્યાન

---

* આ ઉપયોગી લેખ સરસ્વતી નામના અલહાબાદથી પ્રકટ થતા, હિંદુ માસિકમાં આવેલ હતો જેનો અનુવાદ કરી અહિં આપેલ છે.

લી. અનુવાદક.

ખેંચે છે. સ્કૂલનો આખર ઉદ્દેશ પાસ થતાં વેંતજ એ કે વિદ્યાર્થિઓ તદ્દન નવીન જીવનમાં પ્રવેશ કરે છે એટલે એન્ટ્રેંસનું સર્ટિફીકેટ એટલે માનવી તત્વોનું રહસ્ય તેમજ પુરૂષત્વનું પદ મળ્યું. માબાપનું હવે તેના પર કશું જોર નહિ. શિક્ષકની સલાહની હવે તેને કશી અગત્ય નહિં. જર્મની રાજ્યનાં જે વિશ્વવિદ્યાલયમાં પછી ગમે તેમાં તે પોતાનું નામ લખાવી શકે છે. દરવરસે ૪૦૦ રૂપીયા વિશ્વવિદ્યાલયને ભેટ કરવા પડે છે. જે કોર્સ ઇચ્છે તે લઇ શકે છે. નામ લખાવ્યા બાદ મનમાં આવે તો કોલેજમાં જાય, ન આવે તો ન જાય, આખા વર્ષ પર્યંત તે કેટલાએ વિશ્વવિદ્યાલયોમાં તેમજ કોલેજોમાં અભ્યાસ માટે મરજી મુજબ જઇ શકે છે. એમ નહિ કે એકજ કોલેજના વિદ્યાર્થી સર્ટિફીકેટ ( પ્રમાણપત્ર ) લઇ જાય છતાં તે અન્ય કોલેજોમાં ન લેવામાં આવે. ત્યાં વિદ્યાર્થીઓને કોલેજ બદલાવવાની સ્વતંત્રતા એ અભિપ્રાયથી આપવામાં આવે છે કે તેઓ જુદા જુદા શિક્ષકોના વિચાર, વિદ્વતા તેમજ વિદ્યાભંડારથી ફાયદો ઉઠાવે.

આ વિષયમાં ત્યાંના શિક્ષણ વિભાગના કાર્યકર્તા અહિંની માફક રોક ટોક કરતા નથી પરંતુ વર્ષભરમાં કેટલીએ કોલેજો બદલવા માટે વિદ્યાર્થિઓને ઉત્તેજિત કરતા રહે છે. ત્યાં ઇંગ્લંડની માફક વિદ્યાર્થિઓને રહેવાને માટે કોઇ ખાસ મકાન કે બોર્ડીંગ હાઉસ નથી. દરેક વિદ્યાર્થિ રહેવાનો પ્રબંધ પોતેજ કરે છે. વિદ્યાર્થિ ભાડાના મકાનમાં રહે છે. પ્રત્યેક વિદ્યાર્થિનો ખાન પાનનો ખર્ચ પ્રતિવર્ષ સાધારણ રીતે ૫૦૦ રૂપીઆનો લગભગ આવે છે. વિદ્યાર્થિઓ પોતાની કલબો ( સમિતિઓ ) ઉભી કરે છે. પહેલાં એ વિદ્યાર્થિઓની મંડળીનો મુખ્ય ઉદ્દેશ રાજકીય રહેતો હતો. ત્યાં તેઓ પોતાની કલબોમાં એકત્રિત થઇને રાજકીય વિષયો તેમજ પોતાનાં દેશની સ્થિતિ પર વિચાર કરતા હતા. પરંતુ હવે તો દેશમાં રામરાજ્ય થઇ જવાથી તેઓ એ કલબોમાં મનોરંજક અને દ્વંદ્વયુદ્ધ ( Duel ) ઇત્યાદિક વિષયોની ચર્ચા કરે છે. તેમજ પરસ્પરના સમાગમથી લાભ ઉઠાવે છે. કોલેજમાં ઉચ્ચ તેમજ નીચ, ધનિક તેમજ દરિદ્ર સમદ્રષ્ટિથી જોવામાં આવે છે.

## સ્ત્રીપુરૂષ વિદ્યાર્થીઓની સંખ્યા.

ગયા વર્ષમાં જર્મનીનાં વિશ્વવિદ્યાલયમાં વિદ્યાર્થિઓની સંખ્યા* ૫૭૦૦૦ હતી એમાંથી ૨૫૦૦ સ્ત્રીઓ હતી. ચાલીશ વર્ષ પહેલાં ત્યાં વિદ્યાર્થિઓની સંખ્યા માત્ર ૧૩૦૦૦ની હતી. ગયા વરસ ઉદાહરણને માટે બર્લિનના વિશ્વવિદ્યાલયમાં ૮૪૨૫ પુરૂષ તેમજ ૭૭૭ સ્ત્રીયો ભણતી હતી. સ્ત્રીયોમાં ૬૧૩ દર્શનશાસ્ત્ર, ૧૫૨ ડાક્ટરી, ૧૦ કાનુન, તેમજ ૨ અધ્યાત્મવિદ્યા ભણતી હતી. આ નાનકડા + દેશમાં ૨૧ વિશ્વવિદ્યાલયો છે. ત્યાં ઇંગ્લંડ કે ભારતવર્ષની માફક કંઇ વધારે પુસ્તકો ભણવાથીજ ડીગ્રી નથી મળી જાતી. પ્રત્યેક વિદ્યાર્થિનું વિચાર સ્વાતંત્ર્ય તેમજ નિજ બુદ્ધિવિકાસનું પ્રમાણ આપીને-બતાવીને શિક્ષકોને સંતુષ્ટ કરવા પડે છે. જર્મનીવાળાઓનું કથન છે કે અમારી ઇન્ટ્રેંસ ઇંગ્લંડની બી. એ. ની બરાબર છે. ત્યાં ડાક્ટરની ઉપાધિ ( L. L. D. ) ત્યારેજ મળી શકે છે કે જ્યારે કોઇ વ્યક્તિ નવુંજ પુસ્તક ( જેમાં

*જર્મનીની જન સખ્યા ૬૫૦૦૦૦૦૦ છે. +જર્મનીનું ક્ષેત્રફળ (Area) ૨૮૫૦૦૦ વર્ગ મૈલ છે.

એજ અયોગ્ય છે. ભાઇએ તો શું પણ સ્વમાની પુત્રે પણ પિતાની સંપત્તિનો ભાગ મેળવવાની આશા સુદ્ધાં ન કરવી એજ ઉત્તમ પક્ષ છે. જો કે સંબંધીઓ ઓછા પૈસાદાર હોવા છતાં સ્વમાની હોવાથી સહાયતાની અપેક્ષા પણ ન કરતા હોય તેથી કાંઇ ધનાઢ્યને સહાયતા કરવાની રહેતી નથી એમ નથી. ઉપર કહ્યું તેમ તેણે સૂક્ષ્મ રીતે, આડકતરી રીતે સહાયતા કરવી જોઇએ. તેમનો અપેક્ષાનો લાભ લેવો એ તેની નીચતા છે. વળી ભાઇ તથા પિતૃ પક્ષનાજ ગરીબ વર્ગને તેણે પૂછીને ન બેસી રહેવું જોઇએ, પરંતુ તેથી દૂરના સંબંધીઓને તેમજ સ્ત્રીપક્ષના સંબંધીઓને પણ તેમની દરિદ્રતા તથા પાત્રતા તેમજ સંબંધની નિકટતા તથા પોતાની શ્રીમંતતા એ ચાર ચીજોના પ્રમાણમાં સહાયતા કરવી જોઇએ. એવી વ્યાપક, નિષ્પક્ષ, આવશ્યકતાને અનુકુલ તથા આવશ્યકતાના યોગ્ય પ્રમાણમાં સહાયતા તો વિભક્ત કુટુંબની વ્યવસ્થાથીજ થઇ શકે છે. સંયુક્ત વ્યવસ્થામાં તો માત્ર આળસુ, અભિમાની, સહોદર કે પિત્રાઇ ભાઇઓનેજ લાભ થાય છે, અને બીજા બધા સગા તેમનાથી હજાર ગણા પાત્ર કેમ ન હોય છતાં રખડી જાય છે. લક્ષાધિપતિ હીંદુઓની પગ ઘસતી અને ઘંટી દળતી બ્હેનો તથા પુત્રીઓ, અપવાદ રૂપ કરતાં સામાન્ય વધારે છે. તેમની ગમે તેવી દરિદ્રતાથી તો તેઓ શરમાતાજ નથી. ભાઇ ગમે તેવો સટોડીયો હોય તેની સટ્ટામાં ગયલી હજારોની ખોટ શ્રીમંત ભાઇ આપશે; પરંતુ તેના પ્રમાણમાં ગરીબ વરને પરણેલી બ્હેનને સહાય આપવાનો તેને કદાપિ સંકલ્પ પણ નહીં થાય. એ સંયુક્ત કુટુંબની બોલબાલા છે. સંયુક્ત કુટુંબમાંથી મુક્ત થઇ ગયા પછી પણ ભાઇનો પોતા પર ખાસ હક છે એવો સાંકડા સ્નેહનો સંસ્કાર તેને છાયા પેઠે ચોંટીજ રહે છે. સંયુક્ત કુટુંબમાં સ્ત્રીનો તો મરોજ છે. તેમની કંગાલ હાલતથી પિત્રાઇની ગરીબાઇ કરતાં શ્રીમંતોએ સોગણું અધોમુખ કરવા જેવું છે.

કદાચ ધનની કૃત્રિમ મદદથી તમે તમારાં બંધુ આદિ સંબંધીઓ વચ્ચેના સ્થિતિ ભેદ દૂર પણ કરી શકો, અને તે રીતે તેમની જન્મોતરીમાં કરેલી ગણતરી ખોટી પાડી પણ શકો તોપણ તેમના તથા તમારા માન મરતબામાં જે મહાન્ અંતર છે તે તો કદાપિ વિશેષ ઓછો કરી શકશો નહીં. શું સરકારમાં કે શું જાહેર સભામાં કે પ્રતિષ્ઠિત તથા અન્ય વ્યક્તિઓ આગળ તમારી વિદ્યા વિશેષતા, બુધ્ધિ વિશેષતા કે ધન વિશેષતા આદિથી તેમને જે માન મળતું હશે, જે આદરસત્કાર થતો હશે તેથી અર્ધું પણ તમારા પુત્ર કે જામાતા કે પિતાને પણ પ્રાપ્ત થશે નહીં. તમે તમારા સંબંધીઓનો પક્ષપાત કરો તેથી બીજાને પણ તેમ કરવાની ફરજ પાડી શકશો નહીં. અને ધન કરતાં માન મરતબામાંજ અંતર ન હોવાની ઓછી જરૂર નથી. માન મળવાં સારૂ ધન ખર્ચવામાં લોકો સૌથી ઉદાર હોય છે. સંયુક્ત કુટુંબનો વ્યવસ્થા પણ તે અંતર દૂર કરી શકી નથી. ધનની હીનતાનો નાશ કાંઇ પ્રમાણમાં મોટી વાત નથી.

# જુનાગઢ અને ગિરનારનું વર્ણન.*

( ૨ )

સતી રાણકદેવીની પ્રાપ્તિ સારૂ તે દેવીના પતિ, સૌરાષ્ટ્ર અને ગિરનારરાજના સ્વામી રાખેંગાર ઉપર, ગુર્જર રાજેશ્વર સિદ્ધરાજ જયસિંહે ( ઇ. સ. ૧૦૯૪-૧૧૪૩ ) ચઢાઇ કરી હતી અને તેને કેદ કર્યો હતો, એ પ્રસિદ્ધ ઐતિહાસિક બીના છે. અને રાણકદેવી પોતાના સતીત્વનાં રક્ષણ સારૂ જે અંતિમ પગલાં ભરવા પણ તે અચકાઇ હતી. તે બીનાએ તો કાઠિયાવાડમાં ધર્મનું સ્વરૂપ લીધું છે, અને એ મહાન સ્ત્રીની દેવી રૂપે કાઠિયાવાડમાં મૂર્તિ પૂજા પણ પ્રચલિત છે.

## ગિરનાર પરનાં દેવાલય કેવી રીતે બંધાયાં ?–" કોના બાપની દિવાળી? "

રાખેંગારની રાજધાની જૂનાગઢ હતી. હવે જૂનાગઢ અને સૌરાષ્ટ્રમાંથી ચેતન ચાલ્યું જાય છે. કામાંધ સિદ્ધરાજ મજેવાડીની કુંઆર પુત્રી રાણકદેવીને તો કુમારી કે વિધવા હસ્તગત કરવા નિષ્ફળ થયો–હિસાસામાં તેને તેના સ્વામીનો દેશ મળ્યો. ખુશીથી તેણે એ રાજ્યનાં ૭૨૮૪ ચોરસ માઇલનાં ક્ષેત્રફલનું એથી અર્ધા ચોરસ ઇંચના ક્ષેત્રફલની સ્ત્રીરૂપ પુતળીના બદલામાં દાન દીધું હતે ! પરંતુ કામાંધતાને કુદરતના સ્વામી પ્રભુ તરફથી ઉત્તેજન નથી. નિરાશ થયેલો રાજા પોતાની રાજનગરી અણહિલવાડ ચાલ્યો ગયો, અને " પ્રબંધ ચિંતામણિ " નો તત્સમયનો જૈન કર્તા કહે છે કે, સજ્જનને તેણે સૌરાષ્ટ્ર દેશના દંડાધિપતિ (સૂબા–વાઇસરોય) તરીકે નીમ્યો. હવે સજ્જનનો કાંઇ સજ્જનની સાધારણ વ્યાખ્યામાં સમાવેશ થતો નહોતો. એ કોઇ ધર્માંધ જૈન હતો. એણે તો સૌરાષ્ટ્ર દેશની તમામ મહેસૂલ ગિરનાર રાજ ઉપર તિર્થંકર નેમીનાથનાં પત્થરનાં ભવ્ય દેવાલયો બાંધવામાંજ બેધડક, વગર પુછેગાછે વાપરી કાઢી ! આપણા અસલી રાજાઓ પણ કેવા ભોળીયા ભગત હશે તેનો તો મુંબઇના બારામાં આવતા રજવાડાના માનમાં બ્રીટીશ સરકાર તરફથી ફુટતી તોપનું બીલ તે રજવાડાનેજ ચુકવવું પડે છે એ પ્રકારના વર્તમાન યુગમાં ખ્યાલ પણ આવવો ઘણો કઠિન છે. ત્રણ વર્ષ સુધી તો સિદ્ધરાજને સૌરાષ્ટ્રની મહેસુલનું મહાશય દંડાધિપતિ શું કરે છે તેની ખબર સરખી પડી નહીં ! દર વર્ષે મહેસુલ તિજોરીમાં ન આવવા છતાં, ત્રણ વર્ષ તો ગોળા પેઠે ગબડી ગયાં. ગુજરાતની તત્સમયની સરકારમાં, મ્લેચ્છ ' ઓડિટ ખાતું ' જ નહીં એટલે કોઇ શું કરે ! આપણા રાજાઓ આમ તો પોતાના રાજ્યારોહણથી અથવા શત્રુપરની કાંઇક દમ વગરની જીતના સંહારમારક રૂપે, પોતાના નામના નવા સંવત્સરો ચલાવતા–એટલા મહા મિથ્યાભિમાની હતા. ગુજરાતના સમસ્ત રાજાઓમાં શિરોમણિ તથા ચક્રવતી ગણાતો સિદ્ધરાજ પણ એ મિથ્યાભિમાનથી સર્વથા મુક્ત નહોતો; પરંતુ નવા સંવત્સરો કરતાં હીસાબની પરતાલ આદિ સહજ ગણા આવશ્યક પ્રબંધનો તેઓએ સંકલ્પ પણ કર્યો નહોતો. મિથ્યાભિમાનમાં મસ્ત મનુષ્યોને સ્પષ્ટ આવશ્યક વાતો સુઝતીજ નથી. એ કુદરતનો કોપ

* આ લેખમાં ઇતિહાસના કેટલાક રસિક ભાગનો પણ સમાવેશ છે.

છે જે તેમનો અંતે નાશ કરે છે. સિદ્ધરાજને ખબર પડતાં તેણે સજ્જનને ચાર અમલદારો મોકલીને અણહિલવાડ બોલાવી મંગાવ્યો. દરબારમાં તેના પાસે સિદ્ધરાજે ખુલાસો માંગ્યો. સજ્જને તેને પ્રતિપ્રશ્ન કીધો કે મહારાજ! આપને માત્ર નગદ મહેસુલ જોઇએ છે કે દેવાલય બાંધવાથી જે અક્ષય પુણ્ય પ્રાપ્ત થયું છે તે જોઇએ છે?—જાણે કે સજ્જન પાસે ૩ વર્ષની મહેસુલનું નાણું એના કબાટના ખાનામાં પડ્યું હોયને! આ સાંભળતાંજ રાજા ઓગળી ગયો! ધર્મના રહેસ્યને બદલે તેના વહેમમાં ચકચૂર રાજાએ પુણ્ય પણ જાણે સાટાંનો વિષય હોય, તેમ માનીને પોતે તરત મહેસુલ માફ કરી અને દેવાલયનું પુણ્ય પાંપણના પલકારામાં ખરીદી લીધું! આશ્ચર્ય છે કે સિદ્ધરાજ કાંઇ જૈન નહોતો, છતાં જૈન દેવાલયની સ્થાપનામાં તેણે પુણ્ય માન્યું. એથી પણ વિશેષ આશ્ચર્ય એ છે કે, ત્રણ વર્ષની મહેસુલના દુરૂપયોગ કરનારને સિદ્ધરાજે ફરીથી સોરઠ પ્રાંતનો દંડાધિપતિ નીમ્યો અને વળી હવે તો વધુ દેવાલયો બાંધવાની પોતેજ મંજુરી આપી! નેમીનાથનું દેવાલય હાલ છે તેની પૂર્વે કાષ્ટનું મંદિર હતું અને ઘણું કરીને હીંદુઓનું હતું જે સજ્જને નષ્ટ કર્યું હતું. પ્રાચીન દેવાલયો ગિરનાર ઉપર હીંદુઓનાંજ હતાં. ગિરનારની પહેલી ટુંક ઉપર નેમીનાથનું જે સૌથી ભવ્ય દેવાલય છે, અને જેથીજ ગિરનારની શોભા છે તે આજ સજ્જનકૃત દેવાલય છે. તેમાં સજ્જનનો શિલાલેખ હજી છે. તે પર સં. ૧૧૭૬ (ઇ. સ. ૧૧૨૦) છે. દેવાલયમાં દક્ષિણ દરવાજે જમણે હાથે તે છે. હમે તે શિલાલેખ જોયો છે, અને તે હજી ઘણી સારી હાલતમાં છે. તેમાં સજ્જનના સાધુ ગુરૂનાં નામ શિવાય વિશેષ કશું નથી.

## સિદ્ધરાજને જીતવાની બ્રાંહ્મણો તથા જૈનોની સ્પર્ધા.

પ્રખ્યાત જૈન મહાત્મા હેમચંદ્ર સુરી સિધ્ધરાજના પરમ મિત્ર થતા. તેમની યુક્તિ તથા બોધને લીધે સિધ્ધરાજ ગોબ્રાહ્મણપ્રતિપાળ સ્માર્તધર્માનુયાયી છતાં જૈનો તથા જૈનદેવો પ્રત્યે મમતા રાખતો. સોમનાથની બીજી યાત્રાએથી પાછા ફરતાં રૈવર્તક અર્થાત્ ગિરનાર પર તેણે છાવણી કરી હતી. તેને સ્વાભાવિક રીતે સજ્જને બંધાવેલાં દેવાલયનાં દર્શન કરવાની ઇચ્છા થઇ પરંતુ તેમના નિકટવર્તી બ્રાંહ્મણ સલાહકારોએ જોયું કે આવા સુંદર દેવાલય તથા તેની અંદરની સુંદર મૂર્તિઓની રોનક જોઇને, ભોળા રાજાને જૈન ધર્મ પર આસ્થા થયા વિના રહેશે નહીં. બ્રાહ્મણોનામાં ના પાડવાની તો હીમ્મત નહોતી; તેથી તેઓએ એક અજબ યુક્તિ કીધી, જે હાલ તો હાસ્યજ ઉપજાવે છે. તેઓએ રાજાને કહ્યું કે "મહારાજ! આપ જાઓ તેમાં સ્મતે તો પેશ પણ વાંધો નથી—પરંતુ—આપને જ્ઞાત છે કે ગિરનાર તો લિંગાકાર છે, અને તેના પર ચઢશો તો સાક્ષાત્ શંકર ભગવાન્ પર પગ અડવાનો મહામહા પાતકના આપ ભાગી થશો! માલવાના પરમાર રાજાઓને, કાઠીવાવાડના રાખેંગાર અને બાબરીયાઓને જીતનાર મહાપરાક્રમી રાજા જે કરોડ તરવારથી ન બીહે તે આ બ્રાહ્મણ શાસ્ત્રની એક કોહેલી કલમથી ભયમૂઢ બની ગયો!" સુજ્ઞ વાંચકો જાણીને આશ્ચર્યમૂઢ થશે કે આ વાંધાથી સિધ્ધરાજે ઉપર જવાનું માંડી વાળી, પર્વતની તળેટીએજ તિર્થંકરોની પૂજા કરી સંતોષ માનીને તે રવાના થઇ ગયો. મહા આશ્ચર્ય છે કે, વસ્તુ માત્ર ગોળ અથવા નહીં ગોળ અર્થાત્ ચોખડી થોડી કે વત્તી છેજ. અને ગોળ એટલા લિંગ તથા નહીં ગોળ એટલા વિશ્ણુ કે બ્રહ્મા માન્યા પછી તો ધરતી પર પગ મૂકવો પણ ભારે પડે! પૃથિવી પણ લિંગાકાર હોવાથી અધ્ધર ચાલવું પડે, અને—

પક્ષીઓજ સ્વર્ગે જઇ શકે ! પરંતુ એ સમયનું વાતાવરણજ વહેમ તથા અંધશ્રદ્ધામય હતું, અને સિદ્ધરાજ પણ અંતે મનુષ્યજ હતો. હીંદુસ્થાનની દશા હાલ થઇ છે તે કાંઇ એમને એમ એવી થઇ નથી.

"કુમારપાલ ચરિત "ના કર્તા કહે છે કે નેમીનાથનું મંદિર બંધાઇ રહેવા પૂર્વે સજ્જનનો દેહાંત થયો હતો; અને તેના પુત્ર પરશુરામે તે સમાપ્ત કર્યું હતું. તે પછી સિદ્ધરાજ સોમનાથ આવ્યો અને પરશુરામ જે પોતાના પિતાના પદપર આવેલો, તેના પાસેથી સોરઠની મહેસુલ માંગેલી. પણ તેનામાં લોભ કરતાં પણ પુણ્ય પ્રાપ્તિની આકાંક્ષા વધારે પ્રબલ હતી. ગિરનારનાં દેવાલયો જોતાં તેની આંખ ઠરી ગઇ, તે પ્રસન્ન થઇ ગયો અને તે દેવાલયનું નામ પોતાના પિતાના નામપરથી "કર્ણવિહાર" પાડ્યું હતું. એટલી ખબર પડતાં તેણે થઇ ગયેલા ખરચની મંજુરી પણ આપી દીધી હતી; ગિરનારની તલેટીપર પૂજા કરીને તે શત્રુંજય ગયો હતો, અને અહીં પણ બ્રાહ્મણોએ તેને ઉપરોક્ત કારણથી ડુંગરપર ચઢવા ન દીધો. કહે છે કે બ્રાહ્મણોએ આ વખતે રાજાને બલાત્કારથી જતાં અટકાવ્યો હતો. નાગી તરવાર લઇને જતાં અટકાવવા ઉભા હતા. અસમ્મત કોઇ દર્શાવનાર તેઓએ તરવાર ઝાલેલી! અને રાજા ધક્કાધક્કી કરવાના ભયનો પ્રશ્નજ નહોતો; પરંતુ સિદ્ધરાજ હૃદયથી જૈન પણ હતો તેથી રાત્રીએ તેપર છૂપા વેશે ચઢ્યો, અને ગંગાના પવિત્ર જળથી આદીશ્વર ભગવાનની મૂર્તિની પૂજા કરી અને વળી દેવને દાનમાં પાસેનાં બાર ગામડાં કૃષ્ણાર્પણ કર્યાં. હીંદુ તથા જૈનોની પરસ્પર વિરુદ્ધ માન્યતાઓનું આ ચિત્ર વિચારણીય છે.

## નેમીનાથનું દેવાલય.

પ્રથમ ટુંક ઉપર જે દેવાલય આવે છે તે સૌથી ભવ્ય અને વિશાલ છે. નેમીનાથનીજ મૂર્તિ તેમાં છે એમ કાંઇ નથી, અનેક તીર્થંકરોની છે, અને સઘળી મૂર્તિના સ્વરૂપ વ્યાવહારિક રીતે એકવતજ છે. તે જુદાજુદા મંદિરોમાં સ્થાપી છે, અને મંદિરો પર્વતના જુદાજુદા શિખરો પર છે, જેની આસપાસ એક કંપાઉંડ કરી લીધો છે. આમ હોવાથી, જુદાજુદા મંદિરોમાં જવા આવવા માટે પહાડોનાજ પત્થરોની નાની મોટી સીડીઓ ઉતરવી ચઢવી પડે છે. એક મૂર્તિ તો મનુષ્યથી પણ પાંચ સાત ગણા મોટા કદની છે, અને મોટામાંની ઘણી ખરી અર્ધી કદની છે. સર્વોત્તમ આરસપહાણની તે છે, કેટલાક કાળા છે. મૂર્તિઓ સુંદર, તેજસ્વી અને મોહક છે. આ ઉપરાંત નાની મૂર્તિઓનો તો પારજ નથી. મુંબઇની સૌથી લાંબી ચાલીઓથી પણ વધારે લાંબી ચાલી જેવો માર્ગ કરીને, તેની સામે દિવાલ કરીને અંદર હારદોર સેંકડો મૂર્તિઓ પધરાવી છે. તે સર્વે સફેદ આરસની છે. અને કુલ મૂર્તિઓની સંખ્યા ૫૫૦ કહેવાય છે. અનેક મંદિરોના ઘુમટો ઘણાજ સુંદર છે અને તેપર ચિત્રકામ પણ તેવુંજ ઉમદા છે. મંદિરો અત્યંત સ્વચ્છ રાખવામાં આવે છે. હીંદુ દેવતાઓ પણ એક બે સ્થળે બહાર મુકેલા જોવામાં આવ્યા.

## અન્યમંદિરો.

આ ઉપરાંત પ્રથમ તથા બીજી ટુંકપર અનેક જૈન મંદિરો છે. તેમાંના કેટલાંક નવીન છે જ્યારે બીજાં પ્રાચીન છે, તેમાં બેજ સૌથી સુંદર મંદિરો છે. તે પૂર્વે રાખેંગાર તથા રાણી

રાણકદેવીના મહેલો હતા. આ વાત હમે સાંભળી પણ પ્રથમ ત્યાંના સૈનકોએ તેની ના પાડી પણ પછીથી કબુલ કીધું. રાખેંગારનો મહેલજ તે હતો તે વિષે કશો સંદેહ નથી. તેની, મંદિરની નહીં પરંતુ મહેલનીજ આકૃતિ છે, અને તેને બે માળપણ છે. કોતર કામ ઘણુંજ સુંદર છે, અને એકંદર તે ઘણો રમણીય છે. એમ કહેવાય છે કે રાખેંગાર અહીં અવર-નવર આવીને રહેતો અને હમેશ નહીં રહેતો હોય તેથીજ તે બીજા જાયુકના મેહેલ જેવડો મોટો નથી. જૈનોના કબજામાં તે કેમ આવ્યો તેની ખબર નથી. આ જૈન મંદિરોની વ્યવસ્થા અમદાવાદની આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે.

## ગિરનાર મૂર્તિઓનું સંગ્રહસ્થાન છે.

ગિરનાર મૂર્તિઓનું પ્રદર્શન છે. હજારો અને લાખો મૂર્તિઓ હશે. ભિંત, છત, અને થાંભલાપર પણ મૂર્તિજ મૂર્તિજ જોવામાં આવે છે. ખાલી જગા પર મૂર્તિ ઉપસાવવા વગર કારિગરથી રહેવાયું નથી. ગિરનારની વાતાવરણ જ મૂર્તિમય છે. ગિરનારના પહાડના સક્ષારોના છેડેલા પત્થરો પણ નસીબદાર છે. પાસેના પ્રચંડ લાંબા પત્થરોપર પણ સિંદુર લગાડીને તેને દેવસ્વરૂપ કર્યાં છે. બહુ દુરના કમનસીબ પત્થરોજ એ માનને પામતા રહી ગયા છે. કહેવાની જરૂર નથી કે મંદિર બહારના તો હિંદુ દેવતાઓજ છે. વળી પગલે પગલે મહાત્માઓનાં પગલાં પણ પાડ્યાં છે, અને તે પણ પૂજાય છે. પત્થરપર પગલાં કેવી રીતે પડે? પણ એ પૂજાની પ્રથા થઇ છે, અને પત્થર પગલાકાર કાપીને તેની પૂજા પ્રચલિત થઇ છે; વળી સ્થળે સ્થળે મહાદેવનાં લિંગની પણ સ્થાપના છે. જ્યાં ઝરણનું પાણી ટપકતું હોય છે ત્યાં તો મહાદેવ લિંગરૂપે જલસિંચનની અનુકૂલતાને લઇને પ્રગટ થયા હોય છેજ. દેરીઓ પણ અનેક છે, તથા અંબાજીનું દેવાલય તો પ્રસિદ્ધ છે. તે સૌથી ઉંચે છે. જો કે દત્તાત્રેયનાં પગલાંવાળુ સ્થળ તેથીએ ઘણું દૂર છે. અંબાજીની મૂર્તિ સાયંકાલના સૂર્ય જેટલી મોટી તેમજ તેવીજ ગોળ છે. આ દેવાલય ખંડીયેર જેવું થઇ ગયું હતું. તેનો ૧૮૮૦ માં "રાવજી" ના સદ્ભાવનાથી જીર્ણોદ્ધાર થયો હતો. ગોરખનાથ તથા ગુરૂ દત્તાત્રેયનાં શિખર સુધી જવાનો શ્રમ લેવો એ ડુંગર ખોદીને ઉંદર કાઢવા જેવું છે. રસ્તો અતિ વિકટ છે અને હાલ પગથીમાં થયાં છે. ને પૂર્વે તો ઘણાને દર્શન પૂર્વે મુક્તિ મળતી. દેખાવ ઘણોજ ખરાબ છે; ત્યાં માત્ર ઘંટ છે, તેજ જોવાલાયક છે. તે અતિ પ્રચંડ છે અને ત્યાં કયાંથી આવ્યો એજ આશ્ચર્ય છે.

## ખંડિત મૂર્તિઓ—મુસલમાનોનું આક્રમણ.

સૌથી લક્ષ ખેંચનારી બીના એ છે કે, હીંદુ તેમજ જૈન દેવાલયોમાં જે પધરાવેલી છૂટી મૂર્તિઓ છે તે અખંડિત છે તથા બહારની તેમજ અંદરના દિવાલ, ફરાળ, છજા વગેરે સ્થળે જે વળગાડેલી ઉપસાવેલી મૂર્તિઓ છે તે સઘળી ખંડિત છે! આ ખંડિતતાજ તેની પ્રાચીનતા સૂચવે છે. સત્ય એ છે કે, એક પણ પ્રાચીન અખંડિત મૂર્તિ મુસલમાનોએ આગળ રહેવા દીધી છે. અંબાજીના સાધુ મહારાજે તેનો એવો ખુલાસો ગાંજાની ચલમ પીતાં પીતાં કર્યો હતો કે મુસલમાનોને મહાદેવ તરફથી મૂર્તિખંડનનું વરદાન મળ્યું હતું; કારણ કે તેમના તપથી મહાદેવ પ્રસન્ન થઇ ગયા હતા અને તેની સાનિધીમાં કર્યું કે એમ ન હોય તો તોડીજ કેમ શકાય? ઇતિહાસમાં નહીં તો આનંદમાં તો આ આખ્યાયિકા સંગીન વૃદ્ધિ કરે છેજ.

સોરઠપર ચઢાઇ કરનાર પ્રથમ મુસલમાન દિલ્હીનો બાદશાહ મહમદ તગલખ હતો. ગિરનારના ગઢને વશ કરીને ખેંગાર રાજા પાસેથી ખંડણી લીધી (ઇ. સ. ૧૩૫૦). સોરઠની સ્વતંત્રતાનો અહીં નાશ થાય છે; પરંતુ હજી મૂર્તિઓ સલામત છે. અમદાવાદમાં રહેતા મુસલમાન સુબાઓજ ૧૫ મી સદીમાં ધર્માંધતા ધારણ કરવા લાગ્યા હતા. અહમદશાહે પ્રાંતોના પ્રાંતો મુસલમાન કરી નાંખ્યા હતા. તેણે ૧૪૧૪માં જૂનાગઢના રાવને હરાવ્યો. તે ગિરનાર નાઠો. ત્યાં તો અહમદશાહ ન જઇ શક્યો પણ ઉપર કોટનો કિલ્લો હાથ કીધો. અંતે રાવ શરણ થયો, અને જૂનાગઢ અમદાવાદને ખંડણી આપતું થયું.

## મહમદ બેગડાની ધર્માંધતા.

જૂનાગઢ અને ગિરનારનું સત્યાનાશ કાઢનાર તો અમદાવાદનો સુલતાન મહમદ બેગડો હતો. એ મહા ન્યાયી હતો, પરંતુ ધર્માંધ હતો. ૧૪૬૭માં જૂનાગઢના કીલ્લા પર તેણે હલ્લો કર્યો, અને રાવ માંડલિક તાબે થવાથી પાછો ફર્યો. પણ વળતે વરસે તેને ખબર પડી કે, રાવ હજીએ સુવર્ણની છત્રી આદિ રાજવંશી ઠાઠમાઠ કરીને મૂર્તિનાં દર્શન કરવા જાય છે! તરતજ લશ્કર મોકલ્યું. વાંધાવાળી છત્રી વગેરે ભેટ રાવે મોકલી પણ મહમદે તો હવે પ્રાંત લઈ લેવાનોજ નિશ્ચય કીધો હતો. પોતે ચઢાઇએ નીકળ્યો. માર્ગમાં રાવ સામે મળ્યો અને શું અપરાધ પોતે કર્યો તે નિવેદન કરવા યાચના કરી. મહમદે ભવાં ચઢાવી કહ્યું કે, મૂર્તિપૂજન અને પાખંડ ધર્મ માનવો એ કરતાં ઘોર અપરાધ શું હોઇ શકે?! માટે બચવું હોય તો મુસલમાન ધર્મ અખત્યાર કરવો!! રાવ તો ભડક્યો અને રાતોરાત નાઠો તથા ગિરનારમાં ભરાણો! ૧૪૭૨-૩ એ બે વર્ષ તેણે કીલ્લામાં રહીને બચાવ કર્યો. અંતે ખોરાકી ખુટી ત્યારે લાચારીએ મહમદને કીલ્લાની કુંચી સીપુર્દ કરી અને નીમાઝ ભણ્યો! પરંતુ રાજાને રોજ તો ન મળ્યું, માત્ર જીવન મળ્યું. જૂનાગઢને બેગડાએ મુસ્તફાબાદ નામ આપ્યું અને તેની સુંદરતાથી આકર્ષાઇ મુલ્લા તથા મોલવીઓને ત્યાં રહેવા બોલાવ્યા. ગિરનાર પર મૂર્તિખંડન આજ અરસામાં થયલું છે. જેણે છજા અને ભિંત પરની, પૂજા માટેની નહીં પરંતુ માત્ર શોભાની મૂર્તિ પણ સહન ન કીધી, તે ખાસ પધરાવેલી મૂર્તિઓ તો કેમજ રહેવા દે? છજાં પરની તથા થાંભલા પરની મૂર્તિનાં ડોકાં તથા એકાદ હાથ પગ ભાંગી નાંખ્યા છે. સ્ત્રીઓની મૂર્તિમાંથી સ્તન ભાગ અવશ્ય ઉડાવ્યો હોય છે. હાલ જે મૂર્તિઓ મંદિરમાં પધરાવેલી છે તેમાંની કોઇપણ પ્રાચીન હોવાનો સંભવ નથી. કેટલીક તો ૧૦૦-૫૦ વર્ષનીજ છે. અને ઘાટજ અંગ્રેજી રાજ્ય પછી ઘડાયલો માલમ પડે છે. મંદિરોની અંદર પ્રવેશદ્વાર પર કાષ્ઠની જે ઝીણી ઝીણી મૂર્તિઓ છે તે પણ મુસલમાની કુહાડાથી બચી નથી! હાલ તે રંગીને જાણે હેજ નહીં તેમ બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેમજ અતિખંડિત મૂર્તિઓ કેટલેક સ્થળેથી તદ્દન કાઢી નાંખી છે, પરંતુ અત્યાચારનાં કમકમાટ ચિન્હો તો ડગલે ડગલે નજરે પડે છે. અનેક ખંડિત મૂર્તિઓ ઉપરકોટના ખુણાઓમાં પડેલી હમારા જોવામાં આવી હતી.

# નરસિંહ મ્હેતાની ધાર્મિક ભાવનાઓ.

( ગયા અંકથી ચાલુ ).

૨.

( લેખક:—રા. મંજુલાલ જમનાદાસ દવે, બી. એ.-અંકલેશ્વર. )

આનો જવાબ આપતાં મહેતાજી લખે છે કે,

એવા રે એવા રે અમો એમાં તમો કહો છો વળી તેવા રે,
ભક્તિ કરતા જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા રે,

જેનું ચિત્ત એક અનન્ય ભક્તિમાં પરોવાયલું છે, જેને શ્રીહરિની એકજ ધુન લાગી રહેલી છેઃ—

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થૈ વેદ વાસે;
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થૈ ફુલી રહ્યો આકાશે.
વિવિધ રચના કરી અનેક રસ લેવાને શિવ થકી જીવ થયો એ જ્યારે,
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું ... ... ...
ભણે નરસૈયો એ મન તણી શોધના પ્રીત કરી પ્રેમથી પ્રકટ થાશે.

તે પરમ ભક્તને ભ્રષ્ટતા શી? જ્યાં સર્વ પવિત્રતા, જ્યાં સર્વ પ્રેમાળતા, જ્યાં સર્વ સ્વચ્છતા, અને પરમાનંદ પ્રકાશિત થઇ રહ્યા છે તે પુનિત હૃદયમંદિરમાં ભ્રષ્ટતાનો વાસ કેમ સંભવે? હજુ વળી આગળ લખે છે કેઃ—

જેનું મન જે સાથે બંધાણું પ્હેલું હતું ઘર રાતું રે,
હવે થયું છે હરિરસ માતું ઘેર ઘેર હીંડે છે ગાતું રે;

કેમ ન હીંડે? 'હરિરસ માતું' હૃદય ઘેર ઘેર હરિરસ પાતું પાતું કેમ ન હીંડે? સમસ્ત જગતની કલ્યાણવાસનાથી પરિપૂર્ણ હૃદય એ કલ્યાણમંત્રો, ફુક્તું ફુક્તું કેમ ન વિચરે? ને તેમાં બ્રાહ્મણ, સર્વત્ર ક્ષત્રી વૈશ્ય અને શૂદ્ર જેવાં તથા touchableness અને untouchableness જેવા કૃત્રિમ ભાવો ક્યાંથી હોય? એવા schisms ('સીઝમ્'-ભેદ) એમાં વિભાગ ક્યાંથી સંભવે? અને આગળ કહે છે કે,

સઘળા સાથમાં હું એક ભુંડો
ભુંડાથી વળી ભુંડો રે
તમારે મન માને તે કહેજો
નેહ લાગ્યો છે મ્હને ઉંડો રે.

" તમારી લોકવાણી ભલે મન ભુંડો કહે તોપણ મ્હારું તો હૃદય એક એવા તો ઉંડા નેહમાં છે, એવા તો ઉંડા ભક્તિભાવમાં મગ્ન છે કે તેને તમારી ભુંડાશ, કડવાશ અને કઠોરતાના જરાએ છાંટા લાગવાના નથી." પરમ સુધારક 'પરોપદેશે પાંડિત્યમ્' ની ઉંડા અંતઃકરણથી અવગણના કરે છે અને પ્રથમ આત્મસુધારણા કરી પછી પરસુધારણાની અપેક્ષા રાખે છે, તેનું શુદ્ધતમ દૃષ્ટાન્ત નિરખવું હોય તો અત્રે મહેતાજીના આ શબ્દોમાં આબેહુબ દૃશ્યમાન થાય છે. લોકવાણી ગમે તે વદે તેની દરકાર ન કરી હૃદયે જે પરમ સત્યો ગ્રહ્યાં હોય તેને વર્તનમાં યોજી સામાને જણાવતાં જરિયે તેનો સંકોચ ન રાખવો તે સર્વ સુધારાનું મૂળ છે. પોતે એ સત્યો જીવનક્રમમાં યોજી સ્હામાં કને યોજવવા સમર્થ થવું એજ સર્વ સુ-

ધારાનું જીવનબળ છે અને સર્વ સુધારકોનું પોષક અમી છે. નરસિંહ મહેતા આવા અપૂર્વ સુધારાને અવલંબતા હતા, આવી મહાત્મતાને સ્વીકારતા હતા અને આવા દૃઢ આગ્રહી હોવાને લીધે જ અમર કીર્તિ પ્રાપ્ત કરી ગયા છે.

આગળ પોતે લખે છે કે:—

કર્મ ધરમની વાત છે જેટલી તે મુજને નવ ભાવે રે,
૭ સઘળા પદારથ જે થકી પામે મારા પ્રભુની તોલે ના આવે રે.

ખરેખર આ પંક્તિઓમાં કેટલું સત્ય સમાયલું છે તે સહજ તેનું નિરૂપણ કરવાથી માલુમ પડશે. અત્રે કાંઇ જ ભય નથી. કાંઈ જ સંકોચ નથી. જે સત્ય છે તે કહેવામાં કોઇ ન્યાત જાત પ્રતિ આક્ષેપ કરવાનો હેતુ નથી. તેમનાં કર્મો વિષે જરાએ ઉહાપોહ કરવાની ઇચ્છા નથી; પરંતુ અન્ય સાપેક્ષ દૃષ્ટિએ હાલનાં જ્ઞાતિ બંધારણોનું યથાશક્તિ યથામતિ જે કંઇ અવલોકન થઇ શકે છે તેને વિચારતાં આ ઉપરોક્ત પંક્તિઓમાં કેટલું ગંભીર સત્ય સમાયલું છે? હાલની જ્ઞાતિઓને કેટલાક પ્રાચિન જ્ઞાતિઓ સાથે સરખાવવાની-કોશીશ કરે છે તો તેમાં તેઓ કેટલાક સફળ થાય છે તે જોઇએ. ગીતાજીમાં ભગવાન કહે છે કે:—

'શમ દમા ક્ષમા સત્ય જ્ઞાન વિજ્ઞાન આર્જવ,
'તપ આસ્તિકતા; સૌ તે બ્રાહ્મ કર્મ સ્વભાવથી:
'દક્ષતા દાન ઐશ્વર્ય યુદ્ધમાં નવ ન્હાસવું,
'શૌર્ય ધૈર્ય પ્રભા સૌ તે ક્ષાત્ર કર્મ સ્વભાવથી,
'ખેતી વ્યાપાર ગૌરક્ષા વૈશ્ય કેરા સ્વભાવથી,
'સેવા ભાવી તેમ કર્મો શુદ્રનાં યે સ્વભાવથી.'

શ્રીકૃષ્ણના આ વાક્યોપર વિશ્વાસ હોય અને પ્રાચીન હિંદના જગતની રહેણી કરણી કંઇક આવા પાયા પર ચાલતી હોય એમ પુર્વ પશ્ચિમના લેખકોએ આલેખેલી હિંદના પ્રાચીન અર્વાચીન ઇતિહાસ ઉપરથી પ્રતીતિ થતી હોય તો સામાન્યતઃ ઉપરોક્ત પંક્તિઓના પ્રથમજ દર્શને અને તેમના પ્રથમજ વાંચન હૃદયસ્થળ પર એમ છાપ પાડયા વિના નથી રહેતા કે હાલમાં નથી કોઇ બ્રાહ્મણ વા ક્ષત્રિ અને જે છે તેમાં પણ છૂટા છૂટા છવાયલા આમ તેમ ફરતા વૈશ્યો અને બહુધા તો સેવાભાવી શુદ્રોજ દૃષ્ટિગોચર થાય છે. મહિને પાંચ હજાર રૂપિયાનો પગારદાર એક વડનગરો નાગર ગૃહસ્થ—હાલમાં ગણાતી ઉચ્ચતમ જ્ઞાતિ-અને માસિક રૂપિઓ અડધો મેળવતો એક નીચ કાર્ય કરનાર અસ્પૃશ્ય ચાંડાળ—હિંદમાં ગણાતી સૌથી નિચી જાત-આ ઉભય હાલમાં તો એકજ ભાવથી ઘેરાયલા માલુમ પડે છે. પાંચ હજારવાળો પણ સેવક છે અને અરધાવાળો પણ સેવકજ છે. ઉભય નિચા ઉંચા પ્રમાણમાં શુદ્રો છે. આમ છે ત્યારે તો 'કર્મધર્મની વાત' ઉંચા નિચા કર્મોથી પડેલી જાતો શુદ્ધ, સરળ ભાવવાળા મહેતાજીને ન રૂચે એ છેક નવાઇ જેવું નથી. માત્ર પોતાનો સ્વધર્મ One's own duty towards nature, God and man—સમજનાર સર્વ કોઇ શુભેચ્છકોને તો મહેતાજીની ઉપરોક્ત પંક્તિઓ ઉંડી રામબાણની દવાની અસર કરશેજ.

'મનમાં રામ બગલમેં છૂરી.
ભગત ભયા પણ દાનત બૂરી.'

એવા એવા જગતને ઠગનારા બાવાઓ, સાંઇઓ અને સન્યાસીઓને આ વાત કદી રૂચિકર નહિ લાગે; પરંતુ સ્વામી શ્રી વિવેકાનંદજી જણાવે છે તેમ:—

×" The real spiritual man is broad everywhere. His love forces him to be. Those to whom religion is a trade are forced to become narrow &

× અર્થ—સત્ય ધર્મભાવનાવાળો મનુષ્ય સર્વત્ર વ્યાપક દૃષ્ટિવાળો હોય છે. પ્રીતિજ તેને તેમ કરવા બળાત્કાર કરે છે. જેમને ધર્મ એક ધંધો થઇ પડયો છે, તેઓને સાંકડા મનના થઈ જવાની, તેમજ

mischievous by their introduction into religion of the competitive, fighting selfish methods of the world: " અને આથી કરીને એઓશ્રી એક પત્રમાં લખે છે કે,

"I have friends in this country amongst the clergy of the Episcopal and even Presbyterian churches who are as broad, as liberal as sincere as you are in your own religion :—જેવું પશ્ચિમના કેટલાક પાદરીઓનું અત્ર વર્ણવ્યું તેવું સમદર્શી વર્તન છે તેવુંજ અહીંના ધર્મના ચુસ્ત હિમાયતીઓનું હોય તો કેટલું સારું ? આચાર્યો ને ધર્મપ્રચારકો આવીજ મત-સહિષ્ણુતાથી વર્તતા હોય તો જનસમાજનું કેટલું કલ્યાણ થવા સંભવે ? તેને શુદ્ધ સત્ય અને સરલ માર્ગ પર દોરવાને તેઓ કેટલા સફળ થઇ શકે! અને જ્યાં ત્યાં કહેવાતા ધર્મના અને ધર્મપ્રચારકોના ભવાડા થાય છે તે કેટલા ઓછા થઇ જાય ?-તદ્દન નિર્મૂળ થઇ જાય.

નરસિંહ મહેતા ' Real Spiritual man ' હતા અને તેથીજ તેમના હૃદયમાં 'પક્ષાપક્ષી' અને ' ભેદાભેદ ' જેવા Hair Splitting differences ને સ્થાન નહોતું. એઓ ઉપરોક્ત કાવ્ય સમાપ્ત કરતાં જણાવે છે કે

' હળવા કર્મનો હું નરસૈંયો મુજને તો વૈષ્ણવ વ્હાલા રે.
' હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાળા રે.

સ્વ. મણિલાલ પોતાના ' બાળવિલાસ ' માં ' ધર્મ ' ના પ્રકરણમાં સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મનો ઉહાપોહ કરતાં જણાવે છે કે "એવો કંઇ ધર્મનો માર્ગ લેઇએ કે તે ઘણો સરળ, સગવડતા ભરેલો અને સિધો હોય, કારણ કે તે સત્ય છે, જેમ સિધો અને સરળ તેમ તેમાં વિઘ્નો ઓછાં તેમ તેમાં શત્રુ થવાનો સંભવ ઓછો. જરાકજ જો કર્મ ધર્મનાં માળખાં વધારે વધારાય તો તો તરતજ તેનો ચેપ લાગે અને એ ચેપથી અખો કવિ લખે છે તેમ ચિત્ત રંગાય અને અહંભાવ પ્રાપ્ત થાય જેથી અંતે 'Pride goeth before destruction' (નાશની પૂર્વે ગર્વ) જેવું થાય. આત્માનો પરમ અદ્વૈતભાવ નષ્ટ થાય અને તેને સ્થાને હૃદયને સતાવનાર ઉંડા વિભાગો ભરાઇ હૃદયમાં ઉંડી નિશા પથરાઇ રહે."

પરમ જ્ઞાનરૂપ પરમબ્રહ્મની-એક અખંડ અનંત અગોચર અદ્વિતીય પ્રભુની ઉપાસના છોડી જે માત્ર કર્મધર્મની જંજાળો વધાર્યા કરે છે તેને માટે અખો પણ નરસિંહ મહેતાના જેવુંજ પરંતુ તેનાથી વધુ કટાક્ષયુકત કવે છે કેઃ—

તિલક કરતાં ત્રેપન ગયાં
જપ માળાનાં નાકાં ગયાં.
તિરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોય ન પોતા હરિને શર્ણ.
કથા સુણી સુણી ફુટયા કાન, અખા તોય ના'વ્યું બ્રહ્મજ્ઞાન.
એક મૂરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ.
પાણીને દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન.
એતો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત ?
× × ×
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક !

દુન્યાની સ્પર્દ્ધાયુકત તથા લડાઇકારક પદ્ધતિઓ ધર્મમાં તેઓ દાખલ કરવાથી તેઓને હાનિકર્તા થવાની ફરજ જ પડે છે.

મારે આ દેશમાં ખ્રીસ્તીઓના અનેક પંથોના એવા પાદરીઓ સાથે મૈત્રી છે કે જેઓ એટલા વ્યાપક તથા ઉદાર વિચારના તેમજ પોતાના ધર્મને અંતઃકરણથી માનનારા છે કે જેટલા અંતઃકરણ તમે પોતે તમારો ધર્મ માનો છો.

અને નરસિંહ મહેતા જેમ વદે છે કે 'જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહી' ત્યાં લગી સાધના સર્વ જૂઠી' તેજ પ્રમાણે અખો પણ અત્રે એવું ઉંડું જ્ઞાન ગુંજે છે કે,

" બાળકની તે કેમ થાયે માય, મુરખે મિથ્યા કરે ઉપાયે.
જ્ઞાનવિના તે સાધન એવાં અખા હેમાં ન લેવા દેવા: "

આંથી વિશેષ એ ઉભય પરમજ્ઞાનિ કવિઓમાં વિચારોનો સામ્ય ઘણી અદ્ભુતતાથી દર્શાવેલાં જણાય છે પરંતુ તે અત્રે અસ્થાને હોઇ અન્ય કોઇ પ્રસંગે અખા અને નરસિંહની તુલના કરીશું ત્યારે થઇ રહેશે.

હવે આપણે મહેતાજીની મતસહિષ્ણુતાનું એમનાજ શબ્દોમાં નિરૂપણ કરીએ. એઓ એક પ્રસંગે લખે છે કે,

' વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે,
પરદુ:ખે ઉપકાર કરે તે મન અભિમાન ન આણે રે.

આ પ્રમાણે એમની આ ઉતમ વૈષ્ણવ જનની ભાવનામાં એટ્લી તો આશ્ચર્યકારકતા રહેલી છે એની તો કંઇ પ્રભુગીતની પરમ પુનિત આમંત્રણાનો સ્વીકાર થયેલો છે કે આ આખું પદ જાણે પ્રભુપ્રેરિત ન હોય એમ સ્વાભાવિક હૃદયમાં સઘન છાપ પડી રહે છે. નરસિંહ મહેતાની આ વૈષ્ણવજનની ભાવના એકદેશીય નથી પરંતુ સર્વદેશીય અને સર્વ વ્યાપી છે. જેવું વૈષ્ણવ શબ્દનું મુળ છે. ( વિષ્ to pervade–વ્યાપક હોવું ) તેવુંજ તેનું અર્થગાંભીર્ય મહેતાજીએ અત્રે સાચવ્યું છે.

સર્વદેશીયત્વ અને સર્વવ્યાપીત્વ: અને આંથી કરી એ ભાવના ' પરોપકારાય સતાં વિભુતય:' ની સમાન ભાવનાને વિશેષ સતેજ કરે છે.

સામાનું દુ:ખ નિવારણ કરવું પછી તે ગમે તે જાતનો અને ગમે તે ન્યાતનો હોય અને એવા દુ:ખીનું દુ:ખ નિવારણ કરી તે કાર્યને માટે જરિએ ચિત્તમાં અભિમાન ન ધરવું તેને સર્વને નરસિંહ મહેતા વૈષ્ણવ જન ગણે છે. હાલમાં જે એક જાતની અંધશ્રદ્ધા વ્યાપી રહી છે તેનો અત્રે મહેતાજી અનાદર કરતા હોય એમ સહમજાય છે. બ્રાહ્મણનેજ દાન કરે. સ્વર્ગ પંથે પળાય અને સુકૃત્ય થયું ગણાય. આચાર્યોની લુંટમાં જેમ વધુ લુંટાવાય તેમ વધુ દાન કર્યું ગણાય એવી જે દાન ધર્મની પોલમપોલ ચાલી રહી છે તેનો અત્રે ધીરો ધીક્કાર થયેલો ભાસે છે પરંતુ તેને બદલે ગમે તે જ્ઞાતિનો ગમે તે જ્ઞાતિ વાળાને—

" બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે:
' દે છે સહુને સહુ કોઇ લે છે
' આધાર સૌનો સૌ ઉપરે છે. "
' આભાર સૌકો સૌ ઉપરે છે. "

આવી ઉચ્ચત્તમ ભાવનાથી તેના કાર્યમાં ઉંડી Social Helpfulness દાખવી રહે, અને એના પંથમાં પડેલાં વિઘ્નો અટકાવવા સમર્થ થાય–તનથી મનથી, વા ધનથી–તો તેવા નરને વૈષ્ણવ જન કહેવો.

શુદ્ધતમ કેળવણી તે આજ કે જેનો ઉપયોગ મહાત્મા બેકનના શબ્દોમાં કહીએ તો ' Glory of God and relief of man's estate માં થાય અને વાસ્તવિક રીતે અનુવાદ કરતાં જણાશે કે નરસિંહ મહેતાનું સર્વવ્યાપીત્વ આ ઉભય સિદ્ધાંતોનું ગ્રહણ કરી રહ્યું હતું અને એના પરિણામેજ ઉપરોક્ત સરળ પરંતુ સચોટ ન્યાયનું દર્શન એઓ આપણને કરાવી ગયા છે. આવું આવું મધુર; સુંદર અને મનોહર આપણી દૃષ્ટિએ પડે છે ત્યારે સ્વાભાવિક એમ થઇ આવે છે કે જેવી રીતે ગીતાજી સંસ્કૃતમાં પ્રભુપ્રેરિત કહેવાય છે તેમજ નરસિંહનાં પદો ગુર્જરગિરામાં પણ પ્રભુપ્રેરિત ગણાઇ શકાય; કારણ કે ઉભયમાં આલેખાયલાં જગતના કલ્યાણનાં સૂત્રો ઘણાં ખરાં સરખાં સર્વોત્કૃષ્ટ લાગે છે. નરસિંહની ઉપરની પંક્તિઓ એવી તો મીઠી લાગે છે કે તે પરથી સ્વભાવિક એમ વદાય છે કે એની કલ્યાણભાવના કેટલી સબળ હોવી જોઇએ!

# મહાત્મા જ્ઞાનદેવનું જીવન ચરિત્ર.

( લેખક–રા. મગનલાલ મા. ઝવેરી મુંબઈ ).

શ્રીયુત ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રને સંન્યાસાશ્રમી બનાવી પાછો ગૃહસ્થાશ્રમી બનાવવાની નવિન કલ્પના શિવાય બીજા બહુ થોડાંજ દષ્ટાંતો એવાં મળી આવશે કે એક સંન્યાસી થયેલો પાછો ગૃહસ્થાશ્રમી થયો હોય. આપણાં શાસ્ત્રો પુત્ર વગરનાને અને સ્ત્રીની પરવાનગી વગર સંન્યાસાશ્રમ ધારણ કરનારને તેમ કરવાની છુટ આપતાં નથી. આથી ઉલટું વર્તન કરનારને સમાજનો ભારેમાં ભારે દંડ–જાતિ બહિષ્કૃત કરવાનો–આપવામાં આવે છે. ઇંગ્રેજ સરકારની દેશનિકાલની સજા અને જાતિ બહિષ્કૃત થવાની જાતિ સરકારની સજા એ બેઉ બરાબર. શ્રી જ્ઞાનદેવનાં પિતા વિઠ્ઠલપંતે ગુરૂને ‘ મને સ્ત્રી પુત્રાદિ કોઈ નથી ’ કહી ઠગેલા. ગુરૂજી એક સમયે અચિંતા વિઠ્ઠલપંતને ગામ ગયા અને વિઠ્ઠલપંતની સ્ત્રી જે ઇશ્વર ભજનમાં રાત દિવસ રત રહેતી, તે તેમને દર્શને જતાં ગુરૂજીએ તેને ‘ પુત્રવતી ભવ ’ કહી આશીશ દીધી. આથી સાધ્વી રૂકિમણી બાઇએ કહ્યું કે “ ગુરૂજી, મારા પતિએ સંન્યાસાશ્રમ ગ્રહણ કરેલો હોવાથી આપનું વચન શી રીતે સિદ્ધ થશે ? ” આથી ગુરૂ રામાનંદ સ્વામીએ તે વિશે તપાસ કરી અને તેમને જણાયું કે પોતાનો શિષ્ય વિઠ્ઠલપંત તેજ એ બાઇનો પતિ. આથી ગુરૂજીએ વિઠ્ઠલપંતને ગૃહસ્થાશ્રમી થવા આજ્ઞા કરી જે તેણે ગુરૂ આજ્ઞાપાલનાર્થ સ્વીકારી. બાર વર્ષનાં બ્રહ્મચર્ય અને બીજા વ્રતોને લીધે શુદ્ધ થયેલાં આ જોડાંના આત્માથી નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ, અને મુકતાબાઈ નામના ચાર ઉત્તમ દીપક પ્રકટ્યા.

## જ્ઞાતિએ માતાપિતાનો કરાવેલો આત્મઘાત !

ઉકત ચારેની ઉમરમાં બબ્બે વર્ષનો ફેર હતો. જાતિ બહિષ્કૃત હોવાથી વિઠ્ઠલપંતને એમને યજ્ઞોપવીત આપવાની ફીકર થવા માંડી. બ્રાહ્મણોની સભા બોલાવવા યત્ન કર્યો પણ પ્રથમ તો બ્રાહ્મણો એમની સાથે વાતચિત કરવી પણ પાપજ લેખતા, તેથી બીલકુલ દાદજ દીધી નહીં ! બહુ આજીજી કરતાં બ્રાહ્મણોની સભા મળી. બ્રાહ્મણો અને દેવોના તુંડ મિજાશીપણાના દાખલાઓ આપણા ધાર્મિક ઇતિહાસમાંથી પુષ્કળ મળી આવતા હોવાથી તેમના એ વર્તન સંબંધી કોઇને આશ્ચર્ય લાગશે નહીં. બ્રાહ્મણોએ જણાવ્યું કે “ તમારા અપરાધને માટે શાસ્ત્રમાં કયાંય પણ પ્રાયશ્ચિત્ત લખેલું જણાતું નથી. તેથી તમારાં બાળકોને યજ્ઞોપવીત ધારણ કરવાની શાસ્ત્રની અનુજ્ઞા નથી. તમારો અપરાધ એવો છે કે દેહાંત દંડના પ્રાયશ્ચિત્ત શિવાય અન્ય કાંઇ પણ પ્રાયશ્ચિત્ત તેને લાગુ પડતું નથી. ” જેમ એ અપરાધનું પ્રાયશ્ચિત્ત જડયું નહીં તેમ એ અપરાધને સારૂ દેહાંત દંડનું પ્રાયશ્ચિત્ત પણ કિયા શાસ્ત્રાધારે બ્રહ્મદેવોએ શોધી કાઢ્યું તે તેઓજ જાણે ! આથી પતિપત્ની બેઉએ નાનાં નાનાં બાળકોને નિરાધાર છોડી જળ સમાધિ કરી ! બ્રાહ્મણોને એ આપઘાત કરાવ્યાનું પાપ લાગે નહીં. કારણ કે જાતિને અધિકાર હોય છે ને તે અધિકારાનુસાર તે ચાહે તે કરી શકે. તે પર કશો અંકુશ હોતો નથી. કે વરિષ્ઠ કોર્ટની માફક ત્યાં કોઈ પણ પ્રકારની ‘ અપીલ ’ થઇ શકતી નથી. વળી જાતિમાં ‘ કોળીજુમ ’ નથી

પણ હોય છેજ ! મર્યાદા પુરૂષોત્તમ ગણાતા શ્રી કૃષ્ણચંદ્રને પણ પોતાની જાતિની ધર્મને લીધે તોબા પોકારવી પડી છે, જેનો એક દાખલો ખુદ શ્રી કૃષ્ણના શબ્દોમાંજ અમે આપીએ છીએ. એ દુઃખ નારદ આગળ શ્રીકૃષ્ણે રડી બતાવેલું તેજ યુધિષ્ઠરને ભીષ્મે શાંતિપર્વમાં કહી સંભળાવેલું. શ્રીકૃષ્ણ કહે છે કે; " મારા જ્ઞાતિબંધુઓને મારા ઐશ્વર્યનો અર્ધો ભાગ આપ્યા છતાં પણ તેમનાં કડવાં વેણ સાંભળી તેમના દાસ તરીકે મારે વર્તવું પડે છે. અગ્નિ પાડનાર માણસ જેમ આખો વખત ચારણીનાં લાકડાંને ઘસ્યા કરે છે તેમ જ્ઞાતિવર્ગનાં દુર્વાક્યથી મારૂં મન હંમેશ બળ્યા કરે છે." આવી દર્પવાળી જાતિ તરફથી કયા પ્રકારના સ્વતંત્ર ન્યાયની આશા રાખી શકાય તે કળાતું નથી.

આ મુજબ એ બેઉએ આપઘાત કર્યા પછી ન્યાતિઓએ તે બિચારાં અનાથ બાળકોને પોતાના બાપદાદાના ઘરમાં સુદ્ધાં દાખલ થવા દીધાં નહીં. તેમની બધી મીલકત જપ્ત કરી લીધી! બિચારાંઓએ ફરી બ્રાહ્મણોને પ્રાર્થના કરી કે, " અમે અનાથ, પતિત, શરણાગત, દીન છીએ, તેથી અમને કૃપાદૃષ્ટિથી સનાથ કરીને ખોળે લ્યો." ( અમને યજ્ઞોપવિત ધારણ કરાવો. ) કેવી નમ્ર અરજી ? પણ શરણાગતને દુઃખ ન દેવાનું તો માત્ર ક્ષત્રિયોનેજ માટે લખાયલું છે. બ્રાહ્મણોને તે ધર્મ પાળવાની આવશ્યકતા નથી ! આથી બ્રાહ્મણોએ નિર્ણય આપ્યો કે " સન્યાસીનાં બાળકોને યજ્ઞોપવિત ધારણ કરાવવાની વિધિ શાસ્ત્રમાં ક્યાંય પણ દ્રષ્ટિગોચર થતી નથી, માટે તમને યજ્ઞોપવિત ધારણ કરવાની શાસ્ત્રાજ્ઞા નથી, પ્રાયશ્ચિતથી તમને પાવન કરી શકાય નહિ, માટે તમે જેવી દશામાં હાલ છો તેવીજ દશામાં હરિચિંતન કર્યા કરો. સર્વ ભુતોમાં ભગવદ્ભાવ ધારણ કરી દ્વિજથી લઇને ચાંડાલપર્યંત સર્વને વંદન કરતા રહો. સર્વ જગતને કૃષ્ણ સ્વરૂપે જુઓ. જીતેંદ્રિય થઇને રહો. લગ્ન કરીને સંસારની વૃદ્ધિ કરશો મા. દેહ છે ત્યાંસુધી વૈરાગ્ય વૃત્તિથી રહી શ્રી હરીનું ભજન અનન્ય ભક્તિથી કરો કે જેથી સર્વ પાપનો નાશ થઇ તમે શુધ્ધ અને પવિત્ર થશો." જ્ઞાતિજનોનો આ ઉદાર (!) નિર્ણય સાંભળી બિચારાં બાળકો હરિભજન કરવા સારૂ નીકળી પડ્યાં અને મર્ણપર્યંત બધાં કુંવારાંજ રહ્યાં—શાસ્ત્રાજ્ઞા કહેવાતી બ્રાહ્મણાજ્ઞાનું પાલન કર્યું, પણ બ્રાહ્મણોને કેટલાક ચમત્કાર બતાવી પોતાની મહત્તા સિદ્ધ કરી આપી. બ્રાહ્મણોએ પોતાથી બનતું એમને સતાવવા સારૂ કરેલું—જેને ત્યાં એ ઉતરેલા તેને ન્યાત બહાર કર્યો; કુંભારને ત્યાંથી એક વાસણ પણ તેમને ન ખરીદવા દીધું !

પૂજ્યને યજ્ઞમાં અગ્રપૂજાનું માન આપવું એ પ્રાચીન પ્રથા છે. મહાભારતના સમયમાં શ્રીકૃષ્ણને તેવું માન આપવાની દરખાસ્ત મેલતાં ભીષ્મને તોડી પાડતાં શિશુપાલે કૃષ્ણને અનેક કુવેણ કહ્યાં હતાં અને પરિણામે કૃષ્ણને શિશુપાલનો યજ્ઞની શાંતિ અર્થે વધ કરવો પડ્યો હતો. એ સર્વશ્રુત છે. તેજ મુજબ એક યજ્ઞમાં આવી તકરાર થતાં મધ્યમ રસ્તો—સાધારણ રીતે ધાર્મિક કથાઓમાં વાંચવામાં આવે છે તેમ—હસ્તિનીને એક હાર આપી તે જેને અર્પણ કરે તેને તે માન આપવાનું—નક્કી કર્યું. સર્વેને પોતાને તે માન મળે એવી અભિલષા હતી પણ તેવી અભિલાષા વગરના જ્ઞાનદેવનેજ હસ્તિનીએ આવી માલા અર્પી !

૬ ૧૬ વર્ષની વય તે વખતે જ્ઞાનદેવની હતી, જ્યારે ચાંગદેવ નામના એક બીજા મહંત સાધુની ૧૪૦૦ વર્ષની હતી ! પણ જ્ઞાનદેવ કરતાં ચાંગદેવનું યોગ વિદ્યાનું બળ બહુ ઉતરતી પાયરીનું હતું. ચાંગદેવ વાઘપર સવારી કરી સર્પને હાથમાં ચાબૂક તરીકે લઇને આવ્યા ત્યારે

જ્ઞાનદેવ જે ઓટલા પર બેઠા હતા તે ઓટલાનેજ યોગ બળથી ચલાવી તેને સામો લેવા ગયા! આ કથામાં અમને તો એટલુંજ સત્ય લાગે છે કે જ્ઞાનદેવનું બળ ચાંગદેવ કરતાં ઘણું વધારે હતું. ૧૪૦૦ વર્ષ જીવવાની વાત અને ઓટલો ચલાવવા જેવી વાત એક વિકલ્પના જ! ઉદ્દેશ સમજાવવા અર્થે કરવી પડેલી અતિશયોક્તિજ.

ચાંગદેવને અનેક ચેલા હતા જે હમણાના ચેલાઓની માફક રાતાચોળ જેવા, કોઠડના માલ-પાણી ઉડાવી, ચયેલા હતા. જ્ઞાનદેવને આ બધું ન ગમવાથી તેમને દુર કરવાની એક યુક્તિ ઘડી "એક જીવનો બલિ આપો તો પાસષ્ઠિનો અર્થ સમજાવું" એમ ચાંગદેવને કહ્યું. આથી ચાંગદેવે પોતાના શિષ્યોને કહ્યું કે "તમારામાંથી મારે સારૂ પોતાના પ્રાણનો ભોગ આપવા કોણ તૈયાર છે?" શિષ્યો મહાત્મા કબીરજીના નીચલા દોહરા પ્રમાણેના હતા તેથી ધીમે ધીમે એક પછી એક વંજો માપી ગયાઃ—

સંત મિલનકે તીન ગુન, હર કોઇ લાગે પાવ;
ખાનેકો મિષ્ટાન્ન મિલે, અઐર વૈકુંઠ જાવ!

આથી ચાંગદેવે પોતે પોતાના પ્રાણની આહુતિ આપવાનું જ્ઞાનદેવને કહ્યું પણ જ્ઞાનદેવે તેમ કરવાનું કારણ સમજાવી કહ્યું કે "તું મરણ પામશે તો પાસષ્ઠિનો અર્થ તને શી રીતે સમજાશે?"

આખરે પાસષ્ઠિનો ચાંગદેવને અર્થ સમજાવવાનું કામ જ્ઞાનેશ્વરે મુક્તાબાઇને સોંપ્યું. અને તે તેણે બજાવ્યું. આથી મુક્તાબાઇનાં જ્ઞાનપર પણ સારૂં અજવાળું પડે છે. જ્ઞાનદેવે પંદરમે વર્ષે ગીતાપર ભાવાર્થ દીપિકા ટીકા લખી અને તેને વિષે કંઇ પણ કહેવું એ સોનાપર ઢોળ ચઢાવવા બરોબર હોવાથી અમે તેવું સાહસ કરતા નથી 'જ્ઞાનેશ્વરી'નું સ્થાન મહારાષ્ટ્રમાં સૌથી પ્રથમ છે એટલુંજ કહેવું બસ છે. બાવીસમે વર્ષે એમણે સમાધિ કરી. એમને "મહારાષ્ટ્રી વેદવ્યાસ" ની ઉપમા અપાય છે.

એમનો તથા એમના ભાઇ સોપાનદેવનો રચિત જ્ઞાનપટ તથા સોપાનપટ ખાસ ધ્યાન આપવા જેવા છે. આપણાં સાધારણ પાનાં રમવામાંએ જેમ ઉંડો ઉચ્ચ હેતુ સમાયલો છે (દાખલા તરીકે એક બાદશાહને પણ એક્કો એક સંપથી મારી હઠાવે–છતી લે તેથી એક સંપ કરવો વિગેરે) તેના કરતાં રાત ગણો અર્થ આમાં સમાયલો છે. એ પટો ચોખ્ખું બતાવે છે કે અહંકાર, ક્રોધ, અવિવેક, દુષ્ટ મોહ, હિંસા, દ્વેષ, દુર્બુદ્ધિ, વગેરેથી અધોગતિ થાય છે. એ પટો અત્યંત બોધદાયક છે અને ગમત સાથે જ્ઞાન આપનારા છે. બીજી રમતો કરતાં એ રમતમાં અમને વધુ મજાહ પડે છે એમ કહેવામાં હમને કશો શક નથી, અને અમે દરેક જણાને કંઇ નહીં તો એ પટો લઇ એ બોધદાયક રમત શીખવાની ભલામણ કરીશું.

# બૌદ્ધધર્મ પ્રસારક કારણો.*

( લેખક-રા. નર્મદાશંકર સદાશિવ ત્રિવેદી. )

ઇસ્વીસન ૫ માથી ૧૦મો સૈકા સુધી અર્ધું જગત બૌદ્ધધર્માવલંબી હતું. હાલ જોકે તેમની સંખ્યા પૂર્વ કરતાં ઘણી ઘટી ગઇ છે, તથાપિ હજુપણ બૌદ્ધોનીજ જન સંખ્યા સૌથી અધિક છે. ભિન્નભિન્ન ધર્મ માનનારાની ગણત્રી નીચે પ્રમાણે થઇ છે.

| | | | |
|---|---|---|---|
| પારસી | ૧,૫૦,૦૦૦ | રોમન કેથોલિક | ૧૫૨,૦૦૦,૦૦૦ |
| શિખ્ખ | ૧૮,૯૪, ૭૨૩ | પ્રોટેસ્ટંટ ક્રિશ્ચીયન | ૧૦,૦૦૦૦,૦૦૦ |
| યહુદી | ૭૦,૦૦, ૦૦૦ | હિંદુ | ૨૦૦,૦૦૦, ૦૦૦ |
| ગ્રીક કેથોલિક | ૭૫,૦૦૦,૦૦૦ | મુસલમાન | ૧,૫૫૦,૦૦, ૦૦૦ |

બૌદ્ધ ૫૦૦૦,૦૦,૦૦૦ ( પચાસ કરોડ ).

એ મહાન્ બૌદ્ધ ધર્મના ઉદયાસ્તનો ઇતિહાસ મહા આશ્ચર્યજનક છે. સંસારમાં અન્ય એવો કોઇ ધર્મ નથી કે જેના ઇતિહાસની સમાનતા, બૌદ્ધ ધર્મની ઉન્નતિ અને અવનતિના ઇતિહાસની સાથે કરવામાં આવે. આપણને એવો બીજો કયો ધર્મ મળી શકે છે જેનો ઉદય અને વિસ્તાર આટલો શીઘ્ર અને આટલી શાન્તિથી થયો હોય? આજથી ચોવીશસો વર્ષ પુર્વે કપિલવસ્તુની રમ્યભૂમિમાં એક મહાન આત્માનો ઉદય થયો. આપણા દેશના ઇતિહાસમાં એ સમયે બહુજ અધઃપાત થયેલો હતો. એ વખતે ચતુર્દિક્ અધર્મ અને દુરાચારનું રાજ્ય હતું. લોકો પોતાના પ્રાચીન શુદ્ધ ધર્મ અને સદાચારને ભુલીને ક્ષણભંગુર સાંસારિક વિષય ભોગોમાં લુપ્ત થઇ રહ્યા હતા. બુધ્ધે, લોકોની આ અધોગત દશા જોઇ તે તેનાથી સહન થઇ શક્યું નહિ. તેણે લોકોને શીલ અને સદાચારનો ઉપદેશ આપ્યો; તેઓને પ્રવૃત્તિ માર્ગમાંથી પાછા હઠાવી નિર્વાણનો રસ્તો દેખાડયો. સંસારે આ નવા ધર્મોપદેશકના ચરણમાં શિર ઝુકાવ્યું. અને એ દિવસથી બૌધ્ધ ધર્મનો પ્રસાર આરંભ થયો. ઇસાઇ ( ખ્રિસ્તિ ) અને મુસલમાની ધર્મોની પેઠે એ ધર્મને રૂધિરની નદીઓ વહેવડાવવી પડી નથી; બીજા ધર્મોની પેઠે એ ધર્મને પોતાના અનુયાયિઓનાં શિર કપાવવાં પડયાં નથી; તો પણ થોડીજ શતાબ્દિઓમાં એ ધર્મ ભારત વર્ષમાંજ નહિ, કિન્તુ આખા એશિયાખણ્ડમાં ફેલાઇને પૃથ્વીની બીજી બાજુ અમેરિકા આદિ દેશોમાં પણ વ્યાપ્ત થઇ ગયો. એ રીતે થોડાજ કાળમાં એ ધર્મનું આટલું અધિક ફેલાઇ જવું, ધાર્મિક ઇતિહાસમાં પણ આશ્ચર્યજનક બનાવ છે, અને એની આટલી ત્વરિતોન્નતિનાં કારણો મેળવવાં એ ઇતિહાસનો એક વિકટ પ્રશ્ન છે. કિન્તુ ઇતિહાસજ્ઞ લોકો હજુ એ વિષયમાં કોઇ નિશ્ચિત પરિણામપર આવ્યા નથી. એ ધર્મનું સાહિત્ય એટલું વિસ્તૃત છે અને હાલ તેમાં એટલા થોડા મૂલગ્રંથ સમ્પાદિત અને પ્રકાશિત થયા છે કે તેના આધારપર ઇતિહાસ, બૌધ્ધ ધર્મની ઉન્નતિ અને હ્રાસના વિષયમાં પોતાનો અન્તિમ ફેસલો આપી શકયો નથી. મુળ બૌધ્ધ ધર્મ કેવો હતો? તેનું પ્રારંભિક સ્વરૂપ કેવું હતું? બુધ્ધ નાસ્તિક હતો કે આસ્તિક? એણે પુરાણા ધર્મને પુનરુજ્જીવિત કર્યો કે ધે એક નવાજ ધર્મનો પ્રચારક

અર્પણ કરી દીધું છે, જેથી એ વિષયના ગ્રન્થો અતિ શીઘ્ર પ્રકાશિત થઇ રહ્યા છે. બૌદ્ધ સાહિત્યનું અનુશીલન કરવા માટે, અને બૌદ્ધ ગ્રન્થો પ્રકાશિત કરવા માટે આ દેશ અને વિદેશોમાં કેટલીક નવી સભાઓ સ્થાપિત થઈ છે, જે મહા પુરૂષાર્થ અને તેજથી પોતાનું કાર્ય કરી રહી છે. બૌદ્ધ અને જૈન ધર્મ સંબંધી પ્રાચીન અને પ્રમાણિક ગ્રન્થ, તિબેટ, ચીન, સીલોન આદિ દેશોમાંથી લઇ આવી યોગ્ય રીતે સંપાદિત અને પ્રકાશિત કરવામાં આવે છે. જો એ પ્રયત્ન આ રીતે ચાલતો રહેશે તો થોડા વર્ષોમાં એટલું સાહિત્ય પ્રકાશિત થશે કે વિદ્વાન્ ઇતિહાસજ્ઞો વિવાદાસ્પદ વિષયો ઉપર કોઇ નિશ્ચિત સંમતિ આપી શકશે. તે વખતે જો કોઇ પ્રતિભાશાલી લેખક બૌદ્ધધર્મની ઉન્નતિ અને અવનતિનો ઇતિહાસ લખશે તો તે ગ્રન્થ *Gibbon* ના *Decline and Fall of the Roman Empire* નામક પ્રસિદ્ધ ગ્રન્થથી ન્યૂન મનોરંજક અને મહત્વ યુક્ત થશે નહિ. પરન્તુ તે સમય હજુ દૂર છે. તદંતર ઉપલબ્ધ સામગ્રીના આધાર પર બૌદ્ધ ધર્મના પ્રસારનાં કારણોની સંક્ષેપમાં આલોચના કરવી નિરર્થક નહિ ગણાશે; કેમકે એ વિષય ઘણો મનોરંજક હોઇને આજકાલ આપણા દેશમાં ચાલતી ધાર્મિક હિલચાલો ઉપર પણ ઘણોખરો પ્રકાશ પાડી શકે છે, અને એ હિલચાલોમાં જોડાનારાઓને કેટલીક ઉપયોગી શિક્ષા આપી શકે છે, શિક્ષક વર્ગને એ ઇતિહાસ શિક્ષણના વિષયમાં કેટલો ઉપયુક્ત છે તે કહેવું વ્યર્થ છે.

## બુદ્ધના સમયમાં ધર્મની સ્થિતિ કેવી થઇ પડી હતી?

૧. બૌદ્ધ ધર્મના ઉદયનાં કારણો જાણવા માટે સૌથી પહેલાં આપણે તે સમયની ધાર્મિક અને સામાજિક અવસ્થા તરફ ધ્યાન આપવું જોઇએ. જો ધાર્મિક અવસ્થા પ્રતિ ધ્યાન આપીશું તો જ્ઞાત થાય છે કે તે વખતે પ્રાચીન વૈદિક ધર્મનું શુદ્ધ રૂપ નષ્ટ થઇ ચુક્યું હતું, અને તેને સ્થાને તેનું અતિ વિકૃત રૂપ પ્રચલિત થયું હતું. યદ્યપિ વર્તમાન સમયના પૌરાણિક મતની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મની પછી થઇ—જો આપણે મુખ્યમુખ્ય સિદ્ધાન્તોમાં પૌરાણિક ધર્મને બૌદ્ધ ધર્મનોજ પુત્ર કહીએ તો કંઇ હાનિ નથી—તથાપિ કંઇક અંશોમાં એની સાથે મળતો એક બીજો મત બુદ્ધના જન્મથી છોડી શતાબ્દિઓ પૂર્વેથીજ આ દેશમાં પ્રચલિત થઇ ચુક્યો હતો. જો આપણે એથી પણ આગળ વધીને કહીએ કે તે વખતે અધિક જન સંખ્યાનો કોઇ ધર્મજ નહોતો, તો તેમાં કાંઇ અત્યુક્તિ કહેવાશે નહિ. કેમકે તે સમયે ધર્મનું અસલ સ્વરૂપ નષ્ટ થઇ ચુક્યું હતું, તેનાં બાહ્ય ચિન્હોનેજ લોકો ધર્મ સમજવા લાગી ગયા હતા. ધર્મનો આત્મા નષ્ટ થઇ ચુક્યો હતો, માત્ર તેનું બાહ્ય શરીરજ શેષ રહી ગયું હતું. પ્રાચીન ઋષિઓની ઇશ્વર ભક્તિ નષ્ટ થઇ ગઇ હતી. પ્રાચીન સર્વજ્ઞ વ્યાપક ઇશ્વરનું સ્થાન કહેવાતા નાનાવિધ સ્વર્ગમાં વસનારા મનુષ્ય સદૃશ દેવતાઓએ લઇ લીધું હતું. ઇંદ્ર, વરૂણ, આદિત્ય આદિ નામોના આન્તરિક ભાવો ન સમજીને તે સમયના લોકો જડ-પ્રકૃતિનાં તત્વોના પૂજક થઇ ગયા હતા. અનેક પ્રકારના યજ્ઞો અને તત્સંબન્ધી કર્મોનેજ લોકોએ ધર્મ સમજી લીધો હતો, કે જે પ્રાચીન ધર્મનું કેવળ બાહ્ય શરીર હતું; બહિર ત્વચા હતી. લોકોને શિખવવામાં આવતું કે યજ્ઞના વિશેષ મંત્રો ભણીને અગ્નિમાં આહુતિ આપવાથી સ્વર્ગ (જેને તેઓ મોક્ષ સમજતા હતા) મળી જાય છે. આ પૃથ્વીપર પરિમિત શરીરમાં સુખો મળે છે, પણ સ્વર્ગમાં એ કર્મો કરવાથી તેજ સુખો અનન્ત શરીરમાં મળવાની આશા લોકોને આપવામાં આવતી હતી, એનો પ્રભાવ લોકોની પ્રવૃત્તિઓ ઉપર ઘણો નઠારો પડયો. લોકો સુખેચ્છુ બની ગયા; વિષયભોગની કામનાજ તેમનો ઉદ્દેશ થયો, અને એ સુખેચ્છાની જાળમાં ફસીને તેઓ સદાચાર અને નિઃસ્વાર્થ કર્મના મહત્વને ભૂલી ગયા. ઉપનિષદકર્તા ઋષિઓએ તદ્વિરૂદ્ધ શબ્દ ઉઠાવ્યો, પરંતુ તેમના શબ્દો એ પ્રવાહને સર્વથા રોકી ન શક્યા.

प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥
मुण्डकोपनिषत् ॥ १ । २ ॥

એજ પ્રકારે તપ અને યોગના પણ આન્તરિક અર્થો ભૂલાવી દીધા; કેવળ બહિરાડંબર માત્ર શેષ રહી ગયો. શરદી તથા ગરમીમાં શરીરને કષ્ટ આપવું, નવાં નવાં પ્રકારનાં વ્રતો રાખવાં, એનેજ લોકો યોગ અને તપ સમજ્યા. અદ્યપિ એ ધર્મ સર્વ માટે આવશ્યક બતાવવામાં આવતો, તથાપિ યજ્ઞોમાં એટલો વખત અને ધનનો વ્યય થતો હતો, તથા "તપ" કરવામાં એટલું કષ્ટ ઉઠાવવું પડતું હતું કે સર્વ સાધારણને માટે તેનું પાલન અસંભવ હતું. તેથી જ્યાં એક તરફ એવો એક લોક સમૂહ ઉત્પન્ન થયો કે જે ઉપવાસોથી શરીર સુકાવવામાં અને આખો દિવસ યજ્ઞાનુષ્ઠાનમાં લાગ્યો રહેતો હતો, ત્યાં બીજી તરફ સર્વ સાધારણ લોકો એ વાતોથી બેપરવાહ થઇ ગયા, અને વિષયસુખોમાં લિપ્ત થઇને સર્વથા ધર્મશૂન્ય થઇ ગયા.

## બુદ્ધના સમયની સામાજીક દશા.

તે સમયે સામાજિક દશા પણ ધાર્મિક દશાથી કોઇ રીતે સારી નહોતી. પ્રાચીન સમયમાં જે વર્ણ વિભાગ ગુણ અને કર્મથી મનાતો, તે હવે જન્મથી માનવા લાગી ગયા. બ્રાહ્મણોએ પોતાનું આસન સર્વથી ઉંચા સ્થાનપર જમાવ્યું, અને ભિન્ન વર્ણવાળાનો ત્યાં પહોંચવાનો અધિકાર બંધ કરી દીધો. યજ્ઞાદિ સર્વ ધાર્મિક કાર્યોમાં બ્રાહ્મણોનું પ્રધાનત્વ થયું, અને રોમના પોપની પેઠે તેઓ સ્વર્ગના પ્રતિનિધિ બની ગયા. વિદ્યાધ્યયનમાં બ્રાહ્મણોનોજ અધિકાર બતાવાતો. અને શેષ વર્ણોવાળા તેના આધીન સમજવામાં આવતા. શૂદ્રો ઉપર અત્યાચાર થવા લાગ્યો, અને તેમની ઉન્નતિ અટકાવવામાં આવી. બ્રાહ્મણોનો લોભ અને ધનેચ્છા × બહુ વધી ગઇ અને તેમણે લોકોને ઠગવાનો આરંભ કર્યો.

તે સમયે આ રીતે ધાર્મિક અને સામાજિક દશાની અવનતિ હતી. વસ્તુતઃ ધર્મની છાયા માત્ર રહી હતી, ને તેનો આત્મા નષ્ટપ્રાયઃ થયો હતો. એ રીતની અવનત થયેલી દશા કોઇ નવા ધર્મોપદેશકની પ્રતીક્ષા કરી રહી હતી, કે જે એ બાહ્યાડંબરોનો નાશ કરીને મૂળ ધર્મનું રાજ્ય સ્થાપિત કરે. કાર્લાઇલ (Carlyle)નું કથન છે કે "જે સમયે જ્યાં ધર્મનો આત્મા નષ્ટ થાય છે, અને તેનું કેવળ બાહ્ય રૂપ (Form) રહી જાય છે, તે વખતે ત્યાં પરમાત્મા કોઇ એક મહાન આત્માને ધર્મસુધારકના રૂપમાં મોકલે છે." એજ રીતે ગીતામાં પણ "यदायदा ધ. કહ્યું છે.

## બુદ્ધના સામાન્ય સિદ્ધાંતો.

એ નવો ધર્મોપદેશક વા ધર્મ સુધારક બુદ્ધના રૂપમાં પ્રાદુર્ભૂત થયો. તેણે શીલ અને સદાચારનો લોકોને ઉપદેશ આપ્યો. તેણે લોકોને દર્શાવ્યું કે યજ્ઞ, તપ અને ઉપવાસ કરવા માત્રથી મુક્તિ મળતી નથી; નિર્વાણ અર્થાત માનસિક શાન્તિ, સદા સદાચાર, મનની શુદ્ધિ અને ઇચ્છાઓ ઓછી કરવાથીજ મળી શકે છે. જ્યારે એણે એક તરફ સુખેચ્છા, વિષયભોગ, અને લોકતૃષ્ણાની નિન્દા કરી, ત્યારે બીજી તરફ તેણે શરીરને વ્રત અને ઉપવાસોથી પણ કષ્ટ આપવાનું નિરર્થક જણાવ્યું. * એ બન્ને અન-

× જુઓ છાન્દોગ્ય ૧ અધ્યાય, ૧૧ ખંડ, જૈમિનીય મીમાંસા ૧ અધ્યાય, ૩ પાદ, ૩ જું તથા ૪ થું સુત્ર.

* "હે ભિક્ષુકો, બે એવી અન્તર્ગામી વાતો છે કે જેમણે સંસાર ત્યાગ કર્યો હોય, તેમણે તે કરવી ન જોઇએ; અર્થાત એક તો જે વિકાર અને કામાસક્તિ ઉત્પન્ન કરનાર વસ્તુઓ છે તેની આદત ન પાડવી જોઇએ, કેમકે એ માર્ગ નીચ, મિથ્યા, અયોગ્ય અને અલાભદાયક છે, જે કેવળ સંસારી મનુષ્યોને યોગ્ય છે. બીજું તપસ્વીઓને નહિ કરવી જોઇએ કેમકે તે દુઃખદાયી, અયોગ્ય અને નિરર્થક છે."

"હે ભિક્ષુકો એ બન્ને અંતર્ગામી માર્ગો ત્યાગી એક વચલો માર્ગ છે, જેને તથાગતે (બુધે) પ્રકટ કર્યો છે, તે માર્ગ નેત્રોને ઉઘાડે છે, અને જ્ઞાન આપે છે, જેથી મનની શાન્તિ, ઉચ્ચતમ જ્ઞાન અને પૂર્ણપ્રકાશ અર્થાત નિર્વાણ પ્રાપ્ત થાય છે." धर्म चक्र प्रवर्तन

ર્ગામી માર્ગો છોડીને એણે મધ્યમ અષ્ટાંગક માર્ગનો +ઉપદેશ આપ્યો કે જેથી ખરું નિર્વાણ મળી શકે છે. લોકો એ વાતોથી પ્રથમજ ગભરાઇ રહ્યા હતા; તેથી તેમણે આ નવા ધર્મોપદેશકનો સહર્ષ આદર સત્કાર ને સ્વાગત કર્યું. સમય બૌદ્ધ ધર્મને અનુકુલ હતો એટલુંજ નહિ પણ તે તેની પરીક્ષાજ કરી રહ્યો હતો. જે વખતે બુધ્ધે નાતજાતનું બંધન તોડી સર્વને સમાનતા ( Equality ) નો ઉપદેશ આપ્યો; જ્યારે એણે કહ્યું કે મનુષ્ય બ્રાહ્મણ, જન્મથી નહિ કિંતુ કર્મથીજ બની શકે છે; ×જ્યારે એમણે નીચમાં નીચ જાતિના લોકોને માટે પોતાના સુખકારી ધર્મનો માર્ગ ઉપાડી આપ્યો, +તે વખતે સર્વ સાધારણ લોકોમાં એ ધર્મ શીઘ્રજ અગ્નિવત ફેલાઇ ગયો. લોકોને જે વાતની જરૂર હતી તે બુધ્ધે તેમને શીખવી. સમયની અનુકુલતાજ બૌદ્ધ ધર્મ ફેલાવાનું પ્રથમ કારણ છે.

## બૌદ્ધ ધર્મના પ્રચારની અનુકૂલતાનાં કારણો.

૨–બૌદ્ધ ધર્મનું ભારતવર્ષની પ્રકૃતિ અનુકુલ થવું, અને સાથે સાથે તેનું અત્યંત સુબોધ અને સરલ હોવું એ તેના ફેલાવાનું બીજું કારણ હતું. આપણે વીશમી શતાબ્દીમાં રહેનારા ચાહે તો એ વાતની પ્રશંસા કરો અથવા નિન્દા, પરન્તુ એમા બિલકુલ સંદેહ નથી કે ભારતવાસિઓની પ્રકૃતિ સંસારને સદા તુચ્છ અને હેય સમજનારી રહી છે. ભારતવાસિઓએ સંસારને કદી પોતાનો ઉદ્દેશ્ય માન્યો નથી; તેઓ તેને ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થવાનું એક સાધન માત્ર સમજતા રહ્યા છે. તેથી તેનો એ મત હતો કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી આ દુઃખમય સંસારમાંથી શીઘ્ર છુટકારો થવો જોઇએ. બુધ ધર્મ ભારતવાસિઓની પ્રકૃતિને સર્વથા અનુકુલ હતો કેમકે તે સિંધાન્તનો પ્રબલ રીતે પ્રચાર કરતો હતો. એ ધર્મ સંસારને 'તુચ્છ' અને 'મૃગતૃષ્ણા' સમાન જણાવતો, અને એનાથી સદા જૂદા રહેવાનો ઉપદેશ કરતો હતો. જેમકે–**धम्मपाद** નામક ગ્રન્થમાં લખે છે કે " સંસારને પાણીના પરપોટા સમાન અથવા મૃગતૃષ્ણાવત્ સમજો. જે એ રીતે સમજે છે તેની તરફ યમરાજા આંખ પણ કરી શકતો નથી. " " સંસાર અંધકારમય છે." એવા ધર્મને ભારતવાસિઓ જલદી ગ્રહણ કરી લે તો તેમાં આશ્ચર્ય શું છે? પુનર્જન્મ અને કર્મસિંધાન્ત આદિ બીજા પણ એ ધર્મના દાર્શનિક સિધ્ધાન્તો એવા હતા કે જેને ભારતવાસી પ્રાયઃ પ્રથમથીજ માનતા આવ્યા હતા. બૌધ્ધોનાં ચાર મહા સત્યો–દુઃખ, દુઃખની ઉત્પત્તિ, દુઃખનો નાશ, દુઃખના નાશનો ઉપાય–કપિલના સિદ્ધાંત સાથે મળતાં છે. દુઃખનાશનો ઉપાય કયો છે? એ વિષયમાં કપિલ અને બુધ્ધનો બહુ મતભેદ છે, પરન્તુ એજ મતભેદ બૌધ્ધધર્મ ફેલાવવાનું મહા કારણ હતું. કપિલ દાર્શનિક હતા, તત્વવેત્તા હતા; તેથી એના સિંધાન્ત જ્ઞાન પ્રધાન છે. તે પ્રકૃતિના સ્વરૂપ જ્ઞાનથી મુક્તિ માને છે, કિન્તુ બુધ્ધનો ધર્મ સાધારણ લોકોનો ધર્મ છે, તેથી તે પ્રેમ, કરૂણા, અને શીલ ઉપર અવસ્થિત છે. જ્યારે કપિલના દર્શનને કોઇકજ લોકો સમજી શકતા, ત્યારે બુધ્ધના બતાવેલા સરલ ધર્મ માર્ગને સમજીને સહસ્રો લોકો તેના અનુયાયી થઇ શકતા હતા. એ ઐતિહાસિક ઘટનાએ પુનઃ સંસારને

---

+ અષ્ટાંગક માર્ગ આ છે–(૧) સમ્યક્ દૃષ્ટિ (૨) સમ્યક્ સંકલ્પ (૩) સમ્યક્ વાક્ય (૪) સમ્યક્ કર્મ (૫) સમ્યક્ જીવન. (૬) સમ્યક્ વ્યાયામ (૭) સમ્યક્ સ્મૃતિ અને (૮) સમ્યક્ સમાધિ.

× " જટા વધારવાથી, ઉચ્ચ કુલમાં પેદા થવાથી, અથવા જન્મ સંસ્કારથી મનુષ્ય બ્રાહ્મણ થતો નથી. જે સત્યાચારી અને સાચો છે તેજ સુખી, તેજ બ્રાહ્મણ છે.

" જન્મથી અથવા અમુક માતાના પેટથી પેદા થયો છે એમ જાણીને હું કોઇને બ્રાહ્મણ કહેતો નથી."

**धम्मपाद.** ( બુદ્ધકૃત મુખ્ય ધર્મ પુસ્તક. )

+ બુધ્ધે પોતાના સંઘમાં જાતિ બંધન સર્વથા તોડી નાખ્યું હતું. એનું સૌથી મોટું પ્રમાણ એ છે કે એ સમયે નીચ સમજવામાં આવનાર જાતિયોને પણ પોતાના સંઘમાં લઇ લેતા હતા. (જૂઓ, 'થિરગાથા' માં સુનીતનું વૃત્તાન્ત ). ઉપાલી પણ જે બૌધ્ધોનો પૂજનીય વિદ્વાન ગણાય છે, તે નીચ ગણાતી જાતિનો હતો.

એકવાર દેખાડી આપ્યું કે તત્વજ્ઞાન ( Philosophy ) ગમે તેટલું ઉન્નત ભલે થાય, પણ તે ધર્મનું સ્થાન પૂર્ણ કરી શકતું નથી; સાધારણ લોકો માટે ધર્મની સદાએ આવશ્યકતા હોય છે. વર્તમાન સમયના કોમ્ટ ( Comte ) અને ડાક્ટર કેરસે ( Dr. Carous ), કે જેમણે ધર્મની જગાં તત્વજ્ઞાનને આપવાને ચિત્તોડ પ્રયત્ન કર્યો, તેઓ પણ એમાં કૃતકૃત્ય થઈ શક્યા નહિ.

૩. બૌદ્ધધર્મ પાલી અર્થાત દેશભાષામાં હતો, એ પણ એના પ્રસારનું મોટું ભારે કારણ હતું. બુદ્ધના વિરોધી બ્રાહ્મણોની ભાષા સંસ્કૃત હતી, જેને સર્વ સાધારણ લોકો સમજી શકતા નહિ. તેમના સર્વ ધર્મ ગ્રન્થો પણ એજ ભાષામાં હતા, કે જેને થોડાજ વિદ્વાન લોકો સમજી શકતા હતા. પરંતુ બુધ્ધે પોતાના ધર્મ પ્રચાર માટે પાલી ભાષાનો આશ્રય લીધો કે જે તે વખતે સામાન્ય લોકોની બોલચાલની ભાષા હતી. દેશભાષામાં હોવાના કારણે એ ધર્મ સામાન્ય લોકોમાં અતિશીઘ્ર ફેલી ગયો.

૪. બૌદ્ધ ધર્મનું ઉતાવળે ફેલાવાનું ચોથું કારણ બુદ્ધ પોતે ઉચ્ચ વ્યક્તિ હતો. તે સ્વયં મહાત્યાગી અને પવિત્ર આચાર રાખનાર મનુષ્ય હતો. એની સાધારણ રહેણી કરણી, એનો સત્યાચાર, લોક માટે એની અગાધ કરૂણા અને પ્રેમ, લોકોને પોતાપ્રતિ આકર્ષવાને ચુમ્બકનું કામ કરતાં હતાં. બૌદ્ધ ધર્મ ફેલાવા માટે જો અન્ય કારણો પણ ન મળ્યાં હોત તો બુદ્ધની પોતાની મહતી વ્યક્તિજ, તેના ફેલાવામાં પર્યાપ્ત કારણ હતું. બુધ્ધ જેવા નિષ્કલંક ચરિત્રના ઘણાજ ઓછા ધર્મ સુધારકો થયા છે. બુધ્ધના હૃદયમાં સંસારના દુઃખિત જનો માટે એક કરૂણાનો પ્રવાહ હતો, જે લોકોને તેના દાસ બનાવી દેતો હતો. તર્કશાસ્ત્રમાં પ્રવીણ બ્રાહ્મણો તેની સાથે શાસ્ત્રાર્થ કરવા આવતા, પરંતુ તે શુદ્ધ ચરિત્ર મહાત્માના પ્રભાવ સામે તેમનું શિર નમી જતું હતું. બુધ્ધ કોઇ મોટો વિદ્વાન નહોતો, તે કોઇ અતિ મોટો દાર્શનિક નહોતો; પરંતુ જો તેની પાસે કોઇ બલ હતું કે જેથી તે લોકોને જીતતો હતો, તો તે ચરિત્રનુંજ બલ હતું. બુધ્ધનો અસાધારણ ત્યાગ પણ લોકોપર મોહિની મંત્રતુલ્ય કામ કરતો હતો. ધર્મસુધારકોની લાંબી સૂચીપત્રીમાંથી એક બે સિવાય કોઇપણ ધર્મસુધારક ત્યાગમાં બુધ્ધની બરાબરી કરી શકે નહિ. રાજપુત્ર બુદ્ધ જ્યારે સન્યાસીના વેષમાં, હાથમાં કમણ્ડલુ લઇને પોતાના શિષ્યોસહિત ભીખ માગવા માટે ચુપચાપ કોઇ ગૃહસ્થના દ્વાર ઉપર જઇ ઉભા રહેતા હશે, ત્યારે લોકોપર આશ્ચર્યજનક પ્રભાવ પડતો હશે. જે મનુષ્ય સંસારમાં ઘણામાં ઘણો વિષયભોગ પ્રાપ્ત કરી શકે છે, જે મનુષ્યને પરમાત્માએ સર્વ સાંસારિક સુખો ભોગવવાનું સામર્થ્ય આપ્યું છે, તે મનુષ્યદ્વારા કહેલા, સાંસારિક સુખોને તુચ્છ અને હેય સમજવાના, અને તે માટે તેનાથી જૂદા રહેવાના, ઉપદેશમાં એક પ્રકારની શક્તિ આવી જાય છે, જે અન્યના ઉપદેશોમાં આવતી નથી.

૫ બુધ્ધને, રાજપુત્ર હોવાના કારણથી, પોતાનો ધર્મ ફેલાવામાં એક બીજી રીતે પણ મોટી સહાયતા મળી. રાજાઓમાં કોઇ ધર્મના ફેલાવાથી તે ધર્મને મોટી સહાયતા મળે છે, બુધ્ધનું રાજપુત્ર હોવું, એ બૌધ્ધ ધર્મનું રાજાઓમાં ફેલાવાનું મોટું કારણ હતું. સર્વેના જાણવામાં છે કે બુધ્ધના પિતા શુધ્ધોધનને બૌધ્ધ ધર્મોમાં વિશ્વાસ હોવાથી એ ધર્મનું ગ્રહણ કર્યું નહતું, કિન્તુ એને બૌધ્ધ બનવાનું કારણ પુત્રપ્રેમ હતો. શુદ્ધોધન મહાપ્રભાવશાલી અને પ્રતિષ્ઠિત રાજા હતો. એ બૌધ્ધ બનવાથીજ ભિન્ન ભિન્ન રાજવંશો બૌદ્ધ મતનો સ્વિકાર કરવા લાગ્યા અને એ પ્રકારે એણે એ ધર્મ ફેલાવાનો માર્ગ સુગમ કરી આપ્યો.

## ઉપદેશાર્થ જગતમાં વિચરનારા ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ.

૬. બૌધ્ધ ધર્મ ફેલાવાનું અન્તિમ પરંતુ સૌથી મોટું કારણ બૌધ્ધ ભિક્ષુકોનો સંઘ હતો. જો બુધ્ધને એ ધર્મની લગની લાગેલા અને પ્રીતિથી નિરન્તર પ્રચાર કરનારા ભિક્ષુઓ ન મળ્યા હોત, તો એનો ધર્મ અર્ધી દુનિયામાં ન ફેલાતાં માત્ર બારેક વર્ષના એક ખૂણામાંજ પડયો રહેત. એ વાત નિતાન્ત સત્ય છે કે નિસ્સ્વાર્થ કામ કરનાર પ્રચારકો અથવા મિશનરીઓ વિના કોઇ પણ ધર્મ લોકોમાં ફેલી શકતો નથી. ઇસાઇ ધર્મનું જ્વલન્તપ્રમાણ દૃષ્ટાન્ત આપણી આંખો સામે ખડું છે. ઇસાઇ ધર્મના ફેલાવામાં, તેના

મિશનરીઓનો નિસ્સ્વાર્થ પ્રયત્ન સૌથી મોટું કારણ છે. 'દૂરદૂરનાં દેશોમાં બૌદ્ધધર્મના ફેલાવાનું કારણ પણ તેના ભિક્ષુઓજ હતા; બોધિવૃક્ષ નીચે જ્ઞાનપ્રાપ્તિના દિવસથી તે મૃત્યુપર્યંત બુદ્ધ સ્વયં ઘૂમીને પોતાના ધર્મનો પ્રચાર કરતો રહ્યો. ધર્મપ્રચાર શરૂ કર્યા પછી છ માસ બાદ બુદ્ધે પોતાના ૬૦ શિષ્યોને એકઠા કરીને એ આદેશ કર્યો કે—" હે ભિક્ષુકો ! તમે જાઓ, અને લોકોની ભલાઇ માટે, લોકોના કુશળ કલ્યાણ માટે ભ્રમણ કરો. સંસાર પર કરૂણા કરો, અને દેવતા તથા મનુષ્યોની ભલાઇ માટે ધર્મનો પ્રચાર કરો. તમારામાંથી કોઇ પણ બે જણ એક રસ્તેથી જતા નહિ. હે ભિક્ષુકો ! જે આદિ, મધ્ય અને અન્તમાં ઉત્તમ છે એવા માર્ગનો તમે પ્રચાર કરો. "

તે ભિક્ષુકો ગયા અને તેમણે પોતાના આચાર્યના આદેશાનુસાર સેંકડોની સંખ્યામાં લોકોને બૌદ્ધ ધર્મના અનુયાયી બનાવવાનું આરંભ કરી દીધું. બુદ્ધના જીવન કાલમાંજ સેંકડો એવા ભિક્ષુકો હતા, કે જેનો જીવનોદ્દેશ્ય બુદ્ધ ધર્મનો પ્રચાર કરવાનો જ હતો. તેઓ આજકાલના ધર્મ પ્રચારકોની પેઠે વૈતનિક ઉપદેશક નહોતા, પરન્તુ તેમને પોતાના આચાર્યમાં પૂર્ણ શ્રદ્ધા હતી, અને પોતાના ધર્મ માટે જુસ્સો હતો. એ ભિક્ષુકોની રહેણી કરણી પણ બહુજ સાદી હતી. આવશ્યકતાથી અધિક કોઈ પણ વસ્તુ રાખવાની તેમને આજ્ઞા નહોતી. ભિક્ષા માગીને તેઓ પેટ ભરતા. બુદ્ધનો એવોજ આદેશ હતો. બુદ્ધ વારંવાર તેમને લોકોની દુઃખિતાવસ્થા દેખાડીને શાન્તિકારી બૌદ્ધધર્મ ફેલાવવા માટે તેમને પ્રોત્સાહિત કર્યા કરતો. ભિક્ષુકો માટે તેનાં અન્તિમ વચન પણ આજ હતાં, કે—" ભિક્ષુકો ! જે સત્યતાઓ મને જડી હતી, તે મેં તમને બતાવી દીધી છે. તમે એ સ્વયં સમજો, તેપર આચરણ કરો, તેપર વિચાર કરો, અને એને દુર દેશોમાં ફેલાવો. " બુદ્ધના એ શબ્દો વિદેશીજનોના કર્ણમાં પહોંચ્યા નહોતા; પણ તેના મૃત્યુ પશ્ચાત્ તેની આજ્ઞાનુસાર તેના શિષ્યોએ " સંસાર અને લોકોના કલ્યાર્થે " બૌદ્ધ ધર્મનો સંદેશો દૂરદૂર દેશોમાં રહેનારા લોકોના કર્ણવિવર સુધી પહોંચાડયો. બુદ્ધ પશ્ચાત જેટલા બૌદ્ધ રાજા થયા તેઓ વિદેશમાં ઉપદેશકો મોકલવાનું સ્વકર્તવ્ય સમજી મોકલતા રહ્યા. પ્રસિદ્ધ બૌદ્ધ રાજા પ્રિયદર્શી અશોકે પોતાના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રાને ધર્મ પ્રચાર માટે વિદેશ મોકલીને સદાને માટે સ્વાર્થ ત્યાગનું એક ઉજ્જવલ દ્દષ્ટાન્ત સ્થાપિત કરી આપ્યું. એ એવી રીતેજ બુદ્ધ અને પોતાના ધર્મ પર શ્રદ્ધા રાખનારા, નિસ્સ્વાર્થ, પરિશ્રમી, અધ્યવસાયી, અને ત્યાગી ધર્મ પ્રચારક ભિક્ષુકોના પ્રયત્નોનું ફલ હતું કે થોડા સૈકામાં અર્ધો સંસાર બૌદ્ધ ધર્મનો અનુયાયી બની ગયો.

# સત્યજીત્

( એક ' ઓરીજીનલ ' વાર્તા—ગતાંકથી અનુસંધાન. )

લખનાર—પ્રવાસી.

## પ્રકરણ ૧૧ મું.

## આયનાનો આત્મઘાત !

" એક શકીલ નામનો બ્રાહ્મણ હતો. તે પોતાની સ્ત્રી રાહુમુખી પ્રતિ અત્યંત આસક્તિ વાળો હતો. રાહુમુખી પોતાના સાસરાના સગાઓ સાથે હમેશા કંકાસ કરતી હતી તો પણ પ્રેમબંધ શકીલ પોતાની સ્ત્રીને એક શબ્દ કહેતો નહોતો. એક દીવસે ઘરમાં ચાલતા નિત્ય કલહથી શકીલ કંટાળી ગયો અને તેથી પોતાનું કુટુંબ છોડી રાહુમુખી સાથે દુર દેશ જવા નીકળ્યો. મોટા અરણ્યમાં તેઓ આવી પહોંચ્યા. આ વખતે રાહુ મુખીએ શકીલને કહ્યું કે મને તૃષા બહુ લાગી છે માટે મને ગમે ત્યાંથી જળ આણી આપો. શકીલ જળ લેવા ગયો. જ્યારે એ જળ લઈને પાછો ફર્યો ત્યારે એણે રાહુમુખીને મરણ પામેલી જોઇ. અગાધ સ્નેહને લીધે એ શોક કરવા લાગ્યો. એટલામાં આકાશવાણી થઇ કે હે બ્રાહ્મણ ! જો તું તારું અર્ધું આયુષ તારી સ્ત્રીને આપશે તો તારી સ્ત્રી જીવતી થશે. શકીલે ખુશીથી રાહુમુખીને પોતાનું અર્ધું આયુષ આપ્યું; અને તેથી તે સ્ત્રી જીવતી થઈ. ફળફળાદિ ખાઇ, પાણી પી તેઓ અગાડી ચાલવા લાગ્યાં અને થોડા વખતમાં એક ગામની ધર્મશાળા આગળ આવી પહોંચ્યાં. શકીલે કહ્યું કે પ્રિયે ! હું ગામમાંથી ખાવાનું લઇ આવું ત્યાં સુધી તું અહીંજ બેસજે. આ પ્રમાણે કહી શકીલ ગામમાં ગયો અને રાહુમુખી આમ તેમ ફરવા નીકળી. એટલામાં તે સ્ત્રીએ એક પંગુને મધુર સ્વરે લલકારતો સાંભળ્યો. પવનની લ્હેરીથી જેમ તરખલું અસ્થિરતા પામે તેમ રાહુમુખીનું અંતઃકરણ તે મધુર સ્વરથી ડોલાયમાન થયું. રાહુમુખી પંગુ કને ગઇ અને કહ્યું કે પ્રિતમ ! જો તમે મારી સાથે સ્નેહ ન બાંધો તો હું આપઘાત કરીશ, અને, સ્ત્રી હત્યાનું પાપ તમને લાગશે. તે પંગુ બોલ્યો કે તું મારો સ્નેહ મેળવી શો લાભ પામશે ? હું તદન વ્યાધિથી પીડાયલો છું. તે સ્ત્રીએ જવાબ આપ્યો કે ભગવાન ! હું જ્યાં સુધી જીવું ત્યાં સુધી મેં આ કાયા આપને અર્પણ કરી છે માટે આપ મારી સાથે ચાલો. તે પંગુ કબૂલ થયો અને રાહુમુખી સાથે ચાલવા લાગ્યો. પેલો શકીલ આવી પહોચ્યો. રાહુમુખીએ તે પંગુ ભૂખ્યો હોવાથી તેમને થોડું ખાવાનું આપવા શકીલને આગ્રહ કર્યો ભોળો શકીલ કંઇ સમજ્યો નહિ. એણે તે પંગુને ખાવાનું આપ્યું. ત્યાર પછી તે બ્રાહ્મણી બોલી કે હે પતિ ! આપ જ્યારે મને મૂકીને બહાર જાઓ છો ત્યારે મારા સાથી તરીકે મારી સાથે કોઇ હોતું નથી, માટે જો આપણે આ ગરીબ પંગુને સાથે રાખીશું તો ઠીક પડશે. શકીલે કહ્યું કે એ ચાલવાને અશક્તિવાન છે; તેથી એમને આપણે સાથે શી રીતે લઈ જઈ શકીશું ? તે અબળાએ ઉત્તર દીધો કે હું એમને પેટીમાં મૂકી, તે પેટી માથે લઇ ચાલી શકીશ. શકીલને રાહુમુખી માટે બેહદ પ્રેમ હતો; તેથી પોતાની મરજી ન હોવા છતાં એણે તેમ કરવા રાહુમુખીને રજા આપી. બીજે દીવસે તેઓ એક કૂવા નજદીક આવી પહોંચ્યાં. જેવો શકીલ કૂવા પર વિશ્રાંતિ લેવા બેઠો કે રાહુમુખીએ એક ધક્કો મારી તે બ્રાહ્મણને કુવામાં નાખી દીધો ત્યારે પછી રાહુમુખી તે પંગુને સાથે લઇને બીજા કોઇ ગામે ચાલી ગઇ. ત્યાંના રક્ષકોએ તે સ્ત્રીને પેટી સાથે જોઈ તેની શક પડવાથી તેઓ તે સ્ત્રીને ત્યાંના રાજા કને લઇ ગયા. રાજા સમક્ષ પેટી ઉઘાડવામાં આવી અને તેમાંથી પેલો પંગુ બહાર નીકળ્યો. રાજાએ આ સર્વનું કારણ પૂછ્યું ત્યારે રડતાં રડતાં રાહુમુખીએ જવાબ દીધો કે, હે નૃપતિ ! મારા પતિ વ્યાધિગ્રસ્ત હોવાથી તેમને એના સગાઓ બહુ દુઃખ દેતા હતા. આથી હું તેમને પેટીમાં ઘાલીને આ ગામમાં લઇ આવી. તે

સ્ત્રીનો પોતાના પતિ પ્રતિ આવો અગાધ પ્રેમ જોઇ રાજા ખુશ થયો અને રાહુમુખીને બે ગામોની ઉપજ આપી અને તેમને ત્યાંજ રહેવા આજ્ઞા કરી.

"નસીબ જોગે કોઇ સાધુએ પેલા રાણીજને કુવાની બહાર કાઢયો. તે બ્રાહ્મણ રખડતો રખડતો પેલાજ ગામમાં આવી પહોંચ્યો. રાહુમુખીએ પોતાના પતિને જોયો. એ રાજા કને ગઇ અને કહ્યું કે મ્હારા પતિનો વેરી આ ગામમાં આવ્યો છે. રાજાએ તે માણસનો વધ કરવા પોતાના માણસને હુકમ કર્યો. રાણીજે રાજાને વિનંતિપૂર્વક કહ્યું કે હે દેવ! એ સ્ત્રીએ મારૂં કંઇ લીધું છે; આપ ધર્મવત્સલ છો તો મ્હારૂં જે એણે લીધું છે તે એની કનેથી પાછું અપાવો. તે સ્ત્રી બોલી કે મેં કાંઇ લીધું નથી. રાણીજે કહ્યું કે—હે સ્ત્રી! મેં મ્હારૂં અર્ધ જીવન તને આપ્યું છે તે તું મને પાછું આપ. રાહુમુખીએ અર્ધ જીવન પાછું આપ્યું અને તરત મરી ગઇ. રાજા વિસ્મય પામ્યો; પણ તે વિસ્મયતાને રાણીજે ખરો વૃતાંત કહીને મટાડી દીધી.

"બોલો, હવે હે સ્ત્રી વર્ગના વકીલ! દુનીયામાં સ્ત્રીઓ પુરૂષોના પ્રેમની કેટલી દરકાર રાખે છે?

"હે ચંદ્રમુખી આયના! આથીહું એમ કહેવા નથી માંગતો કે બધીજ સ્ત્રીઓ 'રાહુમુખી જેવી બેદરકાર હોય છે; તેમજ એમ પણ કોઇ રીતે સિદ્ધ થતું નથી કે બધા પુરૂષો ઇન્કલના જેવા હોય છે. એક જાતિમાં એકાદ મનુષ્ય અંગાર રૂપ નીકળે તેથી આખી જાતિને નિંદવી એ અયોગ્ય છે. માત્ર સીતાજીનું નામ આખી સ્ત્રી જાતિને અલંકાર રૂપ છે અને શ્રી રામનું નામ આખા પુરૂષ વર્ગને શોભા રૂપ છે. એક સ્ત્રી દુનીયામાં કેવી હોઇ શકે છે તેનું દિગ્દર્શન સીતાજીએ આપણને કરાવ્યું છે અને એક પુરૂષ કેવો હોઈ શકે છે તેનો ખ્યાલ શ્રીરામે આપણને આપ્યો છે. આ કારણને લીધેજ આખા આર્ય-દેશના સ્ત્રી-પુરૂષો સીતા-રામનું ગાન ગાયા કરે છે કે જેથી સ્ત્રીઓમાં સીતાજીના જેવા ગુણો આવે અને પુરૂષોમાં શ્રીરામના જેવા ગુણો આવે. આયના! તમને જેટલું તમારી જાતિને માટે માન છે તેના કરતાં વધારે માન મને છે."

"ત્યારે આપ એક સ્ત્રી પ્રતિ આટલા કઠણ હૃદયના કાં થાઓ છો?" આયનાએ કરગરીને પૂછ્યું.

"હું તમને તેનું કારણ કહું છું. એક રાજા પોતાની પ્રજા તરફ સ્નેહની લાગણીથી વર્તવાના સ્વભાવવાળો હોય છે તો એ પોતાની પ્રજા તરફ જેટલો સ્નેહ દર્શાવે છે તેટલો સ્નેહ અન્ય પ્રજા તરફ દર્શાવી શકતો નથી. આજ પ્રમાણે તમે જે સ્નેહ ઇચ્છો છો તે હું તમારા પ્રતિ દર્શાવી શકતો નથી. જ્યાં આવા સ્નેહની ન્યૂનતા હોય છે ત્યાં કંઇક કડવાશ માલમ પડવી સંભવે છે."

"શું ત્યારે હજુ પણ આપ આપનો નિશ્ચય બદલવા માંગતા નથી?"

"નહિ."

"નક્કી?"

"હા."

"ભલે. જેવી આપની મરજી. ધણીનું કોઇ ધણી નથી." આમ કહી આયના ખુરસીપરથી ઉઠી ગઇ અને પાસેના પલંગપર સૂ...ઇ...ગ...ઇ. ચંદ્ર વાદળાં પાછળ અદૃશ્ય થઇ ગયો.

સત્યજીત્ પાસેના ઓરડામાં ગયો. શાંત સમુદ્રમાં પવન આવવાથી જેટલા તરંગો ઉભા થાય તેટલા તરંગો એના મનમાં આવવા લાગ્યા. દોરી ખેંચી બત્તી બારી ઉઘાડી એ વિચાર-સાગરમાં વિચારરૂપ નિદ્રા લેવા જમીનપર સૂતો.

ત્રણ ચાર કલાક પછી એના મુખપર અનેક તરેહના ભાવસૂચક દેખાવો જણાવા લાગ્યા. ઘડીકમાં એનો ચહેરો ફીકો પડી જતો, અને ઘડીકમાં લાલ થઇ જતો અને ઘડીકમાં શ્યામ થઇ જતો. કેટલી-

રસ્તામાં રહેજસ્હાજ આવજા હતી. પક્ષીઓ ટ્હેંટા છવાયો અવાજ કર્યા કરતા હતા. એવામાં નશીબ જોગે અબ્બકરી નીમકના ઘર આગળથી પોતાના વિચારની ધુનમાં ચાલ્યો જતો જણાયો.

"કોણ અબ્બકરી ! અહો ! જરા અહીં પધારોને. હું આપનીજ રાહ જોતો હતો." નીમકે પ્રહેલા માળની બારીમાંથી હસતેંમુખે ઉપલાં વચનો કહ્યાં.

"મ્હારી રાહ જોવાનું શું પ્રયોજન હતું ?" અબ્બકરીએ ચમકીને પૂછ્યું.

"અરે ! જુઓની આપણી ખીણમાં હાલ ઘણા અવનવા બનાવો બને છે. આવી સ્થિતિમાં આપણે શું રસ્તો લેવો એ વિષે હું વિચાર કરતો હતો. આપ હો તો આવી બાબતનો નિર્ણય ઝટ થઇ જાય એ વિચારથી હું આપની રાહ જોતો હતો. એટલામાં આપનાં દર્શન થયાં. નિસ્સંશય, આપનું આયુષ્ય તો બહુ લાંબુ છે !"

"એ બાબતનો વિચાર પછીથી થશે. હાલ શી ઉતાવળ છે ? મ્હારે વેળાસર ઘેર જવું જોઇએ. ત્યાં મ્હારો પુત્ર મ્હારે માટે ખોટી થતો હશે."

"વ્હાલા સરદાર ! શું આજે મારે ઘેર આવતાં આપને ભય લાગે છે કે આપ આમ અર્થ વગરનાં બહાનાં કાઢો છો ?"

"નહિ, નહિ, એમ તે હોય ? તારે ત્યાં આવવાનો ભય શો ?"

"ત્યારે આવો, તમારે બહુ વાર ખોટી થવું પડશે નહિ." એમ કહી નીમકે નીચે ઉતરી બારણું ઉઘાડી અબ્બકરીનો સત્કાર કર્યો અને હાથ ઝાલી ઉપર લઇ ગયો. બ્હારના ઓરડામાં બેસવાને બદલે તેઓ અંદરના ઓરડામાં ગયા અને ધડ દઇને વચલું બારણું નીચે પડયું. તે અવાજે અબ્બકરીના હૃદયનું અને ઓરડાનું વાતાવરણ ફેરવી નાંખ્યું અને ઓરડો જાણે ખાવા ધાતો હોય એમ જણાવા લાગ્યો.

ઓરડામાં વચ્ચે એક ન્હાનું ટેબલ પડેલું હતું. તેના પર બે ન્હાની શીશીઓ પડેલી હતી. ટેબલની આગળ પાછળ ચાર ખુરશીઓ મૂકેલી હતી. આ સર્વ જોઇ અબ્બકરી અસંખ્ય વિચારોના બળથી ત્યાંનો ત્યાંજ ઠરી ગયો.

એટલામાં નીમક, પ્રમોદ અને સુફેનલા ખુલ્લી તરવાર હાથમાં રાખી આવ્યા અને અબ્બકરીને એક ખુરશી પર બેસી જવા હુકમ કીધો.

"મિત્ર નીમક ! આ હું શું જોઉં છું ?" અબ્બકરીએ આંખ ફેરવીને પૂછ્યું.

"તમારા કર્મનું ફળ !" નીમકે થરે પેટ જવાબ દીધો.

"અબ્બકરી ! હવે જરા પણ તમે બોલચાલ કરશો તો આજ ક્ષણે તમારૂં માથું તમારા ધડથી જુદું કરવામાં આવશે. આ ખુરસી પર મૂગા મૂગા બેસી જાઓ." સુફેનલાએ કહ્યું.

શું તમે મને મારી નાંખવા અહીં બોલાવ્યો છે ?" અબ્બકરીએ ગુસ્સામાં ને ગુસ્સામાં ખુરસીપર બેસતાં પૂછ્યું.

"તે પછીથી જણાશે; પણ અમે પૂછીએ તેનો જવાબ આપો. સત્યજીત્‌ને કોણે મારી નાંખ્યા ?"

"એ તો ખાલી ગપ છે. શું તમે એજ ગપથી ઉશ્કેરાઇ ગયા છો ? એ ગપ તો શત્રુઓ તરફથી ઉડાવવામાં આવે છે. ચાલો, હવે મને જવા દો, મારા મનમાં કે કંઇ અગત્યનું કામ હશે." કહી એમ અબ્બકરી ઉભો થયો.

"અબ્બકરી ! તમારી જગ્યા પર બેસી જાઓ. તમારે એ જગ્યા પરથી ઉઠવાનું નથી. હાલ ત્યારે જીત્‌ ક્યાં છે ?"

"એ કાય-ભુવનમાં હશે."

સુરેનશાએ બહાર જઇ કાચ–ભુવનમાં સત્યજીત્ છે કે નહિ તેની ખબર કાઢવા એક માણસને મોકલ્યો. થોડા વખતમાં સમાચાર મળ્યા કે કાચ–ભુવનમાં કોઇ નથી.

" અબકરી તમે જૂઠું બોલી અમને બનાવો છો. સાચું હોય તે કહી દો છો કે નહિ. સ્હેજ પણ સંશય રહે એવું બોલશો તો આ તરવાર હમણાંજ તમારા માથાપર પડશે." સુરેનશાએ ગુસ્સાથી કહ્યું.

" સુરેનશા ! સ્હેજ થોભો. મારૂં કહેવું સાંભળો, સત્યજીત્‌ને કાચ–ભુવનની નીચેના ભોંયરામાં સંતાડવામાં આવ્યા છે. મ્હારે ઘેર જવાનો વખત થવા આવ્યો છે; માટે હવે મને રજા આપો." અબકરીએ કરગરીને કહ્યું.

" તમારે એમને સંતાડવાની શી જરૂર હતી ? જ્યારથી તમારી સત્તા સત્યજીત્‌ને આપવામાં આવી છે ત્યારથી તમારી આંખ સત્યજીત્‌પર છે. આજે તમે એમને સંતાડ્યા. કાલે તમે એમને મારી નાંખવા તત્પર થશો એમાં શો સંદેહ ? માટે હે સરદાર ! આપના મનમાં ભરાઇ રહેલા વેરથી મુક્ત થવા આ શીશીમાંની દવા પી જાઓ. વેરથી બળી રહેલા તમારા જીવને એથી શાંતિ થશે." એમ કહી સુરેનશાએ ટેબલ પરની એક શીશી અબકરી નજીક ખસેડી.

" એ શીશીમાં ઝેર હશે તો ! " અબકરીએ પૂછ્યું.

" ઝેર હશે તો તમે આ જગતમાંથી મુક્તિ મેળવશો અને અમૃત હશે તો તમારી કાયા અમર થશે; માટે હવે એ દવા પીવા તમે વિલંબ ન કરો. " નીમકે ખુલાસો કર્યો.

અબકરીએ નીમકને પોતાની જીંદગી બચાવવા ઘણા કાલાવાલા કર્યા; અનેક પ્રકારની લાલચો આપી તે છતાં કોઇનું હૃદય પીગળ્યું નહિ. સત્યજીત્‌પર વક્રદૃષ્ટિ રાખનાર કોઇ પણ મનુષ્ય ભીણુમાં હયાત ન રહે એવો તેઓનો નિશ્ચય હતો. તેઓને તેથી અબકરીની જરા દયા આવી નહિ.

" શું મારી જીંદગી બચાવવાને કોઇ પણ ઉપાય નથી ?" અબકરીએ કેટલીક વાર વિચાર કરીને પૂછ્યું.

" જી ના. આપ વિચારવાનને કેટલીવાર કહેવું પડે ! "

આ જવાબથી નિરાશ થઇ અબકરી શીશીમાંની દવા પી ગયો અને......

અબકરીના કહેવા પ્રમાણે સત્યજીત્‌ને કાચ–ભુવનના ભોંયરા નીચે સંતાડવામાં આવ્યો હતો. એ વાત જો ખરી હોય તો એની જીંદગી ધાસ્તીમાં હોઇ શકે નહિ; પણ જો અબકરીના મરણ સમાચાર ભીણુમાં પ્રસરે તો અબકરીના સાથીઓ કદાચ ક્રોધના આવેશમાં સત્યજીત્‌નો પ્રાણ લે. આથી બનતી ત્વરાએ સત્યજીત્‌ને જ્યાં હોય ત્યાંથી શોધી કાઢવા સુરેનશાએ નિશ્ચય કર્યો અને નીમક અને પ્રમોદે તેમાં અનુમતિ આપી. તેઓ પહેલા કાચ–ભુવન તરફ ગયા. નીમક અને સુરેનશા બે અંદરના ઓરડામાં ગયા. વચલા ઓરડામાં આયનાનું શબ પલંગપર પડી રહ્યું હતું પણ તે લેવાની તેઓએ દરકાર રાખી નહિ. ઓરડામાં બેસાડેલી ગાદીઓ તેઓએ ઉખેડી નાંખી. પહેલાં કોઇએ ભોંયરૂ ઉઘાડ્યું હોય એમ પાટીઆપરની ધૂળવાળી જગ્યાપર પડેલાં પગલાંથી જણાતું હતું. ચાર પાટીયાં અંદરની બાજુમાં ખસેડી દેવામાં આવ્યાં. અંદરથી એક લોઢાનું કડું પાટીયામાં જડેલું હતું અને તેની સાથે એક જાડું દોરડું બાંધેલું હતું અને તે છેક નીચે પહોંચતું જણાતું હતું. જોકે ઉપરથી પ્રકાશ સ્હેજ પણ નીચે જતો નહોતો તે છતાં ભોંયરામાં અજવાળું હતું. નીમક ઉપર રહ્યો અને સુરેનશા દોરડું ઝાલી નીચે ઉતરી પડ્યો.

સુરેનશા મધ્યમ બાંધાનો માણસ હતો. એના માથાના વાળ મોટી વયને લીધે સફેદ થઇ ગયા હતા તે છતાં એનું બળ ઘટ્યું નહોતું. જ્યારે એ આવેશમાં હોય ત્યારે એ હમેશાં વિચાર કરતો અને ત્યાંસુધી એ આવેશનું કારણ સમે નહિ ત્યાં સુધી એ ફરી નમ્ર થતો નહિ. જે કામ કરવાનું મનમાં આવ્યું તે કોઇપણ ભોગના ભોગે પુરૂં કરવું એ તેનો સિદ્ધાંત હતો. દુનીયામાં ભય શું છે એની એને

ખબર નહોતી. કાળી ક્રોધરની રાત્રી જેવું અંધારું હોય તો પણ એ ખાડાઓમાં જતાં બ્હીતો નહિ. એના વિશ્વાસવાન મિત્રો એને ઉદ્ધત કહેતા તેના જવાબમાં એ તેઓને બાયલા કહેતો. આથી ભોંયરાના છેક નીચેના ભાગમાં ઓરડા પણ મૂકતાં એ બીતો નહિ. એનું નિયતિ ઓરડાની બારીક તપાસ કરવા માંડી.

(અપૂર્ણ)

## રસાયન્ય (વિજ્ઞાન) ની નવીન શોધો તથા વિચારો (સરિ.ક.)

લાકડાનો ઝ્હેર કે ખાંડ?—મી. એ. ઝીમરમને "રોયલ સોસાયેટી ઓફ આર્ટસ" સમક્ષ હાલમાં એક રાસાયણિક નિબંધ વાંચ્યો હતો. તેમાં તે કહે છે કે, લાકડામાં મિષ્ટ તત્ત્વ કુદરતી રીતે તો નથી; પરંતુ તેને ગરમી આપીને ગાળીને શુદ્ધ કરવાની ભઠ્ઠીપર ચઢાવવામાં આવે અને વાતાવરણના અમુક ભાર હેઠળ તેમાં આવી રીતે ગંધકનું એસીડ મેળવવામાં આવે તો તેથી ઝ્હેરનાં તત્ત્વોમાં ઘણું વિચિત્ર પરિવર્તન થાય છે—અરે! કીમીઆ જેવો બનાવ બને છે! જેટલો ભૂસો હોય તેનો પા ભાગ ખાંડ બની જાય છે!! એટલે હવે તે ના ભાગ બાકીના ભૂસાથી કેમ છુટો પાડી લઇ લેવો એટલીજ પીડા રહે છે. આ મિષ્ટ ભૂસો માણસોને નહિ તો ઢોરોને ખાવા લાયક તો જરૂર બને છે. ખોળ, ગોળ વગેરે ખવડાવવાને બદલે ગળ્યો ઝ્હેર પશુઓને ખવડાવી જોતાં તેમની તબીયતમાં ઘણો સુધારો તથા માંસમાં વૃદ્ધિ થઇ છે. ફ્રાન્સની ખાણોના ઘોડાઓને તે ખવડાવવાનું તો ચાલુ થઇ ચુક્યું છે. રાસાયણિક મેળવણીવાળી કાષ્ટની ખાંડ ધૂપ, રબર વગેરે ચીજો બનાવવામાં પણ કામ આવી શકે છે.

માપ તથા વજનનાં સાધનોને સરખાં રાખવાની વિચિત્ર યુક્તિ અને ક્રિયા—ચાલુ વપરાશ દરમ્યાન અમુક માપ અથવા વજનનું ઘીતણું વધઘટ ન થાય તેની સંભાળ રાખવી એ પણ સરકારની એક નિર્જીવ જોખમદારી નથી. સ્વાભાવિક રીતે તેમાં લોકોના બહોળા વ્યવહારને લીધે વધઘટ થાયજ. સરકારે દાખલા તરીકે, આટલી લંબાઇનો એક વાર ઠરાવ્યો; પરંતુ તે લંબાઇ કેવી રીતે જાળવી રાખવી? ૩૬ ઇંચનો વાર કહો એથી મુશ્કેલીનો અંત આવતો નથી, કેમકે ઇંચની લંબાઇની વધઘટ થતી કેમ અટકાવાય? ઇંગ્લંડમાં ફુટ એ મુખ્ય માપ છે, અને તેનો મૂળ અર્થ પગ થાય છે. રાજાનો પગ તે ફુટનું માપ ગણાતું. પણ નવા રાજા આવે તેનો પગ નાનોમોટો હોય તેમજ ચાલુ રાજાનો પગ પણ દરરોજ વય આદિને લઇને નાનો મોટો થાય! માપની અવ્યવસ્થા ન થાય તે સારૂ, અંગ્રેજ સરકારે આજથી ૬૦ વર્ષની વાત ઉપર એક યુક્તિ કરી હતી. આમની સભાની કમીટી રૂમ આગળ દીવાલમાં એક બાકોરું પાડવામાં આવ્યું તેમાં નમુના તરીકે એક યાર્ડ તથા એક રતલ એમ બે ચીજો મુકવામાં આવી છે. સમસ્ત અંગ્રેજ રાજ્યમાં ચાલતાં માપો તથા તોલોનાં કાટલાંઓના એ બાકોરામાં બેઠેલા ઠુંઠ યાર્ડ તથા પાઉંડ રાજરાણી છે! તે "સ્ટાંડર્ડ" માપ તથા વજનો છે. બધા ખોટા પણ આજ ખરા, તેજ સર્વ પ્રમાણ, અને પોપ જેવા અચુક (infallible) છે. પણ સાયંટીસ્ટોને હજીએ નિરાંત નથી; કારણ કે એ બે ચીજો પણ અંતે પ્રકૃતિનાં પરમાણુઓની બનેલી છે, અને

પ્રકૃતિ નાશવંત છે, તેના પર ગરમી વગેરેની બાહ્ય અસર થાય છે. તેથી તે પોતે-પંચ-માપ તેમજ વજનમાં વધઘટ થવાનો બારીક ભય રહે છે ! ગરમીનો ગુણ ચીજને ફુલાવવાનો તથા મોટી કરવાનો છે તેથી વારને પણ ગરમી લાગે તો તે બેહું જોહું એમને એમજ .૦૦૦૧ જેટલું બધું વધુ થઇ જાય અને .૦૦૦૧ જેટલું ઠંડીથી તે ઘટી પણ જાય ! અને માઇલોના માપમાં તેથી થોડા આખા ઇંચનો ફેર આવી જાય ! આવો અત્યાચાર ન થાય અને તેમની તબીયત ન બગડે તે સારૂ જે ઓરડાની દિવાલમાં શ્રીમાન્ યાર્ડ તથા શ્રીમાન્ રતલ પધાર્યા છે ત્યાં ઘણુંજ નાજુક યંત્રો હવા-ગરમ કે ઠંડી ન થાય તે સારૂ ગોઠવી દેવામાં આવ્યાં છે. જરા પણ ત્યાં ગરમી વધે તો યંત્રમાંથી ચેતવણી તરીકે એક દીવો સળગી ઉઠે છે અને તે યંત્રો એવાં નાજુક તથા ખબરદાર છે કે એક માણસ પણ તે ઓરડામાં દાખલ થાય છે તો તેની ગરમીની અસર પણ અમુક યંત્રપર થાય છે અને તરત દીવો ઝળકી ઉઠે છે ! એકના એક રાજકુંવર કરતાં પણ આ યાર્ડ તથા રતલદેવની વધારે રક્ષા–સેવા કરવા છતાં પણ તેનાં માપ વજનમાં ઘણે વર્ષે તેમાં કિંચિત્ પણ વધઘટ થવાનો ભય રહે છે તેથી દર થોડે વરસે ઘણી સંભાળથી તેને ઉંચકીને આમની સભામાં જે બીજા વાર તથા રતલો છે તેની સાથે તે સરખાવી જોવામાં આવે છે ! દર દસ વરસે આમની સભાના અમુક અમલદારોનું ડેપ્યુટેશન આ બે યાર્ડ તથા રતલ પાસે જઇને, બીજા યાર્ડો તથા રતલોને તેની સાથે સરખાવીને, તે બેજ ખરાં માનીને બીજા બધામાં જે વધઘટ થઇ હોય તે પાંસરી કરે છે. આવી સૂક્ષ્મતાથીજ યુરોપના સાયન્ટીસ્ટો મનુષ્ય માત્રની બુદ્ધિના ચાલક ગ્રહો ( Guiding stars ) થઇ પડ્યા છે એમ કોણ ના કહેશે ?

**અમેરીકાના વિદ્વાન ખેડુતો !**—અહીંના બિચારા ચીંથરે હાલ ખેડુતો સાથેની અમેરીકન ખેડુતોની તુલના તો ઇંચ સાથે માઇલની સરખામણી કરવા જેવુંજ છે. રસાયણવિદ્યા તથા યંત્રોનો લાભ તેઓ લેતા હોવાથી, જમીન તેમને કાચાં સોના જેવી થઇ પડી છે. ધન તથા બીજા લાભોએ તેમને વિશેષ સહાયતા કરી છે. માત્ર બે એકરના જમીનના ટુકડા ઉપર યુનાયટેડ સ્ટેટસના પશ્ચિમ ભાગમાં આવેલા કોલોરેડોના એક ખેડુત બેંજામીન ઓવેને રૂ. ૧૫૦૦ થી રૂ. ૨૫૦૦ સુધીની કીમતના બટાટા નીપજાવ્યા છે. થોડી જમીનમાંથી વધારે પાક નીપજાવવાની વિદ્યાને "ઇન્ટેન્સીવ કેલ્ચર" કહે છે. જમીન વધુ હોય તેના પ્રમાણમાં વધુ પાક પેદા કરવો એ તો માણસોની રમત છે પણ જેટલી ને તેટલી જમીનમાંથી બમણું ત્રમણું પેદા કરવું, તેને વધારે ફળદ્રુપ કરવી એમાંજ ખરી ખુબી છે. એક એકરમાં સૌથી વધુ કીમતનો માલ નીપજાવનારને સરકારનું ખેતીવાડીખાતું ખાસ ઉત્તેજન પણ આપે છે અને એ ઉત્તેજનનું સ્વરૂપ ખાસ જાણવા જેવું છે. ઉત્તેજન પાત્ર એવા ખેડુતના એક પુત્રને ખેતીની કોલેજમાં ભણવા માટે સ્કોલરશીપ (શિષ્યવૃત્તિ) આપવામાં આવે છે ! ખેતીવાડી ખાતાનો એજંટ જણાવે છે કે એ જીલ્લામાં ખેડુતો અમુક અમુક ઉંચાઇ તથા હવામાં કઇ જાતનો પાક સૌથી સરસ થાય તેના હાલમાં અખતરા કરે છે. આ પ્રમાણે પરીક્ષા કરીને, ખાતરસહિત વાવેતર કરવાથી એક ખેડુત ૧ એકરમાંથી ૧૬૦ પાઉંડના કાંદા ઉત્પન્ન કરી શક્યો છે ! આ દેશના ખેડુતોના પ્રમાણમાં તો, અમેરીકાના ખેડુતો ખેડુત નથી પણ જમીનદારો છે ! તેઓ ખેડુતો નથી પણ સાયંટીસ્ટો છે ! અહીંના બીચારા ખેડુતોના ઘરમાં ખાવાના અને ખેતરમાં ઉપજના સાંસા

છે ત્યારે અમેરીકન ખેડુતો વલ્લુકિરી સહિત મોટરો દોડાવે છે, સાંચાઓ ચલાવે છે અને બંગલામાં રહે છે. એમ સંત નિહાલસિંગની અમેરીકન પત્ની મીસીસ કેથેરીન નિહાલસિંગ પોતાના એક લેખમાં કહે છે. ખેતીથીજ અમેરીકન દેશ ધનવાન બન્યો છે, અને આ દેશની પરમતસ્યકના પણ તેજ છે.

**સીનામેટોગ્રાફ કે કામધેનૂ?**—સીનેમેટોગ્રાફ અત્યારસુધી નાટકની પેઠે અથવા મુખ્ય નાટક પેઠે માત્ર આનંદ આપનારાજ ગણાતા હતા. તેનો વ્યાપાર ઉડ્યો છે–એટલુંજ નહીં પરંતુ અન્ય વ્યાપારમાં પણ તે હવે બહુ ઉપયોગી થઇ પડ્યા છે. વિદ્યાર્થીઓને ઇતિહાસ ભૂગોળનું, પુસ્તકોના શુષ્ક પૃષ્ઠોથી નહીં પરંતુ પ્રત્યક્ષ, જ્ઞાન આપવાનેજ તે હવે કામ આવતા નથી; વેપારીઓને પણ પોતાની જાહેરખબર, પોતાના એજંટ તથા સેલ્સમેન તરીકે પણ તે કામ આવે છે. ખાસ કરીને યંત્ર બનાવનારાઓને તો તે આશીર્વાદ રૂપ થઇ પડ્યા છે. યંત્રો ચલાવી બતાવવા માટે ગ્રાહકોને ત્યાં પ્રથમ તે લઇ જવા પડતાં અને સંતોષ પડે તોજ વેચાણું થતું, નહી તો લાવલઇજાં કરવાનું નુર વેપારીને શિર પડતું. વળી સચિત્ર કેટલગથી પણ ગ્રાહકોને સંતોષ પડતો નહીં કેમકે તેથી યંત્રની યોગ્યતાનો બરોબર ખ્યાલ આવી શકતો નહી. હવે તો ખરેખાત કામ કરતાં યંત્રોના ચિત્રની ફીલ્મ પાડીને, ગ્રાહકને તે ફિલ્મજ લઇ જઇને તખ્તીપર રજુ કરવામાં આવે છે! એંજીનીયરીંગ પેઢીઓ ઉપરાંત બીજી ચીજો બનાવનારી પેઢીઓ પણ પોતાની બનાવટની ચીજ શું શું ચમત્કારો કરે છે તે ફિલ્મમાં પાડી લેછે. ઘરસંસારી ઉપયોગની અમુક ચીજથી કેટલો વધારે આનંદ થાય છે, કામ કેટલું વધારે સારૂં તથા વધારે ઝડપથી થાય છે, ખર્ચ કેટલો ઉગરે છે તે વગેરે લાભો પ્રત્યક્ષ અનુભવથી સીનેમાના ચિત્રપટ ઉપર દર્શાવવામાં આવે છે. જરીપુરાણી રીતે કામ કરનારા આપણને વિલાયતીઓ સહેલથી મારી હઠાવે તેમાં બહુ નવાઇ નથી.

**મી. સેંડોએ રોટલી હલકી ફુલેલી તથા સસ્તી કરવા શોધેલું પાઉડર**–જેમ થોડા આટામાં રોટી, રોટલી, પાંઉ કે ખીરફુર વિશેષ ફુલે એ તે પાકશાસ્ત્રની સીમા છે. તેથી પણ વિશેષ ચમત્કારિક ગુણો ધરાવતાં એક પાઉડરની પ્રખ્યાત વ્યાયામશાસ્ત્રી મી. યુજેન સેંડોએ શોધ કરી છે. અને થોડા વખત ઉપર પ્રખ્યાત ડોકટરોની સભા સન્મુખ તેના લાભો વર્ણવવા સારૂ તેણે એક ભાષણ આપ્યું હતું. વાંચકોને ખબર હશે કે મી. સેંડો માત્ર એક મલ નથી. તે ડોકટર પણ છે અને શરીર રચના શાસ્ત્રનો તે ખાસ અભ્યાસી છે. શરીરની તંદુરસ્તીના નિયમોનો જ્ઞાતા હોવા ઉપરાંત તંદુરસ્તીની કેમ વૃદ્ધિ કરવી તેના ઉપાયો યોજવામાં તે પોતાનું જીવન વ્યતીત કરે છે. શુદ્ધ પુષ્ટિકારક ભોજન માટે અત્યાર પૂર્વે મી. સેંડોએ ઘણું કર્યું છે. તેનો કોકો તથા ચોકલેટ પ્રખ્યાત છે. તેથી પણ વિશેષ ચમત્કારિક આ નવો "બેકીંગ પાઉડર" છે. તેમાં ફોસ્ફરસ હોવાથી તંતુઓ તથા ભેજાં માટે પણ તે ઘણું સારૂં છે. કણકમાં આ પાઉડર ભેળવવાથી પછી કણક એમને એમ રાખી મુકવાથી બગડતી નથી. અને સ્ત્રીઓને ઉતાવળ કરવાનું દુઃખ મટી જાય છે. આ પાઉડર વગરના તથા સહિતના એમ બે જુદા જુદા રોટલાઓ વગેરે બનાવટોના નમૂનાઓ પણ આ પ્રસંગે મી. સેંડોએ પ્રદર્શિત કર્યા હતા. પાઉડર વાળા નમૂના વધારે ફુલેલા, વધારે નરમ, સુંવાળા, તથા વધારે સફેદ સ્પષ્ટ દેખાતાં

હતો. પાઉડર નાંખવાથી ૨૦ ટકા જેટલી રોટલી વધુ ફુલે છે એમ જણાયું હતું. વળી આ પાચક પણ વિશેષ છે. હીંદીઓને કદાચ આનો ઉપયોગ બહુ નહીં હોય તો પણ તેના જેવી ચીજની જરૂર હોવાની ના પાડી શકાશે નહીં. રોટલા-રોટલીમાં તે શા માટે ન વાપરવો ?

**એક લીટીનો એક સિદ્ધાંત સ્થાપવા અસલી શોધકો કેટલી અહેમત ઉઠાવે છે ?**– તેનો દાખલો ઇટલીના પ્રખ્યાત ફિલસુફ સ્વ. પ્રો. લોમ્બ્રોઝોએ ડાબડીઆઓની ડાબે હાથે કામ કરવાની વૃત્તિનું મૂલ કારણ શોધવા તેણે તેઓની શોધ તથા તપાસ કરવામાં વખતનો જે ભોગ આપ્યો હતો તે નમૂના રૂપે છે. મંદ બુદ્ધિવાળાને ડાબડીયા થવાની વિશેષ પ્રવૃતિ હોય છે તેમજ અપરાધ કરવાની વૃત્તિ પણ તેમને વિશેષ હોય છે એ સિદ્ધાંત સ્થાપવા તેણે કેદખાનામાં કેટલા ડાબડીયા છે તેની તપાસ કરી. તેને માલમ પડયું કે દર સો પુરૂષ કેદીએ ૧૩ તથા દર સો સ્ત્રી કેદીએ ૨૨ જમણાને બદલે ડાબે હાથે કામ લેતા. પરંતુ સામાન્ય પુરૂષોમાં સોએ માત્ર ૪ ટકા તથા સ્ત્રીઓમાં ૮ થી ૯ ટકા ડાબે હાથે કામ કરતા. તે સારૂ તેણે સીપાઇઓ વગેરે ૧૦૨૯ ધંધાદારીઓ તપાસ્યા હતા. આથી સામાન્ય નિયમ સિદ્ધ થયો કે પુરૂષ કરતાં સ્ત્રીઓમાં ડાબે હાથ કામ કરનારી બમણી સંખ્યા છે અને ગુન્હો કરનારા પુરૂષોમાં પણ ડાબે હાથે કામ કરનારાની ૩-૪ ગણી સંખ્યા છે. પરિણામે અનુમાન એ નીકળ્યું કે ડાબડીયાપણાને મંદબુદ્ધિ અથવા ગુન્હો કરવાની મગજની ખાસીયત સાથે કાર્ય કારણનો સંબંધ છે. આ એક લીટીનો સિદ્ધાંત નિર્ભય રીતે લખતાં પ્રો. લોમ્બ્રોઝોને અનેક વર્ષ થયાં ત્યારે આપણા લેખકો પાંચ મીનીટમાં પાનાનાં પાનાં ભરી કાઢે છે!

**કોણ જીતશે, કોલસો કે ઘાસલેટ ?**—કોલસાનાં માન હવે ઉતરી જવાનાં એમ લાગે છે. ઉલ્લી હડતાલે તેનાં અલભ્યામણાંપણામાં વધારો કર્યો છે. આ વિષે હમે 'સત્ય' માં અગાડી લખી ગયા છીએ. વિશેષ વીગતો પરથી જણાય છે કે, વીસ વર્ષપર અમેરીકામાંજ તેલ પાકતું; અને હજી જો કે ૬૦ ટકા ત્યાંનાજ કુવામાંથી ભરી કઢાય છે, તોપણ હવે તેના ઘણા હરીફો જાગ્યા છે. અને ૨૦ વર્ષમાં તેની વાર્ષીક પેદાશ ૩ કરોડ ( મિટ્રિક ) ટનથી વધીને ૫ કરોડ ઉપર થઇ છે ! વળી જે કાચું તેલ નીકળતું તેના કચરાનો ઉપયોગ હવે અનેક રીતે રસાયણની મદદથી બીજાં બલતણ તરીકે થઈ શકે છે. તેથી પણ તેના વિસ્તૃત ઉપયોગની સુગમતા થઈ છે. કોલસાથી તે સસ્તું પડે છે. એંટવીપ ( બેલજીયમ ) થી બેંગકોક ( સીયામ ) સુધી મુસાફરી કરવા માટે તેલ ફક્ત પા. ૧૫૭૫ ( ૯૦૦ ટન. ૩૫ શિ. ના ટનને ભાવે ) જોઇએ. ત્યારે કોલસો પા. ૩૦૦૦ ( ટનની ૧ ગીની લેખે ૩૦૦૦ ટન ) જોઇએ છે. વળી તેલ જગ્યા પણ કોલસાથી અડધીજ રોકે છે, તે પણ ખર્ચનો જેવો તેવો ઉગારો નથી. તેથી ગંદુ પણ બહુ ઓછું થાય છે અને તે ભરવા માણસો વગેરે પણ ઓછાં જોઇએ છે. વળી રસ્તામાં કોલસો ભરવાને બંદર કરવાની તેલ હોય તો જરૂર રહેતી નથી. આ કારણથી અતિ પૂર્વમાં અનેક સ્ટીમરો તેલ ભરીનેજ જવા લાગી છે. સ્ટીમર કરતાં પણ રેલ્વેમાં તેથી મોટો ફેર પડી જશે. દુન્યામાં હાલ આશરે વીસ લાખ મોટર ગાડીઓ છે. તે પણ પેટ્રૂલ તેલજ વાપરે છે. તેલનો ખપ હવે કોલસા તથા લોખંડથીજ ઓછો છે. થોડા વખતમાં તે સાથી વધી જશે.

**સમુદ્રની જુદી જુદી ઉંડાઇઓએ જુદી જુદી જાતની માછલીઓ વસે છે !**–

સમુદ્રની એકદમ અંદરનો ભાગ મહાભયંકર છે. માછલીઓ પણ બહુ ઉંડી રહી શકતી નથી. ૧૧ માઇલ પછી સમુદ્રનાં શાંત પ્રવાહરહિત પાણીમાં માત્ર બેજ જાતની માછલીઓ જોવામાં આવે છે, અને તે પણ નાની હોય છે, તેનાં માથાં મોટાં તથા શરીર નાનાં, એવી હોય છે. સમુદ્રવિદ્યામાં સૌથી પ્રવીણ અને પ્રમાણરૂપ ગણાતા સર જોન મરેના કથન પ્રમાણે, સમુદ્રનાં જલનાં પણ, માછલીઓની દૃષ્ટિથી, પ્રદેશો અથવા સ્તરો હોય છે. અમુક ઉંડાણ સુધીજ અમુક માછલીની જાત વસે છે, તેની ઉપર કે નીચેના પાણીમાં તે જઇ શકતી નથી, અને જાય છે તે તરફડીને મરી જાય છે અથવા બીજીથી ખવાઇ જાય છે. ૦॥॥ માઇલથી ઉંડે રહેનારી માછલી જો ભૂલેચૂકે ઉપર ચઢી આવે છે તો તે બહાર આવતાંજ એની મેળે ફાટી જાય છે! પાણીના અતિશય ભાર હેઠળ રહેવાને લીધે તેનાં ફેફસાં ઘણાંજ મજબુત હોય છે. આથી જ્યારે ઓછા ભારવાળા પ્રદેશમાં જાય છે ત્યારે ફેફસાંના જોરથી તેનું શરીર ફાટી જાય છે. વળી જો ઉપર રહેતી માછલી ભૂલચૂકે નીચે જાય છે તોપણ તે ગુંગળાઇ જાય છે, કારણ કે તેનાં ફેફસાં પાણીના વધારે ભારવાળા પ્રદેશમાં પણ શ્વાસ લેવા પુરતાં મજબુત બંધાયાં નથી! આથી ડાહી માછલીઓ સામાન્ય રીતે પોતાના અધિકારની ઉપર કે નીચે જવાનું સાહસ કરતી નથી. સમુદ્રની આટલે ઉંડે પણ ઘણું શીખવાનું પડ્યું છે એમ નમ્રતાથી સર્વેએ સ્વીકારવું જોઇશે.

**માણસો ઉન્હાળા કરતાં શિયાળામાં કેમ તથા કેટલું વધુ ખાય છે?**—એવી ગણતરી કરી છે કે જો ઈંગ્લંડમાં સખત શીયાળો ન હતે તો તેને તેનાથી રહિત થવા લગભગ પચાસ કરોડ રૂપિયાનો દર વર્ષે જે ખર્ચ કરવો પડે છે તે કરવો પડત નહિં પરંતુ એ પણ તેથી એ વિશેષ સત્ય છે કે, એ અર્ધા અબ્જ રૂપિયા ઘણું વધારે કમાવી આપે છે. ઠંડીને લીધે અંગ્રેજ એટલું વિશેષ કામ કરી શકે છે. વિષયાંતર ન કરતાં, હવે કહીશું કે ઠંડી ખાતર ઇંગ્લંડમાં ૧॥ કરોડ ટન કોલસો વપરાય છે. ઠંડીથી બચવા "મોટે ખાંચરેની" ખાતુઓ "ફર" નામનાં ચર્મના અંગરખા પાછળ અડધો કરોડ પાઉંડનો ખર્ચ કરે છે. એવા એકેક ફેશનેબલ કોટની કીમ્મત બે હજારથી દશ હજાર પાઉંડ હોઇ શકે છે! પણ સૌથી વિશેષ વાત એ છે કે શરીરની અંદર ઠંડી હોવાથી શરીરની અંદરનો અગ્નિ બહાર જઇ શકતો નથી, તેથી શરીરમાં વિશેષ ગરમી રહે છે. શિયાળામાં જઠરાગ્નિ તેજ હોવાનું એજ કારણ છે. અને આપણા વૃદ્ધો પાક ખાવાનો મહિમા આજ ઋતુમાં બતાવે છે તે વાસ્તવિકજ છે. શિયાળામાં વિલાયતમાં અન્નમાંસ અનુપાન સવાયાથી દોઢું ખપે છે. આ દેશમાં તો અપાચન થવાનો ભયજ નથી.

**માણસના શરીરમાંથી કઇ કઇ ચીજો બની શકે છે?**—માણસના શરીરમાં અનેક ખણીજ આદિ તત્વો અમુક પ્રમાણમાં છે. એક વિજ્ઞાનવેત્તા તે પરથી એવી ગણતરી કરે છે કે સામાન્ય માણસમાં એટલી ચરબી છે કે તેમાંથી સાબુના સાત 'બાર' થાય, એક મધ્યમ કદનો ખીલો બનાવવા જેટલું લોખંડ નીકળે, નાનું પ્યાલું ભરાય એટલું દુધ નીકળે, થોડું નીમક નીકળે, મરઘીનું ડાલું ધોળાય એટલો ચૂનો, ૨૨૦૦ કાંડી બને એટલો ફોસ્ફરસ, રમકડાં માટેની તોપમાં ગડબવા જેટલો પોટેશીયમ (દારૂ), કુતરા પર ચોટેલી માખ મરી જાય એટલો ઝેર, તથા કેટલોક સોડીયમ, મેગનેશીયમ તથા ઇંડાંની છાસ બને એટલું આલ્બ્યુમીનોઇડ્સ નીકળે એમ છે.

ઇંગ્લંડની આમની તથા ઉમરાવોની સભાના સભાસદોની ઉંચાઇ તથા વજનની સરેરાસ—આ પ્રમાણે છે. કુલ ઉમરાવોનું વજન ૪૭॥ ટન અથવા દર ઉમરાવ દીઠ સરેરાસ ૧૭૩ રતલ છે. કુલ આમના સભાસદોનું વજન ૫૨॥ ટન છે, અર્થાત સરેરાસ દરેકનું વજન ૧૭૬ રતલ છે. ઉમરાવની સરેરાસ ઉંચાઇ ૫ ફુટ ૧૦॥ ઇંચ તથા આમની સભાના સભાસદોની ફુ. ૫ ઇંચ ૧૦ છે. સૌથી લંબાયમાન ઉમરાવ ( મદ્રાસનો માજી ગવર્નર ) લોર્ડ એમ્ટહીલ છે. તે મહાશય ૭ ફુટ ઉપરાંત ૪॥ ઇંચ સુધી નિરંતર આકાશ ભેદી રહ્યા છે. સૌથી સ્થૂલ મૂર્તિ ઉમરાવોમાં ૨૪૦ રતલના વજનની લોર્ડ દ બ્લીકરની છે. નીચલી સભામાં સૌથી ભારે ગદા મી. વોસન છે. એ મહાશય ૨૭૧ રતલ પોતાના કેહેવડાવે છે, જ્યારે સૌથી આકાશભેદી નીચલી સભામાં કર્નલ આઇવર ફીલીપ્સ છે. તે લોર્ડ એમ્પહીલથી પણ ॥ ઇંચ વધારે ઉંચે માથું ઉંચકે છે. રાક્ષસો અને રાજર્ષિઓની આપણે આ તો વાત કરી. વાલખિલ્યો અને બટુકો પણ રમરણીય છે. સૌથી ઠીંગણા ઉમરાવ ડયુક ઓફ હેમીલ્ટન ૫ા ફુટના છે, જ્યારે નીચલી સભામાં સૌથી ન્હેંતીઓ પાંચ ફુટ અને એક ઇંચનો મી. વોલ્શ એમ. પી. છે. આ આંકડાઓ પરથી ખાસ અનુમાન નીકળે એમ નથી, પરંતુ તે ઘણા રમુજી છે.

## અદ્ભુત સંગ્રહ.

**જાડી મહાપ્રજાનો સૌથી જાડો આદમી**—દુન્યાની મહાપ્રજાઓમાં અમેરિકન સૌથી જાડા ગણાય છે. ' પંચ ' માં " જોનબુલ " હમેશાં સ્થૂલ આલેખવામાં આવ્યો હોય છે. તેમાં એ. ફુલ્વરહેમ્પટનનો મી. જોર્જ લોવેટ સૌથી જાડો હોવાનું માન ધરાવે છે. શ્રીમાનનું વય ૪૪ વર્ષનું છે, અને વજન માત્ર ૪૭૬ રતલ છે. બારદાન સહિત કે રહિત તે સ્પષ્ટ નથી. પ્રેસીડંટ ટેફ્ટ પણ મી. લોવેટનો લેફ્ટેનંટ થવા યોગ્ય છે ! તે જન્મથીજ માંસવાદી હતો. દર વર્ષે તેનું માંસ વધતુંજ ગયું પણ છેલ્લાં ૩ વર્ષ થયાંજ શાંતિ અને કૃપા થઇ છે. માણસ કેટલો જાડો થઇ શકે છે તેની સીમા તરીકે પદાર્થ વિદ્યાના શરીર શાસ્ત્ર વિભાગ તરીકે મી. લોવેટ એક અભ્યાસ કરવા લાયક ઉદાહરણ છે. પેઢી દર પેઢી લોવેટના કુટુંબના મનુષ્યો જાડા હતા. તે પરથી સિદ્ધ થાય છે કે એ રોગ—કે જેમ તે કહો ઓધે ઉતરે છે. તે પોતે ૬ ફુટથી અધિક ઉંચો છે, તેથીજ ૪૭૬ પૂરા રતલનો તેનો ચર્મમાં સમાવેશ થઇ શકયો છે. મી. લોવેટ પૂર્વે લુહાર હતો, અને એ બેઠેલ ધંધાને લીધે પણ સ્થૂલતા વધી હોય. હવે એ સૂકા ઘાસનો વેપારી છે. કહેવાય છે કે જાડા મનુષ્યો બહુ મંદ ગતિ હોય છે, પરંતુ મી. લોવેટ તથા પ્રસીડંટ ટેફ્ટ તે માન્યતા ખોટી પાડે છે. મી. લોવેટ ચપરાક છે; અને સારી રીતે હાલચાલ તથા બીજું કામ કરે છે. જાડા મનુષ્યો અતિ ઉંઘણસી હોવાની માન્યતા પણ મી. લોવેટ એક વાર તો ખોટી પાડે છે કારણ કે તેને ૭ કલાકની નિંદ્રા બસ થાય છે. વળી શરીરના પ્રચંડ પિંડના પ્રમાણમાં અન્નનો આહાર નથી. તે બીજાઓ જેટલુંજ ખાય છે. ખરી રોગના દરદીઓને ભલે મી. લોવેટનો દ્વેષ આવે, પરંતુ તે છતાં તે સુખી અને સંતોષી છે !

**દુન્યાનો સૌથી મોટો બાગ**—સૌથી જાડા માણસથી સૌથી મોટા બાગની વાત એ એક મોટો કુદકો છે. પરંતુ "સૌથી" નું પ્રકરણ એક છે. આ શહેરના બાગોના પ્રમાણમાં યુરોપ તથા અમેરીકાના નગરોના બાગો ઘણાજ મોટા છે. હીંદમાં કોઇજ બાગ એક ચોરસ માઇલ પણ હશે. પરંતુ અમેરીકાના વ્યોમિંગ નગરનો યલોસ્ટોન પાર્ક નામનો બાગ દુન્યાનો સૌથી મોટો બગીચો છે. તેનો વિસ્તાર વિસ લાખ એકરથી મોટો છે, અને ઇંગ્લંડના ૨-૩ પરગણાઓનાં એકત્ર વિસ્તારથી પણ તે મોટો છે.

**દુન્યામાં સૌથી વધુ તંબાકુ કોણ ફુંકે છે?**—વિલાયતના નવસારીયા લેખકોએ એવો હીસાબ કાઢયો છે કે બેલજીયમના લોકો સૌથી વધારે તંબાકુભક્ત છે. સરેરાસ રીતે અંગ્રેજો કરતાં તેઓ ૩ ગણો વાપરે છે. અંગ્રેજોથી જર્મનો ૧॥ ગણો, ઓસ્ટ્રીયનો ૧॥, તથા અમેરીકનો ૨॥ ગણો પીયે છે. તંબાકુના ખપની વાતજ પૂછવામાં માલ નથી. બે અબજ રતલ દર વરસે ખપે છે, અર્થાત સરેરાસ દુન્યાનો દરેક માણસ વર્ષમાં ૧ રતલનો ધાણુ વાળે છે!

**મૃત્યુવશ વહાલાંની યાદ રાખવાની નવીન યુક્તિ**—ફોટો વગેરેથી પણ આ નવીન યુક્તિ વિશેષ સારી છે. એક સ્ત્રીનો દેહાંત થતાં તેનો અગ્નિદાહ કરવામાં આવ્યો. તેના પતિએ તે શબની રાખ લઇ જઇને એક રસાયણીને તેમાંથી લોખંડ જુદું પાડી આપવા સોંપી. (શરીરમાં લોખંડ અમુક ભાગે હોય છે એ જાણીતી વાત છે) જે થોડી રતી લોખંડ નીકળ્યું તે હવે શોકાતુર પતિ પોતાની વીંટીમાં હીરાપેઠે મઢાવીને પહેરે છે!

**ઇંગ્લંડમાં પિત્રાઇઓ વચ્ચે થતાં લગ્ન**—ઉંટ મુકે આકડો અને બકરી મુકે કાંકરો તેમ અનેક જાતિઓ માત્ર માબ્હેન શિવાય બાકી લગભગ કોઇપણ સગીને પરણે છે. આમાં પાર્સીઓ પ્રથમ પંક્તિએ આવે છે. ઇંગ્લંડમાં સગા ભાઇભાઇનાં પુત્રપુત્રીઓ વચ્ચે લગ્નનું પ્રમાણ હજારે એકવીસ ટકા જેટલું મોટું આવે છે! અને ઉમરાવો તો હલકાં કુટુંબમાં પુત્રીઓ આપવા નારાજ હોવાથી, તેઓમાં તો આવા ઘરગથ્થુ લગ્ન હજારે ૪૫ જેટલાં થાય છે. વૈદ્યક દૃષ્ટિથી આ રીવાજ ઉત્તેજન આપવા લાયક નથીજ.

**એક નવો ન્યારો પંથ!**—ભૂમીહાર બ્રાહ્મણો ઉત્તર હિંદુસ્તાનમાં વસે છે, પરંતુ તેઓ ખરેખાત ભૂમી ખાતા નથી. પણ જર્મનીના હેનોવર પ્રાંતમાં તો કેવલ મટોડીનુંજ પાન કરનારો પંથ હાલમાં નીકળ્યો છે! કેટલીક જંગલી જાતો મટોડી ખાનારી છે તેનું તેઓએ અનુકરણ કીધું છે. અને કુદરતી ખોરાક તથા જીવન મૃતિકાભક્ષણમાં જ છે એમ સિદ્ધ કરનારાં ચોપાનીયાંઓ પણ ફ્રેંચ, જર્મન તથા અંગ્રેજી ભાષામાં પ્રગટ કીધાં છે, જે તેઓ છુટથી વ્હેંચે છે, ગાંડપણમાં પણ ડ્હાપણની પાનળી રેખા દેખાય છે!

**યુરોપમાં લડાઇ માટેની તૈયારીમાં સોનું**—હાલની લડાઇનો ખરો દારૂગોળો તો નાણું છે, કારણ કે તેથીજ દારૂગોળો અને બધું-માણસો સુદ્ધાં મળે છે. કયી ઘડીએ લડાઇ કરવી પડશે તે કોઇ ઝાડકીલ કે હરિહર કહી શકતો નથી તેથી યુરોપનાં રાજ્યો તે માટે અખંડ તૈયારી કરી રાખે છે. ફ્રાન્સે એ કામ સારૂ સાત કરોડ પાઉંડનું સોનું અને પાંચ કરોડ પાઉંડનું રૂપું એક લોખંડની ગોડાઉનમાં સાંચી રાખ્યું છે. રશીયાએ પણ દસ કરોડ પાઉંડનું સોનું રૂપું ભોંયરાંમાં

દાટી રાખ્યું છે. ઓસ્ટ્રીયાને ત્યાં ૩ કરોડ પાઉંડનું સોનું કાટ ખાય છે. એમ ગણાય છે કે યુરોપની લડાઇ માટે કુલ ૪ાા અબજનું સોનું રૂપું તૈયાર છે. જરૂર પડતાં તે તરત ટંકશાળમાં મોકલવામાં આવશે. આમ પડી રહ્યું છે તે કરતાં ખાણમાં શું ખોટું હતું ? ઉલટું લડાઇનાં ભડકાનાં ઉત્તેજક તરીકે તે હાલ તો કામ આવે છે.

---

## અંગ્રેજી માસિકોના ઉત્તમ લેખોનો સારાંશ ( સટિક ).

લાલા હરદયાલને પ્રત્યુત્તર—નવેંબરના મોર્ડન રીવ્યુમાં પ્રાચીન આર્ય રીતિ વિદ્યા આદિનું ખંડન કરીને પાશ્ચાત્ય રીતિનીતિ વિદ્યાનું લાલા હરદયાલે જે અતિ મંડન કર્યું હતું તેનો પોષ માસના વૈદિક મેગેઝીન ( હરિદ્વાર ) માં, હરિદ્વાર ગુરૂકુલના પ્રોફેસર તુલસીરામ એમ. એ; એમ. આર. એ. એસ. યથોચિત પ્રત્યુત્તર આપે છે. તેઓ કહે છે કે લાલા હરદયાળ ચાર વર્ણો માટે વાંધો લે છે; પરંતુ એ વર્ણો જે ખરૂં જોતાં મનુષ્ય જાતિ તથા પ્રત્યેક પ્રજાના વિભાગોજ છે, તે તો કુદરતી છે અને સર્વત્ર છે ! શિક્ષક તે બ્રાહ્મણ, રાજક તે ક્ષત્રિય, વ્યાપારી તે વૈશ્ય અને દાસ તે શુદ્ર છે. વળી વર્ણોમાં એકાદની સમસ્ત પ્રજાઓમાં પ્રધાનતા હોય છે. પ્રાચીન આર્યો અને ગ્રીકો બ્રાહ્મણો હતા; રોમનો અને પ્રાર્થીયનો ક્ષત્રિય હતા; વર્તમાન અંગ્રેજો અને જર્મનો વૈશ્ય છે તથા હબસીઓ અને બર્બરો જગતની પ્રજાઓમાં શુદ્રરૂપ છે. મનુષ્ય રાજ્યમાંજ નહિ પણ પશુ તથા વનસ્પતિ રાજ્યોમાં પણ વર્ણોનો મહાનિયમ છે ! ચોપગા ઢોરોમાં હાથી બ્રાહ્મણ છે, સિંહ ક્ષત્રિય-રાજા છે, વૃષભ વૈશ્ય છે અને ગર્દભ શુદ્ર છે. દુપગા પક્ષીઓમાં હંસ બ્રાહ્મણ છે, ગરૂડ ક્ષત્રિય છે, કબૂતર વૈશ્ય છે અને કાગડો શુદ્ર છે ! વનસ્પતિ રાજ્યમાં તો ઉત્તમ જાતનાં કાષ્ઠને બ્રાહ્મણ કાષ્ઠ સંસ્કૃત ગ્રંથોમાં કહ્યું છે. સુગંધી સુખડનું ઝાડ બ્રાહ્મણ છે, પ્રચંડ દેવદાર ક્ષત્રિય છે, સાગ વૈશ્ય છે અને બળતણનાં બાવળ વગેરેનાં લાકડાં શુદ્રરૂપ છે. વળી પ્રો. હરદયાળ કહે છે કે, પ્રાચીન શાસ્ત્રોમાં કહેલી સમાજ વ્યવસ્થા કાંઇ હાલને અનુકૂલ નથી, તેથી તેનો અભ્યાસ નિરર્થક છે; તેઓ પૂછે છે કે મનુસ્મૃતિમાં અષ્ટપ્રધાનોની રાજસભા શું શાશ્વતની રાજદ્વારી સંસ્થા છે ? હમે કહીશું કે ના. વાઇસરોયની કારોબારી સભા હાલ પણ ૮ સભાસદોનીજ છે., જર્મનીની કેબીનેટ પણ આઠજ સભાસદોની છે. તેમાં ભલે વધઘટ થાય પરંતુ વ્યવહારમાં સર્વ કામ માટે આઠ સભાસદો બસ છે. ઇ. સ. પૂ. ૨૦૦૦ ની વ્યવસ્થા આ પ્રમાણે ઇ. સ. ૨૦૦૦ માટે પણ યોગ્ય પુરવાર થઇ છે ! સત્ય એ છે કે, પ્રો. હરદયાળ વિચારક કરતાં લેખક વિશેષ છે. તેઓ પાશ્ચાત્ય સીવીલીઝેશનના પ્રકાશથી અંજાઇ ગયેલા લાગે છે. પાશ્ચાત્યોની યાંત્રિક યુક્તિઓ તથા સામાજીક વ્યવસ્થાથી લાલા હરદયાળને ઝળઝળીયાં આવી ગયાં છે. પરંતુ તેણે સ્મરણ રાખવું કે મનુષ્યની ખરી મહત્તા તો નૈતિક તથા આત્મિક ઉત્તમતામાંજ છે. પ્રાકૃતિક પ્રકરણમાં તો સામાન્ય કીડાઓ પણ ઘણી બુદ્ધિપૂર્વક યુક્તિઓ કરતા માલમ પડ્યા છે. કીડી ઘણા ખરા મનુષ્યો કરતાં વધારે કરકસરીયણ તથા અન્નભંડારની વધારે ડાહી વ્યવસ્થાપક છે. મધમાખીઓનો પુડો, ફ્રેંચ કે અમેરીકન પ્રજાસત્તાક રાજ્ય કરતાં વધારે

સંપૂર્ણ રીતે નિયમપુરસ્સર તથા સંપૂર્ણ છે. અરે, કરોળીઆ પણ મોટામોટા રૉયલ એંજીનીયરો કરતાં વધારે હોશીયાર મીકેનીકલ એંજીનીયર છે. તેના તાનણા, રેલરોડ તાર, ટેલીફોન તથા ખાતમીખાતું સઘળું એકત્ર છે. અને રોમન ઇતિહાસકાર પ્લીનીના કથન પ્રમાણે પ્રાથમિક મનુષ્યને અનેક ઓરડાનું ઘર બાંધવાનું ચકલીના માળાપરથીજ પ્રથમ સુઝયું ! લાલા હરદયાળે કબુલ કરવું જોઇશે કે, નર કરતાં વાનર વધારે સારો અખાડાબાજ, રીંછ વધારે સારો કુસ્તીબાજ, ઘોડો વધારે શીઘ્રગામી, સમડી વધારે સારી રીતે ઉડનારી, કુતરો વધારે સારો નોકર, લોંકડી વધારે સારો રાજદુત તથા બુલબુલ વધારે ઉતમ ગાયક છે. વ્યાવહારિક પ્રાકૃતિક વિદ્યામાં પણ પ્રાચીન દુન્યા આજથી ઉતરી જાય એમ નથી. ઇજીપ્તના પીરમીડો, બેબીલોનની ઝુલતી વાડી, એલીફંટા વગેરે હીંદુસ્તાનની ગુફાઓ, રામનો સેતુબંધ આદિ જુવો ! પ્રાચીન કાળમાં હીંદમાં इच्छाविमानोपણ હતાં. તે વિષે કાળીદાસ કહે છેઃ–

क्वचित्पथा संचरते सुराणां क्वचिद्घनानां पततां क्वचिच्च ।
यथा विधो मे मनसोऽभिलाषः प्रवर्तते पश्य तथाविमानम् ॥

અર્થઃ–જુવો ( पश्य )! આ વિમાન કંવચિત દેવોના પથમાં ( અતિ ઉંચે ગગનમાં ) ક્વચિતમાં મેઘોની મધ્યમાં, અને વળી ક્વચિત પક્ષીઓના માર્ગમાં સંચાર કરે છે, અને મંતની અભિલાષા પ્રમાણેજ તે ગમન કરે છે.

આગળ ચાલતાં વેદોનાં અભ્યાસ વિના વેદની મી. હરદયાળ નિંદા કરે છે તે માટે તેની સત્ય શોધકતામાં બાધા આવે છે, એમ ટિકાકાર કહે છે. પ્રો. તુલસીરામ કહે છે કે, પાશ્ચાત્યોની પ્રશંસા કરનાર જોતા નથી કે તેઓનાં જીવન તથા કર્તવ્ય વિષેના આદર્શ કેટલો સાંકડો છે. પ્રકૃતિવાદ તથા દુનિયાદારી શિવાય તેઓ કશું સમજતા નથી. એટલા માટે તેમને સંપૂર્ણ ગણવા એ અયોગ્ય છે.

**પાર્ટીથી રાજયતંત્ર ચલાવવાની પાર્લામેંટરી પદ્ધતિનું ખંડન**–ઇંગ્લંડની મહાન સીઅરલ તેમજ કૉન્ઝર્વેટિવ વગેરે પાર્ટીઓથી ઉદાસીન અને તટસ્થ રહેનાર લોર્ડ રોઝબરી ડીસેંબરના ગત માસનાં મધ્યમાં અત્રે મળેલા **રીવ્યુ ઓફ રીવ્યુઝ** ( લંડન ) માં કરે છે. મી. સ્ટેડના દેહાંત પછી ' રીવ્યુ ' ની ખુબી પણ તેના તંત્રીની સાથે એટલેન્ટીકમાં ડુબી ગઇ છે. પરંતુ આ સ્વતંત્ર લેખમાં ' પાર્ટી ' થી રાજ્ય ચલાવવાની હાનિ ઘણી નિષ્પક્ષ રીતે રીતે દર્શાવી છે. તે કહે છે કે અંગ્રેજોએ જયારે દુન્યા પછાત પડી હતી ત્યારે પોતાની બુદ્ધિ અને સાહસથી દિગ્વિજય કીધા પરંતુ હવે અન્ય દેશો તીવ્ર સ્પર્દ્ધા કરતા થયા છે તેવ પ્રસંગે આપણી ફતેહનો વારસો વગર મહેનતે ટકી રહેવાના દહાડા વહી ગયા. ચારિત્ર્ય તથા હિમ્મતથી આપણે ( અંગ્રેજો ) અનેક ભૂલો કરવા છતાં એટલા ફાવ્યા છીએ કે ફતેહની બીજી ડાબ કુંચી જાણી લેવાં વિષે આપણે બેદરકાર થયા છીએ. આપણે જાગૃત તો ત્રણજ રીતે થઇશું ૧. દેખીતી પડતી ( હીંદુઓ તે જોતાં નથી થતા ! ) ૨. અચાનક આપત્તિ, તથા ૩. દિલ ઉશ્કેરનારો દાખલો જેવો કે જેપાનનો. કેટલાક ધારે છે કે આપણો દેશ એટલો પ્રાચીન છે કે તે નવી ચાલ કે નવી શરૂઆત કરી શકશે નહીં–ઠીગડાથી ગાબડું ન પુરાય એટલું જીર્ણ વસ્ત્ર તે થઇ ગયું છે. બેશક તદ્દન નવી ઢબે તો ચાલવું અશક્ય છે. પણ જેપાને તેમજ માત્ર ૩૦ વર્ષમાં કીધું છે. તેઓનો દેશ

એજ તેમની મૂર્તિ અને દેશાભિમાન. એજ તેમનો ધર્મ છે. આપણો કાચો માલ, બળબુદ્ધિ આદિ પુષ્કળ છે; પરંતુ તેની ખીલવણીમાં બહુ ખોટ આવે છે. કાણામાંથી તેલ ઇ જાય છે. એક કારણ તે આપણા રાજતંત્રની પાર્ટી છે. અમુક પદ કે પ્રધાનની જગા પર આવવું એજ દરેકનું લક્ષ્યબિંદુ છે. પાર્લામેંટમાં બધી પાર્ટીઓ માત્ર પરસ્પર શબ્દો ફેંકવામાં, એકબીજાને પાનખર ઋતુની લડતમાં જાહેર ભાષણોમાં હંફાવવામાં કરોડો શબ્દોનો વર્ષા માત્ર કરીને અમૂલ્ય શક્તિ બરબાદ કરે છે। ફલાણાએ કેવું ફક્કડ ભાષણ કર્યું અને ઢીકણાએ હમેશ જેવી વક્તૃતા નહિ કીધી એમ વાતો કરીએ છીએ; છાપાના રીપોર્ટીંગ જાણે રોજની રોટલી થઇ પડયાં છે; છતાં તે બધું અનિવાર્ય હોય એમ ઘણા ઉચ્ચ પદવાળાઓ ધારી બેઠા છે એ શોકપ્રદ છે. તેથી કારોબારની ઉત્તમતામાં મણા આવે છે. ગમેતેવો બાહોશ અને યોગ્ય મનુષ્ય, તે રાજ ભોગવતી પાર્ટીનો ન હોવાથી નકામો પડી રહે છે, જ્યારે નાલાયક માણસને પૈસાને મળવો જોઇતો હોદ્દો મળે છે તેથી દેશના હકને કેટલી બધી હાનિ થાય છે? પાર્ટીઓ પૂર્વ જેવી સખત નથી, તેની ભિન્નતાદર્શક લીટીઓ ફેરાય છે એ ખરું; પરંતુ તેથી યોગ્યનમને યોગ્ય પદ ન મળતાં, બીજાનેજ લાભ થાય છે, એ પણ તેટલુંજ ખરું છે. જાપાનમાં ગમેતેવી પાર્ટી હોય પણ પદો સોથી યોગ્ય મનુષ્યનેજ મળવામાં તેથી વાંધો આવતો નથી; કારણ કે નીમવાની સત્તા તેમજ ખરી સત્તા કોઇ પાર્ટીના હાથમાં નથી, પણ રાજાના સલાહકાર 'એલ્ડરો' ( વયોવૃદ્ધ અનુભવીઓ ) ના હાથમાં છે. તેઓને પ્રજામત કે પોતાને મદદ આપનારાઓની કે તેઓ સાથે કરેલી શરતો તથા આપેલી લાલચોનો ભય ન હોવાથી નિષ્પક્ષ રીતે દેશહિતની દ્રષ્ટિથી ગમે તે પક્ષનો તે હોય છતાં યોગ્યનેજ યોગ્ય કામ સોંપે છે. દેશોન્નતિનાં એવાં ઘણાંએ અધૂરાં કામ કરવાનાં પડેલાં છે કે જેમાં એક પણ ભાગ્યે કે જરા પણ તકરાર કરવાની જરૂર નથી; પરંતુ આપણા પ્રધાનો તે હાથ ધરી શકતા નથી. સામા પક્ષના હુમલાઓ સામે રક્ષણ કરવામાંજ તેમની શક્તિ બરબાદ થઇ જાય છે। તેથી મોટી યોજનાઓ પર નિશ્ચિંત વિચાર કરી તે અમલમાં મેલવાનો વારોજ નથી આવતો. માટે પ્રધાનપદ સામો પક્ષ ઓચિંતો ન ઝુંટવી જાય તેનો ઉપાય યોજતા પ્રધાનો યોજતા રહે છે। પાર્લામેંટ તો મળવીજ જોઇએ અને ભાષણો તો આપવાંજ જોઇએ। માટે આપણે પાર્ટી સીસ્ટમ છતાં એ ઉચ્ચતા કેવી રીતે પ્રાપ્ત કરવી તે જાપાન પાસેથી શિખવું જોઇએ.

દુન્યાનું સૌથી મહાન વર્તમાન પત્ર—એ શિર્ષક હેઠળ, જાન્યુઆરીના તે માસને અંતે મળેલાં, હીંદુસ્થાન રીવ્યુ ( અલ્હાબાદ ) માં "લંડનનો એક અધિપતિ" એ સંજ્ઞાથી એક લેખક લંડનના "ટાઇમ્સ" ની અતિ પ્રશંસા કરે છે. તે દૈનિકનું-જો કે પૂર્વ જેવું સામ્રાજ્ય નથી, તોપણ તે અનેક રીતે હજી અદ્વિતીય છે. તે જેટલો પૈસો તાજામાં તાજા સમાચાર મેળવવામાં ખર્ચે છે તેટલો કોઇ બીજું પત્ર યુરોપમાં ખર્ચતું નથી. ચડતા તથા ભણેલા વર્ગોમાં તે વિશેષ વંચાય છે. જો કે તેની રોજ ખપની નકલ ૬૦,૦૦૦ થી અધિક નથી, જ્યારે બીજાં અનેક પત્રોની ગ્રાહક સંખ્યા લાખોની છે, પરંતુ ટાઇમ્સની વૃદ્ધાવસ્થા તથા અમુક સ્વતંત્ર નીતિને લીધે તેનો પ્રભાવ પડી ગયો છે તે પડી ગયો છે. જોન વોલ્ટરે તેની સ્થાપના ૧૭૮૫ માં કરી હતી. તેનો હેતું એ પત્ર કાઢવામાં કાંઇ વર્તમાનપત્રોની ઉન્નતિ કરવાનો કે પ્રજામાં જ્ઞાન પ્રચાર કરવાનો નહોતો. વારંવાર સામટા આવતા

વ્યવસ્થા સારૂ તેની હવે જોઇંટ સ્ટોક કંપની થઇ છે. હવે તેમાં દુન્યામાં સૌથી વધારે ન્યુસપેપરો ( માસિકથી તે દૈનિક પર્યંત અસંખ્ય ) નો માલિક, ' ડેલી મેલ ' નો સ્થાપક પ્રખ્યાત લોર્ડ નોર્થક્લીફ પણ તેમાં ભુરયો છે. ઇશ્વર જાણે ' ટાઇમ્સ ' ના એક માલીક થવા તેણે કેટલા હજાર કે લાખ પાઉંડનો ખુર્દો કીધો છે.

આજનું જેપાન–એ વિષે હીંદુસ્થાન રીવ્યુમાં, મી. હેમીલ્ટન હોલ્કમ્બ–લેખ જેપાન સંબંધી ઘણી ઉપયોગી વિગતો પૂરી પાડે છે. એ દેશમાં સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા છે. આગાખાની થવા માટે લક્ષ્મી નારાયણના મંદિરમાં દેશદેશાન્તરથી ખાસ તારથી બોલાવેલા જ્ઞાતિ સભાસદોનાં સાંજનાની હદ (સુરતમાં હાલ થયું તેમ) જામતી નથી. જેપાનમાં પ્રાચીન મૂલ શીંટો ધર્મનાં ૧૬૨૪૪૨, ખ્રીસ્તી ધર્મના આશરે ૧,૫૦૦, તથા બાૈદ્ધ ધર્મનાં ૭૧,૯૨૭ મંદિરો છે. શિંટો ધર્મ વાળાંનાં મંદિર બાૈદ્ધોથી બમણાં છે પણ તેમના ધર્મગુરૂઓ માત્ર ૧૪૮૩૬ છે જ્યારે બાૈદ્ધોના ૫૨૨૬૮ છે. તાત્પર્ય કે જીવંત ધર્મ તરીકે શિંટો ધર્મ હવે ઘણો પડી ભાંગ્યો છે. પણ રાજાનો ધર્મ હજી તે જ છે તેથી સરકાર પક્ષપાત કરે છે તો તેનોજ. તે ધર્મનાં મૂલ તત્વો તે રાજા પ્રતિ વફાદારી, તથા પિતૃઓ, મહાપુરૂષો અને કુદરતની પૂજા છે. બાૈદ્ધ ધર્મનો મૂલ સિદ્ધાંત મનુષ્ય માત્રનો ભ્રાતૃભાવ છે. જે દેશમાંથી એ ધર્મ હાંકી કાઢ્યો ત્યાં તેની શાખા રૂપ એ સિદ્ધાંત ક્યાંથી હોય? વળી ઘણા જેપાનીઝ એ બન્ને ધર્મ માને છે. ખ્રીસ્તી ધર્મ જેપાનીઝોમાં માત્ર મધ્યમ વર્ગોમાં છે. હલકા તેમજ ઉચ્ચ વર્ગોમાં તેનો સ્પર્શ થયો નથી. તેને પ્રસાર ત્યાં ન થવાનું એક કારણ તેના પંથોની પરસ્પર લડાઇ છે! પરંતુ નાસ્તિકતા, જડવાદ આદિ પણ પશ્ચિમમાંથી દાખલ થયો છે! સર્વે ધર્મોની નીતિ એક કરીને નવી ધાર્મિક વ્યવસ્થા થઇ શકે કે નહીં તે વિષે પણ જેપાનીઝ સરકાર હાલ વિચાર ચલાવે છે અને તેના સંબંધમાં કોન્ફરન્સ પણ ભરવામાં આવ્યું હતું જે યોજના તૈયાર કરે છે. જેપાનીઓ નકલ કરનરા છે પણ આંધળી નહીં. પોતાને અનુકૂલ તથા પોતાનું નવું ઉપજાવીને યોગ્ય નકલ કરે છે. તેઓ દીર્ઘ દૃષ્ટિવાળા અને વીગતવાર વ્યવસ્થા કરનારા છે, જે છેલી રશીયન લડાઇમાં સિદ્ધ થયું હતું. તેમની બહાદુરીની તો અતિ પ્રશંસા કરવીજ અશક્ય છે. સ્ત્રીઓ પણ અદ્ભુત દેશાભિમાની છે. કુટુંબ પ્રેમને લીધે જે જેપાનીઝો ઘરબાર છોડીને લડાઇના ક્ષેત્રમાં જતાં અચકાતા તેનો માર્ગ સરળ કરવા અનેક પત્નીઓએ આપઘાત કર્યો હતો! તે ઉપરાંત, તેઓ સભ્ય, સ્વચ્છ, સંતોષી અને સુંદરતાના પ્રેમી છે. દરેક જેપાનીઝ રોજ ગરમ પાણીએ દેશની ઠંડી છતાં સ્નાન કરે છે. વ્યાપારમાં પ્રામાણિકતા ન્યૂન છે એવી જે તેમની નિંદા થાય છે તેમાં સત્યનો અંશ છે ખરો. કંટ્રાકટમાં ખોટ માલમ પડતાં તે મુકી દેતાં તેઓ ખંચાતા નથી. તેનું કારણ એ છે કે તેઓ વેપાર કરતાં હાલ હાલજ શિખ્યા છે. અત્યાર પૂર્વે તો વ્યાપારને નીચ ધંધો ગણીને તેઓ તેને ધિક્કારતા! હવે સુધારતા જાય છે. સ્ત્રીઓને પશ્ચિમ જેટલી સ્વાતંત્ર્ય નથી, પરંતુ તેઓ ઘરનેજ પોતાનું સ્થાનક માને છે. જેપાનીઝો આપણાથી ઓછા નીતિમાન હોવાનું કેટલાક કહે છે. પણ તેમ નથી. આપણે ધમધોકાર ચાલતી અનીતિ ગુપ્ત રાખીએ છીએ ત્યાર જેપાનીઝોની જે છે તે સ્પષ્ટ છે. શહેરથી દૂર ખુલ્લા વેશ્યાવાડા શિવાય હવે જેપાનમાં અનીતિનાં સ્થળો નષ્ટ કરવામાં આવ્યાં છે. ફેકટરીઓમાં માણસોનો બહુજ કુચો કાઢવામાં આવતો. ચરરોજ ૧૮ કલાક કામ કરાવતા! પણ હવે કાયદા વગેરેથી સ્થિતિ સુધરે છે. ત્યાં ફેકટરીઓમાં સ્ત્રીઓ

પુરૂષોથી ઘણી વિશેષ છે. તેમને રોજ સરેરાસ ગુનાઇટેડ સ્ટેટ્સમાં આઠમો તથા ઇંગ્લંડમાં ત્રીજા ભાગ જેટલો પગાર મળે છે.

વેદમાં આવતા મિત્ર તથા વરૂણ એ દેવતાઓ નહીં કિન્તુ હાઇડ્રોજન અને ઑક્સીજન છે!—એવા સિદ્ધાંતનું માઘ માસના વૈદિક મૅગઝીન ( હરિદ્વાર ગુરૂકુલ–કાંગડી ) માં "નિગમાનન્દ" સંજ્ઞાધારી પ્રતિપાદન કરે છે. તે કહે છે કે ભારતવર્ષ પૂર્વે વેદવિદ્યાના તેનાં મૂલને લીધે જગતનું વિદ્યાગુરૂ હતું. મનુ સ્મૃતિમાં કહ્યું છે કે एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥ અર્થાત્ પૃથ્વીના સમસ્ત મનુષ્યો પોતપોતાના ચરિત્રો–કર્તવ્યો કુરૂક્ષેત્ર બ્રહ્માવર્ત આદિના બ્રાહ્મણો પાસેથી શિખશે. આપણે વિશ્વને જગત્ કહેતા તેજ તેમનાં જ્ઞાનની સીમા સિદ્ધ કરે છે. શબ્દજ વિશ્વ સ્થિર નહીં પણ હમેશાં ગતિમાં છે તે બતાવી આપે છે. વિષય પર આવતાં લેખક કહે છે કે, જળનો સંસ્કૃત શબ્દ आपः છે. હવે તેને વ્યાકરણમાં બહુવચની કહેલ છે તેથી તે બહુતત્વવાળો હોવો જોઇએ. એને વ્યાકરણે બહુ વચની કહેલ છે તેજ તે બહુ તત્વવાળો હોવો જોઇએ એ વ્યાકરણકારનાં જ્ઞાનનું સૂચન કરે છે. વેદમાં લખ્યું છે કે मित्रं हुवे पूतदक्षं वरुणं च रिशादसम्। धियं घृताचीं साधन्ता આ મંત્રનો ઋષિ મધુ છંદ તથા દેવતા મિત્રા વરૂણે ( મિત્ર તથા વરૂણ ) છે. આ મંત્રનો અર્થ લેખક એવો કરે છે કે, રસાયણ પ્રિય મનુષ્યે પૂત દક્ષ મિત્ર તથા રિશાદસ વરૂણને એકત્ર કરવાં કે જેથી જળ બનાવવાની વિદ્યા પ્રાપ્ત થાય. આ કાંઇ કલ્પિત અર્થ નથી તે સિદ્ધ કરવા લેખક મિત્ર શબ્દનો અર્થ સિદ્ધ કરે છે. મિત્રનો એ શબ્દ બન્યો છે. ઉણાદિ કોષ ( ૪–૧૬૮ ) માં લખ્યું છે કે अमि चिमि शसिभ्यः क्त्रः। मिनोति मान्यं करोति इति मित्रः અર્થાત્ જે ઘટતા ઇત્યાદિનું માપ કરે છે તે મિત્ર છે. હવે એ વ્યાખ્યાનુસાર મિત્રનો અર્થ હાઇડ્રોજનજ થઇ શકે છે! નિઘંટુ (વૈદિક કોષ ગ્રંથ)માં મિત્રનો તાત્પર્ય મહર્ષિ યાસ્કાચાર્ય मित्र इति पदनामसु पठितम् એ પ્રમાણે કરે છે. અર્થાત્ બીજા જોડે જોડાવા ઇચ્છનાર તે મિત્ર અને હાઇડ્રોજનની તેજ શક્તિ છે એ પ્રસિદ્ધ છે. વળી વેદમાં મિત્ર તથા ઉદાન શબ્દ પર્યાયવાચી અર્થાત્ એકજ અર્થવાચી તરીકે વાપર્યો છે. હવે 'ઉદાન' નો અર્થ સૌથી હલકી હવા કે જે બીજાને ઉપાડી શકે એવો થાય છે. मेद्यति स्निह्यति वा અર્થાત્ જે પાણી બનાવે છે તે એ પ્રમાણેથી પણ મિત્ર તે હાઇડ્રોજન દેવજ પ્રાચીન ગ્રંથોથી સિદ્ધ થાય છે. પ્રખ્યાત પ્રચંડ સંસ્કૃત કોષ "શબ્દ કલ્પદ્રુમ" માં સ્નેહની વ્યાખ્યા કરતાં લખ્યું છે કે, जलीयपरमाणाव यं नितां तैलांत तन्मसर्वांत दहनस्यानुकूलता અર્થાત્ મિત્ર અનેક જાતના તેલોમાં તે તેલ બળી શકે તે સાર તેમાં હોય છે, અને તેલોમાં અમુક અંશમાં હાઇડ્રોજન હોય છે એ પ્રસિદ્ધ છે.

ઉક્ત વેદ મંત્રમાં पूतदक्ष આવ્યો છે તે જુવો! पूत નો અર્થ શુદ્ધ અને दक्ष નો અર્થ શક્તિ ( energy ) થાય છે તે નિઘંટુ ( ૨–૯ ) થી સ્પષ્ટ છે. હાઇડ્રોજન શોધકજ છે. આ પ્રમાણો છતાં મિત્રનો અર્થ હાઇડ્રોજન જે ન માને તેનો ઉપાય નથી.

હવે વરૂણ તે ઑક્સીજન છે. એ શબ્દ वृः ( to choose=પસંદ કરવું ) એ ધાતુથી ઉત્પન્ન છે. અર્થાત્ જેને સર્વે સ્વીકારે છે, જે સર્વથા સ્વીકાર્ય છે તે એવો થાય છે. वरुणो नामवरः श्रेष्ठः આદિ પ્રમાણથી ભાવાર્થ સિદ્ધ છે કે પ્રાણિઓને તે અનિવાર્ય

છે. તેનો સર્વત્ર વાસ છે એમ પણ લખ્યું છે. પુરાણોમાં લખ્યું છે કે વરૂણ જલમાં રહેતી અપ્સરા છે. આથી પણ સિધ્ધ છે કે જલ ઓક્સીજન તથા હાઇડ્રોજનનું મિશ્રણ છે. એવું જ્ઞાન આર્યોને તો પરાપૂર્વથી હતું. ઉક્ત વેદ મંત્રમાં વરુણને માટે रिशादसम् વિશેષણ વાપર્યું છે. रिशादसम् નો અર્થ રોગ નાશક તથા રક્ત, ધાતુ, હવા આદિનો શોધક છે. અને તેજ ગુણો ઓક્સીજનના છે. હવે તે બેનું મિશ્રણ એમને એમ થતું નથી. અગ્નિ-ઉષ્ણના દ્વારાજ તે સાથે મળે તોજ થાય છે. ૩ ચીજો હોય તો ૧ પાણી બને આથીજ પાણી માટેનો आपः શબ્દ સંસ્કૃતમાં બહુ વચનીય ગણ્યો છે। હવે પ્રશ્ન એ ઉઠે છે કે મિત્ર વરૂણ નામક વાયુને કેટલા કેટલા પ્રમાણમા મેળવેથી જળ થાય. વેદમાં તે પણ લખ્યું છે, યથા, ऋतेन मित्रावरुणावृतावृ धावृतस्पृशा । क्रतु बृहत्तमाशाथे। આ મંત્રમાં मित्रौ શબ્દ વાપર્યો છે, તે દ્વિવચની છે. " ઔ " દ્વિવચની પ્રત્યય છે જે અંહી વ્યાકરણાનુસાર " આ " થયો છે. અર્થાત્ બે ભાગ મિત્ર તથા એક ભાગ વરૂણ ભેગવવો. આથી હાલની કેમીસ્ટ્રીની $H_2O$ ની 'ફેર્મ્યુલા' વેદમાં આબાદ શબ્દેશબ્દ મળી આવે છે। આ 'થીયરી' કાંઇ કૃત્રકુપ કલ્પના નથી પરંતુ અક્ષરશઃ સત્ય છે તે સિદ્ધ કરવા લેખક વેદમાંથી અન્ય અનેક પ્રમાણો આપે છે. ઋગ્વેદના ૧ લા મંડલમાં ( અધ્યાય ૧, સૂક્ત ૨ જું, મંત્ર ૮ મો ) મિત્ર તથા વરૂણને ऋतावृधा ऋतस्पृशौ કહ્યા છે તેનો અર્થ જલ વર્દ્ધક, જલના ઉત્પાદક એવો થાય છે. ऋतम् નો અર્થ નિઘંટુમાંજ " જળ " એવો કીધો છે. તેજ મંડળના ૧૫૦ મા સૂક્તમાં મિત્ર વરૂણને વૃષણૌ અર્થાત્ જલના ઉત્પાદક કહ્યા છે. યજુર્વેદમાંથી પણ લેખક અનેક પ્રમાણો આપીને મિત્ર વરૂણના તેમાં દર્શાવેલા ગુણ આબાદ હાઇડ્રોજન તથા ઓક્સીજનનેજ લાગુ પડે છે, અને તેનાં ગુણોનુંજ તેમાં વર્ણન છે તે બતાવી આપ્યું છે. વિદ્વાનોને આ વિષય અવશ્ય વિચારણીય થઇ પડવો જોઇએ.

ડાકોરનાં રણછોડરાયજીનાં મંદિરની વ્યવસ્થા-રણછોડજીના મંદિરના વ્યવસ્થાપકોની વિરૂદ્ધ સેવક કૃપાશંકર દાજી વગેરે સેવકોએ પ્રીવી કાઉન્સીલમાં જે અપીલ કરી હતી તેનો નિર્ણય બોંમ્બે લો. રીપોર્ટના ગઇ તા. ૧૫ મી જાનેવારીના અંકમાં પ્રકટ થયો છે. અનેક રીતે આ ચુકાદો અસંતોષકારક છે. હાઇકોર્ટે ઘડેલી વ્યવસ્થાની યોજના પ્રમાણે સેવકો તથા ભટ્ટોના પુત્રોને કેળવણી આપવા સારૂ શાળા ખોલવામાં આવી હતી. પરંતુ દેવધનનો દેવ નિમિત્ત શિવાય બીજા ગમે તેવા ઉત્તમ કામે પણ ઉપયોગ ન થઇ શકે એવો સાંકડો અર્થ પ્રીવી કાઉન્સીલના ઉમરાવોએ કર્યો છે, અને પરિણામે ઉઘડી ચૂકેલી શાળા પણ બંધ થઇ નહીં હોય તો થઇ જવાની! સેવકોને લંડનમાં અપીલ કરવાનો આ એક લાભ અવશ્ય થયો છે. બીજી રીતે તો બિચારૂં મંદિર રહ્યું છે, અને સોલીસીટરો તથા બેરીસ્ટરોજ હસ્યા છે. બન્ને બાજુનો ઠેઠ લંડન પર્યંત લડવાનો ખર્ચ પ્રીવી કાઉન્સીલે મંદિરના ફંડમાંથી આપવાનું ઠરાવ્યું છે! કોર્ટો તરફથી ટ્રસ્ટની મુકદમાબાજીમાં ખરચ ટ્રસ્ટફંડમાંથી સામાન્ય રીતે અપાવવામાં આવે છે. તેનો અયોગ્ય લાભ લઇને બન્ને બાજુ જીવપર આવીને ઠેઠ સુધી લડે છે. ડાકોરના મંદિરના આ પ્રમાણે લાખેક રૂપીઆ ખર્ચાઇ ગયા હશે! ખર્ચ બાદ કરતાં જે સિલક રહે તેનો અર્ધો ભાગ દર વર્ષે, વ્યવસ્થાપક કમીટી સેવકોમાં વહેંચી લેવા માટે આપવામાં આવશે, જ્યારે બાકીનો અર્ધો ભાગ ટ્રસ્ટફંડ ખાતે જમે થશે. આ રકમ દર વર્ષે વધ્યા જવાની અને તેનો

કરો પણ સદુપયોગ કરવો હાલની યોજના પ્રમાણે અશક્ય છે. મંદિરોની આવક તથા મુડીનો વિદ્યાદિ કાર્યમાં પાકો ઉપયોગ ન થવાથી, દેશનાં દારિદ્રયમાં વૃદ્ધિ થાય એ દેખીતું છે. એ ધન નકામું પડી રહેવાથી ખાણમાં પડી રહેવા બરોબર છે. યોજનામાં હવે પછી ઘટતા સુધારા વધારા કરવાની મુંબઈની હાઈકોર્ટને સત્તા છે. એથી આશા છે કે ભવિષ્યમાં પણ મંદિરની જિર્ણોદ્ધાર ફંડની ઘણી મોટી રકમ થઇ જાય ત્યારે કાંઇ નહીં તો ડાકોરના લોકોના લાભાર્થે તેનો ઉપયોગ કરવાની સત્તા મેળવવા વ્યવસ્થાપક કમીટી હાઈકોર્ટને અરજી ગુજારશે.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

### પુણ્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

( અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. )

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ અપંગો વિગેરેનો ખાસ સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચસો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપિ કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપે તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહીં એવી આશા છે. વધુ વિગત માટે લખો.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે ?

દીન વત્સલો !! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુરૂષ ભુમીમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાળક પણ નહિ નીકળે ? જરૂર દયા લાવી લખો: મંત્રી, હિન્દુ અનાથાશ્રમ નડીયાદ.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+इत् ) તેનું જ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૨ જું. માર્ચ, સન ૧૯૧૩. અંક ૯ મો.

## પ્રેમ.

રાસ.

ક્યારે ડૂબીશું પ્રેમપારાવાર ?
ક્યારે ઝીલીશું પ્રેમઅમીધાર ?
સચ્ચિદાનંદની ઝડી સાકાર.
ક્યારે ડૂબીશું પ્રેમપારાવાર ?

૧

ભૂલશું ક્યારે અમ જ્ઞાનભાર ?
ભરશું ક્યારે જગ-રૂપ અપાર ?
સ્મરશું ક્યારે ઉરમાણ નિરાકાર ?
સર્વત્ર બ્રહ્મીભાવેરા ઉચ્ચાર:
ક્યારે ડૂબીશું પ્રેમપારાવાર ?

૨

હાય ! ક્યારે તોડીશું જાતિ-કુલ-તાર ?
ક્યારે તોડીશું કેરે વ્હેમના અપાર ?
ઊંચનીચભેદ ક્યારે જશે દષ્ટિપાર ?

સર્વ એકકેરા બાલ થાશું સાકાર:
ક્યારે ડૂબીશું પ્રેમપારાવાર ?

શરીરે એક આત્મ એક માનશું કે વાર ?
'હું' 'તું', 'તું' 'હું', એક એમ આચરશું કે વાર ?
નિર્મળ ભાવ ભર્યું વિશ્વ નિહાળશું કે વાર ?
આનંદ ઓજ લહર સ્થાપશું અનિવાર રે
ક્યારે ડૂબીશું પ્રેમપારાવાર ?

'પ્રણયી.' (બી. એ.)

## અમર આશાને.

(હરિગીત).

જાદુભરી તુજ આંખડી જાદુભર્યો પલકાર છે,
જાદુભર્યાં નૂપુરનો જાદુભર્યો ઝણકાર છે;
મરણશય્યા પર પડેલા મનુષ્યમાં તુજ વાસ છે,
હા ! કર્ણમાં એ તુજ મીઠાં નૂપુરનો અવકાશ છે,
આશા અમર ઓ ! તું ખરે વિચિત્ર જાદુગરે ખરી,
શીખાવી દે મુજને અજબ તુજ મીઠડી જાદુગરી;
કાળ ભક્ષે સર્વને, ના તુજને ભક્ષી શકે,
શું એવું ત્હારી પાસ છે ઓ જાદુગર મુજને કહે !
સરભોણ. ]

[ બળવંતરાવ મણીભાઇ દેસાઇ.

## દિવ્ય અમારો અવતાર.

૧

દિવ્ય અમારો અવતાર,
અમે દિવ્ય દેશ વસનાર:
નહિ અમે પૃથ્વી–તલે રહેનાર,
એવો દિવ્ય અમારો અવતાર;

૨

દિવ્ય–માર્ગી અમે છઇએ,
સ્વર્ગીય સુખ ન્હાનાર;
નહીં જગ–જાળમાં અમે ફસનાર—એવો૦

૩

જ્ઞાન-પ્યાસી અમે છઇએ,
નહીં કદી જ્ઞાન-મસ્ત થનાર;
સદા અમે અભ્યાસી રહેનાર—એવો૦

૪

પ્રભુ-પ્રેમના અમે ભૂખ્યા છઇએ,
દિવ્ય પ્રેમ-રસ પીનાર;
નહીં જગ-રાગથી અમે રીઝનાર—એવો૦

૫

ઉચ્ચ ગિરીપર વાસજ કરવા,
ઉચ્ચ ઉચ્ચ ચઢનાર;
નહીં અમે નીચે પડી રહેનાર—એવો૦

૬

નહીં માન ચાન અમને જોઇએ,
અમે વિત્તને નહીં ઇચ્છનાર,
કરીએ અમે વિદ્યાતણા વિચાર—એવો૦

૭

વિત્ત કદી જો દીધું ઇશ્વરે,
ન તેથી ગર્વ અમે કરનાર;
પણ તે દાન-માર્ગે દેનાર—એવો૦

૮

પરકષ્ટ કાપી, સુખ બહુ લહીએ,
એ ધર્મ અમે ધરનાર;
નહીં અમે સ્વારથમાં સડનાર—એવો૦

૯

દુઃખ કંટક કાપીને સર્વે,
વિકટ પથે અમે પડનાર;
નહીં અમે વિપત્તિથી ડરનાર—એવો૦

૧૦

(આવી) પ્રભુ પ્રસાદી મધુરી ચાખી,
અમે આનંદમય રહેનાર;
અન્યને તે આનંદ દેનાર—એવો૦

મુંબઇ. મણિભદ્ર.

# " મધુકરને વિનંતિ. "

ગુંજારવ ક્યમ કરે,
　　　　મધુકર, ગુંજારવ ક્યમ કરે.
પદ્મિની તુજ સંગે કદિ ન વિહરે,—મધુકર—
પદ્મિની પૂંઠળ પૂંઠળ ભમે ભરમાયો જાણી કોમલતા,
કોમલાંગીનું અંગ કોમલ નવ હૃદય—વસ્તી કર્કશતા
પૂંઠ અવલંબનથી ઇચ્છયું નવસરે,—મધુકર—
ઉન્નત પદ્મિની પત્ર ચુંબી તવ પ્રિતિ પ્રદર્શ કરાવે,
વિકમ્પાવી પદ્મિની પ્રીતિ યાચના તારી જણાવે,
તુજ તરલ ચપલ વૃત્તિ વ્યર્થ સહુ હરે,—મધુકર—
પ્રભા પ્રભાકરની પેખી પદ્મિની ઉર પ્રફુલ્લાતું,
પ્રભાકર પ્રભા અસ્ત થતાં પદ્મિની ઉર નિમીલાતું,
પ્રેમી દ્વન્દો વિરહે ત્યમ વિરહ વ્યથા સંચરે,—મધુકર—
વિલસતી પદ્મિની વિશાલ સરજલ રવિ ઉદય થાતાં,
પ્રિય આલિંગન લેવા માટ પદ્મિની પત્ર વિકસાતાં,
પ્રિય રંજન સર સુરભિ સુવાસ પ્રસરે—મધુકર—
નતાંગી સમ રોમાંચિત પદ્મિની પ્રભાસ્નાને ભરપૂર,
કંઇ નવીન રંગ ભરી અંગ પદ્મિની રવિ સંગે ચકચૂર
તે તુજને ક્યમ ન્હાશે કાર્ય તુજ સરે—મધુકર—
નહિ ઉર જન્મી ઇચ્છા કદિ પદ્મિની પૂરે,—
　　　　　　　　મધુકર, ગુંજારવ ક્યમ કરે.

સુરત. હવાડીઆ ચકલો.　　　　　　લી. છોટુભાઈ દાજીભાઇ.

---

# સમુદ્રયાત્રા અને હીંદુશાસ્ત્રો.

આપણા સદ્દગત મહારાજા એડવર્ડના રાજ્યાભિષેક પ્રસંગે રા. મુળજી બારભાયા વિલાયત ગયા ત્યારથી પરદેશગમનના પ્રશ્નનું હીંદુ સમાજમાં પુષ્કળ આંદોલન થયું છે. હજી પણ સમસ્ત જ્ઞાતિ પાસે શ્રીમચ્છંકરાચાર્ય માધવતીર્થનો નિર્ણય સ્વીકાર્યો નથી. આ. મી. પદ્દણી જેવા પણ જ્ઞાતિની પંક્તિની બહાર રહ્યા છે. સામાન્ય જીજ્ઞાસુઓને, શાસ્ત્રોમાં પરદેશગમનને પાપ શા માટે ઠરાવ્યું છે તેની સમજ પડતી નથી અને તેને પાતક માન્યું હોય તોપણ તેનું પ્રાયશ્ચિત્ત, જ્યારે મહાપાતકો માટે છે તો એનું કેમ ન હોવું જોઇએ એમ તેઓ પૂછે છે. શાસ્ત્રીઓએ ઉભય વિરૂદ્ધ પક્ષોની તરફેણમાં તથા વિરૂદ્ધમાં સામસામા શાસ્ત્રાર્થો આપ્યા છે; પરંતુ તે ભાગ્યેજ

જોઈએ તેટલી સરલ વિદ્વત્તાયુક્ત અથવા નિષ્પક્ષ છે. પ્રાચીન શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્ત નથી અને અર્વાચીનમાં તે કેવી રીતે પ્રક્ષિપ્ત થયું તેનો ઐતિહાસિક દૃષ્ટિથી કોઈ શાસ્ત્રી નિર્ણય કરી શકયો નથી. આર્યધર્મ તથા આર્યદેશનાં એ ધનભાગ્ય છે કે, કાશીનાં અગરવાલવૈશ્યની જ્ઞાતિનાં ચૌધરી બાબુ બિશમ્ભરદાસે તેજ જ્ઞાતિના એક બીજા ચૌધરી બાબુ ગોબિન્દદાસને, બાબુ લખમીચંદ એમ. એ. નાં પરદેશગમનની ખટપટનાં સંબંધમાં ન્યાતબહાર મેલ્યો! બાબુ ગોબિન્દદાસે પોતાના નહિં પરંતુ પરદેશગમનના પ્રશ્નના તથા જ્ઞાતિના આપખુદ શેઠીઆઓની સત્તાની હદ ઠરાવવા, રૂ. ૧૧૦૦૦ ની નુકસાનીની ફરીયાદ પ્રતિવાદી બિશમ્ભરદાસ વિરૂદ્ધ માંડી. એ પણ ધન્યનીજ વાત બની કે આ મુકદમો કાશીના સબ-જજ, પ્રખ્યાત સંસ્કૃતજ્ઞ વિદ્વાન્ બાબુ શ્રીશચંદ્ર બસુ સન્મુખ આવ્યો. પરદેશગમનાર્થ પ્રાયશ્ચિત્ત છે કે નહિ અને છે તો તે કેવું અને શામાટે તથા જ્ઞાતિઓના રીતરીવાજની વિરૂદ્ધ પ્રાયશ્ચિત્ત છે કે નહિ એ પ્રશ્નો મુદ્દારૂપે તેમણે ઉઠાવ્યા. બન્ને પક્ષ તરફથી શાસ્ત્રીઓ સાહેદી આપવા આવ્યા! વાદીના પંડિતો સુધારક અથવા પરદેશગમનના વાદી તથા પ્રતિવાદીના પંડિતો સંરક્ષક અથવા પરદેશગમનના વિરોધી હતા. ચાર માસ સાક્ષીઓની તપાસ ચાલી. જજ પણ ધૈર્યની મૂર્તિ હતો, અને તેણે ૧૦૫ છાપેલાં પાનાનું જજમેંટ આપ્યું છે. સર્વે શાસ્ત્રીઓના મત મેળવી તે કયાં સુધી ખરા તથા ખોટા તેનો નિર્ણય તેણે પોતાના અદ્વિતીય જજમેંટમાં કર્યો છે. જજ એટલા વિદ્વાન્ છે કે મહામહોપાધ્યાય પં. શિવકુમાર શાસ્ત્રી જેવાની પણ તેમણે ભૂલો કાઢી બતાવી છે! શાસ્ત્રીઓએ પણ નહીં જોયલાં-જાણેલાં ગ્રંથોનાં પોતાના નિર્ણયની પુષ્ટિમાં તેમણે પ્રમાણો આપ્યાં છે. હાઇકોર્ટનો કોઇ જજ પણ આવા કેસમાં આટલો ઉંડો જઇ શકયો હોવા વિષે હમને શક છે. "જજ જન્મો તો શ્રીશચંદ્ર જેવાજ જન્મો એ ઉદ્ગાર એમનું અપ્રતીમ જજમેંટ વાંચ્યા પછી સહજ હોઠમાંથી નીકળી જાય છે. જજમેંટનો ગ્રંથ ગુજરાતીમાં ભષાંતર કરવા-યોગ્ય છે; હમે માત્ર મુખ્ય કરીને તેને આધારે સમુદ્રયાત્રા માટે પ્રાયશ્ચિત્તજ નથી એવું ભયંકર મહાપાતક તે કેવી રીતે ગણવામાં આવવા લાગ્યું તેનોજ ઇતિહાસ સારરૂપે તે ઘણી વિચિત્ર કથા હેવાથી આપીશું.

## સમુદ્રયાત્રા વિરૂદ્ધ શાસ્ત્રોમાં મૂલ એકજ ઉપપુરાણનો કથા શ્લોક છે!

સામાન્ય રીતે સંસ્કૃતની અજ્ઞાન પ્રજા ધારે છે કે સર્વે શાસ્ત્રોમાં સમુદ્રયાત્રાનો નિષેધ છે. વસ્તુતઃ તેનું યાવત્ પુરાણોમાં એકજ સ્થળે અને તે પણ એક ઉપપુરાણમાંજ ખંડન છે. એ સત્ય છે કે, અનેક અર્વાચીન ગ્રંથોમાં તથા મુખ્ય કરીને કમલાકરના **નિર્ણયસિંધુ** તથા રઘુનંદનના **ઉદ્વાહતત્ત્વમાં** પણ ખંડન છે. પરંતુ જે અર્વાચીન ગ્રંથોમાં એ ખંડન છે તે માત્ર ઉક્ત ઉપ-પુરાણનો સીધો ઉતારોજ છે. એ ખંડન બૃહન્નારદીય ઉપ-પુરાણમાં આ પ્રમાણે છેઃ—

> समुद्रयात्रास्वीकारः कमंडलुविधारणम् ।
> द्विजानामसवर्णासु कन्यासु पयमस्तथा ॥
> देवरेण सुतोत्पत्तिः मधुपर्के पशोर्वधः ।
> मांसदानं तथाश्राद्धे वानप्रस्थाश्रमस्तथा ॥

दत्ताक्षतायाः कन्यायाः पुनः दानं परस्य च ।
दीर्घकालं ब्रह्मचर्यं नरमेधस्वमेधकौ ॥
महाप्रस्थानगमनं गोमेधं च तथा मखम् ।
इमान्धर्मान्कलियुगे वर्ज्यान् आहुः मनीषिणः ॥

૧. સમુદ્રયાત્રાનો સ્વીકાર.
૨. કમંડલુનું ધારણ.
૩. દ્વિજોનો અસવર્ણ કન્યા સાથે લગ્ન.
૪. દેવરે (ભાઇની પત્ની વા વિધવાથી) પ્રજોત્પત્તિ કરવી (નિયોગ).
૫. (અતિથિના સત્કારાર્થ) મધુપર્કમાં પશુનો વધ કરવો.
૬. શ્રાદ્ધમાં માંસનું (ભોજનાર્થ) દાન કરવું.
૭. વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરવો.
૮. એકવાર દાન કરેલી કન્યાનો બીજી વાર વિવાહ કરવો.
૯. લાંબા કાળ સુધી બ્રહ્મચર્યનું પાલન.
૧૦–૧૨. મનુષ્ય, ઘોડો અથવા બળદનું બલીદાન,–તથા
૧૩. મહાપ્રસ્થાનગમન અર્થાત્ હિમાલયની અંતિમ યાત્રા કરવાનું વ્રત લેવું–

એ અગીયાર વાતો કલિયુગમાં વર્જ્ય છે એમ બુધ્ધિમાનોનું કહેવું છે.

## ગીતાને બદલે ઘેટું !!!

આમાં પ્રથમ વર્જ્ય વસ્તુ તે "સમુદ્ર યાત્રા સ્વીકાર" છે. તેનો અર્થ હાલના પંડિતો સમુદ્રનું ઉલ્લંઘન કરીને પરદેશ જવા સ્વીકારવું એવો કરે છે; પરંતુ તેજ મહા ભૂલ છે. સમુદ્રયાત્રા સ્વીકાર પોતેજ એક પ્રાયશ્ચિત્ત હતું. કૂર્મપુરાણના ૩૦ મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં લખ્યું છે કે, "જે મનુષ્યે સજ્ઞાન મનુષ્યહત્યા કરી હોય, તેણે અભોજનથી, અથવા "શિખર ઉપરથી પડીને અથવા અગ્નિજ્વાળામાં પ્રવેશીને, અથવા જળમાં ડુબી મરવું." આદિત્યપુરાણમાંથી પણ પોતાની પરાશર સ્મૃતિની ટિકામાં માધવાચાર્ય પણ એજ અર્થનો (૧૦મો અ., શ્લોક ૧૧મો) શ્લોક આપે છે. આ "સમુદ્રયાત્રાં સ્વીકાર"થી બ્રહ્મગર્ભના કથન પ્રમાણે न मनुष्य दुष्यति, તે હત્યારાની પાપનિવૃત્તિ થાય છે. આ પ્રમાણે સમુદ્રયાત્રાનો અર્થ સામાન્ય નહીં પણ પારિભાષિક–રૂઢ=technical (ટેકનીકલ) છે. જે હત્યારો મનુષ્ય ડુબી મરવાને માટે સમુદ્રની મધ્યમાં જાય છે તેને માટે અહીં સમુદ્રયાત્રા શબ્દ વાપર્યો છે. સામાન્ય અર્થ તો હાસ્યજનક, અસંભવિત છે. તેમ હોય તો તો, મુંબઇમાં પાલવા બંદરપર રોજ જ સર્વે મનુષ્યો આઠ આના આપીને બે ઘડી દિવાદાંડી સુધી સહેલગાહ કરી આવે છે તેઓ મહાપાતકી થયા; વળી ઉક્ત શ્લોકોમાં એ ૧૩ વર્જ્ય વસ્તુઓને ધર્મ કહી છે એ લક્ષમાં રાખતાં પણ સમુદ્રયાત્રાનો સામાન્ય અર્થ બેહુદો તથા અસંબદ્ધ સિદ્ધ થાય છે. ભર-દરીયે ડુબી મરવાનું પ્રાચીનકાલમાં નિયોગ પેઠે સાધારણ હતું. તેજ મનુષ્યહત્યાના મહાપાપનું સર્વોત્તમ નિવારણ મનાતું. કાલાંતરે એવું ભયંકર વ્રત અપ્રશસ્ત ગણાયું તેથીજ હત્ નારદી-પ્રકારે તે ધર્મને કલિમાં વર્જ્ય ગણ્યો. નહીં તો ધર્મ શબ્દ સમુદ્રયાત્રાને લાગુજ પડતો નથી.

આનંદ અથવા વિદ્યાપ્રાપ્તિના સ્વાર્થે સારૂ કોઇ સમુદ્રયાત્રા કરે તેને પુરાણકાર ધર્મ કહેજ નહીં. એ તો રોજનો સાંસારિક વ્યવહાર માત્ર છે. અન્ય દસ વર્ન્ય ધર્મો જોતાં પણ માલમ પડશે, કે પ્રાચીનકાલમાં તે ધર્મરૂપ ગણાતા, અધાર્મિક ગણાતા નહોતા, અને તે ધર્મસંબંધીજ છે. પણ સામાન્ય સમુદ્ર યાત્રા તો એક ગામથી બીજે ગામ માત્ર જવાની બાબત છે–સ્થળને બદલે જલ માર્ગે. એજ ભેદ ત્યાં ધર્મનો પ્રશ્નજ કયાં આવ્યો? નારદીમપુરાણમાં ઉક્ત શ્લોકો Repealing Act, જૂના કાયદા રદ કરવાના કાયદારૂપ માત્ર છે.

સામાન્ય સમુદ્રયાત્રાનો ઉક્ત ઉપપુરાણમાં નિષેધ નથી પણ તે મનુષ્યવધના એક પ્રકારના પ્રાયશ્ચિત્તરૂપમાંજ અર્થમાં વર્જીત કરવાનો સામાન્ય ઉપદેશ માત્ર છે. એ કાંઇ કપોલકલ્પના નથી. રઘુનાથકૃત "ઉદ્વાહતત્વ" નામક ગ્રંથની ટિકા આશરે ૧૦૦ વર્ષપર થઇ ગયલા પં. કાશીરામ વાચસ્પતિએ લખી છે. તેમના ઉપર સુધારાનો વા વાયો હોવાનો આક્ષેપ આણી શકાશે નહીં. એ ટિકા કલકત્તાની સંસ્કૃત કોલેજના પ્રોફેસર પં. હૃષિકેશ શાસ્ત્રીએ પ્રગટ કરી છે. તેમાં સ્વ. પં. કાશીરામ "સમુદ્રયાત્રા" ની ટિકામાં કહે છેઃ– **मरणमुद्दिश्य समुद्रयात्रा स्वीकारः** અર્થાત્ મરણ પામવાના ઉદ્દેશથી જે સમુદ્રની યાત્રા કરે છે તે. "મહાપ્રસ્થાનગમન" (૧૩ મો વર્જ્યધર્મ) નો અર્થ પં. કાશીરામ વાચસ્પતિ **मरणमुद्दिश्य हिमालयगमनम्** અર્થાત્ મરણ પામવા સારૂ હિમાલય જવું તે (તેના બરફમાં ઠરીને મરી જવું) એવો કરે છે.

નિર્ણયસિન્ધુ જેને કાશીના પંડિતો ધર્મક્રિયા પ્રાયશ્ચિત્તાદિના પ્રકરણમાં બહુ માન્ય કરે છે તેમાં "સમુદ્રયાત્રા સ્વીકાર" ને બદલે **समुद्रयातुःस्वीकार** શબ્દ છે. તેનો એવો અર્થ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે કે, સમુદ્રયાતૃનો સ્વીકાર કરવો એ કલિમાં વર્જ્ય છે. હવે નિર્ણયસિંધુકારે ત્રાને બદલે તૃ શબ્દ વાપર્યો છે તે તેનો અક્ષર દોષજ છે. નહોય તોપણ અર્થ ભેદ થતો નથી, **समुद्रयातृ**નો પણ રૂઢ અર્થ છે. જે બ્રહ્મહત્યારાએ ભરદરીયે ડુબી મરવા જવાનો સ્વીકાર કીધો છે, તેનું નામ સમુદ્રયાતૃ છે! અને તેવાં પ્રાયશ્ચિત્તનું વિધાન પણ પરાશર (અ. ૧૨–શ્લો. ૬૪) માં છેઃ—

" चतुर्विद्योपपन्ने तु विधिवत् ब्रह्मघातके
समुद्रसेतुगमनं प्रायश्चित्तम् विनिर्दिशेत् " ॥

અર્થઃ—ચારે વેદમાં વિદ્વાન્ એવા બ્રાહ્મણે બ્રહ્મઘાતક માટે "સમુદ્રસેતુ ગમન" નાં પ્રાયશ્ચિત્તનો નિર્દેષ (વિધાન) કરવો!

બૃહન્નારદીય ઉપપુરાણમાં સમુદ્રયાત્રા સ્વીકારને જે શ્લોકમાં વર્જ્ય કહ્યો છે તે શ્લોક પોતે યાજ્ઞવલ્કયની સ્મૃતિની ટિકા રૂપ છે! નારદીયના જે શ્લોકો હમે ઉપર આપ્યા છે તેની પૂર્વે તે ઉપપુરાણમાં જે શ્લોક છે તે આ પ્રમાણે છે.

**कर्मणा मनसा वाचा यत्नाद्य धर्मान्समाचरेत्!**
**अस्वर्ग्य लोकविद्विष्टं धर्म्यं अप्यचरेन्न तु ॥**

અર્થઃ—મનુષ્યે કર્મ થકી, મન થકી તથા વાચા થકી ધર્મોનું યત્નપૂર્વક આચરણ કરવું, પરંતુ જે ધર્મપૂર્વક હોય છતાં લોકોને મન તિરસ્કારયુક્ત હોય તે કરવું–શિવાય

કે તે કરવા વિના સ્વર્ગ પ્રાપ્તિ ન થતી હોય ( અર્થાત્ તે ' એટીકેટ ' ( સભ્યતા ) નો જ્યાં પ્રશ્ન હોય ત્યાંજ લોકાચારને માન આપવા સૂચવે છે ).

હવે આ શ્લોક યાજ્ઞવલ્ક્યસ્મૃતિના ૧ અધ્યાયનોજ ૧૫૬ મો શ્લોક છે! અને તે શબ્દશઃ નારદીય પુરાણમાં વર્જ્ય ધર્મોની ગણતરીની ઉપર લખ્યો છે. તેથી સિદ્ધ છે કે, નારદીય પુરાણકાર યાજ્ઞવલ્ક્યને અનુસરે છે. અને યાજ્ઞવલ્ક્યસ્મૃતિ જે પૌરાણિક પંડિતો મનુસ્મૃતિથી પણ કલિયુગ માટે વિશેષ માન્ય કરે છે તેમાં "સમુદ્રયાત્રા" ( સામાન્ય કે વિશેષ કોઈ પણ અર્થમાં ) નો કોઈ પણ યુગ માટે નિષેધ નથી! અને નારદીય પુરાણ પણ પોતાના કથન પ્રમાણે ક્યાં વર્તે છે? એજ પુરાણમાં અન્ય સ્થળે, કમંડલુ ધારણ, શ્રાદ્ધમાં માંસ તથા વાનપ્રસ્થાશ્રમનું વિધાન લખે છે!

## ચાંડાલ સાથે એક વર્ષના ભોજનથી ૧૭૫૨૦ દિનનો ઉપવાસ!

પરદેશગમન ન કરવું એવો તો કોઈપણ શાસ્ત્રનો આધારજ નથી! શાસ્ત્રોમાં માત્ર "સમુદ્રયાત્રા" નોજ વિરોધ કીધો છે, અને તેનું એ પ્રાયશ્ચિત લખ્યું નથી કારણ કે તે માત્ર એક ક્ષમ્ય દોષ હતો, માત્ર કલિમાંજ વર્જ્ય કરવાનો ઉપદેશ હતો. છતાં વર્જ્ય કરે તેને શિર માત્ર લોકાપવાદ રહેતો, પ્રાયશ્ચિત્ત કે બીજી કોઈ શિક્ષા નહોતી. છતાં, સમયાંતરે જેને માટે પ્રાયશ્ચિત્ત નહીં તેનો તો પંક્તિવ્યવહારજ કદાપિ પણ થઈ નહીં શકે એવી વિપરીત કલ્પના ઉઠાવવાની હિમ્મત કરવામાં આવી. સમુદ્રગમન માટે શા માટે પ્રાયશ્ચિત્તનું વિધાનજ નહીં તેનું કાંઈ કારણ શાસ્ત્રો કે પંડિતો પાસે નથી. પરંતુ કોર્ટમાં પંડિતોને સાક્ષી તરીકે બોલાવવામાં આવતાં તેઓએ કાંઈને કાંઈ કારણ આપવા વગર તો છૂટકોજ નહોતો. ઉક્ત મુકદમામાં અગરવાલ જ્ઞાતિના પ્રતિવાદી તરફથી, સંરક્ષકવિચારના શ્રેષ્ઠ ગણાતા પંડિત, મહામહોપાધ્યાય શિવકુમાર શાસ્ત્રીને બોલાવવામાં આવ્યા હતા. તેમણે, સમુદ્રગમન અપ્રાયશ્ચિતવ્ય હોવાનું એજ કારણ આપ્યું હતું કે મ્લેચ્છો સહભોજન પરદેશ ગંતાઓ કરે છે. પં. શિવકુમારે શૂલપાણિ નામક એક અર્વાચીન શાસ્ત્રકારના મતને આધારે એવી જુબાની આપી હતી કે, પરદેશગંતાએ મ્લેચ્છો સાથે ભોજન કરવાના ધાર્મિક અપરાધ માટે શાસ્ત્ર પ્રમાણે તેણે ૧૭,૫૨૦ દહાડા અપવાસ કરવો જોઈએ, અને માનુષી આયુષ્યમાં તે અસંભવિત હોવાથીજ અપરાધ અપ્રાયશ્ચિત્તવ્ય છે. એટલા દહાડા અપવાસ કરતાં પૂર્વે તો તે ક્યારનોયે મરી પરવારેલો હોવો જોઈએ. જો સહભોજનનોજ વાંધો શાસ્ત્રકારોને હતો તો તે કારણ સમુદ્રગમનનો પ્રતિબંધ કરતાં કેમ લખ્યું નહીં, તેમજ સ્થલ માર્ગના પરદેશગમનમાં પણ એ આપત્તિ તો તેટલીજ છે તેનો પ્રતિબંધ કેમ ન કીધો? તે વિષે શાસ્ત્રીઓ મૌન છે.

## જાણીજોઈને જમનારને પ્રાયશ્ચિત-પ્રાયશ્ચિતનો વર્ણોત્તર ભેદ

પ્રતિવાદીઓનો પક્ષ એ હતો કે પરદેશીઓ મ્લેચ્છો છે. પરંતુ મનુ પ્રમાણે તેઓ શૂદ્રોથી ઉતરતા નથી, કારણ કે તેઓ ભ્રષ્ટ દ્વિજો છે, એમ તે રાજર્ષિ કહે છે, અને મનુને શૂદ્રનું ભોજન લેવાનો વાંધો નથી. શૂલપાણિ બીજી રીતે સમ્મત હોવા છતાં પણ માટે વાંધો લેતો નથી! અને યાજ્ઞવલ્ક્યનું તે માટે ( અ. ૧-શ્લો. ૧૬૬ ) પ્રમાણ પણ

આપે છે. હવે યુરેપીયનો સાથેનાં સહભોજન માટે શૂલપાણિ જેવા પણ શું પ્રાયશ્ચિત્ત આપે છે? તે કહે છે કે અંગીરા ( સ્મૃતિ ) નું એવું વચન છે કેઃ—

अंत्यवसायिनं अन्नं अश्नियात् यः तु कामतः ।
स तु चांद्रायणं कुर्यात् तप्तकृच्छ्रं अथापि वा ॥

( પદ્ચ્છેદ હમે પાડ્યાં છે )

અર્થ—જેઓ અંત્યજ ( જેવી ) અતિ ઉતરતી કોમોનું **જાણીજોઇને** કિંચિત્ પણ ભોજન ખાય, તેઓએ ચાંદ્રાયણ અથવા તપ્તકૃચ્છ્ર ( નામક પ્રાયશ્ચિત ) કરવું. ( તે પછી લેખક કઇ ૭ જાતિ અંત્યવસયિન્ ( અંત્યજ ) છે તેની ટીપ આપે છે જેમાં વૈદિકો તથા માગધો-મગધ દેશના લોકો-પણ છે !

અંગિરાના આ શ્લોકપર શૂલપાણિ ટિકા કરે છે કે, **એકજવાર** એવું ભોજન કરનારે ચંદ્રાયણ કરવું કે જે ૮ ગાયના દાન બરોબર છે. ( આ બ્રાહ્મણ માટે છે-ક્ષત્રિય માટે ૦ાા, વૈશ્ય માટે ૦ા, તથા શૂદ્ર માટે ૦| બસ છે ). વળી, શૂલપાણિ કહે છે કે જે બ્રાહ્મણ **જાણીજોઇને** ૪૮ વાર ચાંડાલનું ખાય તે તો ૨૪ વર્ષ પર્યંત પ્રાયશ્ચિત કરે તોપણ અવ્યવહાર્ય તો રહેજ રહે છે. જો પ્રાયશ્ચિત ન કરે તો તે ચાંડાલજ થઇ જાય છે. હવે એટલા પ્રાયશ્ચિત્ત બદલ ૩૬૦ ગાયોનું દાન કરે તોપણ ચાલે. ક્ષત્રિયનો આત્મા બ્રાહ્મણથી ૦ાા હોવાથી તેણે માત્ર ૨૭૦ ગાયનું દાન કીધેથી તેનો અપરાધ ક્ષમા થાય છે અને વ્યવહાર્ય પણ થાય છે, તથા વૈશ્યે તો માત્ર ૧૮૦ ગાય આપી કે પત્યું. આ કારણથી કોઇ પણ શાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણ શિવાય બીજાને પ્રાયશ્ચિત્ત કરવા છતાં હમેશ જ્ઞાતિના વ્યવહારથી બહિષ્કૃત થઇ શકે નહીં. શૂલપાણિનો અર્થ ન સમજવાથીજ પં. શિવકુમારે પોતાની ગણતરીમાં ભૂલ કરી છે એમ જજ મી. બાસુ કહે છે અને ઉમેરે છે કે, એક દહાડો ચાંડાલસહ ભોજન કરવાથી જે અપવાસ કરવા પડે તેથી જેટલા દહાડા એવું ભોજન થાય તેટલા દહાડાને એક દિનના અપરાધ માટેના અપવાસની સંખ્યા સાથે ગુણવી એવી શાસ્ત્ર મર્યાદા નથી. પં. શિવકુમારે તેમાં પણ ગોથું ખાધું છે, અને તેથીજ ૧૭,૫૨૦ દિવસની ખોટી ગણતરી કરી છે. વિજ્ઞાનેશ્વર ( યાજ્ઞવલ્કય સ્મૃતિનો પ્રખ્યાત ટીકાકાર ) ચાલુ વેશ્યાગમન માટે સામટું પ્રાયશ્ચિત કેટલું તેનો નિર્ણય કરે છે, જે કોઇપણ ચાલુ પાપનાં પ્રાયશ્ચિત્તનાં હિસાબને પણ સરખી રીતે લાગુ પડે છે. લુગાક્ષીના કથનને આધારે વિજ્ઞાનેશ્વર કહે છે કે, પ્રથમના ૩૨ દિવસ માટે તો દરરોજના ગુના હિસાબે પ્રાયશ્ચિત્ત કરવું. તે પછી દર માસનાં પાપ માટે ૧ જ દિનનું પ્રાયશ્ચિત ઉમેરવું. ચાંડાલોના ઉચ્છિષ્ટ અન્નનાં ભોજન માટે પં. શિવકુમાર કહે છે કે, વિલાયતમાં રહેતો હીંદુ રોજ બે વાર જમે, અર્થાત બે વાર પાતક કરે છે. એક વારના પાપનિવારણ માટે ૪૮ અપવાસ કરવા તે કહે છે. તે ખરું હોય તોપણ એક માસ વિલાયતમાં રહેવા માટે ૩૦×૨૪=૭૨૦+ (ઉપલા) ૪૮=૭૬૮ દહાડા અપવાસ કરવો જોઇએ. હવે શૂલપાણિ પ્રમાણેજ, દર માસનાં પાપ માટે એકજ દિનનાં પાપના અપવાસ કરવાના હોવાથી ૭ વર્ષ વિલાયતમાં રહેનારે ૧૧૫૨ દહાડા અપવાસ કરવો જોઇએ, અને તે ન થાય તો હિસાબે ૧૯૨ ગોદાન આપવી જોઇએ. બ્રાહ્મણો ગાયની કિંમત હાલમાં રૂ. ૧| અને યજમાનોની શ્રદ્ધા ન હોય તો . માત્ર આઠ આઠ આનાજ-

આંક છે—તે હીસાબે માત્ર રૂ. ૯૬ નો આ પ્રકરણમાં ખર્ચ આવે છે—અર્થાત્ પ્રાયશ્ચિતની કિંમત રૂ. ૯૬ કઠિનમાં કઠિન અને કઠોરમાં કઠોર શાસ્ત્ર પ્રમાણે છે. મિતાક્ષરી ( યાજ્ઞવલ્ક્ય પરની ટિકા ) પ્રમાણે ઉક્ત ૧૧૫૨ દહાડા તથા ૧૯૨ ગોદાનનો હીસાબ ખરો છે. સ્વયં પ્રતિવાદીના પંડિત હરણચંદ્ર ચક્રવર્તીને તે સ્વીકારવું પડયું હતું. આ કારણથી ચાંડાલ ભોજન અથવા પરદેશ ગમન ( બેઉ પર્યાયવાચી થઇ ગયા છે ) કમમાં કમ વૈશ્ય માટે તો મહાપાતક નથી પણ ઉપપાતક છે. કારણ કે જન્મપર્યંત અવ્યવહાર્યતા તો મહાપાતકમાંજ હોઇ શકે છે.

આ શાસ્ત્રીય વિષય હોવાથી હમારા કેટલાક વાંચકોને તે શુષ્ક લાગશે, પરંતુ હમે તે બને તેટલો સરલ તથા રસિક કરવાને યથાશક્તિ પ્રયત્ન કર્યો છે તે વાંચકો જોઇ શકયા હશે. આ પરથી સિદ્ધ થાય છે કે અર્વાચીન શાસ્ત્રો પણ કેટલાક શાસ્ત્રોના અનભ્યાસી, સુધારકો ધારે છે તેટલાં દુષ્ટ નથી. એને તો કેટલાક સ્વાર્થી બ્રાહ્મણોએ તથા પ્રજાને આડાપાટા બંધાવનારા દોઇક છાપાવાળાઓએજ દુષ્ટરૂપ આપ્યું છે. શાસ્ત્રો જોતાં તેમાં કદાચ ભૂલ દેખાશે પરંતુ, અજ્ઞાન તેમજ સુધારક સમૂહ ધારે છે તે કરતાં તો તે વધારેજ સમજદાર, વ્યાજબી તથા તોડ કાઢનારા છે. ઉપરોક્ત વિષય હમારી એ માન્યતાને પુષ્ટ કરે છે.

---

## સંયુકત કુટુંબ કે વિભકત ?

### ( ૫ )

સંયુકત કુટુંબની પુષ્ટિમાં એક દલીલ એવી લાવવામાં આવે છે કે તેથી વસ્ત્ર ભોજનાદિમાં ખર્ચનો ઘણો ફાયદો થાય છે. આ દલીલ ઘણા ખરી માનીને કાન પકડે છે. પરંતુ હમને તેની સમજ પડતી નથી. શું સંયુકત કુટુંબની વ્યકિતઓ ઓછું ખાય છે અથવા ઓછું પહેરે છે કે જેથી ખર્ચ ઓછો થઇ શકે છે? સત્ય એ છે કે ખર્ચ ઓછો થાય છે એ માન્યતા એક ભ્રમણા કરતાં બીજું કશું વધારે નથી.

#### ઓછો ખર્ચ એ માત્ર દ્રષ્ટિ ભ્રમણા છે !

ખાલી મેદાનવાળી જગ્યા ઉપર ઘર બંધાય છે ત્યારે તે મોટી લાગે છે. નહીં તો ખુલી હોય ત્યારે નાની લાગે છે. ઘર બહારથી નાનું લાગે છે, અંદરથી મોટું લાગે છે. વસ્તુતઃ તે બન્ને નથી. નાનાં કે નથી મોટાં થતાં. ખાલી ઓરડો નાનો લાગે છે, ભરેલો ઓરડો મોટો લાગે છે. બે સમચોરસ આકૃતિમાં એક કાળી લીટીની અને બીજી ધોળી લીટીની કરો તો ધોળી આકૃતિ માપતાં બરોબર સરખી હોવા છતાં તે કાળાં સમચોરસ કરતાં આંખને નાની લાગશે. આ અને એવા બીજા અનેક ચક્ષુની ભ્રમણા (optical illusions) છે તેવીજ સંયુકત કુટુંબમાં ઓછો ખરચ લાગેછે એ માનસિક ભ્રમણા છે. એ ભ્રમણાનું કારણ એ છે કે સંયુકત કુટુંબોમાં માણસદીઠ ખરચ વિભકત કુટુંબ કરતાં કાંઇક ઓછો આવે છે. પરંતુ તેમાંથી સંયુકત કુટુંબની કશી કરામત નથી. તેમાં કાંઇ જાદુ

કે ચમત્કાર નથી. કોટમાં રહેનારાઓને માણસદીઠ ખરચ કામાટીપરામાં રહેનારા કરતાં બહુજ વધારે આવે છે, તેથી કામાટીપરામાં રહેવાનો ખરચ ઓછો થાય છે એ અનુમાન કરતાં ઉપલું અનુમાન વધારે વાજબી નથી. સંયુક્ત કુટુંબમાં એકંદર ખરચનો ઘણો મોટો આંકડો આવે છે. તેથી કાંઇ બધાજ ખરચની તે મોટી રકમનો ઉપભોગ કરે છે એવું કશું નથી. ઘરમાં આવતી દરેક ચીજ, ગમે તેટલી પુષ્કળ હોવા છતાં બધાને ભાગે વહેંચાઇ જતાં દરેકને ઘણો નાનો હીસ્સોજ મળે છે. અર્થાત્ સંયુક્ત કુટુંબીઓ વિભક્ત કુટુંબીઓ કરતાં–વ્યક્તિ વ્યક્તિએ–બહુ ઓછું સુખ ભોગવે છે. વીસ માણસના સંયુક્ત કુટુંબમાં રોજ સાંજના પાંચ શેર દુધ વપરાય અને વિભક્ત કુટુંબના ૨ માણસ રોજ સાંજે શેર દુધ લે તો પ્રથમ કુટુંબ વધુ જથ્થા છતાં તેના વ્યક્તિઓ ખરૂં જોતાં વિભક્ત કુટુંબના વ્યક્તિઓ છતાં બહુ ઓછું દુધ વાપરે છે, આવી આવી રીતેજ સંયુક્ત કુટુંબમાં કસર થાય છે. મોટું મોટું દેખાય પણ ભાગ પાડો તો કશો દમ ન મળે! સામાન્ય રીતે વિભક્ત કુટુંબવાળાઓ સુખ–સ્વાદ તથા આનંદ–આરામની વસ્તુઓ (luxuries) ઘણી વધારે વાપરે છે; હવે એતો સૌ કોઇ સ્વીકારશે કે ખરચ જરૂરી વસ્તુઓની ખરીદીમાં નહીં પણ બીજી ઓછી જરૂરી ચીજોની ખરીદીમાં પુષ્કળ વધી જાય છે. સંયુક્ત કુટુંબો ગમે તેવાં ધનાઢ્ય હોય તોપણ તેમાં બનતા સુધી ખાસ જરૂરી ચીજો સિવાય બીજી પાછળ ખર્ચ કરવામાં આવતો નથી એ પ્રસિદ્ધ છે. તેમને કોઇ કહેશે કે " ફલાણું લ્યો, " તો કહેશે કે ' હમને ગરીબને કેમ પાલવે? હમે કાંઇ એક નથી. ' બચરવાળ કુટુંબોમાં પણ માણસ દીઠ ઓછો ખરચ થાય છે તેનું કારણ એજ છે કે બચરવાળ કુટુંબો નિર્વાહ માટે જરૂરી સિવાયની ચીજોની ખરીદીજ બંધ કરી નાંખે છે. સંયુક્ત રહેતા કુટુંબમાં ખર્ચ ઓછો લાગવાનું બીજું કારણ એ છે કે, કુટુંબ તરફથી ઘણે ખરે સ્થળે માત્ર ખાવાપીવાનો તથા રહેવાનો ખર્ચ કરવામાં આવે છે. કપડા લત્તાંનો, તથા બીજો ખાનગી ખર્ચ દરેક ઉપ-કુટુંબ પોતપોતાની ખાનગી પુંજીમાંથી કરી લે છે. અને ઉપલક ખાનગી ખર્ચ સંયુક્ત ખર્ચમાં ન ગણાતો હોવાથી સરવાળો નાનો આવે તેમાં આશ્ચર્ય નથી. વિભક્ત કુટુંબમાં તેવો ભેદ રાખવાનું પ્રયોજન ન હોવાથી સામટો સરવાળો મંડાય. આથીજ ઓછો ખર્ચ હોવાની ભ્રમણા થાય છે ધનાઢ્યમાં ધનાઢ્ય સંયુક્ત કુટુંબના પુરૂષો સાધારણ સ્થિતિના વિભક્ત કુટુંબના પુરૂષો કરતાં વધારે સુખપૂર્વક રહેતા નથી. એક દ્રષ્ટાંત આપીશું. સંયુક્ત કુટુંબ કદાપિજ નાટક જોવા જશે. જાય કયાંથી? આર્યસ્ત્રીને હીસાબે એક તંબકે ૫૦ રૂપીઆની લાગે! વિભક્ત કુટુંબમાં બે કે ચાર આદમી હોય તો ૪-૫ રૂપીઆજ થાય તે ફેંકી દેતાં ખુશીથી જીવ ચાલે. આ પ્રમાણે કાંઇ ખરી કરકસર થતી નથી-ન ભોગવવાથીજ ઓછો ખર્ચ થાય છે. ફરકનું કારણ માત્ર 'Standard of living' હલકો કરી નાંખવાનું છે. બહુ તો તેલબત્તી અથવા ઠાકોરજીના નૈવેદ્યમાં જરા ફેર પડશે. તે સિવાય શામાં શું ઓછું ખપે કે શું સસ્તું મળે તે હમને તો અકલ્પ્યજ છે. જે સગા ભાઇઓએ વિભક્ત રહ્યા પછી એક ગામમાં બધાનો નોકરી ધંધો થતાં સંયુક્ત થયા છે પણ સુખ–સગવડ વિભક્ત હતા તે કરતાં ઓછી કરી નાંખી નથી. તેઓ પોતાનો અનુભવ કહે છે કે સાથે રહેવાથી સહેજ પણ ઓછો ખરચ થતો નથી. ઉલ્ટું કેટલાકનું તો એવું કહેવું થયું કે વધે છે!! તે એવી રીતે કે સામટા રહેવાથી વધુ ખર્ચ થાય તો તે કાંઇ

ખર્ચ કરનારને એકલાને ભોગવવોજ પડવાનો નથી. બચાવ કે કસર કરવાથી કાંઇ તે કરનારનેજ કાંઇ સઘળો લાભ મળતો નથી. જો ઘરમાં વડિલનો ધાક કે સત્તા સંપૂર્ણ નથી હોતી અને દરેક ભાઇ ભોજાઇને મરજીમાં આવે તેટલો ખર્ચ કરવાની સત્તા હોય છે તો તેઓ એવો લખલૂટ ખર્ચ કરે છે કે જેટલો તેઓ પોતે વિભક્ત હોય તો કવચિતજ કરે! ભાઇ કહેશે મારે એકલાને શું પડી છે? બાઇ કહેશે, કે મારે એકલીને શું પડી છે? એક કહેશે, એણે ખર્ચ કીધા તો મેં શાં પાપ કીધાં? એમ ચડસા ચડસી ઘરનો ખર્ચ દમ બાંધીને હદ કુદી જાય છે. ગમે તેટલો નકામો બગાડ થાય તેની પણ દરકાર થતી નથી. જો બાપદાદાનું મોટું ઘર હોય છે તો વિભક્ત થવાથી માત્ર ભાડાનો ફેર પડે છે. વળી રાચરચીલાં વગેરે માત્ર વાપરવાની કેટલીક જાયુકની ચીજોની જોડી સંયુક્ત કુટુંબોમાં જરૂર રહેતી નથી એટલો લાભ થાય છે. પરંતુ તેમ તેમાં અગવડ વધુ પડે છે. છાપું હોંચકો કોથ વગેરે એક વાપરતો હોય ત્યારે બીજો વાપરી શકે નહીં, જોઇતું હોય ત્યારે કોઇને ન મળે, એવી અનેક અગવડો બચાવના સાટામાં મળે છે. મરજી પડે ત્યારે એ જાયુકની ચીજો વાપરવાની મળશે એવી કશી ખાત્રી સંયુક્ત કુટુંબમાં હોતી નથી. તેથી એ ચીજોદ્વારા મળતું સુખ પણ જેટલા વ્યક્તિ તેટલા ભાગોમાં વિભક્ત થયલુંજ ગણવું જોઇએ. સરખે સરખું સુખ ભોગવો તથા ચીજો વાપરો તો એક હોદ્દોયું. પણ ઓછો ખરચ સંયુક્ત કુટુંબમાં થશે એમ કોઇ હીસાબ કરીને બતાવી આપશે તો હમે ઘણા ઉપકૃત થઇશું. માત્ર શરૂઆતનો ખર્ચ બેશક કરવો પડે છે. પણ ચાલુ ખર્ચ તો વ્યકિત દીઠ સરખો આવવોજ જોઇએ. ગણિત શાસ્ત્રથી તે સિદ્ધ છે.

અત્યાર સુધી તો વિભક્ત વ્યવસ્થામાં તથા સંયુકત વ્યવસ્થાના લાભ હાનિઓ બતાવનારાનેજ હમે જવાબ આપ્યો છે. હવે સંયુકત વ્યવસ્થાની જે હાનિ તે જવાબ આપવા દરમ્યાન હમે દર્શાવી છે તે ઉપરાંત બીજી હાનિઓ તથા વિભકત વ્યવસ્થાના લાભ બતાવવાનો પ્રસંગ આવેછે.

## સંયુકત વ્યવસ્થાની કેટલીક દેખીતી હાનિઓ.

પ્રથમ હાનિ એ કે, ગમે એટલો ખર્ચ કરો પણ કોઇનું ધાર્યું તો થતુંજ નથી. સાંસારિક અથવા ખાનગી સ્વતંત્રતા નષ્ટ થાય છે. દરેક વ્યકિત કાંઇ નહિ તો પોતાના ઘરનો રાજા હોવો જોઇએ. તેને બદલે તે અહીં ઘરનો ગુલામ હોય છે. પોતાની મરજીનો તો ઘરમાં કાંઇ પત્તોજ નથી હોતો! વારંવાર બધા એવું કરવામાં એકમત થાય છે કે જે એકની પણ મરજીનું નથી હોતું! કોઇની પણ ભાષામાં ઇશ્વર બોલે તો તેથી તે ભાષા બોલનારાનો પક્ષપાત કીધો એમ કહેવાય નહિ તે સારૂ તે, કોઇનેજ ન સમજ પડે એવી નવીજ ભાષા શોધી કાઢી તેમાં બોલ્યો એવી જે દંતકથા છે તેમ સંયુકત કુટુંબ વર્તે છે. વારંવાર ઘોડો ખાલી જાય અને બધા ચાલતા જાય તેમ બને છે. કોઇનું પેટ ભરાય અને સંતોષ થાય એટલી પુષ્કળ ને પુરતી ચીજો તો ખરીદાતીજ નથી. એ ખરચ વધી જશે! એક પણ ચીજ બધાને પહોંચે એટલા પુરતા જથામાં લાવતાં મોટી રકમ ઘુસી જાય તેથી તે લવાતીજ નથી. કેવલ ખાવાપીવાની ચીજો સંબંધી એમ નથી. બીજી અન્ય બાબતોમાં એમજ થાય છે.

જ્યાં સુધી બધાની અથવા લગભગ બધાની મરજી ન હોય ત્યાં સુધી મરજી મારી નાંખવી પડે છે; કારણ કે કોઇને ન પરવડતું થયું તો તે અસંતુષ્ટ થાય તથા કલહ કરે; કલહ ન કરે તો ડાચું તો જરૂર ચઢાવે, અને દર્શનથી અપશુકન કરાવ્યા કરે. સામાન્ય રીતે નિર્દોષ ઇચ્છાને

તૃપ્ત કરવી એ એક ધર્મ છે. તેથી ચિત્ત પ્રસન્ન થાય છે, અને તેથા શરીર તેમજ મનનું આરોગ્ય વૃધ્ધિ પામે છે. ખાસ કરીને બાળકોમાં વિવિધ ઇચ્છાઓ બહુ વિશેષ વારંવાર પ્રદિપ્ત થાય છે, અને તેમાં ઇશ્વરનો આશય છે. ઇચ્છા તૃપ્તિદ્વારા બાલકનાં મન તથા તનનો વિકાસ થાય છે, અને બાલ્યાવસ્થા વય વિકાસની ઋતુ છે. સંયુક્ત કુટુંબનું સૂત્ર ગમે તે ભોગે **સમાનતા** છે, તેથી એકની ઇચ્છા ત્યારેજ તૃપ્ત થાય કે જ્યારે બીજાની ઇચ્છા પણ તૃપ્ત કરવામાં આવે. એક બાલકને અમુક ફલજ આપવાનું અથવા અમુક રમકડુંજ રમવાનું મન થયું તેથી માત્ર કાંઇ તેના એકલાને માટે ખરીદી થઇ શકશે નહિં. ખરીદ કરો તો ઘરમાં જેટલા બાળકો હોય તે બધાને માટે એક એક ખરીદ કરવાંજ પડે અને તેટલામાં તો ગજા ઉપરાંતનો ખર્ચ થાય તે કયાંથી લાવવો? કોની પાસે માંગવો? એક બાળકની ઇચ્છા તૃપ્ત કરવા એવડી મોટી રકમ ખરચી નાંખવી વાજબી નથી! વગેરે વિચારોથી માતા બાળક પુત્રની ઇચ્છાને તૃપ્ત કરવાને બદલે તે ગુંગળાવીજ નાખે છે. એમ દરરોજ દરેક વ્યક્તિના સંબંધમાં અનેક પ્રકારે અનેક વખત બને છે. કુદરતી લાગણીઓ ( emotions ) નું ખુન કરવાની કસરતશાળા રૂપ સંયુક્ત કુટુંબ છે. આ દ્રષ્ટાંત કેટલાકને બહુ તુચ્છ લાગશે પરંતુ તે નિયમ દર્શાવતું હોવાથી ઘણું ઉપયોગી છે.

## સંયુક્ત વ્યવસ્થામાં કુદરત વિરૂદ્ધ વ્યવસ્થા.

સંયુક્ત કુટુંબમાં દરેકજણે પોતાનું કામ પોતે કરવાને બદલે, દરેક જણ બીજાનું કામ કરે છે. એક બીજા ઉપર ઉપકાર કરવામાં એક બીજાને રીઝવવા અને બનાવ ન હોય તો એક બીજાની લાગણી દુઃખવવાની ક્રિયા કુદરતમાં સંયોગની અને નહીં તો વિયોગની ( decomposition ) રાસાયણિક ક્રિયા નિરંતર ચાલતી હોય છે તેમ ચાલે છે. પોતાનું કામ તો પોતાની મેળેજ સૌથી સારી રીતે સૌથી ઓછી શક્તિના વ્યયમાં કરી શકાય, કારણ કે પોતાના હૃદયની હાજતો પોતા જેવી બરોબર બીજું કોઇ સમજી શકતું નથી અને તે વિના તે જોઇએ તેવી તૃપ્ત કરી શકાતી નથી. તમારા ઘરનું બધું કામ પડોશી કરે અને પડોશીનું કામ તમે કરો તો મઝા જોઇ લ્યો. છતાં સંયુક્ત કુટુંબમાં માત્ર વધારે નાના પાયા ઉપર,–એટલો ફેર–બીજું શું થાય છે? દરેક બીજાની ફિકર રાખે છે, અને બીજાઓ પોતાની ફિકર રાખે છે. ૨૫ માણસના કુટુંબમાં એક છોકરૂં માંદુ પડયું તો બધાને તેની ફિકર–તેને લીધે બધા જતા આવતા અટકી જાય, અને જો માંદુંજ ન હોય તેમ વર્તે તો છોકરાંની માતાને લાગે કે, મારાં માંદાં છોકરાં માટે લાગણીજ નથી. યા તો કોઇજ દરકાર ન કરે અથવા બધાજ કરે. એમ બે વાનાં બની શકે છે. મધ્યમતા તો રહી શકતીજ નથી. જે થાય તે યાતો બીલકુલજ નહીં યા હદ બહાર થાય. દરેક જણ પરતંત્ર રહે છે, અને તેથી કાંઇ બીજા તેઓને પરવશ છે એમ નથી. પરસ્પર પરતંત્ર હોવાની વિચિત્ર સ્થિતિમાં તેઓ છે. નાનાં શહેરોમાં રખડતાં બકરાંઓને કે ગાયોને મ્યુનીસીપેલીટી પકડીને એકજ દોરડાના જુદા જુદા ફાંસામાં તેમની ડોક બાંધીને પછી કેમ છુટાં મુકી દે છે? તે બકરાંઓની જેવી પરસ્પર પરતંત્ર સ્થિતિ થાય છે તેવી સંયુક્ત કોટુંબિકોની થાય છે! બધાને સામટાંજ હારદોર સરખાં ચાલવુંજ પડે છે, જો એક અગાડી પછાડી થયું તો બીજા બધા હેરાન થાય છે. કોઇથી નહીં ઝડપથી ચલાય નહીં ધીમે ચલાય, ધીમે ચાલે તો ઘસડાવું પડે, અથવા બીજાને ધીમા થવું પડે, આમ એકજ

સંયુક્ત દોરડાનાં વ્યક્તિ જેટલાં ગળાપુર ફાંસા સંયુક્ત કુટુંબમાં કરેલા હોય છે. કોઇથી મરજી પ્રમાણે, તબીયત પ્રમાણે ચલાવુંજ નથી. દરેક પોતાની મરજી પ્રમાણે નહીં પણ બધાની મરજીનો સરવાળો કરીને પછી તેનો વ્યક્તિની સંખ્યાથી ભાગાકાર કરવામાં આવે અને જે સરેરાસ ( Average ) નીકળે તે મરજી, પોતાને-સ્વમનોત્પન્ન મરજી એમ જાણે વ્યભિચારોત્પન્ન હોય તેમ તેને નાવારસ ને ગેર કાયદેસરની ઠરાવીને-દત્તક કરવી પડે છે ! એવા કાંઇક એલ રોજ પ્રભાતથી તે શયનપર્યંત થાય છે.

એકની ઉપાધિ બધાને એટલી નડે છે કે, થોડાકજ દહાડા નિરૂપાધિની નિરાંત તો હોય છે. ઘેર ગયા તો કોઇને છોકરૂં કાંઇ નહીં તો રડતુંજ હશે, કામીજી કે અટકાયત. માટે ઘરની કોર્ટમાં કોઇને કોઇ લડતુંજ હતુંજ હશે. એકાદ કેસ તો ખરોજ, હોહા, ને ગરબડ સરબડથી ઘર ગાજેલું ને ગાજેલું ને જાગતું ને જાગતુંજ. જ્યાં જુવો ત્યાં ટાળું ને ટાળું, અને નહીંતો કશું નહીં, ૧ નહીં તો ૨૧ પણ નહીં અને ૧ તો ૨૧ જ, પછી વીસને કરી લેવાદેવા પણ કેમ ન હોય? આવી નિરર્થક પરિસ્થિતિ શું કોઇ પણ રીતે ઇષ્ટ છે?

---

હીંદુસ્તાનના સૌથી પ્રખ્યાત લેખક

## બાબુ રવીન્દ્રનાથ ઠાકુર.

( લખનાર, રા. મગનલાલ મા. ઝવેરી—મુંબઇ )

આ મહાપુરૂષ હીંદુસ્તાનમાં એક અદ્વિતીય સ્થાનને પ્રાપ્ત છે. એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથને, આદિ બ્રહ્મોસમાજના સ્થાપક તથા ચાલક તરીકે અને રાજા રામમોહનરાયના મિત્ર તરીકે કોણ નથી ઓળખતું ? પ્રથમજ "કાળા પાણી" ઓળંગીને યુરોપ જનાર એમના પિતામહ દ્વારકાનાથ ટેગોર પણ બહુ ઓછા પ્રસિદ્ધ નથી. ૧૮૩૦ માં યુરોપમાં ફ્રેંચ મહારાજા લુઇ ફીલીપ જેવા જ્યારે એને પોતા સાથે સહભોજન કરવા આમંત્રણ કરે ત્યારે તે જેવા તેવા પુરૂષ નજ ગણાય. આશરે ૩૦૦ વર્ષની વાતપર ઢાકાના નવાબને ઘેર દ્વારકાનાથના પૂર્વજ બીજા હીંદુઓ સાથે ગયા હતા. ત્યાં તેમને મુસલમાની રસોઇની વાસ માત્ર આવવાથી તે સઘળાને પતિત ઠરાવી જ્ઞાતિબહિષ્કૃત કરવામાં આવ્યા ! આથી બીજા તો, કોઇપણ સમાજ ( સોસાઇટી ) માં રહેવુંજ જોઇએ એમ ધારીને મુસલમાન થઇ ગયા, પણ રવીન્દ્રના પૂર્વજ જ્ઞાતિબહાર છતાં હીંદુ રહ્યા, તેના વંશજોએ પણ દ્રઢતા રાખી. અંતે અંગ્રેજી રાજ્ય તથા વિદ્યાના ચંદ્રમાનાં કીરણ અંધકારભૂત બંગમાં પ્રગટયાં, બ્રહ્મોસમાજની સ્થાપના થઇ અને તેમાં રવીન્દ્રના પિતા તથા પિતામહ જોડાયા. જો એટલું ધૈર્ય ન રાખ્યું હતે અને હીંદુ સમાજે પોતાનો તિરસ્કાર કરવાને લીધે પરધર્મનો સ્વીકાર કર્યો હતે, તો રવીન્દ્રબાબુ આજે રવીન્દ્ર નહતે ! તેઓ કાલીદાસના શાર્દૂલવિક્રિડિતને બદલે હાફીઝની બેતો અને ગઝલો ગાતા હતે ! પરમાત્માની દયાથી તેઓ આજે આદિ બ્રહ્મોસમાજ જે વેદને પવિત્ર માને છે, યજ્ઞોપવીત શાસ્ત્રીય ગણે છે તેના નેતા છે અને સમસ્ત હીંદુ ધર્મને તેમણે પોતાના લેખોથી ચેતન બનાવ્યો છે.

## રવીન્દ્રની બહુશ્રુતતા અને વિવિધ લેખશક્તિ.

કવિવર રવીન્દ્ર બંગાલના એક સુપ્રસિદ્ધ પુરૂષ છે, એટલુંજ નહિં પણ બંગાળના સાહિત્યના એક દેદિપ્યમાન રત્ન છે. બંગાલમાં એવું કોઇ પણ ઘર હશે, નહિ કે જ્યાં એમનાં કાવ્ય અને નિબંધ, ઉપન્યાસ અને નાટક, આખ્યાયિકા અને ગાયન, ગાવામાં કે વાંચવામાં નહિં આવતાં હોય. એમણે પોતાની લેખનીનાં બળથી સુશિક્ષિત બંગાળીઓના વિચારોમાં બહુજ પરિવર્તન કરી દીધું છે. એમ કહીએ તો ચાલે કે એમની કલમ બંગાલીઓને જેમ નચવે તેમ તેઓ નાચે છે! એથીજ એ હાલના જમાનામાં બંગભાષાના અને સર્વસ્વીકૃત રીતે સર્વોત્તમ એક અદ્વિતીય લેખક મનાય છે.

એમની વર્ષગાંઠનો ઉત્સવ બંગાલની સમસ્ત પ્રજા તરફથી ગયા વર્ષની તા. ૨૮ મી જાનેવારીને દિને ઉજવવામાં આવ્યો હતો. એમનું સન્માન કરવા બંગીય સાહિત્ય પરિષદ્‌ની તરફથી કલકત્તાના ટાઉનહોલમાં એક મોટી સભા ભરવામાં આવી હતી, જેમાં કેવલ સાહિત્યસેવી લોકોજ નહિ, પરંતુ બંગાલના મોટા મોટા રાજા મહારાજાઓ, ધનાઢ્ય, ધર્મનિષ્ઠ, વિદ્વાન, વિજ્ઞાનવેત્તા, દાર્શનિક, કવિ, પંડિત, ચિત્રકાર, શિલ્પકાર, અધ્યાપક, વિદ્યાર્થી, બાલક, વૃદ્ધ, વનિતા અને યુવાન બધી કોટિ, કક્ષા અને શ્રેણીના પ્રતિનિધિ લોક રવિન્દ્રની જન્મગાંઠ ઉજવવા ઉપસ્થિત થયા હતા!

રવિન્દ્રબાબુનો જન્મ સને ૧૮૬૦ માં થયો હતો. પ્રખ્યાત બાબુ દ્વારકાનાથ ઠાકુરના પૌત્ર અને સુપ્રસિદ્ધ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનો પુત્ર છે તે હમે ઉપર કહી ગયા છીએ. એમનો વંશ વિદ્વત્તાને વાસ્તે ચીરકાલથી પ્રસિદ્ધ છે. આજ વંશમાં કેટલાએ ધાર્મિક, દાર્શનિક, સાહિત્યસેવી, અને શિલ્પકાર પુરૂષોએ જન્મ લઇ બંગ દેશનું મુખ ઉજ્જ્વલ કર્યું છે.

### બાલ્યાવસ્થા—" બંગદેશનું બુલબુલ. "

રવીન્દ્રબાબુ માતૃસ્નેહથી વઞ્ચિત રહ્યા છે. બચપણમાંથીજ એમની માતાનો દેહાન્ત થઇ ગયો હતો. પિતા—મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરેજ એમનું પાલનપોષણ કર્યું હતું. રવીન્દ્રબાબુએ કોઈ કૉલેજમાં શિક્ષણ મેળવ્યું નથી. સ્કૂલની સાધારણ શિક્ષા પ્રાપ્ત કરી એમણે ભણવું છોડી દીધું. ઘેર એમને જે શિક્ષા મળી, અને એમના પિતાએ એમનાં હૃદય ક્ષેત્રપર જે બુદ્ધિવિકાસક બીજનું રોપણ કર્યું, તેના પ્રતાપેજ રવીન્દ્ર બાબુ ધીમે ધીમે શું ના શું બની ગયા! બચપણમાંથીજ તેઓ પોતાની કુશાગ્રબુદ્ધિનો પરિચય, " પુત્રનાં લક્ષણ પારણેથી જણાય ' ના ન્યાયે, આપવા લાગ્યા હતા. પૂરા સોળ વર્ષનાયે નહોતા તે સમયથીજ એમણે ગદ્ય અને પદ્ય રચવા માંડયાં અને પિતાને બહુધા પારમાર્થિક ગીત સંભળાવી એટલા પ્રસન્ન કર્યા કે " બંગદેશનું બુલબુલ " એવી ઉપાધિ એમને પોતાના પિતાજીની યુનિવર્સીટી તરફથી મળી!

જેમ જેમ એમની ઉમર વધતી ગઇ તેમ તેમ એમના વિશેષગુણો પણ બ્હાર આવવા લાગ્યા. બંગાલ સાહિત્યના જે વિભાગમાં એમણે હાથ નાંખ્યો તે બધામાં સાફલ્ય પ્રાપ્ત થયું. રવીન્દ્રબાબુ માનવજાતિના ભિન્ન ભિન્ન ભાવોને શબ્દચિત્રથી દોરવામાં બહુજ કુશલ છે. એમની લખવાની શૈલીમાં કંઇક એવો જાદુ છે કે તે જેમ ચાહે તેમ વાંચકની રૂચિ ફેરવી દે છે!

એમના લેખોમાં આધ્યાત્મિકતા પણ રહેલી છે અને એ કારણે બંગાલનાં આધ્યાત્મિક જીવનમાં બહુ મોટો ફેરફાર થઇ ગયો છે. નાની આખ્યાયિકાઓ લખવામાં તો એમનો કોઇ હરીફજ નથી! 'ભારતી,' 'બાલક,' 'સાધના,' અને 'બંગદર્શન' નામનાં ચાર બંગાલી માસિકોનું સંપાદન પણ એમણે બહુ કાલ સુધી કર્યું છે.

રવીન્દ્રબાબુ કેવળ લેખકજ નહિ કિન્તુ એક બહુ મોટા અભિનેતા પણ છે. એમનો સુર બહુ મીઠો તો નથી પણ ગાયનકળાના પૂર્ણ જ્ઞાતા છે. એમણે અનેક ગીત બનાવ્યાં છે. તે ગીત ગાવામાં એ નવા નવા સુરોનો પ્રયોગ કરે છે. કદી કદી તહેવારો અને બ્રહ્મોસમાજના ઉત્સવોપર સર્વસાધારણ સમક્ષ પણ એ ગાય છે.

રવીન્દ્ર વકતા પણ બહુ સારા છે. એમની વકતૃતા બહુજ હૃદયહારિણી થાય છે. ઘણું ખરૂં એ લખી લાવીને સંભળાવે છે. એમનો વાંચવાનો ઢંગ એટલો ઉત્તમ છે કે લોક તેમાં લીન થાય છે. જ્યારે એમનું ભાષણ યા ગાયન સર્વસાધારણમાં હોયછે ત્યારે બેહદ ભીડ થાયછે.

રવીન્દ્રબાબુ બહુ સ્વદેશભક્ત છે. એમણે સ્વદેશભક્તિપર અનેક કવિતાઓ લખી છે. ભાતૃભૂમિના એ ચુસ્ત આરાધક છે, અને સ્વદેશ પ્રેમથી એમનું હૃદય પરિપૂર્ણ છે. પરંતુ ખૂબી તો એ છે કે એમના લેખો અને કવિતાઓમાં ખંડનતત્ત્વ–બૉયકૉટતત્ત્વ–બીલકુલ હોતું નથી—નિજ દેશભક્તિમાં સંકીર્ણતા અને વિદેશ તથા વિદેશિઓ પ્રતિ દ્વેષ નામ માત્ર પણ હોતો નથી. એ રાજનીતિજ્ઞ પણ છે. પરંતુ એમની રાજનીતિજ્ઞતા મોંઢાના વાદમાંજ નથી સમાપ્ત થઇ જતી. ચરિત્રનિર્માણથી એમની રાજનીતિનો બહુ સંબંધ છે.

રવીન્દ્રબાબુ નથી બી. એ. નથી એમ. એ.! એમને કોઇ યુનિવર્સીટીમાંથી કોઇ ડીગ્રી મળી નથી; પરંતુ એ એટલા અધ્યયનશીલ છે કે પ્રસિદ્ધ પ્રસિદ્ધ ભાષાઓની નામીચી ચોપડીઓમાં ભાગ્યેજ કોઇ એવી હશે કે જેથી એ પરિચિત નહીં હોય! કેવલ જ્ઞાનવૃદ્ધિને સારૂજ એમણે માત્ર ભારતમાંજ નહીં કિન્તુ યુરોપમાં પણ ભ્રમણ કર્યું છે. લંડનમાં એમણે કેટલોક સમય સુધી અંગ્રેજી સાહિત્યની શિક્ષા પણ પ્રાપ્ત કરી છે!

## શાંતિનિકેતન, અને બ્રહ્મચર્યાશ્રમ.

કલકત્તાની પાસે બોલપુર નામનું ગામ છે ત્યાં રવીંદ્રબાબુનું એક '**શાંતિનિકેતન**' છે. તેમાં એમણે એક **બ્રહ્મચર્યાશ્રમ** ખોલ્યું છે. ત્યાં વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકોની સાથે રહી, બ્રહ્મચર્યનું પાલન કરતાં, ઉપયોગી શિક્ષા પ્રાપ્ત કરે છે. એ તો **ગુરૂકુળ જ** છે. પ્રખ્યાત અમેરીકન વેદાંતી–સંન્યાસી શ્રી. બાયરન એચ. ફેલ્પ્સ બી. એ., એલ એલ. બી. એ આ સંસ્થાની ખાસ મુલાકાત થોડા સમયપર લીધી હતી અને તેની વ્યવસ્થાથી ઘણા પ્રસન્ન થયા હતા.

સાહિત્ય સેવીઓમાં ઘણું ખરૂં પરસ્પરની પ્રીતિનો અભાવ જણાય છે. એને દૂર કરવાની ચેષ્ટા સાહિત્ય પરિષદમાં કરવામાં આવે છે. એ વિષયમાં રવીન્દ્રબાબુએ પોતાના એક લેખમાં પોતાનો અભિપ્રાય નીચે મુજબ આપ્યો છે:—

" એમાં સંદેહ નથી કે સાધારણતઃ મનુષ્યોમાં પારસ્પરિક પ્રીતિનું હોવું કલ્યાણકારી છે. સાહિત્યસેવીયોમાં પણ કદી પ્રીતિબંધન મજબુત હોય તો બહુ સારૂં. પરંતુ સાહિત્યસે-

વીપોમાં પ્રીતિવિસ્તારથી કોઇ વિશેષ ફલની પ્રાપ્તિ થઇ શકે એમ માનવાને હું તૈયાર નથી. વ્યવસાયની દૃષ્ટિથી પ્રત્યેક સાહિત્યસેવી સ્વતંત્ર છે. તેઓ પરસ્પર પરામર્શ કરી, સમ્મિલિત ભાવથી, પોતપોતાનું કાર્ય કરતા નથી. ( કારણ કે તેઓ કાંઇ કોઇ જૉઇન્ટ સ્ટોક કંપનીના મેંબર નથી ! ) પ્રત્યેક લેખક પોતપોતાની પ્રણાલીનું અનુસરણ કરી પોતપોતાની વિદ્યાબુદ્ધિ અનુસાર સરસ્વતીની સેવા કરે છે. **જે લોક દશ આદમીને બતાવેલે રસ્તે જઈ, નિશ્ચિત નિયમો અનુસાર કામ કરવા ચાહે છે તેમને સરસ્વતી કદી અમૃત-ફલ આપવાની કૃપા કરતી નથી. સાહિત્યમાં સાંપ્રદાયિકતા ઇષ્ટકર નથી.** ” રવીન્દ્ર બાબુનો ઉપદેશ ગુર્જર સાક્ષરો માન્ય રાખશે તો માત્ર ‘ હેમતું ’ કે ‘ એમતું ’ ‘ જ્યારે ’ કે ‘ જ્હારે ’ વગેરેના પ્રમાણમાં નિરર્થક ઝગડાઓમાં પડવા કરતાં કંઇક વધુ સંગીન અને વ્યાવહારિક કાર્ય કરી શકશે.

રવીન્દ્ર બાબુ આગળ ચાલતાં જણાવે છેઃ—

“ જે સાહિત્યસેવી આ મુજબ એકાધિપત્યદ્વારા પરિવેષ્ઠિત છે, તેમાં કદી કદી પારસ્પરિક પરિચય અને પ્રીતિ નથી જણાતી; કદી કદી તો તેમનામાં ઇર્ષ્યા અને કલહની સંભાવના પણ થઇ જાય છે ! એક ધંધાવાળાઓમાંની ચડસાચડસીનો ભવ દૂર કરવો અશક્ય છે. મનુષ્ય સ્વભાવમાં બહુ સંકીર્ણતા અને વિરૂપતા છે, તેનું સંશોધન કરવું, પ્રત્યેક મનુષ્યની પોતાની આંતરિક ચેષ્ટાનું કામ છે; કોઇ કૃત્રિમ પ્રણાલીથી તેનો પ્રતિકાર નથી થઇ શકતો. જો આ પ્રકારના પ્રતિકારનો સંભવ હોત તો, આ સમયે, આ વિષયમાં જે ઉદ્વેગ કરી રહ્યા છીએ તેની બહુ પહેલાંજ સત્યયુગનો આવિર્ભાવ થઇ ગયો હોત । ”

રવીન્દ્ર બાબુએ ગદ્યપદ્યાત્મક એક નહીં, બે નહીં,—એક, બે ડઝન નહીં,—સેંકડો પુસ્તકો બંગભાષામાં લખ્યાં છે ! અંગ્રેજી લખી શકે તેવા હોવા છતાં પણ એ તે ભાષમાં પોતાના વિચારો પ્રકટ કરતા નથી એટલે સુધી કે જે લોક પોતાના દેશભાઇઓ અને આત્મીજનો સાથે અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરે છે તેમનાં તે કામને રવીન્દ્ર બાબુ લજ્જાજનક અને ગર્હિત માને છે.

રવીન્દ્ર બાબુ એક મહાન્ પુરૂષ છે. સરસ્વતીનીજ આરાધનાથી એમણે મહાનન્દ પ્રાપ્ત કર્યું છે. ગત જાનેવારીમાં બંગાલે જે એમનું સન્માન કર્યું અને હાથીદાંતના પત્રપર કોતરેલાં અભિનન્દન પત્ર, રજત અર્ધ્ય-પાત્ર, સોનાનું એક કમલ અને એક માલાદિ જે ચીજો એમને ભેટ કરી તે સન્માન અને ભેટ યથાર્થ રીતે રવીન્દ્ર બાબુની નહિ કિન્તુ સરસ્વતી દેવીની હતી.

ધન્ય છે તે દેશ અને તે જાતિ કે જે પોતાના સાહિત્યસેવીઓનો આદર કરી ભગવતી સરસ્વતીની ઉપાસના કરે છે, અને ધન્ય છે તે મહાન પુરૂષને કે જે સરસ્વતી મન્દિરનો પુજારી હોવાને કારણે પોતાના દેશ અને જાતિવાળાથી સમ્માનિત થયો છે.

ગુર્જર ભાષામાં આવા અર્ધ—અરે, પા—રવીન્દ્ર પણ હસ્તિ ધરાવતા ક્યારે થશે ? ગુર્જરી ! કર ઉત્પન્ન !

## રવીન્દ્ર બાબુ ફરીથી ઇંગ્લંડમાં.

રવીન્દ્રનાથ ફરીથી ગયા વર્ષમાં ઇંગ્લંડની યાત્રાએ સીધાવ્યા હતા. એમને પરદેશગમનનો

પ્રતિબંધ તો હતોજ નહીં કારણ કે તેઓ બ્રહ્મો છે. કલકત્તાની બ્રહ્મોસમાજના ગૃહસ્થો હીંદુ જ્ઞાતિબંધનથી મુક્ત છે. ઇંગ્લંડમાં તેમને અપૂર્વ માન મળ્યું હતું. રોસનશ્ટીન જેવા પ્રખ્યાત અંગ્રેજ ચિત્રકારે તેનાં ચિત્ર ખાસ પાડયાં હતાં અને તે તેમનોજ એક અભ્યાગત (પરોણો) હતો. રવીન્દ્ર વિલાયતમાં ઝાઝું લંડનમાં રહ્યા નહોતા, પરંતુ "દેશ" ( Country ) ના નિશ્ચિંત નિરૂપાધિ એકાંતમાંજ કુદરત સાથેના નિકટ સમાગમમાં રહ્યા હતા. તેમની નાની નાની બંગાળી કવિતાઓમાં એટલો અદ્ભુત નૈસર્ગિક રસ છે કે તે અંગ્રેજી જેવી સર્વોત્કૃષ્ટ કવિતાઓથી ભરપૂર સાહિત્યમાં પણ વૃદ્ધિ કરે એવી ધારણા માં આવી હતી તેથી રવીન્દ્રે પોતે મિત્રના આગ્રહને માન આપી પોતાની બંગાળી કવિતાઓનું પોતેજ અંગ્રેજીમાં ભાષાંતર કર્યું હતું અને તેનો સંગ્રહ હાલમાં પ્રગટ થયો છે. અગ્રગણ્ય વેલ્શ કવિએ એ કવિતાને શેકસપીયર જેવાની પ્રસાદી સાથે તુલના કરી છે, અને દિલ્હીના રેવરંડ સી. સી. એફ. એંડ્રુઝ જે હીંદીઓના હિતૈષી તથા વિદ્વત્તાયુક્ત વિવિધ લેખોના લખનાર તરીકે ઘણો પ્રસિદ્ધ છે તેણે પણ રવીન્દ્રની કવિતા કીટ્સ વગેરે પ્રથમ પંક્તિના અંગ્રેજ કવિઓથી ઉતરતી નહી એવી મુક્તકંઠે વર્ણવી છે. જો અંગ્રેજી ભાષાંતરમાં પણ આટલો રસ ટપકે છે તો મૂળમાં તો અતિ વિશેષ રસ તથા લાવણ્ય હોવું જોઇએ એ દેખીતું છે. રવીન્દ્ર કવિ માત્ર નહીં પણ નાટકના રચયિતા, તથા ગદ્યમાં વાર્તા, ઇતિહાસ તથા ધર્મના વિષયોનો પણ એવોજ ઉસ્તાદ લેખક છે. જે વિષયને તે હાથમાં લે છે તેનાં રૂપમાંજ પરિવર્તન થઇ જાય છે. તેની કલમ બરોડાંની નહીં પણ સ્પર્શચિંતામણિની હોય તેમ પ્રતિપાદિત વિષય સુવર્ણમય તેજસ્વી બની જાય છે. જેના નિબંધોનું પ્રોફેસર જાદુનાથ સરકાર એમ. એ. તથા જેની કવિતાઓનું ડૉ. આનંદકુમાર સ્વામી ડી. એસ. સી. જેવા મહાસમર્થ પ્રખ્યાત વિદ્વાનો ભાષાંતર કરવું પણ માન સમજે છે તે પોતે કેટલો પ્રતાપી હોવો જોઇએ એ સહજ કલ્પી શકાય એમ છે. 'મોર્ડન રીવ્યુ' જેવા સુંદર લેખો હીંદુસ્તાનના બીજા કોઇ માસિકમાં હાલમાં પ્રગટ થતા નથી છતાં તેમાં એ રવીન્દ્ર બાબુના બંગાળી લેખોના માત્ર અંગ્રેજી ભાષાંતરોને પણ ઘણુંખરૂં સૌથી પ્રથમ પ્રગટ કરવામાં આવે છે!

આ જમાનામાં તો હીંદીઓમાં લેખક તરીકે રવીન્દ્રનાથ ઠાકોર જેટલે ઉંચે શિખરે કોઇ ચડયું નથી. મહારાષ્ટ્રમાં હરિનારાયણ આપ્ટે, તથા હીન્દીમાં 'સરસ્વતી' ના સંપાદક પં. મહાવીરપ્રસાદ દ્વીવેદી શ્રેષ્ઠ ગણાય છે તેમજ મૃત્યુવશ થઇ ચુકેલા નામાંકિત લેખકોમાં ગુજરાતીમાં સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી તથા હીંદી ભાષામાં કાશીના સ્વ. લલ્લુલાલનાં નામો અગ્રસ્થાને આવે છે. એ છતાંત કે મૃત કોઇ રવીન્દ્રનાથ ઠાકોરની ઉચ્ચ પંક્તિએ અને પ્રસિદ્ધિએ પામ્યા નથી એમ કહેતાં હમે બંગાળની બહારના એ મહાન લેખકોને અન્યાય કરવાના દોષી થતા નથી.

આશ્ચર્ય એ છે કે આ સઘળું તેમણે ઉચ્ચ કેળવણી નિયમિત રીતે લેવા વિના પ્રાપ્ત કર્યું છે અને તેથી પણ વિશેષ આશ્ચર્ય એ છે કે, "સરસ્વતી" ની શત્રુ અને ઘાતક ગણાતી એવી લક્ષ્મીના પંજામાં તેઓ જન્મથી સપડાયા હોવા છતાં તેઓ સરસ્વતીના પ્રથમ ભક્ત થઇ શક્યા છે. શ્રીમાન ધનવાનનો પુત્ર હોવા છતાં વિદ્વાન થયો એ જેમ વિલાયતમાં અપવાદ ગણાય છે તેમ આ દેશમાં રવીન્દ્ર બાબુ એક અપવાદ ગણાવા જોઇએ.

# પૂર્વીય અને પાશ્ચાત્ય આયુર્વેદનો ઇતિહાસ.

મૂળ મરાઠીમાં લખનાર--ડો૰ નીલકંઠ અનંત પુરંદરે, એમ. ડી. ( મુંબઇ ).



આયુર્વેદ એટલે આયુષ્ય વિષયક જ્ઞાન. આ જ્ઞાન ક્યાંથી અને ક્યારે પ્રકટ્યું, અને તેની ઉત્તરોત્તર વૃદ્ધિ કેમ થતી ગઇ એ, ઉપલબ્ધ સાધનોની સહાયતાથી આજે આપણે જોઇશું.

## રોગ એ ઇશ્વરી કોપ છે, એવી પ્રાચીન કલ્પના.

બહુજ પ્રાચીન કાળમાં, એટલે કે મનુષ્ય પ્રાણીને થનારા રોગનાં કારણોની અલ્પ પણ કલ્પના જ્યારે ન્હોતી અને તે શોધી કાઢવા જેટલી વિચાર શક્તિ પણ જ્યારે પ્રગલ્ભ થઇ ન્હોતી તેવે વખતે, કોઇને અર્ધાંગ વાયુ થતો કે આંકડી આવવા માંડતી અથવા કોઇ એકાએકી બેશુદ્ધ થઇ જતો કે કોઇને તાવ આવવા માંડતો કિંવા કોઇનું આંગ અળાઇ કે શીતળાથી લાલ થઇ જતું કે ધીમે ધીમે ક્ષય જેવા રોગથી અંદર અંદર ગળાઇ તે અસ્થિપંજર થઇ જતો તો તે જોઇ મનુષ્ય ગભરાઇ જઇ એ બધું ઇશ્વરી કોપનું પરિણામ છે એમ તેને તેનાં અજ્ઞાનને લીધે સહજ ભાસતું. એને વાસ્તે આપણને બહુ લાંબે જવાની જરૂર નથી. હાલના સુધારાના વખતમાં એટલે વીસમી સદીમાં-૧૫ વર્ષ પૂર્વે જ્યારે પ્લેગ શરૂ થયો ત્યારે-લોકોનાં મનની શી સ્થિતિ થઈ હતી અને તે રોગ સંબંધી શી શી કલ્પનાઓ બંધાતી હતી એ સર્વને સુવિદિત છેજ. એટલુંજ નહીં, પણ શીતળા દેવીની પૂજા તો હજીએ લગભગ દરેક સ્થળે થતી જોવામાં આવે છે!

## મંત્રતંત્રોપાયન યોજના.

રોગ એ કેવળ ઇશ્વરના કોપનાં લક્ષણ, એમ માની તેનાં નિવારણાર્થે લોક ઉપાય પણ તેવાજ યોજે છે. તે ઉપાય એટલે ઇશ્વરી કોપ શાંત કરવા સારુની ઇશ્વરારાધના કરવી તે. અરિષ્ટ નિવારણાર્થે મંત્ર તંત્રાદિ ઉપાય પ્રત્યેક ધર્મ પુસ્તકમાં જોવામાં આવે છે. આથી સ્પષ્ટ જણાય છે કે મૂળારંભમાં સર્વના સરખાજ વિચાર હતા. એ મંત્રોનું ઉચ્ચારણ સ્પષ્ટ થાય અને તેથી ઇશ્વર સંતુષ્ટ થાય-દુખો ટાળે-એટલા સારૂ એ કામ તે વખતે પૂજ્ય માનવામાં આવતા ધર્માધિકારીઓને સોંપવામાં આવ્યું. સર્વજ રોગ પ્રાણઘાતક હોતા નથી. કેટલાક રોગ શરીરમાંથી તેનું વિષ નાશ પામતાં આપોઆપ સારા થાય છે. એ રોગ સારા થયા તે માત્ર ઇશ્વરારાધનાથીજ એમ લાગી જેના મંત્રતંત્રો માત્રથી આ કાર્યભાગ પાર પાડ્યો હોય જ, તેની પ્રશંસા થઇ અને તે મહા પુરૂષોમાં ગણાયા. મરણ બાદ તેમને અવતારી પુરૂષ લેખી તેમના દેવળો બંધાવવામાં આવ્યાં હોય તો નવાઇ નથી.

## ઇજીપ્તના ભિષગ્દેવ.

આ પ્રકારે ઇજીપ્તમાં "આયેમ હોતેપ" અને ગ્રીસમાં "એસ્ક્યુલિપીઅસ" એવા ભિષગ્દેવ અસ્તિત્વમાં આવ્યા. આયેમ હોતેપનું પહેલું દેવળ મેમફીસ મુકામે બાંધવામાં આવ્યું અને એસ્ક્યુલિપિઅસનું મુખ્ય દેવળ એપીડારસ મુકામે. એસ્ક્યુલિપિઅસને બે પુત્ર હતા. તેમનાં નામ મેકેઓન અને પોડાલીરેઅસ હતાં. એ ટ્રોયના ઘેરાના સમયમાં પ્રસિદ્ધમાં આવ્યા એમ હોમરપરથી જણાય છે.

આપણા હિંદમાં આવા ભિષગ્દેવોનાં દેવળ ન હોવાનું કારણ, આર્યાવર્તમાં બૌદ્ધ ધર્મના પ્રચાર પછી દેવળો હસ્તિમાં આવ્યાં તે છે; એટલુંજ નહીં પણ આ સમય પૂર્વેજ વૈદ્યશાસ્ત્રની શરૂઆત થઇ રોગો પર શાસ્ત્રીય પદ્ધતિથી ઉપચાર થવા ચાલુ થઇ ગયા હતા.

## દેવારાધના અસાધ્ય રોગોને સારા કરે છે એવી માન્યતાનાં કેટલાંક દૃષ્ટાંતો.

જે રોગીને માત્ર દેવારાધના કરી ફાયદો થતો નહીં તેને દેવનાં સાન્નિધ્યથી આરામ થશે એમ માની દેવળમાં લઇ જઇ રાખવામાં આવતો ! આવા રોગીને રહેવાને સારૂ એસ્ક્યુલિપિઅસનાં દેવળમાં એક ખાસ જુદી ઓરડી રાખવામાં આવતી. તે જગ્યા "એબેટન" કહેવાતી. રોગી નિદ્રાવશ થતાં એસ્ક્યુલિપિઅસ દેવ તેને રોગ પરિહારક સ્વપ્ન દેતા, અને ઉપચાર કરી અસાધ્ય રોગ સારા કરતા. અસાધ્ય રોગો આ પ્રકારે સારા કરાવવાનાં પુષ્કળ દૃષ્ટાંતો ગ્રીસનાં જુનાં પુસ્તકોમાં મળી આવે છે. તેમાંથી કેટલાક નીચે આપવામાં આવે છે:—

એક મનુષ્યને માથે વાળ નહોતા તે દેવળમાં નિદ્રાવશ થતાં દેવે તેને માથે મલમ લગાડયો અને સવારે ઉઠીને જોતાં તેને માથે મોટા ખૂબ વાળ દેખાયા !

જલોદરના રોગવાળા મનુષ્યની ચિકિત્સા અને ઉપાય તો વિલક્ષણ હતા. દેવ પ્રથમ રોગીનું માથું કાપી ધડ જૂદું કરતા; પછી પગથી તે ધડને ઉંચકી માથાનો અવશિષ્ટ ભાગ નીચે કરતા એટલે તેમાંથી બધુ પાણી નીકળી જતું. બાદ તે ડોકું ધડને ચોંટાડવામાં આવતું અને રોગી કાયમનો સાજો થતો !

એપિડોરસ ( Epidaurus ) માં એસ્ક્યુલિપિઅસનું દેવળ એક મોટી બાગમાં હોવાથી દેવળની આજુબાજુ પુષ્કળ પીળા સર્પ હતા. તે આવતી મનુષ્યના રોગગ્રસ્ત ભાગો પોતાની જીભથી ચાટી રોગીને સારો કરતા. આ સર્પોની ખ્યાતિ સર્વત્ર પ્રસરી રહી હતી. રોમ શહેરમાં ક્રાઇસ્ટની ૩૦૦ વર્ષ પૂર્વે એક ચેપી રોગ પ્રસર્યો ત્યારે રોમનોએ ગ્રીક પાસેથી પેલા દરમાંનો એક સર્પ માંગ્યો. કર્મ ધર્મ સંયોગે સર્પ રોમ શહેરમાં જઇ પહોંચતાંજ તે ચેપી રોગ નાબુદ થઇ ગયો !*

આ અને આવી બીજી બાબતો પરથી લોકોનાં મનમાં દેવ, દેવળ, અને તેને લગતી વસ્તુઓપર કેટલી અંધશ્રદ્ધા હતી એ વ્યક્ત થશે. આપણા દેશમાં શાક્તમત શરૂ થયા પછી આ પ્રકાર ચાલુ થયો, અને હજુ ગામડાઓમાં નહીં પણ મોટા શહેરમાં પણ તે જોવામાં આવે છે. શીતળામાતા, મેંઢાઇ, પીર, નાગદેવતા, વાઘ પર સ્વારી કરનારી દેવીઓ વગેરે બીજા અનેક દેવ દેવીઓનાં દેવળો છેજ, અને તેના પર લોકોની શ્રદ્ધા પણ કંઇ ઓછી નથી. દક્ષિણ કોંકણમાં તો લોકોના રોગ "દેવકામ" કર્યા સિવાય સારાજ થતા નથી !

### વૈદ્યશાસ્ત્રનો આરંભ:

આગળ જતાં જેમ જેમ વિચાર શક્તિ વધતી ગઇ અને મનુષ્ય પોતાની પરિસ્થિતિનો વિચાર કરતો થયો અને ભૂત પિશાચને બદલે જુદાજ પ્રકારના મહાભૂતોથી આ જગ વ્યાપી રહ્યું છે, એવું તેને લાગવા માંડયું ત્યારે રોગ એ કેવળ ઇશ્વરી કોપથીજ ઉદ્ભવે છે એમ ન માનતાં શરીરમાંની અને બહારની પરિસ્થિતિના ફેરફારથી તે થાય છે એમ તે સમજવા લાગ્યા. તેથી પ્રથમ આવાના પદાર્થોના ગુણદોષ જોવાની કલ્પના મનમાં ઉદ્ભવી અને પ્રસંગોપાત્ત શીતોષ્ણ ઉપચારોની યોજના ખાનપાન દ્વારા થવા લાગી. બાદ જેમ જેમ પોતાની આસપાસના પદાર્થોનું બારીક અવલોકન કરવાની ઇચ્છા વધતી ગઇ, તેમ તેમ પશુ પક્ષી પોતાના રોગ દૂર કરવા માટે વનસ્પતિનો ઉપયોગ કરે છે એવું અનુમાન થતું ગયું અને એ બાબતના ઉપર નજર લાગી જતું ગયું. આમ કરતાં કોઇએ ભૂલથી કોઇ ઝેરી ઝાડનું મૂળ, પાંદડું કે ફળ ખાધું. ત્યારથી તેથી થનારૂં પરિણામ ધ્યાનમાં રાખી તેવું પરિણામ લાવવા સારૂ તેજ વનસ્પતિનો

## પ્રાચીન આર્ય વૈદક, અને તેના થયેલા વિભાગો.

આપણા દેશમાં અસ્તિત્વમાં આવેલા સર્વે વૈદક ગ્રંથોમાં ચરક અને સુશ્રુત એ સર્વથી પ્રાચીન ગ્રંથો છે. ચરક સુશ્રુતની અગાઉ લખાયેલો અને તેનો કર્તા અગ્નિવેશ હતો. આ ગ્રંથમાં પ્રથમ ભારદ્વાજ ઋષિ ઈંદ્ર પાસે જઇ આયુર્વેદ શીખી આવ્યા અને મોટા વૈદ્યશાસ્ત્રજ્ઞ બન્યા એવો ઉલ્લેખ છે. ભારદ્વાજનું નામ ઋગ્વેદમાં પણ જોવામાં આવે છે. આ પરથી જણાય છે કે ચરકથી પણ ઘણા વર્ષ અગાઉ વૈદ્યશાસ્ત્રની શરૂઆત થઇ હોવી જોઇએ. સુશ્રુતને મતે આયુર્વેદ અથર્વવેદનું એક અંગ છે. તે બહુ પ્રાચીન છે. તેના હજાર હજાર શ્લોકવાળા સો અધ્યાય હતા. મનુષ્ય પ્રાણીની, વિચારશક્તિ અને આયુષ્ય ઓછું થતું જાય છે, પરંતુ રોગ વધતા જાય છે એમ જોઇ દેવોએ આયુર્વેદ સંક્ષિપ્ત કરી તેના આઠ વિભાગ કર્યા. તે આ પ્રમાણેઃ—

तद्यथा शल्यं शालाक्य कायचिकित्सा भूतविद्या कौमारभृत्यम अगदतन्त्रं
रसायनतन्त्रं वाजीकरणतन्त्रमिति । एवमायुर्वेदोऽष्टांग उपादिश्यते ।

૧. શલ્યતંત્રઃ—આમાં શસ્ત્રવિદ્યા ( surgery ) ની માહિતી આપેલી છે. વ્રણ વગેરે થતાં શા ઉપાય યોજવા, મૃતગર્ભ કયાં શસ્ત્રથી કાઢવો, એ આમાં લખ્યું છે. જુદાંજુદાં શસ્ત્રોનું વર્ણન અને ઉપયોગ પણ વર્ણવેલું છે.

૨. શાલાક્યતંત્રઃ—આમાં ઉર્ધ્વ ભાગ એટલે કાન, નાક, મુખ, પ્રાણેંદ્રિયોને થતા વ્યાધિ અને તેનું ઉપશમન કેમ કરવું એ વિસ્તારથી લખેલું છે.

૩. કાયચિકિત્સાઃ—જ્વર, અતિસાર, રક્તપિત્ત, ક્ષય, ઉન્માદ, અપસ્માર, કુષ્ઠ, એનું નિદાન અને ચિકિત્સાનું વિવરણ આ વિભાગમાં છે.

૪. ભુતવિદ્યાઃ—ભૂત, પિશાચ અને ગ્રહથી થતી પીડા અને તેના ઉપશમનાર્થ શાંતિકર્મ, એ વિષય આ વિભાગમાં આવે છે.

૫. કૌમારભૃત્યઃ—કુમારમરણ, ધાત્રીનું દુધ ખરાબ હોવાથી તેનાં કારણો, બાલરોગ, બાલચિકિત્સા, ગ્રહપિડા, ઇત્યાદિકનો સમાવેશ આમાં થયો છે.

૬. અગદતંત્રઃ—વિષ અને તેના માફક ઉપાય, તેમજ સર્પ, ઉંદર, વીંછી, કીડા, વગેરેનાં વિષપર કિયા કિયા ઉપચાર યોજવા એનું વિવેચન આ વિભાગમાં આવેલું છે.

૭. રસાયનતંત્રઃ—આમાં શક્તિ, સૌંદર્ય, યૌવન, આરોગ્ય અને સ્મૃતિ કાયમ રાખવા સારૂ કિયાં કિયાં રસાયન યોગ્ય છે તેની સમજણ આપેલી છે.

૮. વાજીકરણતંત્રઃ—પ્રજોત્પત્તિસારૂ જનનેંદ્રિય ચિકિત્સા આ અધ્યાયમાં છે.

## આપણા આયુર્વેદની પ્રાચીનતા.

આ વિસ્તારથી કહેવાનો હેતુ એટલોજ કે પાશ્ચાત્ય પંડિતો ઇજીપ્ત અને ગ્રીસ એ દેશોમાં વૈદ્યશાસ્ત્ર પ્રથમ શરૂ થયું એમ કહે છે તેમાં કશી સચ્ચાઇ નથી. ઇજીપ્તમાં ક્રિસ્તી શકપૂર્વે એક હજાર વર્ષપર લખેલા અને હાલમાં ઉપલબ્ધ લેખોમાં રોગપરિહારાર્થ ઇશ્વરોપાસના અને કેટલાક નુસખાઓ શિવાય કંઇ વિશેષ જણાતું નથી. આપણા આયુર્વેદની રચના બહુ પ્રાચીન છે એમ આગળની હકીકત ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે કાળની દાઢમાંથી બચી ગયેલા તેના અવશેષ ભાગપરથી ચરક અને સુશ્રુત એ ગ્રંથો લખવામાં આવ્યાં, તેપણ બહુ પ્રાચીન સમયમાં લખાયલા સુશ્રુતમાં આપેલાં આયુર્વેદનાં અષ્ટાંગનાં વર્ણનપરથી, વૈદ્યશાસ્ત્ર, આર્યોના વખતમાં, એટલે જે વખતે પૃથ્વીપર બીજે સ્થળે તેની ઝાંખી પણ થઇ નહોતી તે વખતે કેટલી ઉન્નત દશાએ પહોંચ્યું હશે તેનું અનુમાન કરી શકાશે.

## પ્રાચીન શિક્ષણપ્રણાલી.

ઉપર જોઇ ગયા તેમ ચરક સુશ્રુતથી અગાઉ લખાયેલું તેમાં વિષય સંકલના સુશ્રુત જેવી, વ્યવસ્થાસર નથી, કારણ આત્રેય મુનિએ વૈદ્યશાસ્ત્ર પ્રશ્નોત્તરરૂપે શીખવેલું. શિષ્યને એકાદેક વિષયની માહિતી જોઇતાં તે મુનિને પ્રશ્ન કરતા અને મુનિ તે બાબતની ઇતિસુધી આપતા. આગળ જતાં અગ્નિવેશે ગુરુની આજ્ઞાથી ચરકસંહિતા રચી આ ગ્રંથ વૈદ્યકમાં પ્રથમજ હોવાથી, અને કર્ત્તાને સંભાષણ રૂપે જ્ઞાન મળેલું હોવાથી જે વર્ણન ચિકિત્સાસ્થાનમાં આવવું જોઇએ તે નિદાનસ્થાનમાં આવ્યું. ચરકના આઠ વિભાગ છે.-(૧) શ્લોકસ્થાન (સૂત્રસ્થાન), (૨) નિદાનસ્થાન, (૩) વિમાનસ્થાન, (૪) શારીરસ્થાન, (૫) ઇંદ્રિયસ્થાન, (૬) ચિકિત્સાસ્થાન, (૭) કલ્પસ્થાન, અને (૮) સિદ્ધસ્થાન. વૈદ્યકમાં ચરકનાં ચિકિત્સાસ્થાનને અગ્ર માન છે. " चरकस्तु चिकित्सिते । " ઉપચાર સાદા હોઈ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થનારી ઔષધીઓનાંજ નામ ચિકિત્સાસ્થાનમાં મળી આવેછે.

## સુશ્રુત અને ચરકનો ઇતિહાસ.

સુશ્રુત ગ્રંથ એજ નામના એક ઋષિએ લખ્યો છે. સુશ્રુત કેટલાક ઋષિઓ સાથે આરંભમાં આયુષ્ય માગતા. કાશીના દિવોદાસ ધન્વંતરિ રાજા પાસે આયુર્વેદ શીખવા ગયો. ધન્વંતરીએ આયુર્વેદ અષ્ટાંગ નિવેદન કરી " તમને કયું તંત્ર શીખવું ? " એમ પૂછ્યું; જેના જવાબમાં " अस्माकं सर्वेषामेव शल्यज्ञानं मूलकृत्वोपदिशतु भगवानिति " કહ્યું. આથીજ સુશ્રુતમાં શસ્ત્ર વિદ્યા ( Surgery ) ની માહિતી વિશેષ મળે છે. એમાં છ સ્થાન છે. ( ૧ ) સૂત્ર સ્થાન, ( ૨ ) નિદાન સ્થાન ( ૩ ) શારીર સ્થાન, ( ૪ ) ચિકિત્સા સ્થાન, ( ૫ ) કલ્પ સ્થાન, અને ( ૬ ) ઉત્તર સ્થાન સુશ્રુતનું શારીરસ્થાન વૈદ્યકમાં શ્રેષ્ઠ માનવામાં આવે છે. " शारीरे सुश्रुतः प्रोक्तः । " સુશ્રુત ગ્રંથની રચના પદ્ધતિપુરસ્સર છે. તેમાં Lithotomy ( ચીરીને " પથરી " કાઢી નાંખવી ), Cæsarian section ( ગર્ભાશય ચીરી પેટમાંથી ગર્ભ કાઢવો ), ગુદાર્શ, ભગંદર, વગેરે પર શસ્ત્રપ્રયોગ અને અસ્થિભંગ, વિદ્રધી વગેરેના ઉપાય કહેલા છે. સુશ્રુત ચરક જેવા વૈદ્યક ગ્રંથનો આગળ વધારો થતો ગયો હોત તો આર્ય વૈદ્યક આજ જુદીજ પાયરીપર હોત.

## ચરક અને સુશ્રુતનાં પ્રથમ ભાષાંતર-ફારસી અરબ્બીમાં.

પર્શિયન અને આરબ લોકોને આ ગ્રંથોની ખબર પડતાંજ તેમણે તેનાં ભાષાંતર કરાવ્યાં. ફારસી ભાષાંતર બારઝેર નામના પર્શીયન વૈદ્યે છઠ્ઠી સદીના મધ્યમાં કર્યું. તેને પર્શિઆના રાજા નસિરવાને વૈદ્યગ્રંથ, વનૌષધિ, રોગોપચાર, વગેરેની માહિતી મેળવવા સારૂ અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા સારૂ બે વખત હિંદુસ્થાન મોકલ્યો હતો. સુશ્રુતનું અરબી ભાષાંતર તો હજીએ ઉપલબ્ધ છે. તેનું નામ ' किताबे शावर हुस्रल हिंदे ' છે.

## પ્રાચીન ઇજીપ્શીયન વૈદ્યક.

ઇજીપ્તમાં પુરાતન લેખોની જે શોધખોળ ચાલી છે તેનાં પરિણામથી જણાય છે કે ત્યાં પણ બહુ પ્રાચીન કાળમાં વૈદ્યશાસ્ત્ર પર લેખ લખાયા હતા. તે લેખ આપણા આયુર્વેદ જેવા શાસ્ત્રીય નહોતા. ઉપર કહ્યા મુજબ દુવાઓનુસખાથી પરિપૂર્ણ હતા. પ્રો. ફ્લિન્ડર્સને એરગાહન નામનાં ગામ પાસે ઘાસના પડદા પર લખેલો એક વૈદ્યકીય લેખ મળ્યો. તેનો કાળ ખ્રિસ્તી શક પૂર્વે ૧૬૦૦ વર્ષના સુમારે હશે એમ અનુમાન મનાય છે. એબર્સ પાપિરસ ( Ebers Papyrus ) નામનો લેખ મસાલો ભરીને રાખેલાં એક મુડદાં ( Mummy) ના બે પગમાંથી મળ્યો. તે ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષ પર લખાયેલો

છે એમ કહે છે. બર્લિન મેડિકલ પાપિરસ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ પર અને બ્રિટીશ મ્યુઝિઅમ પાપિરસ ઈ. સ. ની ૧૦૦૦ વર્ષ પૂર્વેનો છે. તેમાં રોગી પર ચમત્કારિક ઉપચાર કરેલા છે. એ ઉપચાર એટલે ઔષધિ તૈયાર કરતી વખતે કે રોગી પર તેની યોજના કરતી વખતે જુદા જુદા દેવતાઓની કરવાની આરાધનાઓનો એક નમૂનો આપણે આપીએઃ—

'એબરસ પાપિરસમાં નેત્રરોગ પર મનુષ્યનાં મગજનો ઉપયોગ કરવાનું આ પ્રમાણે કહેલ છે: " મગજના બે સરખા વિભાગ કરવા. એક ભાગ સાથે મધ મેળવી તે સંધ્યાકાળે ડોળાને લગાડવો અને બીજો ભાગ સુકવી તેની ભુકી કરવી અને સવારે ડોળામાં ઘાલવી. " આ ઉપચાર કરતી વખતે " હોરસ (Horus), ૧ હુમ (Hum), ૨ અને ઓસિરિસ ૩ (Osiris) દેવતાની પ્રાર્થના કરવી પડતી!

બાદ સમય જતાં ઇજીપ્શીઅનો ઔષધીનો ઉપયોગ કરવા લાગ્યા. સૌથી પ્રથમ તેમણે અફીણ, એળીયો, એરંડીયું, લસણ, દાડમ, પીપરમીંટ, ટર્પેન્ટાઇન, જનસન, મરી, હાયોસિયામસ, મેગ્નેશિઆ, ચૂનો, જવખાર, લોખંડ, બંગભસ્મ ઇત્યાદિ વસ્તુઓનો ઉપયોગ કરવા માંડયો. બાદ ગોળીઓ, લેપ, નેત્રાંજન, દંતમંજન, વગેરેનો ઉપયોગ થતો ગયો.

## પ્રાચીન ગ્રીક વૈદ્યક.

ગ્રીસના એસ્કયુલિપિઅસનાં દેવળમાં રોગીની ચિકિત્સામાં ધીમે ધીમે ફરક પડવા માંડયો. દેવળના વ્યવસ્થાપકો રોગીને હલકું અન્ન, વ્યાયામ, ચંપી, જુદા જુદા પાણીનાં સ્નાન, પોલ્ટિસીસ–" પોટીસો " વગેરે ઉપચાર કરવાનું કહેવા લાગ્યા. અજીર્ણથી પીડિત રોગીને દહીં ને રોટલો પથ્ય ગણાતો. રસાયનશાસ્ત્રજ્ઞ પ્રો. મેચનીકોફે છાશમાંના Lactic Acid Bacilliનો અજીર્ણ પર બહુ ઉપયોગ થાય છે એ હાલમાં શોધી કાઢયું છે, પણ તેનો ઉપયોગ તો બહુ પ્રાચીન કાલથી કરતા આવ્યા છે. આપણા દેશમાં તો ગાયબળદને પણ, પેટ ફુગે તો, છાશ અને હીંગ પાવામાં આવે છે!

## હિપોક્રેટસ.

આગળ જતાં તત્વવેત્તાઓના હૃદય પરી એક પછી એક વિચારી જનો ઉત્પન્ન થવા લાગ્યા. તે તે વખતે પ્રચલિત ભોળા અને વ્હેમી વિચારોનું ખંડન કરી સૃષ્ટિ ઉત્પત્તિ વિષયક ભિન્ન ભિન્ન મત પ્રદર્શિત કરવા લાગ્યા. આ તત્વવેત્તાઓને અજ્ઞાની લોક નાસ્તિક સમજી તેમની નિર્ભર્ત્સના કરતા અને તે રસ્તામાંથી ચાલતા ત્યારે તેમની પથરાઓથી પૂજા કરતા! કેટલાકને તો દેહાંતદંડ પણ ભોગવવો પડતો! આ પૈકી પેથેસ, ડિમાક્રિટસ, ડાયોજીનસ, અને ફિલોલાસે વૈદશાસ્ત્રપર પોતાના નવિન વિચાર પ્રકટ કર્યા. પરંતુ વૈદશાસ્ત્રનો ખરો પાયો તો હિપોક્રેટસે નાંખ્યો. એને પાશ્ચાત્યો વૈદશાસ્ત્રનો જનક માને છે.

( અપૂર્ણ ).

---

# ગ્રંથાવલોકન.

## ( તથા ગ્રંથસાર. )

**નિર્ભાગી કુસુમ:**—રચનાર રા. વૃજલાલ જાદવજી ઠક્કર, વ્યવસ્થાપક " ચંદ્રપ્રકાશ " માસિક; કિંમત પાંચ આના "ચંદ્રપ્રકાશ" ઓફીસ–નવસારી–મહુઆથી પ્રાપ્ય.

---

૧. હોરસ–બ્રહ્મા. ૨ હુમ–વિષ્ણુ. ઓસિરિસ–મહેશ–અનુવાદક.

મરાઠી ભાષાના પ્રસિદ્ધ લેખક **यशोदातनय** કૃત " હતભાગી ઈંદુ " ને આધારે રચાયલી આ સામાજીક નવલકથા રા. વૃજલાલે " હેતું, હાવું, હેમના " વગેરે શબ્દોની સાક્ષરી જોડણીવાળી ભાષામાં પ્રકટ કરી છે. બીજાઓની માફક મૂળ લખનારનું નામ ન આપવાનો રા. વૃજલાલે ન આદરેલો પ્રયાસ કેટલે અંશે અનુકરણીય છે તે કહેવાની જરૂર નથી.

☞ બીજી ભાષાઓનાં પુસ્તકોપરથી કોઇ પણ રચના કરનારે પ્રથમ એટલું ધ્યાનમાં રાખવું કે પોતે જે ભાષામાં એ રચના કરે છે તે ભાષા બોલનારી પ્રજામાં મૂળ રચના પ્રમાણેનાજ આચાર, રીતિરીવાજ આદિ છે કે કેમ? જો નથી તો તેને બદલે કરવા ધારેલી રચનાની ભાષાના–દેશના લોકોમાં જેવા રીતરીવાજ હોય તેવો ફેરફાર કરી નાંખવો. દાખલા તરીકે દક્ષિણમાં વર-વિક્રયનો ચાલ હોવાથી મૂળ લેખકે પહેલાં પ્રકરણમાં તેનો કંઇક ઉલ્લેખ કર્યો છે. ગુજરાતી પ્રજામાં ઘણુંખરૂં વર-વિક્રયને બદલે કન્યાવિક્રયનો ચાલ છે. આથી જો યોગ્ય ફેરફાર અત્રે કરવામાં આવ્યો હોત તો વધારે સારૂં થાત. અમારા ધારવા પ્રમાણે તો ૩ જા પાનાંની ( પહેલાં પ્રકરણની ) પ્રથમ સાત લીટી તદનજ ઉડાવી દેવામાં આવી હોત તો બહુ સારૂં થાત.

એકંદરે રચના સુંદર થઇ છે. પ્રકરણ ૧૧ મું હિંદુસમાજની સ્થિતિનો સારો ખ્યાલ આપે છે. ચાળીસ પાનાંની આ નવલકથાની કીંમત પાંચ આના વધારે છે.

**શ્રીમતી ડાક્ટર આનન્દીબાઇ જોશી:**—મૂળ બંગાલીમાં લખનાર પ્રોફેસર સખારામ ગણેશ દેઉસ્કર, અનુવાદક રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત, પ્રસિદ્ધ કરનાર સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–મુંબઇ. પ્રથમાવૃત્તિ: ૧૯૬૮ ૦|= પાકું (કપડાનું) પૂઠું ૦|, [પણ અંદરનાં પૃષ્ટપર ૦|≡ લખ્યા છે] ડાયમંડ જ્યુબીલી પ્રેસ—અમદાવાદ.

શ્રીયુત પ્રોફેસર સખારામ ગણેશ દેઉસ્કરનાં નામથી અમારા વાંચકોમાંના કેટલાક પરિચિત હશે. મહારાષ્ટ્રી હોવા છતાં બંગાલી ભાષાના એક ઉત્તમ લેખક તરીકેનું માન મેળવનાર એ પહેલાજ હતા. કલકત્તાની નેશનલ કોલેજમાં એમણે કેટલોક વખત ઇતિહાસના અધ્યાપકનું કામ કર્યું હતું. બાદ બંગાલી દૈનિક 'હિતવાદી" ના એ સંપાદક નિમાયા હતા. એમણે અનેક પુસ્તકો બંગાલીમાં લખ્યાં છે જેમાંનું પ્રસ્તુત પુસ્તક પણ એક છે. અફસોસ એટલોજ કે થોડા દિવસ પૂર્વેજ એ આપણને છોડી ગયા છે! આટલું લખવાની મતલબ એટલીજ કે તેમનું લખેલું પ્રસ્તુત પુસ્તક પણ કેવું સુંદર હશે તેનો વાંચકને કંઇક ખ્યાલ આવે.

મરાઠીના સુપ્રસિદ્ધ લેખક શ્રીમતી કાશીબાઇ કાનીટકરે પણ આ વિદુષી બાઇનું ચરિત્ર લખ્યું છે; અને તેનું ગુજરાતી ભાષાંતર શ્રીમતી દ્વારકાંબાઇ સાઠયેએ ગુજરાતીમાં કર્યું છે. પણ મૂળ મરાઠી પુસ્તકની કીંમત રૂ. ૧। રાખવામાં આવેલી હોવાથી અને ગુજરાતી ભાષાંતરની રૂ. ૧॥ રાખવામાં આવેલી હોવાથી તેમજ આપણી પ્રજામાં જીવન ચરિત્રો વાંચવાની રૂચિના અભાવથી તે બહુ પ્રસિદ્ધિમાં આવ્યું નથી. આથી એક સસ્તાં ચરિત્રની બહુ જરૂર હતી જે **સસ્તાં સાહિત્યે** પૂરી પાડી છે.

શ્રીમતી આનન્દીબાઇ જોશીનું ચરિત્ર સ્ત્રીયોએ તેમજ પુરૂષોએ ખાસ વાંચવા લાયક છે. પુરૂષોએ માત્ર આનન્દીબાઇના પતિનો સાહસિક સ્વભાવ અને દેશાભિમાનની લાગણી શીખવા જેવી છે જ્યારે સ્ત્રીયોએ તો આનન્દીબાઇના અભિઆગ ગયા પછીનો જીવનનો અભ્યાસ કરવો ઘટે છે.

શ્રીમતી આનંદીબાઇનાં જીવનચરિત્રની જો સારરૂપ રૂપ રેખા દોરવી હોય તો નીચલી લીટીઓમ દોરી શકાય:—

બાળલગ્ન—પતિએ સ્ત્રીના પિતા સાથે કરેલી પત્નિને ભણાવવાની કબૂલાત—સુધરેલા વિચા પણ તુરત કોપે ભરનાર અને અનિશ્ચિત (Wavering) વિચારવાળો પતિ—આનંદીબાઇનો ભણવા

કંટાળો-ક્રોધથી તેના પતિએ તેને નજીવાં કારણસર આગ્યભાષાના અપશબ્દોમાં ગાળ દેવી તથા લાકડે લાકડે સખ્ત માર મારવો-આખરે કંટાળી તેણે સ્વીકારેલો, ભણાવવાનો બીજો ઉપાય-સફળતા-એકનાં સ્વતંત્ર વર્તનપર જનસમાજની ટીકા-આનંદીને સ્વપ્નમાં મળતું જ્ઞાન-પાદરીઓની લાજ-સ્ત્રીનો સાહસ અને ધૈર્ય વધારવાના પતિએ યોજેલા ઉપાયો-ખ્રીસ્તી જાળનો પ્રકટ થયેલો "ક્રિશ્ચયન રિવ્યુ" માં પત્રવ્યવહાર-તે વાંચી ઉપજેલી એક અમેરિકન બાઇને દયા અને સહાનુભૂતિ-બેઉ વચ્ચે પત્રવ્યવહાર-આખર સુધી તે બાઇએ કરેલી કીમતી મદદ-આનંદીબાઇનો નોકરી તરફ તિરસ્કાર-અમેરિકા એકલું જવું-પૈસાની તંગી-સગાં થયાથી બાઇએ પ્રેમ, લાલચ અને છેવટે ભય દર્શાવી ક્રિશ્ચિયન ધર્મ સ્વીકારવા કરેલો આગ્રહ પણ અસાફલ્ય-સ્ટીમરના ઈજનીયરે ચલાવવા ચાહેલી બદચાલ-વિદેશી પોષાક પહેરવાની અને માંસાહાર જરૂર પડવે કરવાની પતિની પરવાનગી છતાં સ્વદેશી પોષાક અને નિરામિષ ખોરાકનું આખર સુધી કરેલું પાલન-કામ પાર પાડયા સિવાય પાછું ન આવવાની દૃઢ પ્રતિજ્ઞા-ફીલાડેલ્ફીઆની મુખ્ય અધ્યાપિકાએ બતાવેલી દયા-તેણે આપેલી સ્કૉલરશીપ-પાછળથી ખ્રીસ્તી બનાવવાની દાનત-તે સારૂ આપેલો ત્રાસ-ડંડા પ્હોરનાં ગપ્પાં છાંટનાર અમેરિકની વર્તમાનપત્રો-સ્વધર્મ અને સ્વદેશાભિમાનનો અજબ જુસ્સો-પાદરીયોનો આખર સુધી ત્રાસ-આળલગ્ન અને સખ્ત મહેનતનાં પરિણામે એમ. ડી. ની ડીગ્રી મેળવીને આવતાંજ લાગુ પડેલી બીમારી-બાવીશ વર્ષની ઉમરમાંજ અવસાન-બહાદુર રમણી-સુંદર ચરિત્ર-પણ બધું પતિ ગોપાલરાવની મહત્વાકાંક્ષાનેજ આભારી !

"સત્ય" ના વાંચકોને આ મહારાષ્ટ્રી રમણીનો પરિચય અમે મોડે મ્હેલે કરાવનાર હતા પણ આ પુસ્તકના પ્રસિદ્ધ થવાથી અમને એમ લાગે છે કે આના કરતાં સારો પરિચય કરાવી આપવો લગભગ અસંભવિત છે. દરેક સ્ત્રીએ એ ગ્રંથ વાંચવો ઘટે છે. ચરિત્ર વાંચતાં વારંવાર ચિત્ર જોવા તરફ આંખ દોડે છે પણ તે ન જડતાં મનને નિરાશ કરે છે.

**ભારતના મહાન પુરૂષો**:—ભાગ ૧ લો; ૧. યોગીરાજ હરિદાસ, ૨ મહારાજ છત્રસાલજી, ૩ રાજર્ષિ ભીષ્મ ત્રણે હિંદી પરથી. ભાષાંતરકર્ત્તા, રા. રતનસિંહ દીપસિંહ પરમાર, પ્રસિધ્ધ કર્ત્તા સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય મુંબઇ. કીમત ०॥; પાકું પુઠું ०॥ ડાયમંડ જ્યુબીલી પ્રેસ, અમદાવાદ.

(૧) યોગીરાજ હરિદાસજી એક એવા યોગી હતા કે જેઓ એકેક વર્ષ સુધી સમાધિ કરતા એમ કહેવાય છે. એટલુંજ નહીં પણ એક વખત તો કોઇના પૂછવાથી એમણે એમ પણ કહી દીધું. હતું કે "હું સો વર્ષ સુધી પણ સમાધિ લઇ શકું !" એમના ઉક્ત કથનની સત્યતા નિહાળવાને અમે શક્તિવાન થયા નથી તેથી એ વિશે કશો પણ ઉચ્ચાર કરવાને અમે અશક્ત છીએ. હરિદાસજી પૈસાનેજ સારૂ સમાધિ ચઢાવતા એ વાત તો એમનાં ચરિત્રથી સ્પષ્ટ જણાઇ આવે છે. ફુટનોટો આપવામાં લગભગ ત્રીજા ભાગની જગ્યા રોકવામાં આવી છે અને લખાણમાં તેજ ફુટનોટોનો સાર-અને ઘણે ઠેકાણે તો શબ્દેશબ્દ-આપવામાં આવ્યો છે જેથી વાંચન કંટાળાભરેલું થઇ પડે છે. પિષ્ટપેષણ બહુજ થયું છે અને મૂળ રચેનારને કદાચ તેમ કરવાની પુસ્તકનું કદ વધારવા સારૂ જરૂર પડી હશે. માત્ર ભાષાંતરજ કરાવવું એજ જો મંત્રીનો ઉદ્દેશ હોય તો અમે નથી ધારી શકતા કે મંત્રીજીને તેમની ચરિત્રમાળામાં બહુ યશ પ્રાપ્ત થાય. શા સારૂ ફુટનોટોનું લખાણ અસલ લખાણમાંજ ન દાખલ કરી, અસલ લખાણમાં તેજ મતલબનું જે કંઇ છે તે ન ઉડાવી દેવામાં આવે ?

(૨) મહારાજ છત્રસાલજી બુન્દેલખંડના સત્તાધીશ હતા અને તેમણે પોતાની સત્તા અને કીર્તિ તરવારથી મેળવી હતી. બીજા રજપૂતો અને છત્રસાલજીમાં ફેર માત્ર એટલોજ હતો કે જ્યારે બીજા રજપૂતો પોતાને સોએ સો ટકા ખાત્રી હોય કે વિજય મળવાનો નથી અને પોતાનું લશ્કર સામાની સામે "ચરણી" થઇ જશે છતાં તેઓ પોતાનો અને પોતાના લશ્કરનો સંહાર કરાવવામાંજ ધર્મ માનતા !

( મુસલમાનોને હિંદુરાજ્યનો નાશ કરવામાં હિંદુઓની આ રીતિ પણ બહુ લાભદાયક થઇ પડી હતી. ) પણ છત્રસાલજીએ આ રીતિનો ત્યાગ કર્યો હતો. છત્રસાલજીને એકંદર પચીસ રાણીઓ હતી, જેમાંની છ પરજ્ઞાતિય હતી. સ્વજ્ઞાતિની રાણીઓના ઉદરથી તેમને બાવન પુત્રો અને પરજ્ઞાતીય રાણીઓથી સોળ પુત્રો થયા હતા. તેમાં એક મુસલમાન રાણીનો અને એક વેશ્યાનો પુત્ર હતો. કુલે, આ પ્રમાણે, તેમને ૬૮ પુત્રો હતા અને એક વેશ્યાપુત્રી મસ્તાની હતી જેને પ્રખ્યાત પેશ્વા બાજીરાવે રાખી હતી. બીજી પુત્રીઓ વિશે ઉલ્લેખ નથી. આથી ધૃતરાષ્ટ્રને સો પુત્રો હોવાનો કેટલાકના મનનો સંશય દુર થવાનો સંભવ છે. આટલી પરજ્ઞાતીય, મુસલમાન અને વેશ્યાઓને રાણી તરીકે રાખતા છતાં છત્રસાલજીને કોઇએ ન્યાતબહાર મેલ્યા નહતા! શૂદ્રકનાં મૃચ્છકટિક નાટકમાં વેશ્યા પુત્રી વસંતસેના સાથે બ્રાહ્મણ ચારૂદત્તનું લગ્ન કરવામાં આવ્યું છે પણ તેમાં વસંતસેનાએ લગ્ન પહેલાં કોઈ સાથે વ્યભિચાર કર્યો ન્હોતો અને આમાં હતો એટલોજ ફેર છે! છત્રસાલજી ગમે તેટલા તરવાર-બહાદુર હોય છતાં તેમના ચરિત્રમાં આદર્શ કશું નથી. જેમ ભારતનાં સ્ત્રીરત્નો વાળાં પુસ્તકોમાં અનેક નકામાં-અરે ખરાબ ચરિત્રો-માત્ર સંખ્યા વધારવા સારૂજ આપવામાં આવ્યાં છે તેમજ આ ચરિત્ર પણ બીજાં ચરિત્રોની ગેરહાજરીમાં આપવામાં આવેલું અમને તો લાગે છે. સ્ત્રીરત્નોમાં કેટલાંક ચરિત્રો તો માત્ર ૩ થી ૪ લાઇનનાંજ છે. અને તે એટલાજ સારૂ કે ચરિત્રવાળું પાત્ર એક કવિ કે એવુંજ બીજું કોઇ હતું! દાખલા તરીકે સ્ત્રીરત્નોના ભાગમાં સમરૂ બેગમનું ચરિત્ર શા સારૂ આપવામાં આવ્યું હશે તે તો લેખક પોતેજ જાણે! માત્ર એક બાદશાહની મદદે પોતાની મેળે તે ગઇ હતી એટલાજ શૂરાતનને (?) સારૂ એક વિધર્મી થયેલી, વારાંગના અને બે પતિવાળી આ સ્ત્રીનું ચરિત્ર આપવામાં આવ્યું છે!! માત્ર પરચુરણ નોટ્સની માફક આ પુસ્તક લખાયલું તેના પાછળના ભાગથી જણાય છે, અને નીતિનો સ્હેજસ્હાજ શૂરાતન આગળ વિચારજ કરવામાં આવ્યો નથી! અમે સ્ત્રીરત્નોની સમાલોચના કરતી વખતે આ બાબતમાં ટુંકમાં લખી હતી પણ આજે વધારે એટલાજ સારૂ લખવામાં આવી છે કે સસ્તાં સહિત્ય માટે લખનારાઓએ રત્નો અને મહાન શબ્દોની વ્યાખ્યા મગજમાં ઉતારવાની પૂરતી તસ્દી લીધેલી જણાતી નથી. સ્ત્રીરત્નોમાં માત્ર આદર્શ રમણીઓનાંજ ચરિત્રો સમાઇ શકે. આ એક પુસ્તકમાં અમને તો એજ જણાઇ આવે છે કે માત્ર શૂરાતનનેજ ચરિત્રનું લક્ષ્યબિંદુ બનાવવાણું આવ્યું છે અને ભવિષ્યમાં 'પણ એ'નીતિ ચાલુ ન રહે તે સારૂજ આજે અમારે નિષ્પક્ષપાત રીતે આટલું વિવેચન કરવું પડે છે. છત્રસાલજીના જીવનચરિત્રમાં જોકે એક બે પ્રસંગ બહુ જીતેંદ્રિયતાના બતાવવામાં આવ્યા છે છતાં એમનું ચરિત્ર એમના શૂરાતનનો ખ્યાલ કરતાંએ અમને કોઇ રીતે " આદર્શ " લાગતું નથી. જો એવાંજ ચરિત્રો શોધીને બ્હાર પાડવાની ઇચ્છા હશે તો ભારતના છેલ્લાં હજારેક વર્ષના અરસામાંનાં અનેક રજપુત ચરિત્રો એવાં-અરે એથી પણ વધુ સરસ-મળી આવશે. પણ શું તેથી તે મહાન પુરૂષોની વ્યાખ્યામાં સમાઇ શકે છે? વધારે વિચિત્ર તો એજ લાગે છે કે આવા એક પચીશ સ્ત્રીવાળા પુરૂષનું ચરિત્ર આપ્યા. પછી એક નૈષ્ઠિક બ્રહ્મચારીનું ચરિત્ર આપવામાં આવ્યું છે!!

( ૩ ) **મહાત્મા ભીષ્મપિતાજીનું** આ છેલ્લું આપવામાં આવેલું ચરિત્ર ખચીત ધ્યાન ખેંચે છે. મહાત્મા ભીષ્મ ખરેજ એક આદર્શ પુરૂષ હતા અને તેમનું ચરિત્ર આટલું ટુંકમાં આપવામાં આવે એ ઈચ્છવા યોગ્ય નથી. જેમ કૃષ્ણ ચરિત્ર લખતાં બંકીમબાબુએ આખું મહાભારત, બધાં પુરાણો, વગેરે જ્યાં જ્યાં કૃષ્ણનું ચરિત્ર આવે તે તે ગ્રન્થોને ખૂબ ઘોળી અંદરનો રસ ચૂસેલો છે તેવીજ રીતે ભીષ્મ ચરિત્ર લખતાં કંઇ નહીં તો આખું મહાભારત ખાસ દૃષ્ટિથી ચૂસવું જોઇએ આવી સમાલોચકદ્રષ્ટિથી આ ચરિત્ર લખાયું નથી. આમાં ચરિત્રપર તો લેખકની (ભલે તે હિંદી લેખકનીજ હોય) લાંબી ટીકા હોવી જોઇએ. **सूच्यग्रं नैव दास्यामि विनायुध्धेन केशव** ( યુદ્ધ કર્યા શિવાય તો એક સોયની અણી જેટલું પણ હું આપનાર નથી ) એવું કહેનાર સુયોધન-દુર્યોધન-નું લુણ ખાઇ એક સ્વતંત્ર, મહાત્મા, જેના જેવી પ્રતિજ્ઞા આજદિન સુધી કોઇથી લેવાઇ નથી એવા દૃઢ-પ્રતિજ્ઞાને પણ માત્ર " લુણ ખાવાને " કાર-

. ઘેજ કેવા અધર્મમાં ઉતરવું પડે છે તેના દાખલા મહાભારતમાં ઠેકઠેકાણે મળી આવેછે અને તેનો વિસ્તૃત વિચાર કરવો ઘટેછે. એક પત્રના લેખમાં તે સંપૂર્ણ રીતે સમાવાઇ શકે નહીં, પણ એક પુસ્તકના ચરિત્રમાં તો તે ખાસ લાવવુંજ જોઇએ. આ કામસારૂ એક વર્તમાનપત્રના લેખનું ભાષાંતર બહુ કામ લાગી શકે નહીં. તેને સારૂ તો કોઇ ખાસ પુસ્તકજ જોઇએ. ઉપરાંત તે વખતની વર્ણવ્યવસ્થા, નિયોગ અને પુનર્લગ્ન આદિ બાબતોપર પણ યોગ્ય પ્રકાશ પાડવો ઘટેછે. આટલું છતાં ચરિત્રનાયક ખાસ એક આદર્શ પુરૂષ છે, અને જોકે તેનું ચરિત્ર સાધારણ રીતે આપવામાં આવ્યું છે છતાં દરેક હિન્દુના [illegible]માં એ ચરિત્ર રમી રહેલું હોવાથી તેનો આદર્શભાવ કુદરતી રીતેજ મનમાં ઠસે છે. આ ચરિત્રમાલામાં ક્રમ શો રાખવામાં આવ્યો છે તે અમને સમજાતું નથી. કંઇ નહીં તો શા સારૂ રામાયણના કાલથીજ શરૂઆત ન કરવામાં આવે? એકંદરે ચરિત્રમાલામાં અમને તો બુદ્ધચરિત્ર પછી કોઇપણ બહુ સારૂં પુસ્તક પ્રકટ થયેલું ભાસતું નથી, એ દિલગીરી સાથે અમારે અત્રે જણાવવું પડેછે. અમને આશા છે કે **મ ન્ત્રીજી મહાન** અને **રત્નો**ની યોગ્ય વ્યાખ્યાપર વિચાર ચલાવી પોતાનું કામ આગળ ચલાવશે, અને બને ત્યાં સુધી ક્રમ રાખશે.

**સ્વર્ગની કુંચી**:—કર્ત્તા રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર: પૃષ્ટ આશરે ૪૦૦. આવૃતિ ત્રીજી ૧૯૧૨; કીંમત રૂ. ૧–કાલબાદેવી–મુંબઇમાં કર્ત્તા પાસેથી પ્રાપ્ય.

ઉત્તમ છપાઇ ઉત્તમ બાઇન્ડીંગ અને ઉત્તમ કાગળનાં બાહ્ય રૂપરંગ સાથે ઉત્તમ લખાણથી ભરેલું રા. **અમૃતલાલ**નું આ કંઇ પહેલુંજ પુસ્તક નથી, તેમ જેમ બને તેમ જનસમાજને એનો લાભ વધુ મળે તેવી કીંમત રાખવાનો પણ કંઈ આ તેમનો પહેલોજ પ્રયાસ નથી. રા. **અમૃતલાલ**નું ગુજરાતી પ્રજામાં નામ એટલું તો જાણીતું છે કે તેમનો વધુ પરિચય કરાવવાની બીલકુલ જરૂર નથી–તેમ કરવું તેમની માનહાનિ કરવા બરોબર ભાસે છે! આજ દિન સુધી રા. અમૃતલાલે ૧૭ નાનાં મોટાં પુસ્તકો પ્રગટ કરી આગળના બ્રાહ્મણો જેમ શ્રીમંત તેમજ ગરીબોને સબોધ આપી પોતે તો માત્ર એક ઝુંપડીમાંજ પોતાનું સાદું જીવન ગાળતા તેમ, રા. અમૃતલાલનાં પુસ્તકોની કીંમત જોઇ, તેઓ એવો એક સફલ પ્રયત્ન કરતા હોય એમ ભાસે છે!

**સ્વર્ગની કુંચી** એ એમની અનુક્રમે બીજી કૃતિ છે અને તેમાં ઉત્તમ ભજન પદ સાથે ૨૧૦ સુંદર દાખલા સાદી ભાષામાં રજુ કર્યા છે એમનાં પુસ્તકોની ખુબી એ છે કે પુરૂષો આને બાલકો જેટલા પ્રેમથી એમનાં પુસ્તકો વાંચે છે તેટલાજ પ્રેમથી સ્ત્રીઓ પણ વાંચે છે. જેટલા પ્રેમથી એક વૈષ્ણવ એ પુસ્તકો વાંચે છે તેટલાજ પ્રેમથી એક જૈન, શૈવ, આર્ય સમાજીસ્ટ, પ્રાર્થનાસમાજીસ્ટ, સ્વામીનારાયણી, વગેરે પણ વાંચી શકે છે! પુસ્તકોને સર્વસાધારણ પ્રિયતાનું આના કરતાં ઉત્તમ ઉદાહરણ બીજી રીતે આપી શકાય તેમ નથી. રા. અમૃતલાલની બીજી એક એ ખુબી છે કે તેઓ બીજા ઉપદેશકોની માફક પોતાના ચોપડાની માત્ર ઉધાર બાજુ–બીજા પાસેથી નાણાં લેવાનીજ–બતાવતા નથી પણ લોકોનાં નાણાં પોતાની ઉપર નીકળે છે તે પણ–જમે બાજુ પણ–બતાવે છે. એમનાં આ પુસ્તકને ૧૬૫ મે પાને તેઓ મુક્તકંઠે સર્વે ઉપદેશકોને એજ રસ્તો સ્વીકારવા ભલામણ કરે છે, અને તેપર સર્વ ઉપદેશકોએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. તેઓ પોતાના એ ૧૦૩ ના દૃષ્ટાંતમાં લખે છે કેઃ—

" જેમ આભડછેટ, મૂર્તિપૂજા, અવતારની જરૂર, પુનર્જન્મ, યોગની સિદ્ધિઓ અને મહાત્માઓનાં ચરિત્રો બતાવીએ છીયે તેમજ લોકોને અભેદનો માર્ગ બતાવવો જોઇએ. બ્રાતૃભાવનો રસ્તો બતાવવો જોઈએ. આજની પેઠે હજારો નાનો જાતો નહીં પણ ચારજ વર્ણમાં લોકો રહેતા હતા એમ લોકોને સમજાવવું જોઇએ..............બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય એક બીજાનું ખાધાપીધાથી વટલાતા નહીં એવાં પ્રમાણો હાલની પ્રજાને પૂરા પાડવાં જોઇએ... બ્રાહ્મણ, ક્ષત્રીય વૈશ્યની કન્યા પરણી શકતા અને ક્ષત્રીઓ પણ કન્યારત્ન ગમે ત્યાંથી લાવી શકતા એમ

લોકોને સમજાવવા જોઇએ, અને પવિત્ર આર્યધર્મના પેટામાં આવેલા બધા મતભેદ જોઈએ નહીં...જ્યાં સુધી શાસ્ત્રોમાં રહેલા આવાં તત્વો લોકોને સમજાવીએ નહીં અને તે વખતનો દેશકાળ આ ભેદ પડયા ત્યારનો તથા હાલના દેશકાલમાં પડી ગયેલો ભેદ લોકોને સમજાવીએ નહીં ત્યાંસુધી આપણો ધર્મ તેના ખરા રૂપમા આવી શકે નહીં. કારણકે આપણે માત્ર ઉધાર બાજુ બતાવીએ છીએ, પણ જમેની રકમો બતાવતા નથી એટલે એ સંપ દ્વારકાં કયાંથી પ્હોંચે ? "

એમનાં લગભગ બધાં પાનાં ઉત્તમ દૃષ્ટાંતોથી ભરપૂર છે, પણ પાનું ૨૦, ૨૧, ૫૯, ૧૦૬, ૧૨૩, ૧૬૫, ૨૦૨, ૨૮૭, ૩૪૨, વગેરે પાનાં તો ખ્યાસ ધ્યાન ખેંચે છે. ઉપરાંત ઠેકઠેકાણે ઉત્તમોત્તમ પદો આપેલાં છે. ૨૧ મા પાતાંના દૃષ્ટાંતનું પદ નીચે મુજબ છે જે અમે માત્ર એક સાદા નમુના તરીકે વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ.

પદ.

ભજન તો બનત નાંહી, મન તો સેલાની રે. ટેક.
અચ્છે અચ્છે ભોજન ચઇએ, ઠંડા જલ પાની રે;
આવનેકો ખીડીયાં ચઈએ, ઔર પીકદાની રે, ભજન૦ ૧
કુલકુંકી સેજ ચઇએ, રૂપવંતી રાણી રે;
પુત્ર તો સપુત ચઇએ, કુલકી નિશાની રે. ભજન૦ ૨
હસ્તી ઘોડા માલ ચઇએ. તંબુ આસમાની રે;
કિલ્લા તો અજંગી ચઇએ, તોપ મુલતાની રે. ભજન૦ ૩
અર્વ ખર્વ ધનમાલ ચઇએ, ઇનોકી ખાની રે;
મૂળદાસ કહે સુંદર દુનિયાં, લોભે લલચાની રે. ભજન૦ ૪

૨૮૮ પાનાના દૃષ્ટાંતમાં દેવમંદિરમાં હાલ શા સારૂ લોક જાય છે તેનો ચિતાર આપતાં અને બોધ કરતાં રા. અમૃતલાલ કહે છે:—

" મંદિરમાં દર્શન કરવા જતી વખત એ પણ ભૂલી જવું જોઇતું નથી કે આપણે, ત્યાં કાંઈ ગામગપાટા મારવા જતા નથી, આપણે ત્યાં એક બીજાની મુલાકાતો લેવા જતા નથી, આપણે ત્યાં કંઈ બજારભાવ પૂછવા જતા નથી, આપણે ત્યાં કંઈ લગ્નનાં સાટાં કરવા કે પ્રેમની ઇશારતો કરવા માટે જતા નથી, આપણે ત્યાં કાંઈ લોકોની ખુબસુરતી જોવા કે માણસોના હાવભાવ તપાસવા જતા નથી, આપણે ત્યાં કંઈ આપણી મોટાઈ બતાવવા કે આપણું ડહાપણ બનાવવા જતા નથી, અને આપણે પાકી રીતે સમજવું જોઈએ કે પ્રભુનું મંદિર એ કાંઈ નિંદા ખાનાનું મકાન નથી, પણ ઈશ્વરની પ્રાર્થના કરવાનું પવિત્ર સ્થાન છે."

૩૨૩ મા પાનાનું આ નરસિંહ મહેતાનું પદ કેવું સુંદર છે ?

પદ.

એ બાઈ રે શાન્તિ પમાડે, તેને તે સંત કહીએ;
તેના દાસના દાસ થઈને રહીએ. (ટેક)
વિવાનું મૂળ મારા ગુરૂએ બતાવ્યું,
ત્યારે મેં તાનો માર શીદ ખાઈએ. (૨)
શીધા ગુરૂને બોધ નવ આપે
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—એ૦
ચેવની ઝોળી ખાતાં ને દુઃખ નવ જાય,

ત્યારે તેની ગોળી તે શીદ ખાઇએ (૨)
લીધા વળાવા ને ચોર જ્યારે લુંટે,
ત્યારે તેની સોબતે શીદ જઇએ—ઓ૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્ર ઉસે,
ત્યારે તેની છાયા તળે શીદ રહીએ (૨),
રાજાની ચાકરીમાં ભૂખ નવ ભાગે,
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦

રા. અમૃતલાલની કૃતિઓની કીર્તિ કંઇ ગુર્જર પ્રજામાંજ વીંટળાઇ રહી નથી. તે તો હિંદુસ્તાનીઓ અને મહારાષ્ટ્રીઓમાં પણ પ્રસરી રહી છે. પ્રખ્યાત વેંકટેશ્વર પ્રેસવાળા વિદ્યાભ્યાસંગી શેઠ ક્ષેમરાજ શ્રી કૃષ્ણદાસને પણ આ પુસ્તક તેમજ "**સ્વર્ગનું વિમાન**" બહુ ગમવાથી તેમણે તેનાં હિંદી ભાષાંતર કરાવ્યાં છે. તેમજ ભૂસાવળના મામતદાર મી૦ એમ. સી. કેળકર, બી. એ., નાં વિદુષી પત્ની સૌ. ગિરિજાબાઇ "**સ્ત્રીઓનું સ્વર્ગ**" નું મરાઠી ભાષાંતર છપાવે છે. *

અમે ઇચ્છીએ છીએ કે દરેક કુટુંબ **સ્વર્ગની કુંચીની** એક નકલ તો પોતાના ઘરમાં રાખશેજ.

ઇશ્વર રા. અમૃતલાલ સુંદરજી પઢીઆરની "સ્વર્ગનાં પુસ્તકો" પ્રકટ કરવાની 'સોલ એજંસી' ને કીર્તિરૂપી ધનથી સમૃદ્ધ કરી રા. અમૃતલાલની સદિચ્છા પાર પાડો!

**શ્રીમદ્ ભગવદ્ગીતાનું આધ્યાત્મિક ભાષાંતરઃ**—કર્તા રા. હરિલાલ નૃસિંહરામ વ્યાસ, પ્રકાશક, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય-મુંબઇ. પાનાં, આશરે ૮૦-કીંમત ૦)-॥ (પાકું પુઠું ૦)≡ રૂ. ૧) ની અનુક્રમે ૧૪ અને ૭ નકલો.

ઉપલું પુસ્તક સમાલોચનાર્થે અમારી ઉપર કાર્યાલયના મંત્રી તરફથી મોકલવામાં આવ્યું છે, જેની પહોંચ સ્વીકારતાં અમને અતિ આનંદ થાય છે. પુસ્તકની સુંદર છપાઇ અને કાગળના પ્રમાણમાં કીંમત લેતાં તે સસ્તાં સાહિત્ય તરફથી પ્રકટ થયેલું હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. વિવિધ ગ્રંથમાળાનો આ ૨૭ મો મણકો હમેશના રફ કાગળપર ન છાપતાં સારા કાગળપર એટલા સારુ છાપવામાં આવ્યો છે કે તેના ૪૦૦૦ ગ્રાહકોની સંખ્યા વધીને લે સવા પાંચ હજારની થાય તો કેવા કાગળો એટલીજ કીંમતમાં વાપરી શકાય તેનો વાંચકોને ખ્યાલ આવે. આ મણકાની ત્રણ હજાર પ્રતો વધુ કાઢવામાં આવી છે જેથી તેનું છુટક વેચાણ પણ થઇ શકે. (વિવિધ ગ્રંથમાળાના બીજા મણકા છુટા અપાતા નથી.)

આ ભાષાંતર રા. વ્યાસે સંવત ૧૯૪૫ માં રચી "વિજ્ઞાનવિલાસ" નામના તે વખતે નીકળતા એક માસિકમાં છપાવેલું. તેનીજ સ્વતંત્ર આવૃત્તિ કર્ત્તાએ સં. ૧૯૪૮ માં છપાવેલી. જેનીજ ફેરફાર શાયેની આ બીજી આવૃત્તિ સસ્તા સાહિત્યે છપાવી બહાર પાડી છે. મંગળાચરણથી શરૂ થતી કેટલીક કડીઓ ગાગરીયા ભટના-વ્યાસજીની છે,

વૈશપાયન ઋષિ એણીપેરે બોલ્યા તું સુણ જનમેજય રાય;
વિસ્તારીરે તુજને સંભળાવું કહું......પર્વ મહિમાય......

આ શરૂઆતની કડીનો ખ્યાલ આપે છે! ભાષાંતર સરળ અને સાદા રાગમાં હોવાથી સ્હેલથી મોઢે કરી શકાય તેવું છે.

*સૌ. ગિરિજાબાઇ કેળકર મરાઠીના એક પ્રસિધ્ધ સ્ત્રીલેખક છે. બે વર્ષ પુર્વે **ગૃહિણી-ભૂષણ** નામનું એક પુસ્તક તેમણે મરાઠીમાં લખી પ્રસિધ્ધ કર્યું હતું; અને હાલમાં તેનું ગુજરાતી ભાષાંતર પણ વેચાય છે.

**સ્વામી રામતીર્થ**—એમના સદુપદેશ-ભાગ ૫ મો:-અંગ્રેજી પરથી અનુવાદક :રા. માધુભાઈ બાબારાવ. પ્રકટ કર્તા સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, પૃષ્ટ ૨૪૦: મૂલ્ય ૦|. કાર્યાલયથી વિવિધ ગ્રંથમાલાના ગ્રાહકોનેજ પ્રાપ્ય.

સસ્તાં સાહિત્યની વિવિધ ગ્રંથમાલાનું ૨૫-૨૬ મું. આ પુસ્તક અમને અવલોકનાર્થે મોકલવામાં આવ્યું છે. કાર્યાલયના મંત્રી ભિક્ષુ અખંડાનંદને આતર છે. ખેડા સાથે કંઇક વધુ સ્હેલુંહેલી લાગે છે, કારણ કે આ ભાષાંતર તેમજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનાં પદ્યાત્મક ભાષાંતરનું પુસ્તક–એ બેઉ એમને આતરેજ મોકલી આપ્યાં છે! જેમ ગીતાના ભાષાંતરમાં ભગવાન શ્રીકૃષ્ણની છબી શરૂઆતમાં આપવામાં આવી છે, તેમ આ ભાષાંતરમાં સ્વામી શ્રી રામતીર્થની, એમ. એ. ની છબી આપવામાં આવી છે, જે સુંદર રીતે છપાઇ છે. આ પુસ્તકમાં સ્વામીશ્રીએ અમેરિકા ખાતે જુદી જુદી જગ્યાએ આપેલાં વીશ ભાષણો પ્રકટ કરવામાં આવ્યાં છે. પુસ્તકની છપાઇ સુંદર છે અને કીંમત તો સસ્તા સાહિત્યનીજ છે. ગીતાના ભાષાંતરની માફક સ્વામી રામતીર્થજીના બોધ વચનોની પણ છુટક વેચાણ સારું કેટલીક વધુ કોપીઓ મંત્રીજીએ છપાવી હોત તો વધારે સારું થાત.

પણ અમારે મંત્રીજીનું એક બાબત પર ધ્યાન ખેંચવાનું છે; લખાણની વચમાં જાહેરખબર પછી તે પોતાની હો કે પારકી–નાંખવી એ પસંદ કરવા યોગ્ય નથી. મંત્રીજી ભવિષ્યમાં જો એ પદ્ધતિ છોડી દેશે તો વધારે સારું થશે–એથી એમના પ્રચારને બીલકુલ વાંધો આવશે નહીં એમ અમારું માનવું છે.

**નડીઆદ-હિંદુ અનાથાશ્રમનો ઇ. સ. ૧૯૧૧-૧૨ નો વાર્ષિક રીપોર્ટ:**—આ રીપોર્ટ જોતાં જણાય છે કે આ અનાથાશ્રમે બાળપણમાં અનેક મુશ્કેલીઓ વેઠી છે અને હવે તે જુવાનીમાં આવ્યું છે. ગયું વર્ષ દુકાળનું હતું તેથી વ્યવસ્થાપક કમીટીને મજેથી કેટલીક ખાસ સૂચનાઓપર ધ્યાન આપવું પડયું હતું. એકંદરે વ્યવસ્થાપક કમીટી આગળ ચાર બાબત લાવવામાં આવી હતી. (૧) દુકાળ-પીડિત જનોની વ્યથા દુર કરવાના યોગ્ય ઉપાયો યોજવા. (૨) અનાથોને વિદ્યાભ્યાસ વ્યવસ્થાપૂર્વક આગળ વધે તે સારૂં એક વિદ્યા-સભા નીમવી (૩) અનાથોને કોઇ વિશેષ ધર્મનું શિક્ષણ ન આપતાં માત્ર નીતિધર્મનુંજ શિક્ષણ આપવું. (૪) બાલઅનાથો ઉપરાંત, અનાથાશ્રમના વિશાળ હેતુને પોષી વળવા, અપંગો, વિધવાઓ, વગેરે માટે પણ ભેદભાવ વગરની સગવડ કરવી. આમાંની પહેલી બે સર્વાનુમતે પસાર થઇ હતી.

દુષ્કાળ ફંડ—નડીયાદ, ગુર્જર વિદ્વાનોની-સાક્ષરોની-જન્મભૂમિ છે. 'નડીયાદમાં જેટલા સાક્ષરો પેદા થયા હશે તેટલા બીજે ભાગ્યેજ થયા હશે! આથી ગુર્જર પ્રજાને એ ગામ તરફ કાંઇ વિશેષ પ્રેમ હોય એ સંભવિત છે. દુકાળ ફંડ સ્થપાતાં અન્ન વસ્ત્રનાં દાન ઉપરાંત આ અનાથાશ્રમને રૂ. ૨૮૪૩-૪-૧ દાનમાં મળ્યા હતા.

**ઓરડીઓ ખાતે**—દરઓરડી દીઠ રૂ. ૨૫૦ ની માગણી જાહેર પ્રજાને કરવામાં આવતાં કુલ ૨૪) ઓરડી સારૂ રૂ. ૫૯૮૯-૧૦-૬ જમા થયા છે. ઉપરાંત ચાર ઓરડીનાં દાનનાં વચન મળ્યાં છે.

**મુષ્ટિ ફંડ તથા રેલ્વે-પેટીઓ**—મુષ્ટિ ફંડ દ્વારા રૂ. ૧૩૩-૨-૦ ની કીંમતનું અનાજ એકઠું થયું હતું જ્યારે રેલ્વેની પેટીઓ દ્વારા કુલે રૂ. ૧૩૪૩-૧૦-૧૧ાા ની ઉપજ થઇ હતી. રેલ્વે પેટીઓ દ્વારા બહુ સારું દાન એકત્રિત થતું હતું પણ 'પેટન્ટ દવાઓ' ના વેચનાર ઠગોને, ઉતારૂઓને દુઃખ દેતાં, ન બોધ કરનાર રેલ્વે કંપનીએ આ ફંડ થતું અટકાવ્યું હતું!

**જાહેર ખબરો**—આ આપત્તિને ખંત વાળવા વ્યવસ્થાપક કમીટીએ જાહેર ખબરો આપવાનો અને બીજે એવોજ રસ્તો દાન મેળવવા સારૂ લીધો જેને પરિણામેરીપોર્ટવાળા વર્ષમાં કુલે રૂ. ૫૪૧૦-૨-૧ નું પરચુરણ દાન મળ્યું હતું.

આ રીતે કાર્યકર્ત્તાઓના અથાગ શ્રમથી આશ્રમને કુલે રૂ. ૧૯૩૩૬-૩-૦ાા નું દાન પ્રાપ્ત થયું હતું.

**શિક્ષણઃ**—અનાથાશ્રમમાં અનાથોને લખવા ભણવા ઉપરાંત નેતર ભરવાનું, દરજીનું, ગુંથવાનું, ભરવાનું; વગેરે કામો શીખવવામાં આવે છે. અને સારા નમૂના વેચવા સારૂ મૂકવામાં આવે છે. હાર્મોનીયમ અને નરઘાં આદિ વગાડવાનું પણ ભજન આદિ ગાવા સારૂ શીખવવામાં આવે છે. ભજનો શીખવવા દયાનંદ અનાથાશ્રમ અજમેરના એક અંધ અનાથને રોકવામાં આવ્યો છે.

**ગુરૂકુળના બ્રહ્મચારીઓની મદદઃ**-વંદ્રાવન ગુરૂકુળના બ્રહ્મચારીઓએ તા. ૯-૬-૧૨ ને દિને પોતાના આશ્રમમાં એક સભા ભરી ગુજરાતના દુષ્કાળ પીડિતોને મદદ કરવા ઠરાવ કર્યો હતો. બ્રહ્મચારીઓ પાસે રોકડ નાણું હોવું, સંભવિત નથી, તેથી તેમણે પોતાને મળતું, દુધ સાત દિવસ અને ઘી બે દિવસ બંધ કરી તેની રકમ (રૂ. ૬૫-૧૧-૦) આ અનાથાશ્રમને મોકલી આપ્યા હતા. હરિદ્વાર ગુરૂકુલના બ્રહ્મચારીઓએ પણ એક સારી રકમ એકઠી કરી મોકલી આપી હતી.

**ઉત્તરહિંદના આર્ય અનાથાશ્રમોની મદદઃ**—ભીવાની આ અને ફીરોજપુરનાં આર્ય અનાથાશ્રમોએ બસો અનાથો લેવા સ્વીકાર્યું હતું. અજમેરના દયાનંદ અનાથાલય તરફથી પણ બાલક બાલિકાઓની અમુક સંખ્યા સ્વીકારવા કબૂલાત આપવામાં આવી હતી એટલુંજ નહીં પણ અજમેરના દયાનંદ આશ્રમે તો સ્વપુરૂષાર્થે અને પોતાને ખર્ચે દુર્ભિક્ષિતને બચાવવાનું કામ ઉપાડી લઇ પં. સુંદરદત્ત શ્રોતીય શર્માને નડીઆદ આશ્રમની દેખરેખ નીચે ગુજરાત કાઠીયાવાડમાં ભ્રમણાર્થે મોકલ્યા હતા. આવા પ્રકારની લોક લાગણી જુદા જુદા પ્રાંતોમાં ઉત્પન્ન કરવા સારૂ રૂ. ૧૭૨૦-૪-૬ ખર્ચ જાહેરખબરાદિમાં કર્યું હતું તે જો કે વધારે લાગે છે છતાં તેના વગર અનાથરક્ષાનું કાર્ય આટલી હદ સુધી થાત નહિ.

આ રીતે આ વર્ષમાં આશ્રમમાં તમામ ખર્ચ રૂ. ૮૯૩૯-૪-૧૧ાા નું થયું છે જેમાં અનાથોની ખોરાકી, પોષાકી, કેળવણી, દવાશાળા, અને ગોશાળાનું ખર્ચ દર **અનાથ દીઠ દરમહીને એકંદરે** આશરે રૂ. ૭-૪-૦ આવે છે. અનાથ અને અપંગો મળી હાલ કુલ્લે ૫૯૭ ની સંખ્યા આશ્રમને આશ્રયે છે. આશ્રમ કેટલાં ટુંક ખર્ચમાં આવા મોંઘવારીના સમયમાં પણ પોતાનું કામ ચલાવે છે તેનું બીજી સંસ્થાઓએ પ્રમાણ કાઢી અનુકરણ કરવું ઘટે છે.

**દોઢ માસનું બાળક અને ન્યાતનો ત્રાસ**—આ વર્ષમાં આ આશ્રમે એક દોઢ માસના અનાથ બાળકની રક્ષા કરી છે. અનાથને આશ્રમની આયા કે ધાવીની ગેરહાજરીમાં નડીઆદની એક સુધરેલ વિચારની ખડાયતા વાણીયણને ઉછેરવા આપવામાં આવ્યું હતું. પણ થોડાક દિવસ વીત્યા પછી ન્યાતના કેટલાક દ્વેષીઓએ અને તેના બીજા સગાઓએ તેને સ્ત્રીવરાવી ન્યાતબહાર મેલવાની ધમકી આપતાં તે બાઇ આ અનાથ છોકરાને પાછો મૂકી ગઇ હતી. આ અનાથનો ફોટો જોતાં આગળ જતાં તે એક હુશિયાર વિદ્યાર્થી થઈ નામ મેળવશે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. આ અનાથ કયાંથી મળ્યો તે અને તેના માતપિતા સંબંધી કશી ખબર રીપોર્ટમાં જણાવવામાં આવી નથી.

**મકાનાદિઃ**—આ આશ્રમને હવે પોતાનું મકાન મળી ગયું છે તેથી તેનાં ભાડાં આદિ સારૂ કશો ખર્ચ થતો નથી. ઉદ્યોગ શાળા બાંધવી યોગ્ય ફંડની ગેરહાજરીમાં બાકી છે. આશ્રમને અંગે એક ચિકિત્સાલય પણ સ્થાપવામાં આવ્યું છે.

M. M. J.

# નવી ચુંબન મીમાંસા!

હિંદુસ્તાનમાં ૧૮૫૬ માં દુષ્કાળ પડયો તેના નિવારણફંડમાં સહાયતા કરવા એક સુંદરી અંગ્રેજ કન્યાએ બજારની મધ્યમાં ઉભા રહીને પ્રસિદ્ધ કર્યું હતું કે જે એક શિલિંગ મને આપશે તેને હું મારા મુખનું ચુંબન લેવા દઇશ, એ વાત તે વર્ષના વર્તમાનપત્રોમાં પ્રગટ થયલી ઘણાએ જોઇ હશે. તેનો લાભ ઘણાએ લીધો હતો, પછી દુષ્કાળપીડિતો માટેની દયાથી કે બીજાં કારણથી તે ભગવત જાણે! પરંતુ અલબેલા યુરોપમાં ચુંબનનાં સાટાંજ નહીં પણ હરાજી પણ થાય છે! પેરીસની એક સૌથી સ્વરૂપવતી નટીએ ધર્માદા કામ સારૂ થોડા વખત ઉપર ૧ ચુંબનની હરાજી કરી હતી. એક તોપને ગોળે ઉરાડી મેલવાલાયક ઇશ્કખોર ફૂટનદેવાળીયાઓનો આ માટે મેળો ભરાયો હતો. દેખીતી રીતે એકજ જણ અપવાદરૂપ હતો કે જેણે સૌથી ઉંચી બીટ રૂ. ૧૫,૦૦૦ ની કરીને નટીદેવીને ચુંબવાનો અધિકાર ખરીદ્યો! આ ખરીદાર એક વૃદ્ધ પુરૂષ હતો! ચુંબન આપવા હસતે વદને નટી આગળ આવી ત્યારે આ કરતાં વધારે શાંતિ નહીં હોય! "દેવી" બોલ્યાં, મોંસ્યુ, આવો! વૃદ્ધે વળતાં કહ્યું "મને બહુ માન મળ્યું છે, પણ એ માન મારા જેવા વૃદ્ધને યોગ્ય નથી તેથી મારા પ્રતિનિધિ તરીકે હું મારા બાળક પૌત્ર મોકલીશ! રૂ. ૧૫૦૦૦ મળેલા અને વળી પ્રતિનિધિ નહીં ચાલે એવી કાંઇ બોલી નહોતી તેથી સ્વીકાર અનિવાર્ય હતો. વૃદ્ધે પોતાના સ્વરૂપવાન પૌત્રને ઉંચક્યો અને નટીના મુખ આગળ ધરીને તેની પાસે નિર્દોષ ચુંબન કરાવ્યું! આ વખતે હર્ષનાદ અને હાસ્યનાદ થઇ રહ્યો. નટીને યોગ્ય શિક્ષા થઇ!

૨

સ્ત્રીની ઇચ્છાપૂર્વક ચુંબન થાય તો તેની શિક્ષા નથી, તેમ તેનાં પતિવ્રતમાં યુરોપમાં વાંધો આવતો નથી–પરંતુ નહીં તો તો ભારે પડી જાય છે. યુરોપના એક પ્રખ્યાત રાજકુંવર કેનેડામાં મુસાફરી કરતા હતા ત્યારે તેને જરા પણ ભારે પડી ગયું હતું. સ્ત્રીની સમ્મતિ વિના ચુંબન કરનાર કાંઇ અનીતિવાન ગણાતો નથી, એટલેજ આ વાત પ્રગટતાને પામી છે. એ રાજકુંવર કેનેડામાં હતા ત્યારે એકદા હજામ પાસે હજામત કરાવી. તે હજામની પત્ની જરા દેખાવડી હતી. તે યુવાન પ્રીન્સને તેનું જરા ચુંબન લેવાની ઇચ્છા થઇ, અને તત્કાલ ઇચ્છા તૃપ્ત કરી! અને વળી ગુમાનમાં કહ્યું કે હે કલ્યાણિ! તારી બહેનપણીઓને અભિમાનથી કહેજે કે સ્વયં યુરોપના રાજાના કુંવર તરફથી બાદશાહી ચુંબનનું માન મને મળ્યું! હજામતનું પાણી આવ્યું તેણે તો ઉડાવીને કુંવરને એક લાતજ ધપાવી કાઢી અને ઉમેર્યું કે તમે પણ તમારા સ્વદેશીઓને જાહેર કરજો કે મને એક અમેરીકન હજામે બાદશાહી લાતનો સ્વાદ ચખાડ્યો હતો!

૩.

અમેરીકા દેશ મોજીલો હોવા છતાં સમ્મતિ વિનાની ચુંબન માટે તો ત્યાંના જજો સખત સજા કરે છે.

૧. એક વિધવાને ચુંબન કરવા સારૂ મી. હાર્ટમેન પાઇપરને રૂ. ૩૫ દંડ થયો.

૨. એક પર ણધવા મીસીસ વાયોલાડાયસને ચુંબન કરવા સારૂ મી. માર્શલ ફ્રેડનીચલ રૂ. ૯૦ દંડાયો.

૩. આવીજ રીતે મીસીસ હેનરી બેકના હોઠપર ચુંબનરૂપી હુમલો કરવા સારૂ જોર્જ બટલરને ૩૦ દહાડાની તથા કેટલાક ફટકાની સજા થઇ. જો કે યુનાઇટેડ સ્ટેટસની સુપ્રિમ કોર્ટના પ્રેસીડેંટે એવો "રૂલીંગ" આપ્યો છે કે "ચુંબન આપવું એ કાંઇ, અપરાધ નથી. ઉલટું ઉચ્ચ સહાનુભૂતિનું ચિન્હ છે!" પરંતુ બીજા જજો તે મત સાથે મળતા થનારથી એજ કાંઇક દિલાસો છે. ડબ્લીનની જુરીએ તો એકજ ચુંબનથી ઘાયલ થયલી કન્યાને નુકશાનીના રૂ. ૧૮૦૦ અપાવ્યા હતા.

૪.

ઇંગ્લંડના પ્યુરીટનોના જમાના પૂર્વે ચુંબન બહુ પ્રચલિત હતું. જતાં આવતાં, મળતાં મુકતાં મિત્રો તથા મિત્રાણીઓ પરસ્પર ચુંબન લેતાં. પરંતુ ક્રોમવેલના સમયમાં પુરીટન પંથ સત્તામાં આવ્યો જે એવા પ્રકારના અસભ્ય આનંદથી વિરૂધ્ધ હતો. પરપુરૂષનાં દેખતાં આશુકમાશુકો ચુંબન લે તેમને બન્નેને મેજીસ્ટ્રેટ આગળ ખડા કરીને સખત સજા કરવાનો કાયદો પસાર કરીને સખત રીતે અમલમાં મેલવામાં આવ્યો હતો. તે કાયદા પ્રમાણે પત્નીને પણ કે કમ્મરે હાથ નાંખવો એ મહા પાપ ગણીને તે શિક્ષાપાત્ર ઠરાવવામાં આવ્યું હતું.

૫.

લોકનિંદા એવા અપરાધ સારૂ પુરતો અટકાવ કરનારી થઇ પડવી જોઇએ અને બીજા નહીં તો આ પ્રકરણમાં હિંદુસ્તાનમાં લોકનિંદાનો ભય એવી અસભ્યતા અટકાવવા સમર્થવાન થયો છે એ સંતોષની વાત છે. આદર્શ સામાજીક વ્યવસ્થા એજ છે કે લોકનિંદાના ભય માત્રથી દુષ્ટો દુષ્ટતા કરતા અટકે—અને તેથી તેમને માટે કાયદા ઘડવા તથા અમલમાં મુકવા ન પડે; કારણ કે ગમે તેવા સંપૂર્ણ કાયદા કદાપિ સંતોષકારક રીતે કે સંપૂર્ણ રીતે અમલમાં મેલી શકાતાજ નથી એ જગતનો અનુભવ છે.

---

## હીંદુસ્તાનની પેદાશને ખીલવવાની અગત્ય.

### હિન્દનું કલ્યાણ તેમાંજ છે.

('સત્ય' માટે ખાસ.)

લેખક—ઠાકુર શ્રી જસરાજસિંહજી સીસોદીયા.-તંત્રી "ધિ રાજપુત હેરલ્ડ"—લંડન.

હિન્દને ધનાઢ્ય કરવા માટે હીંદની પયદાયશોને ખીલવવી આવશ્યક છે. આપણો દેશ ઘણો ફળદ્રુપ છે અને જગમાં મલતી દરેક ચીજો તે ઉત્પન્ન કરી શકે છે પણ તે સ-

ધળી કાચી જણસોને કેળવી ઉપયોગમાં લેવા લાયક કરવા માટે આપણને મોટા શ્રમ ખેંચવા જોઇયે છે. આ પરિશ્રમ ખેંચવાથીજ દેશમાં ધન એકઠું થઇ શકે અને તેથીજ તેનું કલ્યાણ થઇ શકે. 'સત્યના' અસંખ્ય વાંચકોને ખબર હશે કે એશીયાખંડની ભિન્ન ભિન્ન પ્રકારની ઉત્પત્તિઓ ઉપર યુરોપની વ્યાપારી મોટાઇનો આધાર રહેલો છે. એશીયામાં મળતી, ઉગતી, તથા બનતી દરેક ચીજો તેના સુધારા વધારા માટે યુરોપ જાય છે અને ત્યાંથી ધ્રુવિત આકારમાં ઓગણે ત્યાં પાછી ફરે છે અને તે માટે આપણને બેવડું દામ (તેના કરની સથે) આપવું પડે છે. સારાંશ કે આપણી મહેનત અને ઇશ્વરેચ્છાથી આપણા દેશમાંજ મલી શકતી જણસોનાં ફળો આપણે ખરીરીતે ચાખી શકતા નથી. એશીયા જેવા એક મોટા ખંડને અને હિન્દુસ્થાન જેવા એક મોટા દેશને આ ઘણું શરમ ભરેલું છે. આપણે ત્યાં પૈસા છે અને આપણા જવાનો ચાલાક છે છતાં આપણે આપણા દેશને માટે અને તેની કીર્તિ માટે કશું બજાવી શકયા નથી એ અફસોસની વાત છે. દરેક ચીજ માટે આપણને યુરોપ તરફ નજર ફેરવવી પડે છે તો કાં' નહીં આપણે તે ચીજો આપણા દેશમાં કેળવી શકીએ; તે હું સમજી શકતો નથી.

## દરેક માલ માટે પરદેશમાં ફેરવવી પડતી નજર.

કાપડની સુંદરતા માટે આપણે મેનચેસ્ટર તરફ જોઇએ છીયે. ગરમ કાપડ માટે આપણે યોર્કશીયર પુગી જોયે છીયે. કટલરી માટે જર્મની અને શેફીલ્ડ લખવું પડે છે. અને સારાં ચામડા માટે બેલ્જીયમ જવું પડે છે. આ સઘળી ઉપયોગની અને અતિ અગત્યની જણસો જે દરરોજના વપરાશમાં આવે છે તે માટે આપણે યુરોપના ઓશીયાળા છિયે. હિંદથી યુરોપ જવાના માર્ગો આજે ખુલ્લા છે તો તે સગવડનો આપણને લાભ મલે છે પણ ભવિષ્યના ભીતરની વાત કોણ જાણે છે? આ સગવડો બંધ થઇ જાય તો શું હિન્દદેશ પાછો અંધકારમાં ધસડાઇ જાય? હીંદ દેશની મોટાઇ વધારવાની અને તે વ્યાપાર અને હુન્નરના વધારાથી વધારવાની કેટલી અગત્ય છે તે ભવિષ્ય ભાખનારાઓ આ રીત્યે જોઇ શકે છે.

લેંકેશાયર જેવું સુતરાઉ કાપડ અને યોર્કશાયરમાં બને છે તેવું ગરમ કાપડ શું આપણે બનાવી શકયે નહીં? ભાત ભાતનાં તેલો જે આપણા દેશમાં ઉગતાં બીયાંમાંથી યુરોપમાં કાઢવામાં આવેછે તે શું આપણે આપણાજ મુલકમાં ન કાઢી શકીયે? ચામડાં કેળવવાનો સાહસ શું આપણે ન ઉઠાવી શકીયે? ઘરગથ્થુ વપરાસની ચીજો શું આપણે ન ઉત્પન્ન કરી શકીએ? જો કરવા માંગીયે તો આપણે ઘણું કરી શકીયે પરંતુ સ્વભોગ અને સાહસની ગેરહાજરીમાં એવું કશું બની શકે નહીં. યુરોપ તરફ દરેક માલ મસાલા માટે આપણે જોઇએ છીયે તો યુરોપના સ્વભોગ અને સાહસ ખેડનારા વીરલાઓ ઉપરથી પણ કેમ ધડો લઇ શકતા નથી એ સમજવું કઠિન છે. ત્યાં કોઇપણ નવો હુન્નર યા નવી યોજના તુરત આગળ પડેછે; કેમકે તેમને આગળ પાડનારા લક્ષાધિપતિઓ ત્યાં તૈયાર છે. દેશની પ્રતિષ્ઠા વધારવામાં પૈસાના વાંધા ઉભા કરવા એ તેઓના ધર્મવિરૂદ્ધ છે. અને ખરૂં જોતાં આવા પુરૂષો ઉપરજ દેશની ઉન્નતિ અને દેશની મોટાઇનો આધાર રહેલો છે.

## હીંદને પૈસે કમાનારા સાહસિક પાશ્ચાત્યો.

થોડાજ દિવસની વાત ઉપર એશીયા ખંડની પડત જગ્યા ખીલવવા કાજે એક મોટી

કંપની લંડનમાં સ્થાપવામાં આવી હતી. આ મંડળના સઘળા લાગના વળગતાઓ પરદેશી અને તેની થાપણ જે કરોડોની રાખવામાં આવી છે તેનો મોટો ભાગ પૂર્વમાં ભરાવાની ગોઠવણ કરવામાં આવી છે. પણ આ તો નક્કી છે કે આ સંસ્થાનો મોટો નફો પશ્ચિમમાં જશે. આવી રીતે પૂર્વને પૈસે પશ્ચિમની મોટાઇ કયાં સુધી રહેશે તે ઉખ્ખાણું, અધિપતિ સાહેબ, તમારા વિદ્વાન વાંચકોને માટે હું રાખુ છું.

આપણો એશીયા ખંડ પેટ્રોલીયમ પેદા કરી શકે છે. તેમજ લોઢું, તાંબુ અને બીજી ધાતુઓની ત્યાં ખાણો છે. મોતી સીલોન અને બેહરીન (પરશીયન ગલ્ફ) માં મળે છે કે જે આખી દુન્યામાં વખાણાય છે. અનાજ દાણો જોઇએ એટલો, રૂ, અફીણ આદિ વસ્તુઓ મોટા જથ્થામાં અત્રે ઉગે છે. આ સઘળી ઉત્પત્તિઓ ઉપર પોણી દુન્યાનો આધાર છે અને આપણે જો કરવા માંગીએ તો આખી દુન્યાને ખવડાવી, પહેરાવી શકીએ એમ છે; પણ આવા કલ્પદ્રુપ ખંડ અને દેશના પુત્રો બુદ્ધિ તથા સાહસ તથા તેવાજ કલ્પદ્રુપ નથી. એકાદ બે તેવા લોખંડના સાહસ કે થોડીક કાપડ વણવાની મીલો કે થોડાક રૂ દાબવાના પ્રેસો સિવાય આપણે આગળ જોઇ શકતા નથી, અને વળી આવી મીલો કે આવા પ્રેસોમાં પણ સુધારા વધારા કરવામાં ઢીલ કરીએ છીયે. ખરેજ એક સાચ્ચા હિન્દીવાનને અફસોસ છુટે છે કે આવી રીતે કયાં સુધી હિન્દ દેશ, કે જે એક વેળા મહાન ગણાતો હતો જે જગતના ઇતિહાસમાં પ્રથમ હતો તે, આજ પારકાં દેશ ઉપર આધાર રાખતો રહી જશે.

## હીંદના ૭૫૦ રાજાઓ શું કરે છે?

આપણે ત્યાં ૭૫૦ રાજાઓ છે કે જેઓ સઘળા પૈસે પુર છે. આ ઉપરાંત લક્ષાધિપતિ અને જાગીરદારોનો તોટો નથી આપણે ત્યાં યુવાનો ચંચળ હોઇ દરેક બાબત ઝટ સમજી જાય એવા કુશાગ્ર બુધ્ધિના છે. તો દરેક સાચા માતૃભુમીના ભાવિક સેવકની ફરજ છે કે પોતાના પૈસા અને પોતાનાં પુત્રોને દેશને કલ્યાણ કરતા વ્યાપાર ઉધ્યોગની સાહાસિક ચળવળમાં નાખે અને પરિણામે આપણો દેશ પોતાની ખોયલી કીર્તિ પાછી સંપાદન કરશે એમાં કશો સંદેહ નથી.

## રાજદ્વારી બાંગો.

રાજદ્વારી બાંગોથી જેટલું ન થઇ શકે એટલું વ્યાપારથી થઇ શકે છે. અને જે મોટાઇ રાજદ્વારી બાંગો લાવી શકતી નથી તે વ્યાપાર લાવી શકે છે. એક વેળા હિન્દને પોતાનો વ્યાપાર અને પોતાની [illegible] તેળા, હિન્દી, પૈસા, મીલ્ટી, ઉદ્યોગી, વસ્તુઓ, ઉત્પન્ન કરવામાં રોકાવા દો, અને પછી જુઓ કે સમસ્ત જગત હીન્દને માન આપતી થશે અને હિન્દની મોટાઇ પીછાણી શકશે. હીંદની ઉન્નતિ તેમાંજ સમાયલી છે. હિન્દ કીર્તી એમજ જાળવાય શકાશે. અંગ્રેજી રાજ્યની શીતલ છાયામાં એ કરતાં સહેલું બીજું કાંઇ કામ નથી. માત્ર પ્રામાણિક સાહસની જરૂર છે.

તથાસ્તુ.

થયેલી અવનતિનું તુલનાયુક્ત જ્ઞાન કરાવે છે. ઔરંગાબાદમાં પાનચોકી નામની મસજીદ હીંદની સૌથી સુંદર મસજીદ છે. મક્કાઈ દરવાજો, જુમ્મા મસજીદ તથા મલીક અંબરની મસજીદ પણ જેવાલાયક છે. શહેરથી ૧૬ માઇલ દૂર રાઝા ઔરંગઝેબની પોતાની કબર માટે પ્રખ્યાત છે. તે મુસલમાનોમાં પવિત્ર સ્થળ ગણાય છે. તેની ધર્માંધતાની જાણે મશ્કરી કરવાજ, આ કબરની ફાટમાં તુલસી ઉગ્યાં છે! આ કબર સૌથી સાદી અને સાધારણ છે. કુરાનના ફરમાન પ્રમાણે કબર એવીજ હોવી જોઇએ તેથી તેવીજ કરવા ઔરંગઝેબને પોતાના મરણ પહેલાં એ આજ્ઞા હતી. તેણે પોતાના વસીયતનામામાં ફરમાવ્યું હતું કે, તેના મરણોત્તર ક્રિયાનો ખર્ચ પોતે જે ટોપી ભરીને તથા કુરાનની નકલ કરીને કમાયો હતો તેમાંથી કરવો. (તેના હાથની લખેલી કુરાનની નકલ વેચતાં રૂ. ૮૦૫ ઉપજ્યા હતા.) તથા વધે તે ગરીબોને દાન કરવું. આ કબર પાસે પ્રખ્યાત પીર સૈયદ હઝરત બુરહનુદ્દીન (મરણ ૧૩૪૪) ની કબર છે. ૧૩ મી સદીને અંતે તે ૧૪૦૦ શાગિર્દો સહિત તે ઉત્તરથી અહીં આવેલો કહેવાય છે. તેનો હેતુ હીંદુઓમાં ઇસ્લામી ધર્મનો પ્રચાર કરવાનો હતો. સૈયદના મરણ પછી તેના શિષ્યો ભૂખે મરવા લાગ્યા; પણ સૈયદની પ્રાર્થના કરતાં એક અદ્ભુત ચમત્કાર થયો. રાતોરાત સૈયદે બંધાવેલી મસજીદની દક્ષિણ દિશાની ફરસબંદ જગ્યા ઉપર રૂપાનાં નાનાં ઝાડો ઉગી નીકળ્યાં!! જ્યાં સુધી આ મસજીદના નીભાવ માટે એક નાની જાગીર બક્ષવામાં ન આવી ત્યાં સુધી, વર્ષો પર્યંત રૂપાનાં ઝાડો ઉગતાં રહ્યાં! આશ્ચર્ય છે કે રૂપાનાં ઝાડ ઉગતાં હતાં તો પછી જાગીર શું કામ લીધી? કહે છે કે હજી પણ રાતે એ ઝાડોની જગ્યાએ ઝાડના અંકુરો ફુટે છે પણ દિવસ પડતાં પાછા લોપ થાય છે એજ ખોરાક વાંધો આવે છે. સર ગાઇ ફ્લીટવુડ વિલ્સન (હીંદના નાણાં ખાતાંના પ્રધાન) ની હમને દયા આવે છે!

**મીસીસ એની બીસંટ અને થીઓસોફી**—અડ્યારમાં ગયા ડિસેંબરની અંતે થીઓસોફિકલ સોસાઇટીના થયલા ૩૮ મા મહોત્સવ પ્રસંગે ગત ૫ વર્ષમાં ચાલેલાં તે મંડળના કામની પ્રણાલિ વિષે વિવાદ કરવા તે મંડળના સભાસદોની સભા મળી હતી. તે વખતે પ્રોફેસર નરસિંહ આદિએ એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે થીઓસોફીકલ સોસાઇટીને તેના ગુપ્ત અંતરંગ (એસોટેરિક) મંડળ સાથે સંબંધ નથી માટે તેને થી. સો. થી જુદું પાડી નાંખવું અને મીસીસ બીસંટ થી. સો. ની પ્રધાન હોવાથી ગુપ્ત મંડળની પ્રધાન તરીકે તેણે મી. લેડબીટરની તરફેણમાં રાજીનામું આપવું—વળી "ઓર્ડર ઓફ ધી રાઇઝીંગ સ્ટાર ઇન ધી ઇસ્ટ" મી. કૃષ્ણમૂર્તિને ભવિષ્યનાં અવતાર-બુદ્ધ તરીકે માનનારાઓનાં નવાં મંડળને પણ થી. સો. થી દૂર કરવું (પં. ભગવાનદાસનો પણ એજ મત છે.) આના જવાબમાં મીસીસ બીસંટે આપેલું ભાષણ ગયા જાનેવારીના **થીઓસોફી ઇન ઇંડીયા (કાશી)** માં પ્રગટ થયું છે. તે વિદુષીએ કહ્યું કે ગુપ્ત મંડળને ખસેડવા માંગનારા થીઓસોફીસ્ટોએ પોતે તેને ખસેડવાને બદલે થી. સો. ને ખસેડવી જોઇએ! ખરી થીઓસોફી તો ગુપ્ત મંડળનીજ છે. એ મંડળના આરંભમાં થી. સો. ના ૩ વિભાગ હતા, (૧) મહાત્માઓ, (૨) તેમના તથા મેડમ બ્લેવેટસ્કીના શિષ્યો તથા (૩) સામાન્ય સભાસદો. મહાત્માઓની હસ્તી વિષેજ અશ્રધ્ધાળુ સભાસદોને શંકા પડવાથી તેઓ સભાસદમાંથી નીકળી ગયા અને તેથીજ થીઓસોફીની પ્રગતિ અટકી પડી. પછીજ હાલનું બંધારણ કર્નલ ઓલ્કોટે ૧૮૮૮ માં સ્થાપ્યું. મહા-

તેમાને માનનારા ગુપ્ત મંડળનો સિદ્ધાંત પ્રથમનો હોવાથી તેજ ખરી થીઓસોફી છે. તે ગુપ્ત મંડળના પ્રમુખ તરીકેનો પોતાનો હોદ્દો છોડી દેવાની સૂચના વિષે બાનુએ કહ્યું કે મને તેના પ્રમુખ તરીકે કાંઇ તમે નથી નીમી પણ મહાત્માઓએ નીમી છે, માટે જીવ છે ત્યાંસુધી તે રાજીનામું નહીં આપું ! મહાત્માઓ કહેશે ત્યારે આપીશ. કૃષ્ણમૂર્તિના પંથ વિષે બોલતાં તેણે કહ્યું કે થીઓસોફી કોઇ સંપ્રદાયની નથી. તે સર્વે ધર્મ તથા સંપ્રદાય સ્વીકારે છે તો આ નવીનનો શા માટે તિરસ્કાર કરવો ? શું થી. સો. માં ધર્મની સહનશીલતાના અણુઓ પણ નથી રહ્યા ? ગયેજ વર્ષે થી. સો. ના હીંદી વિભાગના સેક્રેટરી પં. ભગવાનદાસ એમ. એ. એ આર્યસમાજને પણ થી. સો. ની શાખા તરીકે ' ચાર્ટર ' આપ્યું તે કરતાં આ " ઓ. ઓર્ડ ધી સ. સ્ટાર " ગયો ? એ ઓર્ડરના થીઓસોફીસ્ટ વિરોધીઓની તકરાર એ છે કે એ ઓર્ડર બીજા પંથો પેઠે થી. સો. થી તટસ્થ ન રહેતાં તેના ભાગ તરીકે ભળી જાય છે–તેનો જવાબ મીસીસ બીસટે આપ્યોજ દેખાતો નથી.

**ફ્રેંચ લોકો અને પૌર્વ વિદ્યા**—એ ત્રણ માસ બંધ રહ્યા પછી **રાજપુત હેરલ્ડ** ( લંડન ) નો જાનેવારીનો અંક પ્રગટ થયો છે. પત્ર બંધ રહેવા માટે તંત્રી ખુલાસો કરે છે કે બંધ રહેવા દરમીયાન હમે કાંઇ બેસી રહ્યા નહોતા, પરંતુ હમારા આદર્શો સુધારતા રહ્યા હતા ! વળી એ આરામથી હમારી શક્તિની વૃદ્ધિ તથા તાજગી થઇ છે. આવા અકસ્માતો વાંચકોએ શાંતિથી સેવવા જોઇએ. જાનેવારીના અંકમાં શ્રીમતી એલ્સી ઓક્રે શિર્ષકવાળા વિષય પર લખે છે. વિદુષી વિલાપ કરે છે કે, અંગ્રેજો સુંદરતાના રસિક નથી, પરંતુ વ્યાપારિક વૃત્તિનાજ વિશેષાંશે છે. પૂર્વ દેશોના અનુપમ સુંદર હુન્નરતી, તે દેશના તેઓ રાજા હોવા છતાં તેમણે પુરતી કદર કરી નથી. લેખક કહે છે કે ફ્રેંચ લોકો સુંદરતાના અધિક રસિક છે. જો હીંદુસ્તાન ઇંગ્લંડને બદલે ફ્રાન્સને હસ્તક હતે તો પેરીસ પૂર્વના હુન્નરના નમૂના તેમજ ધર્મનું, મધ્યબિંદુ થઇ પડયું હતે. સાધારણ ફ્રેંચો પણ સાહિત્ય અને હુન્નરના વધારે રસિક છે. પ્રભાતના દૈનિક પત્રમાં કોઇ લાંબો નિબંધ આવશે તો ફ્રેંચમેન તે આનન્દથી વાંચશે, જ્યારે વાણીયા બુદ્ધિના અંગ્રેજને તે કચરારૂપ લાગશે. જો ફ્રાન્સ હીંદના ગાઢા સંબંધમાં આવ્યું હતે તો ફ્રેંચોના રાષ્ટ્રિય જીવનમાં હીંદીપણું આમેજ–ઓતપ્રોત થઇ જાત. પૂર્વ તરફની ભાષાઓનાં પ્રખ્યાત ફ્રેંચવેત્તા પીએરીલોટીએ હીંદની મુલાકાત લીધી, તે યાત્રાની બુદ્ધિથી, નહીં કે ટિકાની દ્રષ્ટિથી કરી હતી. પૂર્વની ગુપ્ત વિદ્યાઓએ તેનું મન હરી લીધું હતું. સત્ય એ છે કે ફ્રાન્સ હુન્નર બાબતે પૂર્વ તરફ છે. પૂર્વ પર તે મોહિત છે. તેઓ એટલા બળવાન છે કે પ્રાચીન રોમનોએ ફ્રાન્સ જીતતાં રોમનોને પણ ફ્રેંચોએ પોતાનાં રકનાદિથી પણ મિશ્રિત કરી દીધા ! સ્ત્રીની પ્રતિષ્ઠાના પ્રકરણમાં પણ ફ્રેંચો પૂર્વનેજ મળતા આવે છે. ફ્રેંચ સ્ત્રીની પ્રતિષ્ઠા ઘણી છે, ખાસ હક નથી અને માંગતી નથી.

**આર્યન બ્રધરહુડનું પ્રીતિભોજન તથા જ્ઞાતિનો ખળભળાટ**—હમારી ઇચ્છા છતાં સ્થળાભાવને લીધે ગુજરાતી માસિકોનો સાર હમે પ્રગટ કરી શકતા નથી. પરંતુ રા. બ. રમણભાઇનો લેખ એટલો ઉત્તમ છે કે અને તેમાં એવા ગૂઢ તથા ડહાપણભર્યા વિચારો ડહાપણભરી રીતે દર્શાવે છે કે સ્થલસંકોચ છતાં તેનો કેટલોક ભાગ નીચે આપીએ છીએઃ—

ગુજરાતની નાતોના આ ખળભળાટને લીધે આ ભોજન સમારંભની યોગ્યાયોગ્યતા વિશે અનેક દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરવામાં આવી છે. કોન્ફરન્સમાં નાતની વ્યવસ્થા વિશે દર્શાવવામાં આવેલા વિચાર અને થયેલાં ઠરાવ સંબંધમાં નાતોએ કાંઇ ઉપાય લીધા નહિ. અને માત્ર ભોજન સંબંધમાંજ ઉપાય લીધા; તેમજ, વર્તમાનપત્રોમાં પણ ભોજનને ઘણું મહત્વ આપવામાં આવ્યું તથા કોન્ફરન્સમાં બનેલી હકીકતને ઘણી ગૌણ ગણવામાં આવી; એ સ્થિતિ ફરીથી એ વસ્તુનું પ્રતિપાદન કરે છે કે હાલની નાતની વ્યવસ્થા **જેને શુદ્ધતા ગણે છે તેમાં વિચારની કે મનની શુદ્ધતાનો સમાવેશ થતો નથી, પણ માત્ર, બાહ્ય આચારની શુદ્ધતાનો સમાવેશ થાય છે** અને તે બાહ્ય આચારની શુદ્ધતા ખરી ન હોય અને દાંભિક હોય તો પણ ચાલે છે,—તે દાંભિક છે. એવું જાણવામાં હોય તોપણ ચાલે છે. હાલની નાતની વ્યવસ્થાએ કલ્પેલી શુદ્ધતાની ભાવના નાતના માણસોના મ્હોટા ભાગના ચિત્તમાં આજ રહી નથી, અને, એક બીજાને તત્કાળ અંગત અડચણ ન આવે માટે તે શુદ્ધતા જાળવવાનો દંભ કરી કામ ચલાવી લેવામાં આવે છે એ સ્પષ્ટ છે. આવી દશા કાયમ રાખવામાં હિન્દુ પ્રજાનું હિત સમાયેલું છે એમ કોઇનું પણ અંતઃકરણ સાક્ષી પુરે છે?

જેમનું એમ કહેવું હોય કે હાલની નાતની વ્યવસ્થાએ માનેલી શુદ્ધતા પૂરેપૂરી અક્ષરશઃ જાળવવી જોઇએ, અસ્પૃશ્ય મનાયેલી જાતિઓનો સ્પર્શજ ન કરવો જોઇએ અને ખાનપાનના વ્યવહારની મના છે તેવી કાયમ રાખવી જોઇએ- તેમના અને કોન્ફરન્સના વિચારોનો વિરોધ તર્કની કસોટીએ ચઢાવી શકાય તેવો છે. રોજના કામકાજમાં સહુને ખ્રીસ્તી, પારસી, મુસલમાન વગેરેને સ્પર્શ કરવાના પ્રસંગ આવે છે; રેલવે ટ્રેનોમાં, નાટકશાળાઓમાં, તમાશાઓમાં અને એવા બીજા જાહેર મેળાવડાના પ્રસંગોમાં હિન્દુ 'અન્ત્યજો' સામેલ થઇ શકે છે અને થાય છે. મ્હોટાં શહેરોમાં પાણીના નળ હોય છે ત્યાં બધી કોમો અને બધી જાતો નળમાંથી પાણી લઇ શકે છે; યુરોપમાં બનેલી દવાઓ અને પુષ્ટિકારક ખોરાકની ચીજો જથાબંધ વપરાય છે; બરફ અને 'એયરેટેડ વોટર્સ' નો છુટથી ઉપયોગ થાય છે. આ સહુમાં સ્પર્શાસ્પર્શની અને ખાનપાનના વ્યવહારની શુદ્ધતાના નિયમોનો ખુલ્લી રીતે ભંગ થાય છે, અને, તે ભંગ માટે કોઇને નાતબહાર મુકવામાં આવતા નથી, કોઇ પ્રાયશ્ચિત્ત કરતું નથી, કોઇ સ્નાન કરતું નથી, લુગડાં બોળી નાખતું નથી કે જનોઇ બદલતું નથી. આ બધું આપત્તિકાળને લીધે કરવું પડે છે એમ કહેવું એ વ્યર્થ છે અને અપ્રમાણિક છે. એમાંના એક પણ પ્રકારનું વર્તન કરવાની કોઇને ફરજ પડતી નથી, અને, એમાંના દરેક કાર્યથી દૂર રહેવું હોય તો દૂર રહી શકાય તેમ છે. કેટલાક એમાંના કોઇ કોઇ કાર્યથી દૂર રહેનારા પણ હોય છે. વ્યવહારના સ્વાર્થ માટેના સારૂ નોકરી કે વેપાર ખાતર અસ્પૃશ્ય જનોનો સ્પર્શ કરવામાં આવે છે અને રેલવેની મુસાફરી કરવામાં આવે છે, તેમાં કાંઇ આપત્તિકાળની ફરજ નથી; અસ્પૃશ્યનો સ્પર્શ કોઇ પણ રીતે ન થાય એવી શુદ્ધતા જેને જાળવવી હોય તે એવા પ્રસંગ આવે તેવી નોકરી કે વેપારથી દૂર રહી શકે છે અને રેલવેને બદલે પગરસ્તે મુસાફરી કરી શકે છે. કેટલાક સાધુઓ પગરસ્તેજ મુસાફરી કરે છે, અને, જાત્રાના કેટલાક સંઘ હજી પગરસ્તે જાય છે. નાટકશાળામાં અને તમાશાઓમાં ન જવું હોય તો ત્યાં જવાની ફરજ પડતી નથી. પાણીના નળનું પાણી ન પીવું હોય તો કુવા અને ટાંકાનું પાણી પી શકાય છે અને તેમ કરનારા કેટલાક હોય છે. યુરોપથી

આવતા ખાનપાનના પદાર્થોનો અને બરફનો તથા 'એયરેટેડ વોટર્સ' નો સમૂળગો ઉપયોગ ન કરવાનો નિયમ કરવો હોય તો તે થઇ શકે છે. જેઓ આ બાબતોના નિષેધને શુદ્ધતા માને છે તેઓ રાજી ખુશીથી પોતાના હિત ખાતર, સગવડ ખાતર અને તન્દુરસ્તી ખાતર એ નિષેધના નિયમ તોડે છે. 'પ્રાણાન્તે પણ ધાર્મિક શુદ્ધતા જાળવવા અમે તત્પર છતાં શુદ્ધતાનો ત્યાગ કર્યો વિના અમારે છુટકો નથી' એમ તેઓ કહેતા હોય તો તે માત્ર દંભ છે. એ પ્રકારની કહેવાતી 'શુદ્ધતા' જાળવનાર થોડા છે, અને, પ્રજાનો ઘણો ભાગ એ 'શુદ્ધતા' જાળવતો નથી એ વાત દર્શાવે છે કે પ્રજાના ઘણા ભાગને એ 'શુદ્ધતા' જાળવવા જેવી લાગતી જ નથી.

ઉપર કહેલા પ્રસંગો હાલના જમાનામાં, બદલાયેલી સ્થિતિમાં શરીરના અને સ્વાર્થના લાભ ખાતર આવશ્યક છે માટે તેમાં 'શુદ્ધતા' નો નિયમ શિથિલ કર્યા વિના છુટકો નથી,– એમ કહેવામાં આવે તો એ લક્ષમાં રાખવું જોઇએ કે એ દૃષ્ટિબિન્દુએ હાલનો જમાનો તે આપત્તિકાળ નથી પણ સંપત્તિકાળ છે; કેમકે, સંપત્તિ માટે એ હાલનાં સાધનોનો ઉપયોગ થાય છે, કોઇ વ્યક્તિ ઉપર આવી પડેલી થોડા કાળની આકસ્મિક આપત્તિ દુર કરવા માટે એ સાધનોનો ઉપયોગ થતો નથી. વળી, નાતોએ માનેલા શુદ્ધતાના નિયમોમાં જો વર્તમાન સમયમાં બદલવા લાયક હોય તો એ ફલિત થાય છે કે નિયમોમાં 'સનાતન સત્ય' નથી, પ્રજાના સદાકાળના વર્તન માટે પાળી શકાય એવા 'ત્રિકાળદર્શનથી' એ નિયમો ઘડાયેલા નથી, એ નિયમો તર્કવડે પરીક્ષા થવાને પાત્ર છે, શાસ્ત્રનો આધાર છે માટે એ નિયમો પાળવા જ જોઇએ એમ કહી શકાતું નથી–જ્ઞાનસુધા ( અમદાવાદ )માં ઓનરેબલ રા. બા. રમણભાઈ નીલકંઠ (મકરંદ) નો લેખ.

---

## વિદ્યુત, વિજ્ઞાન, તથા વૈદ્યકની નવી શોધો તથા વિચારો ( સચિત્ર ).

---

**ટાંચણીઓ ક્યાં જાય છે?**–ટાંચણીઓ જેટલી કોઇ બીજ કારખાનાંમાં બનતી નથી. બર્મીંગહામના એકજ કારખાનામાં રોજ ૧ કરોડ ટાંચણી તૈયાર થાય છે. વળી તે નરમળી પણ નથી કે ભાંગી જાય ને નવી જોઇએ. છતાં આટલો બધો ખપત કેમ અને હોય તો એ જાય છે ક્યાં ? હીંદુસ્તાનમાં હાતણો ક્યાં જાય છે ? તેવોજ આ વિકટ પ્રશ્ન છે. હાતણો માટે તો પરાપૂર્વથી એવો ખુલાસો છે કે રાવણ હજી લંકામાં બળે છે તેને બાળવા વાયુદેવતા લઇ જાય છે. ટાંચણીના નીકાલનો ખુલાસો એવો છે કે તે ઓવાય અંતે ગટરમાં મુક્તિ પામે છે, અને તેમાં તેઓ ધીમે ધીમે એક થઇને ધાતુના મોટા ગઠ્ઠાના ગઠ્ઠા પણ વારંવાર થઇ જાય છે, અને ગટરનો કચરો સાફ કરતાં ઇંગ્લંડમાં એ ગઠ્ઠાઓ વારંવાર હાથ લાગે છે.

**પાનામાની નહેર કોણે બાંધી—ઇજનેરોએ કે ડાક્ટરોએ?**–પાનામાની અમેરીકન નહેર આ સદીના પ્રારંભની કુદરત પરની સૌથી મોટી ફતેહ છે. કુદરતે સંયુક્ત કરેલાં ઉત્તર તથા દક્ષિણ અમેરીકાને માણસના પાવડાએ ભિન્ન કરી નાંખ્યાં છે ! એ નહેર કરવાની યોજના

સ્વેઝની નહેરના વિજયી ફ્રેંચ યોજક મોંસ્યે દલેસેપ્સેજ કરી હતી અને ફ્રેંચોએ આફ્રીકા તથા એશીયાના કુદરતી સંયોગને ભિન્ન કરનારી પહેલી નહેરની ફતેહથી પાનામાની નહેરનું કામ પણ આગળ ચલાવ્યું હતું; પરંતુ ધાર્યા કરતાં ખર્ચ એટલો બધો વધી ગયો કે તેની સીંડીકેટે દેવાળું કાઢ્યું અને ભલભલા પાયમાલ થયા, ઘણાએ આપઘાત કર્યો અને ઘણા કેદમાં ગયા. આ નિરાશાનું એક કારણ ભલે કેટલાક ચાલકોની અપ્રામાણિકતા હોય, પરંતુ બીજું મુખ્ય કારણ એ હતું કે એ પ્રદેશમાં નહેર બાંધવાપર કામે લાગેલામાં રોગો એવા લાગુ પડતા કે શરૂઆતથી તે ૬ વર્ષમાં કામ કરનારાઓનો વધારે મોટો ભાગ મરી ગયો! પરંતુ ડૉક્ટરોની વિદ્યાની ઉન્નતિથી હવે તે રોગો એટલા કાબુમાં આવ્યા છે કે યુનાઇટેડ સ્ટેટસની સરકારે આ નહેરકામ હાલમાં હાથમાં લીધું તે વખતે પહેલાંથી ચોથો ભાગ પણ મર્યો નહોતો. જો હાલ પણ મરતે તો કદાચ હાલ પણ નહેર બંધાતે નહીં. આમ જાણ્યા પછી આ નહેર બાંધનારા એંજીનીયરોજ નહીં પણ ડૉક્ટરો પણ આડકતરી રીતે હતા તેની કોણ ના પાડશે? જુદા જુદા ધંધાઓ એકજ કામની ફત્તેહ માટે સાથે સાથે કેટલા ઉપયોગી થઇ પડે છે તેનું આ નહેર એક અનુપમ ઉદાહરણ છે.

**ઉધરસ ખાતું ઝાડ!**—વનસ્પતિ રાજ્યની વિચિત્રતાઓ સંબંધી આ પત્રમાં આવેલા લેખોમાં માખી વગેરે ખાતાં માંસાહારી વૃક્ષોનું વિવેચન આવી ગયું છે. હસતા અને રડતા છોડવાઓની વાતો પણ તમે સાંભળી હશે. ૧૬ વર્ષની નવોઢા જેવી શરમિંદી લજ્જામણીની વાત તો સૌ કોઇ જાણે છે. હવે વનસ્પતિ રાજ્યની દિવાના શાળામાં એક ઉધરસ ખાતા ઝાડનો વધારો થયો છે. આ ખાંસીયો છોડવો એક ફ્રેંચ વનસ્પતિવેત્તાના કથન પ્રમાણે અનેક ગરમ દેશોમાં ઉગે છે. તે ધૂળથી બહુ ચીડાય છે. તેનાં પાંદડા પર ધૂળની થોડી રજકણ પડતાં, વૃક્ષના પાંદડાના જે પોરામાંથી તે શ્વાસ ગ્રહણ કરે છે તેમાં ધૂળથી ચીડાયેલો ઝાડનો આત્મા એક જાતની પોતાના શરીરમાંની હવા ભરેછે અને તે ગૅસ તે ધૂળ પર અવાજ કરીને છોડે છે. જેમ ધૂળ ઉડી જાય છે. ગેસ છોડતી વખતે સરદીની ઉધરસ ખાવા જેવોજ આબાદ અવાજ થાય છે. એક તરફ કેટલાક વિજ્ઞાનવેત્તાઓ કહે છે કે મનુષ્યમાં પણ આત્મા નથી, પરંતુ આ નવીન શોધ સિધ્ધ કરે છે કે વૃક્ષોમાં પણ આત્મા છે!

**હવે ખાવાની પીડા મટી જશે ખરી?**—'પેટ, કરાવે વેઠ' એ કહેવત ભવિષ્યમાં ખોટી પડવાનો સંભવ વિજળીના ફ્રેંચ શોધકોની બુધ્ધિને લીધે ઉભો થયો છે. પેટમાં થોડું ઘણું અન્ન તો ભલભલાએ નાંખવું પડે છે. વિજ્ઞાનવેત્તાઓ કહે છે કે ભોજનનો હેતુ માત્ર શરીરને ગરમી આપવાનો છે. જો ખાવાનો હેતુ શરીરને ગરમીજ આપવાનો હોય તો પછી બીજી રીતે ગરમી આપી શકાતી હોય તો પછી શા માટે ખાવું? વીજળી જે ગરમીનું સૌથી સૂક્ષ્મ સ્વરૂપ છે તેના પ્રવાહનો શરીરમાં પ્રવેશ કરાવવાથી ક્ષુધા-અન્નનું ભોજન કરવાની આવશ્યકતા કેટલે અંશે ઓછી થાય છે તે સિદ્ધ કરવા કેટલાક પ્રયોગો કર્યા છે. આ સિધ્ધાંત પ્રમાણે માત્ર વીજળીના ઉંચા પ્રવાહવાળા ઓરડીમાંજ માણસે ખાવાને બદલે થોડી મીનીટ બેસી રહેવાનું છે. વળી શરીરનાં જુદાં જુદાં અંગોને ઓછી વત્તી ગરમી જોઇએ છે. તેથી દરેકને ઓછી વત્તી વીજળી પણ આપી શકાય છે. પરંતુ વ્યવહારમાં આને વિજય મળવો મહા કઠિન છે, બર્ડો નગરમાં એક પ્રોફેસરે કરેલા પ્રયોગ અત્યાર સુધી તો

એટલેજ અંશે ફત્તેહમંદ થયા છે કે, વિશેષ ભોજન વિના વિજળીક પ્રવાહથી મનુષ્યોની તંદુરસ્તી સુધરે છે, અર્થાત્ પ્રવાહો માત્ર અન્નની દાસી રૂપે નહીં કે શોકય રૂપેજ ઉપયોગી પુરવાર થયા છે. અત્યાર પૂર્વે સાયેન્ટીસ્ટો એમ માનતા કે અન્ન જમીનમાંથી ઉત્પન્ન કરવાની કુદરતી વ્યવસ્થાનો અંત રસાયણ વિદ્યા લાવશે, અર્થાત્ અમુક ચીજો મેળવી દીધા માત્રથી જોઇએ તે અન્ન લેબોરેટરીમાં તથા કારખાનામાં પેદા થઇ શકશે. તેમાં તો નિષ્ફલતા મળી છે. વિજળી કદાચ વિશેષ ફત્તેહમંદ નીવડે. પરંતુ વિજળીક ભોજન સિધ્ધ થાય તોપણ તે અન્નથી સસ્તુ ન થાય તો શા કામનું ? અને થાય તોપણ જેને અન્ન મળશે તે તો ભાગ્યેજ પ્રવાહથી " પેટ ભરશે, " કારણ કે ખચિત અન્નનો સ્વાદ અને કઢીના સબડકા મારવાનો જે આનંદ આવે છે તે તો આવવાનો સંભવજ નથી !

**ટેલીફોનથી હીપ્નોટીઝમ !**—સામે ઉભા રહીને કોમલ મનના મનુષ્યને હીપ્નોટીઝમથી ચક્ષુની વિદ્યુત થકી વશ કરવો તો પ્રમાણમાં સહેલ છે. પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સના ઓહીઓ પ્રાંતમાં તેથી પણ આગળ એ વિદ્યા લઈ જવાનો ફતેહમંદ અખતરો હાલ થયો છે. " હીપ્નોટાઇઝ " કરનાર, મી. ફ્રાન્ડ સેન્ટ ઝેનહીઝર હીપ્નોટાઇઝ થનારથી ૧૩૦ માઇલ દૂરના ગામમાં હતો—મધ્યમાં માત્ર ટેલીફોનનો તાર હતો. પ્રોફેસર પીટ્સબર્ગ તથા તેની વિદ્યાનો ભોગ થઇ પડેલો બેંગ કેંટન નગરમાં હતો. ટેલીફોનનાં ભુંગળામાંથી મી. સેન્ટ ઝેનહીઝરે પોતાની વિદ્યા સામે છેડે ટેલીફોન ઓફીસમાં સંદેશાનું કામ કરનારા દસ કામદારો પર અજમાવી. ૯ પર અસર થઇ નહીં, ને એક પર થઇ તે સંપૂર્ણ થઇ. હીપ્નોટાઇઝરે તેને ટેલીફોનના ભુંગળામાંથી ખબર આપી કે તેનો ડાબો હાથ જડ થઇ ગયો છે. કહેતાં સાથે તથાસ્તુ થયું ! આ અખતરો જોવા ૭ ડોકટરો ખાસ હાજર હતા. વશીભૂત, જડીભૂત અંગ પર તેઓએ ધણીએ ટાંચણી ખોસી પણ પેલો જરાએ ચમકયો નહીં. પીટસબર્ગથી જાદુગરે બાદ આજ્ઞા કરી કે જમણો પગ ઉંચકો અને પેલે કામદારે કેંટનમાં તતકાલ આજ્ઞા પાલન કરી. ૭ ડોકટરો મંડયા છતાં પગ નીચે વળ્યો નહીં ! પછી અંતે જાદુગરે તે વશ થયલાને ખબર આપી કે તે પત્થર છે ! અને તે તરત ગબડીને નીચે પડી નિશ્ચેષ્ટ થયો ! ડૉકટરોએ તેની પણ ખાતરી કરી. વિદ્યુત ચક્ષુદ્વારા મોકલી શકાય છે તો તારથી પણ મોકલી શકાય છે, કેમકે મોકલવાનું વાહન આકાશ ( ઇથર ) તાર તથા નહીં તારમાં એક સરખું છે.

**વગર નોકર ચાકરથી માત્ર વીજળીની મદદથી ફ્રાન્સમાં ચાલતી હોટલ**—પેરીસમાં એક ભોજનશાળામાં બિલકુલ નોકર કે ચાકર પણ નહીં. સઘળું આપવા મુકવાનું કામ સંચાથીજ થાય છે તે હમે અગાડી જણાવી ગયા છીએ. " જામે જમશેદ " ના રા. મર્ઝબાન કૃત " મોહોબ્બતથી માર્સેલ્સ " નામક મુસાફરીનાં પુસ્તકમાં પણ તેની વીગત આપી છે પરંતુ હવે તો કામ આગળ વધ્યું છે. મોંસર જોર્જ નેપે પેરીસના એક સૌથી ફેશનેબલ રસ્તા પર "સન્મેસન-ઇલેકટ્રીક " નામક એક હોટલ ઉઘાડ્યું છે. અનેક હોટલોથી આ મોટી-તથા ભપકાદાર છે. તેમાં રહેવા આવનારની ગાડી હોટલને બારણે આવી પુગે છે એટલે વીજળીક બળથી ચાલતી શેતરંજી ગાડીના દ્વારથી તે હોટલના દ્વાર સુધી પથરાઇ જાય છે. તે પર પગ મુકીને આપે દરવાજામાં દાખલ થવું. હવે એક બીજી ચાલતી પરસાળ આપને ટેબલ આગળ લઇ જાય છે ત્યાં આપની એની મેળે ૩ સળીયા કાંજા પર સેવાય છે—એક પોલીસને, એક

હોટલને તથા બીજી તમારા બેંકરને માટે. તમારો સામાન તમારા ઓરડામાં તમે ત્યાં પુગ્યા હો તારે પંડેલોજ હોય છે. લીફ્ટમાં બેઠા ખાલી નંબરનું બટન દાબતાં તમે ઉપર ચઢો છો અને તમારે માટેનાજ ઓરડામાં તમે આવી પહોચો છો. જે પણ ચીજ-વસ્ત, ખાણું, સીગાર વગેરે તમારે જોઇએ તે માટે વીજળીનું બટન જુદું જુદું વેર્ણાક્ષરના ક્રમમાં હોય છે તે દાબતાં જોઇતી ચીજ ચાલી આવીને હાજર થાય છે. જો કેટલા વાગ્યા તે જાણવું હોય તો "વખત"નું બટન દાબતાં ઘડીઆલના બે કાંટા તરત તમારા પલંગ ઉપર દેખાવ આપે છે. ભોજન ગૃહમાં માત્ર વીજળીક પેનથી ચીઠી લખતાં તેમાં લખેલી ચીજો ગરમાગરમ પાકાલયમાંથી ૫ મીનીટમાં આવે છે. એક પણ મનુષ્ય આખી હોટલમાં દેખાતો નથી. અનેક વાજીંત્રો તથા બેંડ વાગે છે તે પણ વીજળીક બળથી!

**ટેલીફોનથી શહેરની સમસ્ત નાટકશાળાનાં ગાયનો સાંભળી લ્યો!**—ટેલીફોનથી 'હીપ્નોટાઇઝ' તો કરનારજ કરી શકે, પણ ગાયન તો બધા સાંભળી શકે. જર્મનીના પાટનગર બર્લીનની બે ટેલીફોન કંપનીઓએ ત્યાંની પ્રજાના સુખમાં જે મણા હતી તે પુરી પાડવાને એવી યોજના કરી છે કે, દરેક ઓપેરા તથા નાટકશાળા સાથે જેઓ ફી આપે તેના ઘરનાં ટેલીફોનનું જોડાણ કરી આપવું. આથી નાટકનાં ગાયનો ઘેર બેઠાં ભુંગળું ધરીને સંભળાશે! પ્રત્યક્ષ પાસેથી સાંભળવા જેટલો સંતોષ ન થાય તો પણ આ કાંઇક દિલાસો તો ખરોજ.

**વાળ કેટલા માઇલ છે?**—થોડીજ સ્ત્રીઓને ખબર છે કે તેઓ પોતાના માથામાં ૪૦ થી ૫૦ માઇલ જેટલી કુલ લંબાઇના વાળ પોતાના માથામાં લઇને ફરે છે! વળી જેમના વાળ સોનેરી પાતળા હોય તે તો રોજ ૭૦ માઇલ જેટલા વાળ રોજ સવારે હોળતી હશે! હવે વાળની મજબુતીનો હીસાબ પણ કાઢનારે કાઢયો છે. કહે છે તેના ૪ ઔંસ જેટલો ભાર લટકાવવા છતાં તે તુટશે નહીં-વળી તેને કાંઇ વજન લટકાવતાં તે કાંઇક લાંબો થાય છે અને એમને એમ રબર પેઠે ટુંકાઇ જાય છે. કાળા વાળનીજ આ મજબુતી છે, ભુરા વાળ તો ૨॥ ઔંસથીજ તુટુ તુટુ થાય છે.

**દુન્યાની સૌથી મોટી હીરાની ખાણ**-પ્રાચીન કાલમાં તે ગોલકોંડાની હશે, પરંતુ હવે તો તે પ્રીટોરીયા (ટ્રાન્સવાલનાં પાટનગર) થી ૨૫ માઇલ આવેલી "પ્રીમીયર" ડાયમંડ માઇન છે. તેમાં ૧૫૦૦૦ કાફરો (આફ્રીકાની એ તરફની જાતને આ નામ મળ્યું છે!) તથા ૧૦૦૦ ગોરા કામદારો છે. હીરાની ખાણની માટી ભૂરી હોય છે, જેમાંથી હીરા જડી આવે છે, એ પ્રમાણે આ ખાણમાંથી ત્રણ કરોડ રૂપીયાના હીરા દર વર્ષે મળે છે! દુન્યાનો સૌથી મોટો હીરો જે ચારેક વર્ષ પર જડયો હતો તે આજ ખાણમાંથી અકસ્માત જડયો હતો. તેનું નામ કુલીનન છે અને એ કંપનીના ચેરમેન સર થોમસ કુલીનન પરથી તે નામ તેને આપ્યું છે. તેનું વજન "કોહીનુર" થી અનેક ગણું, ૩૦૨૫ કેરટનું હતું. હવે તો તેના ૧૧ ટુકડા કરવામાં આવ્યા છે. ટ્રન્સવાલની સરકારે તે હીરો ઇંગ્લંડના રાજા એડવર્ડને મફત ભેટ દીધો હતો, અને સૌથી મોટો કાપેલો ટુકડો રાજાનાં મુકુટને શોભાવી રહ્યો છે. આ ખાણનો વિસ્તાર ૮૦ એકર છે. તે હાલમાં ૩૫૦ ફુટ જેટલી ઉંડી ગઇ છે, અને ખોદતાં ખોદતાં ૧૫૦૦ ફુટ જેટલી જઇ શકશે. જેમ ઉંડે ખોદાય છે તેમ હીરાની જાત ઉંચી નીકળે છે. કોલસા

વગેરે ચીજોનું પણ એમજ છે. અતિ દબાયલા કોલસા તેજ હીરા છે એવો રાસાયણિક સિદ્ધાંત છે. આટલી મોટી પેદાસ છતાં હીરાના ભાવ ગમડતા નથી કારણ કે હીરાની ખાણોનો એક સંપ છે. અને એક સંપ કરવો સહેલો છે કેમકે તેની ૪–૫ જ કંપનીઓ છે. તેઓ ભાવ ઘટે તો અમુક ખાણ બંધ કરે છે એટલે માલ કમ થતાં ભાવને પાછા તેજી પરજ આવવું પડે છે!

તમારા સરવાળાની રકમો—નીચે પ્રમાણે છે. તમે નીચલી ચીજોના સરવાળા રૂપ છો:—

૧—તમારી ચામડીમાં ૨૦ લાખ છિદ્રો છે.

૨—તમારા શરીરમાં ૨૦૦ જુદાં જુદાં હાડકાં છે.

૩—તમારા ફેફસાં ૩૨૦ ઘન ઇંચ જેટલો વાયુ માય એટલાં મોટાં છે.

૪—દરેક શ્વાસોશ્વાસ વખતે બે તૃતીયાંશ પાઇંટ (ગેલનનો આઠમો ભાગ તે ૧ પાઇંટ) જેટલો વાયુ તમે ખાલવો તથા ભરો છો.

૫—તમારા શરીરમાં જેટલું રક્ત છે તેટલું બધું એક મીનીટમાં તમારાં હૃદયમાંથી દર મીનીટે પસાર થઇ જાય છે. એમ નિરંતર જીવો ત્યાં સુધી દર મીનીટે થાય છે.

૬—તમારા શરીરમાં ૫૦૦ ઉપર જુદી જુદી માંસ પેશીઓ ( મસલ્સ ) છે, તેટલાંજ જ્ઞાનતંતુઓનાં દોરડાં તેમજ તેટલાંજ રક્તાશયો છે.

૭—તમારાં હૃદયનું વજન ૮ થી ૧૨ આઉંસ છે. ( ૨॥ તોલાનો આઉંસ )—તે ૨૪ કલાકમાં એક લાખ વખત ધબકે છે.

૮—પસીનો જે છિદ્રમાંથી આવે તે છિદ્ર એક નળી રૂપ છે, જે .૦ા ઇંચ લાંબી છે, અને તે સઘળી નળીઓ જોડો તો ૯ માઇલ થાય.

૯—સરેરાસ મનુષ્ય રોજ પા રતલ અન્નજલ સ્વાહા કરે છે અને દર વર્ષે લગભગ એક ટન અન્નજલનો ખુરદો કરે છે. આ તે કાણી કોઠી કે બૃહત ઘટ કે શું!

---

## યુનાઇટેડ સ્ટેટ્સ ( અમેરિકા ) ના નવા પ્રેસીડંટની ચુંટણી–ડોકટર વુડરો વીલસન.

---

આ વર્ષે અમેરિકાનાં સંયુક્ત રાજ્યના પ્રેસીડંટ ડોકટર વુડરો વીલસન નિર્વાચિત થયા છે એ સાંભળી પેલી " બે બીલાડી ને વાંદરો " વાળી વાત યાદ આવ્યા વિના રહેતી નથી! ડાકટર વીલસન સંયુક્ત–રાજ્ય અમેરિકાના મહાન રાજનીતિજ્ઞ પુરૂષોમાં ગણાતા નથી. જ્યારે પ્રેસીડંટની ચુંટણીને સારૂ ઘોર આંદોલન થતું હતું ત્યારે સંયુક્ત રાજ્યની શાસનદોરી ડાકટર સાહેબના હાથમાં આવશે એવી બીલકુલ સંભવના ન્હોતી. લોકોનો નિશ્ચય હતો કે ભૂતપૂર્વ પ્રેસીડંટ મી. રૂઝવેલ્ટજ પાછા ચુંટાશે. ને એમ નહીં થાય તો હાલમાંઉ પ્રેસીડંટ મી૦ ટેફ્ટજ ફરીને ઠળશે. અમેરિકાના આ બેઉ મહાન્ પુરૂષોમાં–મી૦ રૂઝવેલ્ટ અને મી૦ ટે૦

ફ્રંટમાં-એ વિશે ખૂબ હરીફાઈ ચાલતી હતી. બેઉ પોતપોતાને સારૂ મતાધિકતા પ્રાપ્ત કરવા બનતી કોશીશ કરતા હતા. તે એટલે સુધી કે એક બીજા પર આક્ષેપ કરવા પણ ચૂકતા નહીં. સંસારની દૃષ્ટિ એમનાં આ દ્વન્દ્વ-યુદ્ધની તરફ એવી રીતે જોતી હતી કે બે લડનારાઓમાંથી એક મલ્લ જરૂર " ચિત " થશે. પણ આશ્ચર્યની વાત તો એ થઇ કે બેઉના બેઉ હારી ગયા અને ત્રીજોજ, ન ધારેલો-એક ગૃહસ્થ પ્રમુખના સિંહાસન પર જઇ બીરાજ્યો !

રાજનીતિજ્ઞતાને સારૂ તો નહીં પણ વિદ્વત્તા સારૂ તો ડાકટર વિલસન બહુજ પ્રખ્યાત છે. કહેવામાં તો અહીં સુધી આવે છે કે, આજદિન સુધી એમના જેવો વિદ્વાન સંયુક્ત રાજ્યના પ્રેસીડંટ તરીકે નિમાયો નથી ! હાલ ડાકટર સાહેબની ઉમર ૫૫ વર્ષની છે. ત્રીશ વર્ષની ઉમર સુધી તો એ ભણતાજ હતા ! બાદ એ પ્રિન્સટન-વિશ્વવિદ્યાલયમાં રાજનીતિના અધ્યાપક નિમાયા. તેમણે રાજનીતિ ખૂબ ભણાવી. એમની પાસેથી એ વિષય લોક બહુ રૂચિથી ભણતા. ઇ. સ. ૧૯૦૨ માં એ પ્રિન્સટન વિશ્વવિદ્યાલયના પ્રમુખ નીમાયા હતા.

રાજનૈતિક બાબતોમાં તો એમણે હજી બે ત્રણ વર્ષથીજ માથું મારવા માંડ્યું હતું. ઇ. સ. ૧૯૧૦ માં એમની વિદ્વત્તાથી મોહિત થઇ લોકોએ એમને ન્યૂ-જર્સી પ્રાન્તના ગવર્નર નીમ્યા હતા. જે પદપર રહી એમણે બહુ કુશલતાપૂર્વક કારભાર ચલાવ્યો હતો. લોકો એમની વિદ્વત્તા ઉપર મોહિત તો હતાજ-હવે એમની કાર્યદક્ષતા પર પણ તેમનો વિશ્વાસ બેઠો આજ કારણથી મી૦ રૂઝવેલ્ટ અને મી૦ ટેફ્ટની લડાઇમાં મી૦ વિલસન રોટલી ઉડાવી લઇ જઇ શકયા !

આ પ્રસંગની ખુશાલીમાં એક માણસે પોતાના ૧૩ વર્ષથી વધારેલા વાળની એક ઘડીયાળની સાંકળી ગુંથી નવા પ્રેસીડંટ સાહેબને ભેટ આપવા નિશ્ચય કર્યો છે !

## ડૉ૦ વીલસન અને કમનશીબ ૧૩ નો આંકડો !

૧૩ ના આંકડા સાથે ખ્રીસ્તીઓને બારમો ચંદ્રમા છે ! કોઇ પણ સારૂં કાર્ય તેઓ ૧૩ મી તારીખે, ૧૩ મે કલાકે, ૧૩ માણસો મળી-ટુંકમાં જેમાં ૧૩ શબ્દ આવે તેવું તેઓ થયું ખરૂં કરતા નથી; કારણ કે તેમના ઇતિહાસના મોટા મોટા કમનશીબ બનાવો ૧૩ ના આંકનેજ આભારી છે. એમ તેમનું માનવું છે !

પણ ડૉકટર વીલસનનું ખાતું તદ્દન જુદીજ પ્રકારે કામ કરતું આવ્યું છે ! તેઓ તો એ આંકડાને લીધેજ પોતાની ચઢતી માને છે !

તેઓ જણાવે છે કે મારૂં નામ ૧૩ અક્ષરોનું બનેલું છે ( Woodrow Wilson ) હું તેર વર્ષ સુધી પ્રિન્સેસ્ટન યુનિવર્સિટીનો પ્રોફેસર હતો; તથા ૧૩૦૦ વિદ્યાર્થીઓના એક મેળાવડા સમક્ષ મેં એક છટાદાર ભાષણ કર્યું હતું. વળી તેમણે બહાર પાડેલી પોતાની ચોપડીઓની હારમાળા ખરીદનાર તેમને તા૦ ૧૩ મી ડીસેંબરે મળ્યો હતો; " વાશીંગ્ટનના જીવન " ને લગતું જે પુસ્તક તેમણે લખ્યું છે તે તા૦ ૧૩ મી જાનેવારીએ બહાર પાડવામાં આવ્યું હતું. આ રીતે જોતાં તેઓ હજુ પણ કહે છે કે ૧૯૧૩ નો સાલ મારે માટે ભાગ્યશાળી નિવડશે.

## આ મ્યુંટલીનો ખર્ચ.

આપણી મ્યુનિસિપલ ચુંટણીમાં ગાડીઓડાં આદિ જેવા જે ખર્ચો થાય છે તેમજ

" વોટર્સ " ની જે ખુશામત થાય છે તેના પ્રમાણમાં આ ચુંટણીનાં ખર્ચાદિ સરખાવવા લાયક છે. ઉપરાંત ચુંટાનાર ગૃહસ્થ પોતાની જાહેરખબર કેવી રીતે ફેલાવે છે તે પણ જરા જોવા લાયક છે.

ગઇ ચુંટણીમાં ડેમોક્રેટિક પક્ષને ૨,૨૦,૦૦૦ પૌંડ ખર્ચ થયો છે જેમાંના ૧,૦૦,૦૦૦ પૌંડ તો ફંડ કરી એકત્ર કરવામાં આવ્યા હતા! ન્યુયોર્કની મુખ્ય ઓફીસદ્વારા ૨૬૦,૦૦,૦૦૦ હેંડબીલો વ્હેંચવામાં આવ્યાં હતાં, જેમાં ૧૨,૦૨,૦૦૦ ઇટાલિયન, ૧૭,૦૦,૦૦૦ જર્મન, ૪૦,૦૦૦ ગ્રીક, ૨૫,૦૦૦ સ્પેનીશ તથા ૪,૫૨,૦૦૦ હિબ્રુ ભાષામાં છાપવામાં આવ્યાં હતાં! ડેમોક્રેટીક પક્ષના પ્રધાન ઉમેદવાર ડૉ૦ વીલસનનો ફોટો છાપેલા ૬૩,૭૦,૯૫૦ બટન વ્હેંચવામાં આવ્યાં હતાં, જેની કીંમત ૧,૫૭૮ પૌંડ હતી! ચુંટણીના સંબંધમાં જે પત્રવ્યવહાર થયો હતો તેની કુલ સંખ્યા ૨૫,૦૦,૦૦૦ ની હતી અને તે બધાંને ટાઇપ કરવા સારૂ ૧૫૦ ટાઈપીસ્ટોને રોકવામાં આવ્યા હતા! મોકલાવેલા તારોની સંખ્યા ૧૯,૯૦૦ હતી અને લગભગ તેટલાજ તેના જવાબમાં પણ આવ્યા હતા! આ કામ સારૂ ૧૧ તાર માસ્તરો રાખવામાં આવ્યા હતા! ડૉ૦ વીલસનના ૧૫૦૦ ફોટા વ્હેંચવામાં આવ્યા હતા! ન્યુયોર્કની મુખ્ય ઓફીસના કર્મચારીઓનું બીલ ૧૫,૭૩૯ પૌંડનું થયું હતું તથા ઓફીસે રોકેલી ૨૦,૦૦૦ ચોરસ ફુટ જમીનનું ભાડું ૧,૭૦૫ પૌંડ આપવું પડયું હતું! આ તો માત્ર એક ઉમેદવાર—મી૦ વીલસનનુંજ ખર્ચ ગણ્યું. એ ઉપરાંત મી૦ રૂઝવેલ્ટ, બ્રાયન, ટેફ્ટ, આદિ ઉમેદવારો બ્હાર પડયા હતા જેમનાં ખર્ચની રકમ તો જુદીજ ગણવાની છે! આ ખર્ચ સાથે જો કાઉન્સીલ અને મ્યુનિસિપાલીટીના મેંબરોની ચુંટણીને પરિશ્રમ અને ખર્ચની સરખામણી કરવામાં આવે તો તે કેવળ હાસ્યાસ્પદજ જણાય!!!

---

## સમાજ શાસ્ત્રીય તથા વિદ્યાપ્રચારક વિષયો (સટિક).

**ચીનમાં સંયુક્ત કુટુંબ**—સંયુક્ત કુટુંબના હમારા ચાલુ લેખના સંબંધમાં એ વિષયમાં મહાવયોવૃદ્ધ, મહાપ્રજાઓનાં પિતામહ ચીનાઇ પ્રજાનો શું મત અને મર્યાદા છે તે જાણવાજોગ થઇ પડશે. ચીનાઓનો એક સૌથી માનવંતો સાંસારિક ઇલ્કાબ તે વુ–ફુ–ટુંગ–ટેંગ છે, એટલે કે પાંચ પેઢી જેની અવિભક્ત રહી છે તે. અવિભક્ત કુટુંબને ચીનમાં અનહદ માન મળે છે છતાં એ દેશમાં પણ પાંચ પેઢી સુધી એકત્ર રહેનારા પિત્રાઇઓ દુર્લભ છે. વી–હાઇ–વાઇમાં એક વૃદ્ધ વિધવાનું કુટુંબજ એ પાંચ પેઢીવાળું જણાયું છે. ઘરમાં પ્રપૌત્ર સહિત ૬૬ જણ છે અને તેઓ વચ્ચે ૧ નોકર મળી રોજ ૬૭ મુખો ખાવાને ઉઘડે છે. આબરૂદાર કુટુંબોમાં ૨૦–૨૫ મનુષ્યો તો સાધારણ રીતે હોય છે. અને ત્રણ ચારજ જણનું કુટુંબ હોય તે તો બહુ શરમભરેલું ગણાય છે! આપણા દેશમાં તથા ચીનમાં પાંચ પેઢીની મર્યાદા ઠરાવી છે. ફરકમાં ભેદ એટલો છે કે અહીં પાંચ પેઢી જીવતી હોય તોજ તેમના આગ્રને અમુક પદવી મળે છે. જે પાંચ પેઢીનાં દર્શન કરે તે જીવતા જીવતે સ્વર્ગે જાય છે

એવી પૌરાણિક ઉક્તિ છે. સ્વર્ગે બ્હારોબ્હાર મોકલવાની ખાસ ક્રિયા વિદ્વાન્ બ્રાહ્મણો પેઢી તાઢી આંખે ભૂતનાર વૃદ્ધાચાર્ય પાસે કરાવે છે, જે ક્રિયાનું નામ સ્વર્ગસોપાનારોહણ સોપાન એટલે દાદર. આ ક્રિયા સારૂ સોનાનો એક ખાસ નાનો દાદર-બલબત બણો ન- દાદર-દાદરની માત્ર પ્રતિમા રૂપે-તૈયાર કરાવવામાં આવે છે અને તેને પગનો સ્પર્શ થતાં સ્પર્શ કરનાર સ્વર્ગે ગયલો માનવામાં આવે છે. ઉપર ચઢી ગયા પછી અને સ્વર્ગમાંથી ઉતરવાની જરૂર કે ઇચ્છા ન હોવાથી દાદરની કાંઇ તે પર ચડનારને જરૂર રહેતી નથી, તેથી તે બ્રાહ્મણની કોથળીમાં જાય છે. મોટા કુટુંબની આવા તો ઘણી જાણવા જેવી છે.

યુરોપમાં રાજા જોર્જ સુદ્ધાં સર્વેને છુંદણાનો શોખ !—આખા નક્ષાઓ—આપણા કેળવાયલા જુવાનો ન્યાતની જે કન્યાની દાઢીએ એકજ છુંદણું હોય તો તેની સાથે વેશવાળ કરવા ના પાડે છે. પરંતુ યુરોપીયનોને તેનો ભારે શોખ છે. એટલું ખરૂં કે એ બહુ સુંદર ચિત્ર નથી, તેથી મુખ પર નહીં પણ શરીરના જે અવયવો ઢંકાયલા રહે છે તે પરજ છુંદણાં છુંદાવે છે. બાઇબલમાં તો તેનો નિષેધ છે ("લેવીટીકસ" પ્રકરણ જુવો) છતાં પ્રથા ચાલી છે તે ચાલી છે. યુરોપીયનોનો આ બાબતમાં અજબ શોખ છે. ભલા ભલાને છુંદણાનો મોહ છે. આપણા માનવંતા રાજા જોર્જના હાથ ઉપર ઉડતા ડ્રેગન પક્ષીનું ચિત્ર છુંદેલું છે. ટેકના પ્રીન્સ ફ્રેન્સીસના હાથ પર તો દેડકો પાડયો છે જે એક કસારી પર કુદતો ચિત્રવામાં આવ્યો છે. ફ્રાન્સમાં કર્નલ ડ્રેફ્યુ ઉપર જે જગ વિખ્યાત કેસ ૧૦ વર્ષ પર ચાલેલો અને જેના રીપોર્ટ લેવા પૃથ્વીના દૈનિકોના ૩૫૦ રીપોર્ટરો રોજ ભેગા થતા તે કેસમાં કોર્ટના દરરોજના મળીને કુલ ૧૨૦ દેખાવોજ એક જણે છુંદણા રૂપે શરીરના જુદા જુદા ભાગ પર છુંદાવ્યા કીધા હતા! આ કામ ૨૧ વર્ષ ચાલ્યું હતું. યુરોપના અનેક રાજા રાણીઓએ અનેક ચિત્રો છુંદણાથી પડાવ્યાં છે. પાદરીઓ ધાર્મિક 'ક્રોસ' પડાવે છે. ખલાસીઓ તથા લશ્કરીઓ તો સૌથી શોખીન છે. કેટલાક તો બાઇબલમાંથી લીટીઓ લખાવે છે! એક જણે તો લીઓનાર્ડો દવીન્સી પ્રખ્યાત ચિતારા કૃત એક ચિત્રની નકલજ દિલ પર ઉતરાવી હતી. આથી હાનિ નથી એ શિવાય વિશેષ લાભ નથી. જેટલી શોભા તેટલીજ બદસુરતી પણ થાય છે. પરંતુ આપણી સ્ત્રીઓ ગાલ, કપાળ તથા દાઢી પર એકેક છુંદણું છુંદાવે છે તે કરતાં તો હાલ પગ પર પાંચસો હોય તે વધુ ચલાવી શકાય!

ઇટલીમાં લગ્નના દલાલો—અનેક વ્યાપારિક ધંધાઓમાં હોય છે તેજ પ્રમાણે છે! કજીઆ દલાલોને તો સરકારે કાયદાથી અપ્રતિષ્ઠિત કર્યા છે, ત્યારેજ તેઓ દેખીતી રીતે નષ્ટ થયા છે પરંતુ લગ્નની દલાલી અર્થાત્ લગ્નનાં ચોકઠાં ધંધાના હેતુથી ગોઠવી આપવાનું કામ તો લોકોમાં એટલું બધું અપ્રશસ્ત છે કે તેવો ધંધો કરનારા આ દેશમાં તો તેને બંધ કરનારો કાયદો ન હોવા છતાં હસ્તીમાં નથી. પરંતુ ઇટલી દેશમાં તો તેઓ છે, અને જાહેર રીતે પોતાનો ધંધો વ્યાપારના દલાલો પેઠેજ કરે છે. તેઓ ડાયરી રાખે છે અને તેમાં ઉમેદવાર સ્ત્રીપુરૂષનાં નામ તથા વીગતો લખી રાખીને એક બીજાના મેળાપ કરાવી આપે છે, અને તેમને લગ્ન થતાં કમીશન મળે છે તેમજ બક્ષીસ પણ મળે છે. હીંદુસ્તાનને આવા સેવકોથી બચાવો!




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૨ જું. એપ્રિલ, સન ૧૯૧૩. અંક ૧૦ મો.

## વસંત-વર્ણન.

( વસંત તિલકા. )

જો ! વ્હેની આજ ઋતુ આવી વસંત મીઠી
ઝુકી રહી તરુ વિશે અતિ રમ્ય ડાલી;
દીસે કુસુમિત થયેલ વનોજ ઝાઝાં
ને ભૃંગ કાંઇ ચૂમતાં બની મદ્ માતાં.

જો ! આમ્રવૃક્ષ પ્રફુલ્લિત થયેલ દીસે
ને દ્વિજ ખીલી બનતાં પ્રમુદિત સંગે;
ત્યાં કૂહુકૂહુ કરતી પરભૃત કૂજે,
જેથી વિયોગી જનનાં હૃદયોજ ચીરે.

પંચમ સ્વરે મધુર ગાન વળી અલાપે
જેના મૃદુ રવ સુણી મયૂરોજ રાચે;
ભૃંગાવલી મધુર મસ્ત બની મધુ પી
ગુંજે રસાળ ઉપરે બીનને બજાવી.

ખીલ્યાં ચતુર્દિશ વિશે તરૂ વૃંદ નીલાં
કિંશુક ફૂલ દીસતાં રમણીય રાતાં;
ને માધવી ભરતી અંક રસાળ જાણે
ચંદ્રાનની લલિત કો નિજ કંથ ભેટે.

વૃક્ષો અનેક ધરતાં નવ પલ્લવાદી
દીસે સુપુષ્પ નવલાં અતિ ચારૂ ઝૂલી;
લાવે સમીર મધુ મિષ્ટ પરાગ આંહી
આનંદ ઉર્મિ ઉછળે હૃદયેજ તેથી.

અમ્બુજ શ્વેત વિકસી સર વારિ ચૂમે
ભૃં ભૃં કરી મધુકરો મૃદુ રમ્ય ગુંજે;
જો ! બિંદુડાં કમળ પત્ર પરેયે બાઝયાં
જે મોતિડાં સમ દીસે અતિ ચારૂ કેવાં.

જો ! જો ! મયૂર તહીં પૂર્ણ કળાથી ન
ને ઢેલ સંગ ઉડતો વળી વૃક્ષ વૃક્ષે;
હંસો અનેક શશિપૂર્ણ સમાન શ્વેત
દીસંત વારિ સરમાં તરતાં સ્વચ્છંદ.

જો ! મંદ મંદ ગતિથી મધુરો સમીર
આલાપતો પ્રભુ તણા યશ ગુણ ગાન;
લીલા વસંત ઋતુરાજ મધુર જોઇ
જ્યોતિ અનુપમ રહે હૃદયે પ્રકાશી. ૮

મુંબઇ, તા. ૫ માર્ચ ૧૯૧૩.] [હીરાલાલ મ. દેસાઇ.

---

## મૃગતૃષ્ણિકા !

### ( માલિનીવૃત્ત. )

જળ વિહિન અરણ્યે એકદા ગ્રીષ્મ કાળે
ગગન ઘુમટ મધ્યે ભવ્ય ભાનુ વિરાજે
પ્રખર કિરણ રાશી ફેંકતો ચાર દીશે
વિહંગમ પશુ પ્રાણી વૃક્ષ છાંયે પ્રવેશે. ૧

વિકળ હરિણ કોઇ તપ્ત છે ઉગ્ર તાપે
તૃષિત અતિ બિચારૂં વારિ અર્થે મલાપે
અખિલ વન વિષે એ આમથી તેમ દોડે
ક્વચિદપિ નવ ટીપું વારિનું ભાળતું એ. ૨

× × × × ×
× × × × ×

સરવર જળ જેવું ભાસતું દૂર કાંઇ
પ્રતિ કૃતિ તરૂ ઝાંઝાં પામતાં વારિ માંહિ

હરિણુ જળ વિલોકી હર્ષથી દોટ મૂકે
અધિક અધિક વેગે જાય દોડયું ઝપાટે ૩

દબડ દબડ દોડે હામ હૈયે ધરીને
નહિ નહિ જળ તોયે હાથ આવે જરીએ
મધુર મધુર આશે જાય છે એ તણાતું
મુરખ મન ન જાણે નીર એ ઝાંઝવાનું. ૪

શ્રમ વ્યથિત થયું એ ચાલવાને અશક્ત
ટગર ટગર જોતું દૂર એ શ્રાંતચિત
પ્રબળ અધિક તૃષ્ણા કંઠ શોષે ઘણેએ
તલપ તલપ હૈયે શ્વાસ રૂંધાઇ જાએ. ૫

અરર ! મૃગ બિચારૂં મૃત્યુશય્યે પડયું'તું
મરણુ શરણુ કાળે આશ રાખી રહ્યું'તું
વિજન વન વિષે એ વારિબિન્દુ ન પામ્યું
ક્ષણિક જગત ત્યાગી અન્ય લોકે સિધાવ્યું. ૬

મૃગજળ સમ ભાસે સૌખ્ય સંપત્તિ, સર્વે
પ્રિયજન મમતાણુ તોય સ્વાર્થી જણાએ
વિપુલ ધન હશે તો ભ્રાત ને બ્હેન મ્હારો
મધુર મધુ હશે ત્યાં મક્ષિકા ઉભરાશે. ૭

સકળ જગત આ છે કાળ ઓઘે તણાયું
વિવિધ વિવિધ આધિ વ્યાધિથી છે ઘવાયું
સમજ સમજ પ્રાણી ચેત રે ચેત કાંઇ,
સકળ જન તણી છે આ દશા અંત માંહિ. ૮

નરવર અભિમાની કે ભલે હો દરિદ્રી !
પરિજન ગૃહ દાસી કે ભલે રાજ્યરાણી !
તનમનધન અર્પો પ્રાણ દાતા વિભુને
ચરણ શરણ ચાહો મોહ માયા ત્યજીને. ૯

મુંબઇ
વિલસન કોલેજ રેસીડંસી.

"અવનીશ્વર."

---

## "ગરવી ગુજરાત સુબાલ અમે !"

### ( તોટકવૃત્ત )

જ્યમ બાળ, ધરે ઉદરે જનની
ત્યમ માત તું ઉદર દેહ ધરી
થઇને તવ અંત સુધી રહીશું,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૧

તવ અંક વિષે પ્રણયે રમતાં,
પી પી જ્ઞાનસુધા રસમાં ડુબતાં,
શિશુ કોમળનાં શિર અંક ઢૂંકે,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૨

ભરશું દિલ દેશ પ્રીતિથી સદા,
ભરશું દિલ દીન દયાથી સદા,
ભળશું કરી ભક્તિ મહીની મહીં,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૩

જપશું જશ મંત્ર સ્વદેશ તણા,
ધરશું કદી ભેખ સ્વદેશ તણા,
જપશું કદી માળ સ્વદેશ તણી,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૪

પરદેશ સ્વદેશ કદી વસશું,
ગીરિગાઢ ગુફા ગહને વસશું,
વહશે પ્રીતિ તાપિત રક્ત રગે,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૫

કદીં અત કદી ધન હીન હશું,
કદીં અંધ કદી બળ હીન હશું,
પણ માત સદા તવ દાસ છીએ,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૬

અમ બંધુ તણા દુઃખને હરવા,
અમ જીવન કંઇક યશસ્વી થવા,
નહીં પ્રાણતણી કરશું પરવા,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૭

કરતા ઉર હર્ષથી નાદ અમે,
ઘૂસશું થઇને જયવંત અમે,
વરશું જયની વરમાળ અમે,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૮

સહુદેવ ઉભા ગગને સ્તવશે,
ફુલ વૃષ્ટિ અમોપર તે કરશે,
જય મંગળ મંગળ અંત થશે,
ગરવી ગુજરાત સુબાલ અમે ! ૯

વલસાડ ] [ છોટાભાઈ બાવાજી પટેલ.

## ભેદાભેદ.

( રાસ. )

ભેદા ભેદ દૂર થયે, બ્રહ્મભાવ જામે;
બ્રહ્મભાવ જામે, હો ! બંધુભાવ જામેઃ
ભેદાભેદ દૂર થયે, ( ધ્રુવ )

૧

વિમલતા બધે સુહાવે,
રસિક રાસ આત્મ માણેઃ
ઉર વિશાળ ભવ્ય બને,
હૃદય—ઓજ ઓપેઃ
ભેદાભેદ દૂર થયેઃ

૨

ગગન, ગીરિ, ગહ્વર સર્વ,
સાગર, સરિત, ઝીલત ભર્ગ,
દિશાચિરો રંગે રક્ત,
પીમળ દિવ્ય ઊડેઃ
ભેદાભેદ દૂર થયેઃ—

૩

અણુઅણુ શું એક થાય,
અનેક એક શું સમાયઃ
અકલ અકલ સૃષ્ટિ ગાય,
ચરાચર વિલાસે,
ભેદાભેદ દૂર થયેઃ—

૪

અજર અમર સુખમય સહુ
પુનિત ઉર-ગુંજન ઉડું,
આપ પ્રીછી પ્રફુલ્લ બન્યું,
ડોલત અનુરાગેઃ
ભેદાભેદ દૂર થયેઃ—

૫

જનહિતાર્થ જીવન વહન,
બ્રહ્માંડ યજ્ઞ-ભવનઃ
વસુધૈવ કુટુમ્બીજનઃ
ઓર ભભક ભાસેઃ
ભેદાભેદ દૂર થયે બ્રહ્મભાવ જામે
બ્રહ્મભાવ જામે, હો ! બંધુભાવ જામેઃ

અંકલેશ્વર ] [ ' પ્રણયી ' (બી. એ.)

# વસંત !

## તેનો દિવાળી, હોળી, તથા વર્ષારંભ સાથેના સંબંધની ઐતિહાસિક આદિ દ્રષ્ટિથી તપાસ.

ગઇ ફાલ્ગુન શુદ્ધ પ્રતિપદા–ફાગણ સુદ એકમથી વસંત ઋતુનો આરંભ થઇ ચૂકયો છે. તેમાંથીજ આ પત્ર અને સર્વ વર્તમાનમાં પસાર થાય છે. સ્વાભાવિક શંકા થાય છે કે, લોકો વસંતને ઋતુઓનો રાજા કેમ કહે છે? કવિઓ ઋતુઓમાં વસંતનેજ કયે કારણે સૌથી વિશેષ સંભારે તથા સંબોધે છે? તે વાસ્તવિક છે, એ સિદ્ધ કરવાનું આ લેખનું પ્રયોજન છે.

વસંત એ વર્ષનો નિષ્કર્ષ–સાર–તથા શિરો ભાગ છે. સૃષ્ટિ સર્વાંગ સુંદર રૂપ ધારણ કરીને આજ ઋતુમાં દીપી રહે છે. શું પક્ષી, શું પશુ, શું મનુષ્ય સર્વેના ગાત્રોમાં આ ઋતુમાં નવીન ચેતન, નવીન રસનું સિંચન અને પ્રેરણ થાય છે. માતા પૃથિવિ પોતે પ્રતિ ફાલ્ગુન રસવતી થઇને તેના પર આધાર રાખનાર જીવંત પ્રાણિ માત્રને દુગ્ધામૃતનું પાન કરાવે છે. વિના જલસિંચને વસંતનો પ્હો ફાટતાં, વૃક્ષોને નવપલ્લવ આવે છે, વૃક્ષોનાં જીર્ણ અને શુષ્ક પાંતરાઓ છેક શરદ્ ઋતુ ( પાનખર–આશ્વિન અને કાર્તિક માસો ) ના ખરી ગયલા તેની જગ્યાએ નવાં લીલાં તાજાં રેશમી પત્રોની ઘટા એક ચમત્કાર પેઠે એક સપ્તાહની રાતમાં આવી જાય છે! હવે કોકિલ ( cuckoo ) નો શબ્દનાદ થતાં–વસંતમાંજ એ પક્ષી ઘોષ કરે છે–જાણે કે ઘંટનાદ થતાં જાણે રણસંગ્રામમાં યુદ્ધ કરવાને સજ્જ થવાનું રણસીંગડું વાગતાં વેંત જડ પ્રકૃતિ જીવંત પ્રકૃતિને પોતાનો રસકસ પ્રદાન કરવા સજ્જ થાય છે. વસંતમાં વૃક્ષથી લઇને મનુષ્ય જાતિ પર્યંત સર્વે, પ્રત્યેકના શરીરમાં નવુંજ રક્તસિંચન થાય છે. અને એ નવીન બલની પ્રસાદીથી તેઓ આનંદોલ્લાસમાં આવી જાય છે. વૃક્ષો ફળેફૂલે છે, અને પૃથ્વીદેવી નવીજ સીનરી અને નવોજ પહેરવેશ ધારણ કરે છે. પુષ્પો પણ સૌથી ઉદારતાથી પોતાની સ્વાદુ સુગંધ તથા સૌખ્યાનો પ્રસાર એજ એમના માનીતા માસમાં કરે છે. પક્ષીઓ પણ આજ પુણ્ય ઋતુમાં ઉલ્લાસમાં આવીને પુષ્કલ કલ્લોલ કરે છે. નરો માદાઓને પોતાને આવડતાં સૌથી ઉસ્તાદી ગાયનોથી આનંદમાં ભાગ આપવા અને ભાગ લેવા આકર્ષે છે. પશુઓ પક્ષીઓનો મધુર કંઠ કે લલિત વાચાથી વંચિત હોવાથી તેઓ પોતાને લાગતા આનંદનું તેમના શિર પર ઉડતા પક્ષીઓ જેટલું પ્રદર્શન કરવા તો અસમર્થ છે. છતાં પણ તેઓ મુગ્ધારીતે વા બરાડીને પોતાનો આનંદ દર્શાવવા અને તેમાં અન્ય જાતિને ભાગ લેવા–આપવા બોલવવા વિના તો ચૂકતાં નથીજ! મનુષ્ય સિવાય સમસ્ત યોનિઓનો આનંદ કેવળ સ્થૂલ અને વિષયી છે. આજ ઋતુમાં પશુઓ તથા પક્ષીઓ આનંદના આવેશમાં સૌથી વિશેષ આકર્ષાય છે. અને મનુષ્ય જેવી બુધ્ધિ પ્રધાન યોનિનાં સૌથી બુદ્ધિમાન સ્ત્રી પુરૂષો પણ પોતાના જીવનના અમુક ભાગમાં વિષય સુખને પ્રધાનથી ઓછું ગણી શકયા નથી તો કેવળ ભોજનજ્ઞાની પશુ પક્ષીઓને અપરાધી ઠેરવવા વ્યર્થ છે. મનુષ્યો પણ આજ ઋતુમાં શરીરમાં નવું રૂધિર આવવાથી, અન્ય યોનિઓ પેઠેજ કામદેવનું વિશેષ પૂજન–ભજન કરે છે, અને જાહેર ધમાંદા સુવાવડખાનાઓમાં જાનેવારીમાંજ બીજા કોઇ માસ કરતાં અધિક સુવા-

વડના કેસ આવે છે તેનું એક કારણ કદાચ તેની નવ માસ પૂર્વે આગલા માર્ચમાં-કામદેવે કરેલી લીલાજ હોય તો કોને માલમ !

અત્યેક રીતે કુદરત વસંતને સંપૂર્ણ કરવા અનુકૂલતા કરી આપે છે. મરૂત દેવતા ગ્રીષ્મમાં ઉષ્ણ તથા હેમંતમાં શીત થઇ જાય છે. મનુષ્યને સુખી કરવા હોય તો એ અસ્થિરદેવે ગ્રીષ્મની વર્તણુક હેમંતમાં અને હેમંતની ગ્રીષ્મમાં ચલાવવી જોઇએ. પણ સ્વભાવે આવો અવરચંડ હોવા છતાં, એ દેવ વસંત ઋતુને તો વશ છે ! વસંતના તો સર્વે દેવ દેવીઓ મિત્ર છે—તેનાપર સર્વે ઉપકાર કરવા તૈયાર છે. એ ઋતુમાં તો વાયુદેવતા નહીં ઠંડો, નહીં ગરમ, નહીં અતિશય હાજર, નહીં બિલકુલ ગેરહાજર, એવો ડાહ્યો, મિતાહારી, પ્રેમાલ અને દયાળુ બની જાય છે. પવન તે માર્ચ-એપ્રીલ / ફાગણ-ચૈત્ર નો ઠંડીમાં તેમજ ગરમીમાં તે દુઃખકર છે, પરંતુ વસંતમાં તેની મંદમંદ એકપર એક અથડાતી પછડાતી, એક પછાડી એક ચાલી આવતી સમુદ્રનાં તરંગો જેવી લ્હેરીઓ શરીરને અપૂર્વ આનંદ આપે છે. દિન અને રાત્રિનાં તાંટીયા કોઇ દિવસ સરખા નહીં, એક લાંબો ત્યારે બીજો ટુંકી અને બીજી લાંબી—જાણે સંવનન ( woing ) કરવા હંમેશ એક બીજાની પાછળ દોડતા પણ કદાપિ પકડાતા નહીં એવા વિચિત્ર—ત્યારે પ્હેાેળો ટુંકો—તે પણ વસંતમાં તો સરખા—સીધા થાય છે. સૂર્ય દેવના જેવા ઉગ્રદેવતા પણ વસંત દેવીને તો દંડવત્ પ્રણામ કરી આધીન રહે છે ! વસંતમાંજ ભગવાન્ ઉત્તરાયણ (Summer solstice) માં પધારે છે. કરોડો વર્ષથી નિર્માણ કરી રાખેલા અને સેંકડો વર્ષ પૂર્વથી પંચાંગ રૂપ પોતાના સરકારી ગેઝેટમાં આગમચથી જાહેર કરેલા પોતાના પ્રોગ્રામ ( કાર્યક્રમ ) પ્રમાણે તે પ્રતિવર્ષની તા. ૨૧ મી માર્ચને દિન પોતાની એ રાજધાનીમાં પ્રવેશ કરે છે, ત્યારે દિન અને રાત્ર સ્તબ્ધ થઇ જઇને સર્વત્ર સરખા થઇ જાય છે, અને મનુષ્યને તેમની અનિયમિતતાનો ત્રાસ આપતાં અટકે છે. આ પ્રમાણે વસંતના સોનેરી દિવસોમાં રાત્ર તથા દિવસનાં સરખાપણાથી પણ આનંદમાં વિશેષતા આવે છે.

### સૂર્ય દેવતા વસંતમાંજ ડાહ્યા છે !

જે સૂર્ય દેવતા હેમંતમાં અને શરદમાં મંદ અને નિસ્તેજ પડી જઇને, ઘેટાંથી પણ નમળો અને ઠંડો બની જાય છે—સૂર્ય ઉષ્ણતા આપતો બંધ પડવાથી લોકો ઉનનાં વસ્ત્ર ધારણ કરે છે—અને જે સૂર્ય ગ્રીષ્મમાં પાછો ગગન રૂપ અરણ્યમાં પૂર્વથી પશ્ચિમમાં ફાળ ભરતાં મનુષ્યને પાણી પાણી કરી નાખે છે અને સમુદ્રોને પણ શુષ્ક કરી નાંખે છે એવા ડરત નહીં હોય ત્યારે ડરાવતા એવા સૂર્ય ભગવાનને પણ વસંત ઋતુ તો ડાહ્યો, નહીં બ્હીતો, નહીં બ્હીવાડતો, નહીં મદવાળો, નહીં મંદતાવાળો કરે છે. એજ ઋતુમાં એ ગાંડો હાથી ડાહ્યો રહે છે. વસંત ઋતુ, સૂર્ય, મરૂત આદિ કુદરતી તત્વના દેવોનો Lucid interval છે. એ સમયમાંજ તેમનું આરોગ્ય રહે છે, અને તેમાંથી વ્યતીત થતાં તેઓ અનર્થકારી અથવા નિરર્થક થઇ જાય છે !

### વસંત એ વર્ષ દેવતાની વર્ષગાંઠ છે !

કૃષ્ણના જેમ પ્રતિવર્ષ જન્મ થાયછે ( લોકમાન્યતા પ્રમાણે ) તેમ વર્ષના પણ પ્રતિવર્ષ એક પ્રકારનાં પ્રકૃતિ સાથે લગ્ન થાય છે અને વસંત ઋતુજ તેનાં લગ્ન તથા ' હનીમૂન ' નો મંગલ માસ છે. લગ્નમાં પોતા તરફની વધાઇ અને વધામણી તરીકે વનસ્પતિઓ નવ પલ્લવ

મનોની, તથા પુષ્પવૃક્ષો નવીન સુગંધીપુષ્પોની એ ઋતુમાં હેલી કરે છે, અથવા ઓવારણાં તરીકે નવ પત્રો અને નવ પુષ્પોથી વરવધૂને વધાવી લે છે અથવા નવીન વર્ષ પોતાની જન્મગાંઠ કે લગ્નની ખુશાલીમાં પોતાની એ અર્ધચેતન વનસ્પતિ રાજ્યની પ્રજાને નવપત્રો અને નવપુષ્પોનું ' બોનસ ' આપે છે—એમાં સત્યતર શું છે તે અકળ છે !

### કુદરતની દિવાળી તો વસંતમાંજ આવે છે—સર્વે પ્રજાનું નવું વર્ષ તેજ ઋતુમાસમાં પ્રારંભ થાય છે.

કુદરતના દિવાળીના દિવસો તે તો વસંતનાજ છે ! અને મનુષ્યોની દિવાળીના દિવસો પણ કુદરતથી અસલ જૂદા નહોતા ! હજીએ સર્વથા જૂદા કયાં છે? શાલિવાહનનું વર્ષ ચૈત્રીજ છે અને ચૈત્ર વસંતની મધ્યમાંજ છે. ચીનાઓનું વર્ષ પણ ચૈત્રથીજ પ્રારંભ થાય છે, અને પ્રાચીન તેમજ અર્વાચીન ઇરાનીઓ—આપણા પાર્સીઓ—નું વર્ષ જમશેદી નવરોઝ તો જે દિને સૂર્ય ' વર્નલ ઇકવીનોક્સ ' ( મહાવિષુવ ) માં પ્રવેશ કરે છે તેજ દિને—તા. ૨૧ મી માર્ચે શરૂ થાય છે. સ્થાનિક પાર્સી દૈનિક " મુંબઇ સમાચાર " તે દિને રજા લે છે, તેનું કારણ " કુદરતી બેસતું વર્ષ " તે દિને હોવાનુંજ છૂટી કાપલીમાં જાહેર કરે છે. સૂર્યની ગતિ પ્રમાણે જે પ્રજાઓ વર્ષ માપે છે તેમાં ખ્રીસ્તી તથા હીંદુ મુખ્ય છે. તેમની દિવાળી—વર્ષાંત—માર્ચને બદલે નવેંબર—ડીસેંબરમાં આવે છે પરંતુ તેમના વર્તમાન સંવત્સરોની પૂર્વે જે સંવત્સરો પ્રચલિત હતા તેનો પણ પ્રારંભ ફાલ્ગુનથીજ થતો હતો. મહાભારતમાંથી પ્રથમ બાબતની અનાયાસે સાબિતી મળે છે. કર્ણનું ચરિત્ર રાજા જન્મેજયને કથતાં વૈશંપાયન કહે છે કે " આકાશમાં જેમ ચંદ્રનો ઉદય થાય તેમ કુંતીના પવિત્ર ઉદરમાં ૧૧ મે મહીને એટલે માઘ શુક્લ પ્રતિપદાને દિને ગર્ભાધાન કરવામાં આવ્યું.* " મૂલ સંસ્કૃત શ્લોકમાં અગીઆરમા માસ માટે **दशोत्तर** શબ્દ લખ્યો છે, અને એ પદનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાને **माघ शुक्लप्रतिपदि** એટલું વધારે લખ્યું છે. આ ઉપરથી સિદ્ધ છે કે ચૈત્રથી માઘ અગીઆરમો માસ છે, તેથી ભારતકાર વ્યાસજીના સમયમાં, શાલિવાહનની સહસ્રો વર્ષ પૂર્વે પણ વર્ષારંભ ચૈત્રથી, વસંતના બહારના મધ્યમાં મનાતો હોવો જોઇએ.

આપણું વર્ષ પ્રાચીન કાલમાં ચૈત્રથી પ્રારંભ થતું, અર્થાત્ યુધિષ્ઠિરનો સંવત્ ચૈત્રથી પ્રારંભ થતો એટલુંજ નહીં, પણ એના ટેકામાં આપણાં પુરાણો તો એટલે સુધી કહે છે કે " બ્રહ્માએ ચૈત્ર માસના શુક્લ પક્ષને પ્રથમ દિને પૂર્ણ સૂર્યોદય વખતે જગત્ બનાવ્યું. × બ્રહ્માએ જે મુહૂર્તમાં જગત્ રચ્યું તે સમયનો કોઇ સાક્ષી હોવો અસંભવિત છે, પરંતુ ચૈત્રના પ્રારંભમાં જગતની ઉત્પત્તિ થઇ એ માન્યતાજ વર્ષારંભ ચૈત્રથી પરાપૂર્વથી ગણાતો હોવાની જેવી તેવી સાબિતી નથી. રોમનોનો સંવત્સર જે ખ્રીસ્તી સવંત્ પૂર્વે યુરોપમાં સાર્વજનિક હતો—તેનો પણ માર્ચથીજ આરંભ થાય છે. તેથીજ ડીસેંબરનો અર્થ દસમો માસ ( માર્ચથી ) થાય છે, અને જાનેવારી તથા ફેબ્રુઆરી ખરું જોતાં ૧૧ મા તથા ૧૨ મા માસ છે. માર્ચ—એપ્રીલ એ વસંત ઋતુ છે, અને વસંતના સદ્‌ગુણો તેનાં અંગ્રેજી

---

* મહાભારત, વનપર્વ, કુંડલાહરણપર્વ, અધ્યાય ૨૩૯, શ્લો. ૧.

× વ્રતરાજ નામક વ્રતોના માન્ય ગ્રંથમાં પડવાનાં વ્રતોનું વર્ણન કરતાં ઉદ્ધ'ઇતિ બ્રહ્મ પુરાણમાં હોવાનું તે ગ્રંથનો કર્તા સંગમેશ્વર ઉર્ફે દૈવજ્ઞ શર્મા કહે છે.

પર્યાયવાચી શબ્દ spring ( સ્પ્રીંગ ) માંજ ભર્યાં છે. "સ્પ્રીંગ." નો ધાત્વર્થ તેમજ સામાન્યાર્થ અદ્યાપિ "કૂદવું" થાય છે, અને મનુષ્યો હર્ષ તથા બલની અત્યુક્તિ કરતાં ઉલ્લાસમાં આવી કૂદાકૂદ કરે છે એ સર્વસ્વીકૃત બિના છે.

## કાલીદાસ અને વસંત.

આપણા સંસ્કૃત કવિઓએ પણ વસંતને તો નમસ્કારજ કર્યાં છે, તેને ઋતુપતિ, ઋતુરાજ ઇત્યાદિ નામો આપીને તેની સર્વોત્તમતા સ્વીકારી છે. કવિરત્ન કાલીદાસ ઋતુસંહાર[1] નામક પોતાના નાનકડા ગ્રંથમાં વસંત ઋતુનો પ્રારંભ કરતાં વસંતને "કામીજનના ચિત્તનું ભેદન કરવાને આવેલા યોદ્ધાની ઉપમા આપે છે. સર્વે ઋતુઓનાં લક્ષણો સ્ત્રીભોગની દ્રષ્ટિથીજ એના લેખકે વર્ણવી છે, પરંતુ વસંતના બીજા સદ્‌ગુણો તો કાલીદાસે સ્વીકાર્યા છે.

द्रुमाः सपुष्पाः सलिलं सपद्मं स्त्रियः सकामाः पवनः सुगन्धिः
सुखाः प्रदोषा दिवसाश्चरम्याः सर्वं प्रियं चारुतरं वसंते ॥ २ ॥

**અર્થઃ**—( હે પ્રિયે ! ) આ વસંત કેવી અપૂર્વ છે કે, તે કાળમાં વૃક્ષો પુષ્પવાળાં, જળ કમળવાળું, સ્ત્રીઓ કામવાળી ( પુરૂષો કમ કેમ ? ) પવન સુગંધી પુષ્પોથી, તથા લીલાં સારી વાસવાળાં વૃક્ષોના સંસર્ગથી વાયુ પણ સુગંધદાર થવાથી સંધ્યા રાત્રી સુખદાયક અને દિવસો પણ રમ્ય હોય છે.

વળી કવિ કથે છે કે, "પુષ્પના ભારથી નમેલા કેસુડાના વૃક્ષોથી ભૂમી વસંતમાં, રાતાં વસ્ત્ર ધારણ કરેલી કોઇ નવ વધૂ હોય તેવી દેખાય છે!"[2] ( કવિની ઉપમાઓ પણ જઇ જઇને ક્યાં ઠરે છે ! )

## હોળી એ નવા વર્ષનો બૃહત્ યજ્ઞ છે.

વસંત પંચમીથી હોળીની મોસમ શરૂ થાય છે, અને તેજ અરસામાં આપણા પડોશી ખંડ (યુરોપ–પ્રાચીનોનો, 'હરિવર્ષ') નો "એપ્રીલ ફૂલ" શરૂ થાય છે. એ અકસ્માત્ કાંઇ સર્વથા ભોગજોગનાં નથી ! હોળી એ વસંતના પ્રારંભના યજ્ઞનું ભ્રષ્ટ સ્વરૂપ છે. આર્યો પ્રાચીન કાળથી પ્રત્યેક નવીન ઋતુના પ્રારંભમાં યજ્ઞ કરતા, અને વસંત પ્રસંગે તો સૌથી મોટો સમારંભ કરતા, કારણ કે તે પ્રસંગે ભર મોસમના ચાલતા વ્યાપારમાં તેમને લાભ પણ સારો મળેલો, માસ અને ઋતુજ નહીં કિંતુ વર્ષનો પ્રારંભ, (બેસતું વર્ષ), ખુસ્તુમા હવાપાણી તથા હસતી રમતી કુદરત તથા હરીયાળી વનસ્પતિનાં અવલોકનથી થયેલો મનનો ઉલ્લાસ તેમજ વળી શરીરમાં પણ નવચેતન તથા હલકાપણું રક્તવીર્યાદિવૃદ્ધિને લીધે આવેલું હોયજ. વર્તમાન હોળી તે પ્રાચીનોની દિવાળી છે. અને તે પ્રસંગે જે યજ્ઞ થતા તે હજી પણ વર્ષાંતભેદ થવા છતાં નષ્ટ થયા નથી. ઘણે સ્થળે હોળીનો અગ્નિ હજી પણ લાગલાગટ પાંચ દહાડા પર્યંત પ્રજ્વલિત રહે છે. રાજધાનીનું સ્થાનાંતર થતાં જૂની રાજધાની જેમ બિસ્માર હાલતમાં પડી સડતાં સડતાં ખંડી-

૧ આ ગ્રંથ કાલીદાસકૃત હોવા વિષે ઘણાને સંદેહ છે. તેમાં વાપરેલી બિભત્સ ભાષા જોતાં તે તેના કર્તાને શોભાપ્રદ તો નથીજ. કેવલ સ્ત્રીઓનાં સ્તન તથા નિતંબની નગ્ન તથા ઝીણાં વસ્ત્રોમાંથી દેખાતી "શોભા" તથા સ્તનપરનાં ચંદનાદિનાં લેપન તથા તેનાપર આવી રહેલા આભરણોના બાગથીજ તેનો લેખક મોહિત થઇ ગયો છે !

૨ ઋતુસંહાર, વસંતવર્ણનમ્, શ્લો. ૧૯.

ચેર થઈ જાય છે. જેમ બેસતાં વર્ષનો દહાડો ચૈત્રથી બદલાઇ આશ્વિનમાં કાલાંતરને પામ્યો તેથી હોળી ( બૃહત યજ્ઞ ) નું મહાપર્વ પણ બગડતાં સડતાં, નિસ્તેજ થતાં, ધીંગામસ્તી માત્ર કરવાનો ખાડો–અખાડો થઈ પડ્યો! " જેમ પાટલીપુત્ર અને ઢાકા, પ્રભાસ અને અણુહિલવાડ રાજધાનીઓનાં ખંડિયેરો છે તેમ, પર્વોમાં હોળી એક ગંજાવર ખંડિયેર છે. દ્વિજોએ હોળીને ત્યાગી દીપાવલીને પટ્ટરાણી કરી છે, તેથી જૂનીનાં માન ઉતરી ગયાં છે. તે દ્વિજો રૂપ પતિથી ત્યક્ત હવે શૂદ્રોનો સંગ કમારતી કરવા લાગી છે! જૂનીને છૂટાછેડા આપીને તેનો કેવળ ત્યાગ દયાળુ હીંદુઓ કરે એવા નથી. પરંતુ વસ્ત્રાભૂષણ માત્ર જેટલુંજ પૂછે છે! હવે *વસંતયજ્ઞ કર્મનિષ્ઠ બ્રાહ્મણોના વેદમંત્રોના ઘોષથી પવિત્ર થતો નથી.* બ્રાહ્મણો તેને ન સંઘરતા હોવાથી, તેમને સ્થળે શૂદ્રો તેને સંઘરે છે અને તેઓ નામ માત્ર પણ પ્રાચીન પરિપાટીને માન આપે છે. બ્રાહ્મણોના વેદમંત્રો તો તેમને આવડતા નથી. આવડવાનો તો ( શિખવાનો ) તેમને " અધિકાર " પણ નથી તેથી તેમને આવડતા મંત્રો ( બિભત્સ ગાળિઓ ) થી પણ તેઓ હોળીનાં યજ્ઞસમારંભે ઘોષનાદ કરે છે! હોળી વૈશ્યો અને બ્રાહ્મણોની મટી હવે શૂદ્રો તથા બાળકોની થઇ છે. અનાત્મવાન્ શરીર ( શબ ) ના અધિકારી શિકારી પક્ષીઓ થયા છે. આ હોળીના પ્રસંગે ધીંગામસ્તી કરવામાં આવે છે, હાસ્યાદિ આનંદ ઉડાવવામાં આવે છે એ સર્વે વસંતની ઋતુએ પાર્થિવ તત્વોમાં કરેલા પરિવર્તનનું પરિણામ છે. જે સ્વાભાવિક હતું તેણે માત્ર રૂઢ રૂપ લીધું છે. સ્વાભાવિક આનંદ તો થાયજ, તે રૂઢિ રૂપ થયો છે. અને અજ્ઞાન મનુષ્યોની પ્રધાનતાને લીધે એ આનંદ પર્વ મર્યાદા તથા સભ્યતાની બહાર ઉભરાઇ ગયો છે. ઉપવન, વિદ્વાન્ માળીના હાથે કપાતું ઝડકાતું ન રહેવાથી વન રૂપ થઇ ગયું છે.

પ્રાચીન કાલના રોમનો પણ આજ ઋતુમાં આવાજ પ્રકારનો મહોત્સવ માનતા–તેને તેઓ Festum stultorum ( ફેસ્ટમ્ સ્ટલ્ટોરમ્ ) કહેતા. અર્વાચીન રોમ તથા ઇટલીમાં હજી પણ વસંત ઋતુમાં હોળી જેવીજ ' લબાડી ' કરવામાં આવે છે. આ એકતા સૂચવે છે કે વસંતોત્સવ પ્રાચીનકાલમાં સુધરેલા જગતમાં સાર્વજનિક હતો, અને તેમ હોવાનું કારણ એજ હોઇ શકે કે, આપણા પૌર્ત્ય આર્યો તેમજ પાશ્ચાત્ય આર્યો ( પ્રાચીન લૅટિન–રોમન–પ્રજા ) કોઇ અતિ પૂર્વ કાલમાં એક હતા અથવા પૌર્ત્ય પ્રજા પ્રાચીન કાલમાં પાશ્ચાત્યની વિદ્યાગુરૂ હતી.

## રોમનોની હોળી–' સૅટર્નેલીયા '–નોકરો શેઠ સાથે જમવા બેસતા!

*વેદમાં આવતા દ્યાવા પૃથિવી ( દ્યૌ કહેતાં આકાશ તથા પૃથ્વી )* ને વિદ્વાનો કુદરતી મહાતત્વો માને છે; પરંતુ એ કુદરતશક્તિને ગ્રીકો સ્વશક્તિમંત દેવ માનતા, અને ઓકો પણ તેમ માનતા. પૂર્વે જે અસંકર હતા તેને સાક્ષાત્ સત્ય માનીને એ આકાશ પૃથ્વીના, યવનોએ જે અનેક પુત્રો ( ટાઇટન રાક્ષસો અથવા બલવાન દેવો ) માન્યા હતા,+ તેમાંના સૌથી કનિષ્ઠ પુત્ર સૅટર્ન જેમ ગ્રીકોનો દેવ હતો તેમ પાશ્ચાત્ય આર્યોની બીજી શાખા રોમનોના પણ સૌથી પ્રાચીન દેવ હતો. તેના માનમાં ડીસેંબરને અંતે એક અઠવાડિયું હોળીના જેવોજ તહેવાર રોમન રાજ્યમાં પાળવામાં આવતો. આ પર્વની વિશેષતા, સર્વની સ્વતંત્રતા, છૂટ, તથા

+ કશ્યપ અને અદિતિના પુત્રોની પુરાણોમાં જે વાતો આવે છે તેવી આ છે. પુરાણો પ્રમાણે દેવો અદિતિના પુત્રો હતા! અદિતિનો મૂલ અર્થ આકાશ–આદિ નદી તે–એવો છે.

આનંદોત્સવ હતો. સૅટર્ન દેવની મૂર્તિને હુકકર ધરાવવામાં આવતું, અને જે કાયદાએ જુગારને અન્ય સમયે ગેરકાયદેસર ઠરાવ્યો હતો તેને આ પ્રસંગે કાયદેસરનો ઠેરવ્યો હતો! નેપાળમાં હજીએ હોળીમાં એવોજ કાયદો ( ગેરકાયદો ! ) છે! આનંદનાં અંતનું પાલન થતું અને શેઠનું શેઠપણું તથા નોકરનું નોકરપણું રહેતું નહીં! હોળીમાં સ્ત્રીઓ પુરૂષો થાય છે; તેમ રોમન શેઠો નોકર થતા, અને નોકરો તેમના શેઠ થઇને, હાસ્યમાં તેમની પાસે શેઠ તરીકે પીરસાવતા. અને રોમન શેઠો ભૃત્યવર્ગ પ્રતિ નિષ્ઠુર હોવા છતાં, ખરીદેલા ગુલામ માત્ર તેઓ હોવા છતાં, આ ' સૅટર્નલીયા '–ના દિંગામમાં તો એકજ ટેબલ ઉપર એક પંક્તિએ ભોજન કરતા! દરેક વર્ગો પરસ્પર ભેટસોગાદ કરતા, જેમાં મુખ્ય મીણબત્તીઓ[1] તથા બાલકોનાં ઢીંગલાં હતાં. દુષ્ટ રાક્ષસી બાલકોનો સંહાર કરતી, તેનો નાશ કરવા વસિષ્ઠની સૂચનાથી હોલી પ્રગટાવવામાં આવી, એવી હોલીની ઉત્પત્તિની દંતકથા છે, તેવીજ રોમનોમાં પણ છે. ફીનીશીયન દાનવ 'બાલ' પણ બાલકોનુંજ ભક્ષણ કરતો મનાતો, અને કાર્થેજ નગરમાં અનેક બાલકોને બચાવવા એક વા થોડાકનો ભોગ આપવામાં આવતો. સૅટર્ન તેજ 'બાલ' છે. હમને તો હોળીના ઉકત પૌરાણિક ઉત્પત્તિ તથા પાશ્ચાસ મીથૉલૉજીની ઉભય મળતી આવતી વાર્તામાં એજ સત્ય લાગે છે કે, આ પ્રસંગે ઋતુભેદથી વાતાવરણમાં વિકાર થતાં ખાસ કરીને બાલકોમાંજ અમુક પ્રકારનો રોગ ફાટી નીકળવાનો સંભવ હોવાથી, તેમજ ઋતુ પ્રમાદ ઉપજાવનારી હોવાથી, બાલકોનાં રક્ષણ સારૂ પ્રાચીન કાલના વિદ્વાન્ વિજ્ઞાનવેત્તા આર્યોએ યજ્ઞની પરિપાટી પ્રવર્તાવેલી હોવી જોઇએ. આથી વાયુ વિશુદ્ધ રહેવાથી બાલકોનું પણ આરોગ્ય જળવાતું. યજ્ઞનો આ અનેકમાંનો એક હેતુ ઉત્તરકાલમાં, અજ્ઞાન વધતાં વિસ્મૃત થયો. હાથ પગવાળા દેવદાનવો તેમની કલ્પનાએ કલ્પ્યા અને માન્યા. તેમની ક્રુરતા, તેમનું સામર્થ્ય, તેમનો ક્રોધ, તેની તૃપ્તિના ઉપાયો આદિ પણ એજ ફલદ્રુપ કલ્પનાએ ઉત્તરોત્તર કલ્પ્યાં. હવાના કીલ્લાને પાણીના થાંભલાઓથી મજબૂત કીધા. યજ્ઞ તથા બાલકો વચ્ચેનો શુદ્ધ વાતાવરણ દ્વારાનો સંબંધ તો અજ્ઞાન પ્રજા ભૂલી ગઇ; પરંતુ તે શબ્દો યાદ રહી ગયા. તેથી કલ્પેલા રાક્ષસને બાળકો આવી ભક્ષ કરી જતો અને યજ્ઞને અનેક બાળકોને તેના પંજામાંથી છોડવવા એકાદ બાળકના ભોગ આપવાની ક્રિયા માની! યજ્ઞમાં હિંસા કરવાની પ્રથાની પ્રવૃત્તિ થતાંજ ખરેખાત બાળકો આપવાં શરૂ થયાં. પરંતુ આ બિના મૂલ યજ્ઞની શુદ્ધિ તથા હેતુ કાંઇક ઝાંખી રીતે પણ દર્શાવી આપી શકે છે. ઋતુભેદ પ્રસંગે આ દેશમાંજ પ્રાચીનકાલમાં યજ્ઞ થતા એમ નથી. આપણી પાશ્ચાત્ય અર્ધાંગ આર્ય પ્રજામાં પણ તે પ્રથા અદ્યાપિ પર્યંત વિદ્યમાન્ હતી. સૂર્યની ઉત્તરાયણ તેમજ દક્ષિણાયનમાં સ્થિતિ થતાં યુરોપના ઘણાખરા દેશોમાં નવીન અગ્નિ પ્રકટાવવામાં આવતો, અને જર્મનીમાં તો તે ઘણોજ પ્રચલિત હતો. જો આ યજ્ઞો નહીં તો શું મૂલમાં હોઇ શકે તે કલ્પી શકાતું નથી.

રોમનોનો સૅટર્નલીયા તેમજ હીંદુઓની હોળી, એ બાબતમાં પણ મળતાં આવે છે કે બાળક છોકરાઓ તેમાં સૌથી વધારે ભાગ લે છે. વસંત ઋતુની બલદાયિની હવા તેમના પર સૌથી વધારે અસર કરે તેમાં શી નવાઇ ?

### મધ્યકાલના યુરોપમાં રમાતી હોળી.

ખ્રીસ્તી ધર્મ ખ્રીસ્તની ૫–૬ ઠ્ઠી સદીમાં યુરોપમાં સર્વોપરિ તથા સાર્વજનિક થતાં, એ

---

૧ આ યજ્ઞનું ટુંક સ્વરૂપ થયનું હોવાનું અનુમાન થાય છે. આ હમારૂં નહીં પણ પાશ્ચાત્ય વિદ્વાનોનું પોતાનું અનુમાન છે.

ધર્મના આર્યોએ મજબુત રીતે, લોકોને પૂર્વકાલના નષ્ટ હીધન (રોમન) ધર્મના ' સૅટર્નેલીયા ' નાં પર્વનું પાલન કરતાં અટકાવ્યા હતા. પરંતુ ધર્માજ્ઞા કરતાં સંસ્કાર બલવત્તર છે અને સંસ્કારોથી પણ આસપાસના સંજોગોથી થતી ઇચ્છા-પ્રવૃત્તિ વધારે બલવત્તર છે. અમુક વખતે સ્થૂલ ટોળટપ્પા તથા હાસ્ય કરવાની વૃત્તિ અર્ધ સુધરેલી પ્રજાને થયા વિના રહેતી નથી. લોકો તો એક રૂપે નહીં તો બીજા રૂપે ' સૅટર્નેલીયા ' ના જેવું કરતાજ. આથી સ્વયં પાદરીઓએ તેને ખ્રીસ્તી સ્વરૂપ આપ્યું ! આનું નામજ Fast of Fools (બેવકૂફોની ઉજાણી-ઉત્સવ) પડયું છે. આ પ્રસંગે અમુક દિને દેવળમાં એક છોકરો બીશપ થતો અને બીજા છોકરાઓ તેના હાથ નીચેના પાદરીઓ થઇને દેવળની ક્રિયા કરવાનો વેશ ભજવતા, પણ બારમી સદીમાં તો સભ્યતાનો દેખાવ પણ રહ્યો નહીં. ફ્રાન્સમાં ઢોંગધતીંગ એ દિનોમાં ઘણોજ વધી પડયો હતો. છોકરાઓજ નહીં પણ ખુદ પાદરીઓ વેશ ભજવવા લાગ્યા. સૌથી ઉતરતી પાયરીના પાદરીને સૌથી વડો પાદરી બનાવીને તેને વાજતેગાજતે દેવળમાં લઇ જઇને હાસ્યરસિક ' માસ ' ની ક્રિયા કરવામાં આવતી અને સ્વયં પવિત્ર વેદી ઉપરજ પાસા વડે જુગાર રમવામાં આવતો ! નાચ થતા, બિભત્સ ગાયનો પણ દેવળમાં થતાં. આપણા મંદિરોમાં તથા મંદિરો બહાર પણ હોળીના દિનોમાં આવું હાસ્ય રસિક ઓછું થતું નથી. એ હાસ્યજનક ક્રિયાઓનો મધ્યકાલના વિદ્વાન પાદરીઓ તો તિરસ્કાર કરતા, તેનું ખંડન કરતા પરંતુ બાલિશ વૃત્તિના લોકોને કાંઇ તેથી ધર્મનો તિરસ્કાર થવા જેવું લાગતું નહીં.

## ગધેડાની સ્વારી.

આ ' ફીસ્ટ ઑફ ફૂલ્સ '—નીલાયતી હોળી—માં ૯ મી સદીમાં યુરોપમાં ગધેડો પણ દાખલ કરવામાં આવ્યો હતો ! તે કાંઇ ખરો નહીં પણ તેની લાકડાંની પોલી પ્રતિકૃતિ હતી. આ ધર્મની ક્રિયાના સ્વાંગમાં એક સાધન માત્ર હતું. જેરૂસલામમાં ઇસુખ્રીસ્ત ફત્તેહ કરીને દાખલ થયો તે વખતે તે ગધેડા ઉપરજ સ્વાર હતો, એ ઐતિહાસિક બનાવની લીલા માત્ર કાંઇક ધર્મભાવ, કાંઇક હાસ્યભાવથી આ પ્રસંગે કરવામાં આવતી. ઇસુ ખ્રીસ્તના આગમન પૂર્વેના સમયનો આ લીલા અથવા રાસમાં ચિતાર આપવામાં આવતો. પેગંબરો, વગેરેનું સરઘસ નીકળીને દેવળ તરફ જતું. બાઇબલમાં આવતા પેગંબર બાલામનો સ્વાંગ લેનાર ગધેડા પર સ્વારી કરીને આ સરઘસમાં જતો. એ ' ગધેડાની 'ની બખોલમાં એક પાદરી ભરાઇ રહેતો; જે તેમાં કુદાકુદ કરતો અને પછી અંદરથી ગધેડાને દેવવાણી થતી હોય તેમ ઇસુ ખ્રીસ્ત અવતાર ધારણ કરશે એ મતલબની ભવિષ્યવાણી કરતો !

## ગધેડા પર સ્વાર થતી નગરની સૌથી સ્વરૂપવતી છોકરી.

ઉપલો નાટક રોઉન નગરમાં ભજવાતો, ત્યારે બોવેસ નગરમાં એથી પણ વધારે ચમત્કારિક બીજો ભજવાતો. સુંદર બીછાનાંથી સજાવેલા ખરા ગધેડા ઉપર એ નગરની સૌથી સ્વરૂપવતી કન્યાને બેસાડવામાં આવતી. તેના હાથમાં એક નાનું બાળક અથવા એવડી ઢીંગલી આપવામાં આવતી. વડા ધર્મગુરૂ ( બીશપ ) નાં દેવળમાંથી આ જોવા લાયક વરઘોડો ( કે કન્યા ગધેડો ? ) સરઘસાકારે ધામધૂમથી નીકળતો. તે બીજે દેવળે જઇ પહોંચતાં ત્યાં પાદરીઓની ભેગી મળેલી ટુકડી, સરઘસ તથા સ્વરૂપવાન કન્યા તથા તેનાં કુરૂપવાન વાહનનો સત્કાર કરતા. તે પછી " મા-

સની " પ્રખ્યાત રોમન કેથેલીક પંથની ક્રિયા કરવામાં આવતી. તેને અંતે ક્રિયા કરનાર મુખ્ય પાદરી ત્રંણુવાર " આમીન્ આમીન્ આમીન્ " કરવાને બદલે ગર્દભનો હોંચી હોંચી હોંચી એવો મધુર સ્વર લલંકારતો. લોકો પણ તેવીજ રીતે ભુંકવાનોજ અવાજ કાઢીને પ્રત્યુત્તર આપતા ! આ પછી દેવળમાં ગધેડાની આગળ પછાડી અનેક પ્રકારની ધીંગામસ્તી તથા બિભત્સ ચેષ્ટા થતી અને આખી રાત તેમાં વહી જતી. *

આ ' ફીસ્ટ ઓફ ફુલ્સ ' ધર્મપૂર્વક છે એમ વિદ્વાન ખ્રીસ્તીઓ તો માનતાજ નહોતા; પરંતુ તાબૂતનું તોફાન ધર્મની આજ્ઞા ન હોવાં છતાં જેમ ઉભું થયું છે તેમ તોફાન કરવા સારૂજ આટલી હદે તે પર્વ લઇ જવામાં આવ્યું હતું. મધ્યકાલમાં તે દાબી દેવાને સત્તાધિકારીઓએ ઘણા પ્રયત્ન કર્યાં હતાં. પેરીસ નગરના વડાએ ૧૧૯૮ માં બિભત્સ વર્તન જાહેરનામાથી તથા કાયદાની મદદથી દાબી દીધું હતું. ઇ. સ. ૧૨૧૦ પોપ ત્રીજા ઇનોસંટે પાદરી માત્રને એ ' ફીસ્ટ ' માં ભાગ લેતા અટકાવ્યા હતા, અને ૧૨૪૬ માં પોપ ૪ થા ઇનોસંટે જેઓ તે આજ્ઞા પ્રમાણે ન વર્તે તેમને પાદરી વર્ગમાંથી બહીષ્કૃત કરવાની આજ્ઞા કરી હતી. પરંતુ તેની તથા બીજા અનેક એવા પ્રગટ થતા રહેલા હુકમોની ઝાઝી અસર થઇ નહોતી. છેક માર્ટીન લ્યુથરના વખત સુધી યુરોપમાં એ બહુ પ્રજાપ્રિય પર્વ હતું, અને ફ્રાન્સમાં તો તે પછી પણ તેનું પાલન થતું રહ્યું હતું. ૧૬૪૫ ના એક પત્રમાં માથ્યુરીન દ ન્યુરે સેન્ટીબ્સના મઠમાં એ પ્રસંગે થયલી ધીંગામસ્તી વિષે નીચે પ્રમાણે લખે છે:– " પેગન લોકો પણ પોતાનાં ' વહેમી પર્વો આવી બેહુદી રીતે ઉજવતા નહીં. સાધારણ મનુષ્યો, ફૂઓ વેચનારાઓ, રસો- ' ઇઆઓ વગેરે મહાત્માઓ દેવળમાં પાદરીઓ બની જાય છે, તેઓ પાદરીનો ઝુલતો ઝભ્ભો ' ધારણ કરે છે, પણ હાથે કરીને ઉંધો પહેરે છે ! ! પછી ઉપદેશ કરતાં ચોપડી પણ ઉંધી ' પકડે છે, અને ચસમાં પહેરીને તે દ્વારા વાંચવાનો ઢોંગ કરે છે. આ ચસમામાં કાચને બદલે ' નારંગીની છાલ મુકેલી હોય છે ! ! "

હવે યુરોપનાં જ્ઞાનચક્ષુ ખુલવાથી તેઓની સ્થિતિમાં પરિવર્તન થઇ ગયું છે. વિદ્યાના પ્રચારને લીધે, યુરોપની પ્રજા હવે આનંદ પ્રાપ્ત કરવા મૂર્ખ થતી બંધ પડી છે. તે વિદ્યાનો નિર્દોષ સાર્થક આનંદ ભોગવે છે. હોળીના હોળીયાઓ હવે યુરોપીયનો બનતા નથી. પીચકારીથી અને કાદવથી પોતાનાં વસ્ત્ર, શરીર તથા મુખને વાનરમય કરતા નથી. હીંદુઓ ક્યારે સુધરશે ? જમાનો દેખાતી રીતે આગળ ચાલ્યો છે. વસંત ઋતુનો આનંદ યતા નવીન ચેતનનો ધીંગામસ્તી તથા મારામારી કરતાં વધારે સદુપયોગ કરતાં આર્યજાતિના અભિમાની વંશજોએ શીખવું ઉચિત છે. બાળકોને હોળીમાં લાકડાની ચોરી કરવા મોકલવા કરતાં વધારે સારા સંસ્કારની છાપ પાડવી આવશ્યક છે. હોળીને ઉજવવાની ના નથી. તહેવાર માત્ર ઉજવવા જોઇએ. પરંતુ સભ્યતા તથા

* આ દેશમાં બીજાં નગરોની હમને ખરા ખબર નથી, પરંતુ સુરતમાં હોળી પ્રસંગે જે ઘીસ નીકળે છે તેમાં આને મળતું ઘણું આવે છે. કોઇ મૂર્ખને ઘીસના સરઘસમાં પૈસા આપીને વરરાજા બનાવવામાં આવે છે. અને તેને જતાં જતાં અનેક પ્રકારની કુચેષ્ટા કરવામાં આવે છે. હોળીમાં ગધેડા પર બેસાડવાનો સ્વાંગ પણ ઘણો ભજવાય છે. આ સરઘસનો હેતુ મૂલ સંસારિક–ધાર્મિક હોઇ હાલ માત્ર અપભ્રષ્ટ થયો છે. પણ પ્રસંગે એક બીજાના મહોલ્લાઓમાં મહોલ્લાવાળાઓ મુલાકાત લેવા જવાની સભ્ય પ્રથાનુંજ વર્તમાન વર્તન રૂપાંતર હોવું જોઇએ.

નિર્દોષતાને ભોગે તે ઉજવણી ન હોવી જોઇએ એજ હમારૂં કથન છે. હાસ્યરસની પણ હમે વિરૂદ્ધ નથી. તે વિના જીવન શુષ્ક છે. પ્રાણીઓમાં મનુષ્યનેજ તેનો પ્રભુએ અધિકારી કીધો છે. પણ તેનો સદુપયોગ કરવો જોઇએ, અને મર્યાદામાં રહીનેજ તે રસનું પાન કરવું જોઇએ, નહીં તો બીજેજ તેની નિકટ રહેતો રસ-રૂદન-ટપકવાનો ભય રહે છે. વસંત ઋતુને પ્રાચીન પરિપાટી પ્રમાણે યથાદિદ્વારા ઉજવવી એ આર્યાવર્તનિવાસી વેદધર્માનુયાયી માત્રનું પરમ કર્તવ્ય છે.

---

# પૂર્વ અને પાશ્ચાત્ય આયુર્વેદનો પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ.

મૂલ લેખક, ડૉ. નીલકંઠ અનંત પુરંદરે ડી. ( મુંબઇ. )

( ૨-ગતાંકથી અનુસંધાન )

## હિપોક્રેટસની માન્યતાઓ અને યોજનાઓ.

આ વખતે એપિંડાકલીસ ( Empedocles ) નામના તત્વવેત્તા તરફથી પ્રતિપાદિત સૃષ્ટિનાં મૂલ તત્વો ચાર છે એમ માનવામાં આવતું. તે પરથી Hippocrates ને જગતના પદાર્થોમાં ચાર મુખ્ય ગુણ છે એમ જણાઇ આવ્યું તે, શુષ્કતા, આર્દ્રતા, ઉષ્ણતા, અને શીતલતા છે. તેમજ શરીરમાં રક્ત, શ્લેષ્મ, કૃષ્ણપિત્ત અને પીતપિત્ત, એવા ચાર પ્રધાન રસ છે, એવું તેણે બતાવ્યું. પ્રારંભમાં એ ચાર રસ પ્રધાન માની તેણે એવું અનુમાન્યું કે જો એ રસ શરીરમાં સમપ્રમાણમાં હોય તો મનુષ્ય નિરોગી થાય છે; પણ એકાદેક રસનું પ્રમાણ કમી અધિક થતાં રોગ ઉદ્ભવે છે. રોગ સારો કરવાનો કુદરતનો પ્રયત્ન રોજ ચાલુ હોય છે, અને જે રસ શરીરમાં અધિક હોય છે તે તે બહાર કાઢી નાંખે છે. આ કામમાં સુજ્ઞ વૈદ્યે કુદરતી ચલનશક્તિને મદદ કરવી, અને એવા ઉપચાર કરવા કે જેને યોગે વધારે પડતો રસ શરીરમાંથી નીકળી પડી સર્વ રસ સમસમાન થયે રોગી સારો થાય. ઉદાહરણાર્થ, કોઇને શર્દી થઇ હોય કિંવા પિત્તની ઉલટીઓ થવા લાગી હોય તો નાકમાંથી રસ કે ઉલટી દ્વારા પિત્ત નીકળી જાય એવા ઉપચાર કરવા. તેનો અવરોધ એકદમ કરવો નહીં. તેનું આ તે વખતે બાંધેલું અનુમાન કેટલું સયુંક્તિક હતું તે કહેવાની જરૂર નથી કારણ કે એની સત્યતા હવે બધા પ્રમાણવા લાગ્યા છે. એણે રોગનું નિદાન અને તે પર અવલંબિત ચિકિત્સાનો મૂળ પાયો નાંખી આપ્યો એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી.

હિપોક્રેટસે કેવળ ઔષધો પરજ અવલંબિત ન રહેતાં બીજા પણ ઉપાયો યોજ્યા. આ પરથી તે એક સારો, અનુભવી વૈદ્ય હોવો જોઇએ એમ સ્પષ્ટ જણાય છે. રોગ નિવારણાર્થે તે રક્તમોક્ષ કરતો અને પોલટીસ બાંધવાનું કહેતો. રોગીને તે કાળજીપૂર્વક પરેજી પાળવાનું કહેતો અને જરૂર પ્રમાણે રેચક કે મૂત્રલ ઔષધો આપતો. અર્વાચીનપદ્ધતિ પ્રમાણે હવા પાણી બદલવાની પણ તે ભલામણ કરતો.

તેની ઈંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રની કલ્પના બહુ સાધારણ હતી. રક્તવાહિનીઓ હૃદયમાંથી નીકળે છે એમ તે કહેતો. મજ્જાતંતુ, સ્નાયુબંધન, અને અસ્થિબંધન વગેરે બધું એકજ એમ તે માનતો. બધાં સ્નાયુની તે માંસનાં મયાળાં હેઠળજ ગણ

સ્થાન બન્યું. કારણ કે આજ શુમારમાં ગલેને વૈદ્યશાસ્ત્રી રોમમાં આણ્યું; ગ્રીસના પીરાગામસ મુ એનો જન્મ થયેલો અને ઍલેક્ઝાંડ્રા વિદ્યાલયમાં એ વૈદ્યશાસ્ત્ર શીખેલો; પણ નવીન પ્રસિદ્ધિમાં રોમ શહેર તરફ તેનું લક્ષ દોરવાયાથી તે ત્યાં ગયો. ત્યાં શારીરશાસ્ત્રમાં ઇરાઝિસ્ટ્રેટસ અને ' પ્રમાણે નવીન શોધો કરતાં પોતાનું નામ અજરામર કરી રાખવા સારૂ તે પ્રેતવિદારણ કરવા લાગે મનુષ્યનું પ્રેત મળવું મુશ્કેલ હોવાથી તે વાંદરાને પાણીમાં ડૂબાડી ઠાર મારતો અને પછી તેના પર ક્રિયા અજમાવતો। એજ રીતે પક્ષી, માછલીઓ, વગેરે નાનાં પ્રાણીઓ પણ ચીરીને તેમનાં અવયવ તપાસતો. એક હાથીનું શબ પણ તેણે ચીર્યું કહેવાય છે. યદ્યપિ શારીરશાસ્ત્રમાં તેણે જોઇએ તેટલી શે કરી નથી છતાં શારીર-ધર્મ-શાસ્ત્રજ્ઞની કીર્તિ તેણે મેળવી. હિપોક્રેટસ પછી શરીરમાંના અવયવો પ્રત્યક્ષ પ્રયોગ કરી તેના ગુણ ધર્મ જાણવાનો પ્રયત્ન પ્રથમ એણેજ કર્યો. કેટલાક તો આ પ્રથમ પ્રયોગ જનકત્વ હિપોક્રેટસને ન દેતાં ગલેનનેજ આપે છે. એણેજ પ્રથમતઃ મગજ, કરોડ-રજ્જુ અને તેની સાથે સંબંધ રાખતા મજ્જાતંતુના ગુણધર્મ સપ્રમાણ શોધી કાઢયા. છતાં તે વખતના લોકનો તેમાં વિશ્વાસ ન હતો. એક વખતે વિદ્વાનોની સભા બોલાવીને તેણે પોતાની શોધ તેમની આગળ સયુક્તિક રીતે મેલી. હ એ મનનું ઠેકાણું ન હોવાથી જાણવાની સર્વ ક્રિયા મગજ કરે છે એવું તેણે બતાવ્યું. તેણે બતાવ્યું કે હૃદયને જો વામાં આવેલી નળીઓ મજ્જાતંતુ ન હોતાં રક્તવાહિનીઓ છે; મગજનો ધર્મ કેવળ હૃદયને ઠંડું કરવાનો હોત તો તે એક "સ્પંજ" (વાદળી) સરખુંજ દેખાત. તેને આચ્છાદન, રક્તવાહિનીઓ, અને મજ્જાતંતુ જોડવામાં આવ્યા ન હતા. મનમાંના વિચાર હૃદયમાંથી બહાર પડતા નથી. મગજમાં વિચાર ઉત્પન્ન થતાં તે ધ્વનિત કરવા સારૂ મજ્જાતંતુ દ્વારા છાતી અને કંઠના સ્નાયુ જુદી જુદી રીતે આકુંચિત થયા એટલે જુદા જુદા શબ્દો બહાર પડે છે. વગેરે પોતાના મતો તેણે એ વિદ્વજ્જનોની સભા આગળ મેલ્યા.

## જ્ઞાન-મન-નું સ્થાન કયું ?

આ બધું સાંભળી લઇ ક્રિસિપસ ( Crysippus ) નામનો તત્વવેત્તા ઉભો થયો અને કહેવા લાગ્યો કે હૃદય એજ મનનું સ્થાન છે. મનુષ્ય પોતાને વિશે બોલતી વખતે પોતાનો હાથ કપાળને ન લગાડતાં હૃદયને લગાડે છે; અને હૃદયના વિચાર તેનેજ લાગી તેની સામે રહેલી શ્વાસ નળીઓ ( Traches ) માં બહાર પડે છે. તેણે એમ પણ કહ્યું કે ગલેન ઢોંગી અને અદ્‌ભૂત વાતો કહેનાર માણસ છે અને માત્ર પોતાનું મહત્વ વધારવા સારૂજ ઍરિસ્ટોટલ જેવા મહા વિદ્વાન તત્વવેત્તાના વિચાર તોડી પાડવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે. આ સાંભળી ગલેને ગુસ્સે ન થતાં એમ પૂછ્યું કે "હૃદયને જો જ્ઞાનનું સ્થાન માનીએ તો માણસનાં માથાને આઘાત થતાં તેનું જ્ઞાન નષ્ટ થઇ તે અસાવધ અને ચેતનારહિત કેમ થઇ જાય છે ?" કોઇ આ પ્રશ્નનો ઉત્તર આપી શક્યું નહીં.

## રોગનું મૂળ ક્યાં હોય છે ?

ગલેને પછી જ્ઞાનતંતુની રચના ( Nervous System ) પર પુષ્કળ પ્રયોગ કરી હાલના સુધારાના જમાનામાં પણ માન્ય રહેલી કેટલીક શોધો કરી. મગજના એક બાજુના અર્ધા ભાગને ઇજા થતાં શરીરની બીજી બાજુ પણ ચેતનારહિત થાય છે એ તેણેજ પ્રથમ શોધી કાઢયું. મગજ અને કરોડ-રજ્જુ જુદે જુદે સ્થલે અર્ધા કે આખા કાપી નાંખવાથી કયે કયે ઠેકાણેના સ્નાયુ દુર્બલ થાય છે તે શોધી કાઢી, જ્યાંના સ્નાયુ ક્રિયાશૂન્ય થયા હોય તે ઠેકાણે રોગનું મૂળ છે એમ તેણે ઠરાવ્યું. સારાંશ, મજ્જાતંતુના ખરા ગુણધર્મ જાણવાનો માર્ગ તેણે બતાવ્યો.

## ધર્મોપદેશકોની સોલ એજંસી-તેનો જુલમ.

મજ્જાતંતુ કાપી કાઢતાં સ્નાયુનું આકુંચન અને ત્વચાનું સ્પર્શજ્ઞાન નષ્ટ થાય છે એ જો શોધી કાઢયું તોપણ તે નષ્ટ કેમ થાય છે તેનું કારણ તેને સમજાયું નહોતું. તેનો એવો તર્ક હતો કે

મજ્જાતંતુમાંથી એક પ્રકારનો વાયુ કિંવા વિદ્યુત્સમ પ્રવાહ વહે છે અને તે દ્વારા ચેતનાનો પ્રવાહ સર્વત્ર થાય છે. આ ક્રિયાને તેણે ન્યૂમસ ( Pneumas ) નામ આપ્યું.

મૂત્રેંદ્રિય પર પણ તેણે પ્રયોગો કર્યા અને મૂત્રનલિકા ( Ureters ) બાંધી મૂત્રપિંડમાં-મૂત્ર તૈયાર થાય છે અને મૂત્રાશયમાં સ્થિત થાય છે એમ બતાવ્યું, આ મુજબ હિપોક્રેટસ, અને હિરાફિલ્ટ્રેટસ અને હિરોફિલ્સે અસ્તિત્વમાં આણેલા વૈદ્યશાસ્ત્રમાં ગેલેને બહુજ ઉપયુક્ત અને બહુમુલ ઉમેરો કર્યો. પરંતુ તેનાં મરણ બાદ કેટલેક વર્ષે આ શાસ્ત્રનો પ્રચાર કમી થયો. કાળ ત્યારબાદ એવો આવ્યો કે જ્યાં ત્યાં ધર્મ-ભોળાપણું પ્રસર્યું. ભૂત, પિશાચ, વગેરે વિદ્યા પર લોક વિશ્વાસ રાખવા લાગ્યા. ઍલેક્ઝાંડ્રીઆ, રોમ, અને કૉન્સ્ટૅન્ટિનોપલમાં ખરી શાસ્ત્રીય શોધ થવાને બદલે ધર્મશાસ્ત્રપર વિતંડ વાદવિવાદ થવા લાગ્યા. જ્ઞાન–પ્રચારની 'સોલ એજંસી' આપણીજ પાસે છે એમ તેઓ માનવા લાગ્યા. બીજાં શાસ્ત્રોદ્વારા ધર્મશાસ્ત્રના ઠરાવેલા મત વિરૂધ્ધ કોઇએ પણ પોતાનો મત દર્શાવવો નહીં એવું તેમણે ઠરાવ્યાથી, વૈદ્યશાસ્ત્રનોજ નહીં પણ બીજાં શાસ્ત્રોની પણ વૃધ્ધિ થતી અટકી.

## નેસ્ટોરીઅન્સ.

આ કાળ સાતમી સદીથી, એટલે યૂરોપ, એશિઆ, અને આફ્રિકા ખંડોમાં અરબ લોકોની સત્તા શરૂ થઇ ત્યારથી, બદલાતો ગયો. જો કે તેમણે પ્રથમતઃ ઍલૅક્ઝાંડ્રીયા વિશ્વવિદ્યાલયમાંનાં પુસ્તકો ધર્મભોળાપણાંને લીવે બાળી નાંખ્યાં હતાં છતાં હિંદ, ઇરાન, વગેરે તે જમાનાના સુધરેલાં રાષ્ટ્રોનાં સાન્નિધ્યથી તેમને વિદ્યાની કીંમત જણાઇ અને સંસ્કૃત ગ્રંથનાં પોતાની અરબી ભાષામાં ભાષાંતરો કરાવ્યાં; તેમજ ગ્રીક તત્ત્વવેત્તા, કવિ, જ્યોતિર્વિદ, વૈદ્ય વગેરેનાં ગ્રંથોનાં પણ ભાષાંતરો કરાવવાની તજવીજ કરી. નેસ્ટૉરિયન (Nestorians) નામના ગ્રીક લોક બહુ વિદ્વાન છે એમ તેમને જણાયું. તેઓ જો કે તે વખતે યુફ્રેટીસ નદીની પાસેની એક ખીણમાં રહેતા હતા, છતાં તેમનું મૂળ વસતીસ્થળ કૉન્સ્ટૅન્ટીનોપલ હતું. તેમના કહેવાતા " નાસ્તિક " વિચારોને લીધે જુલ્મી પાદરીઓએ તેમને ઇ૦ સ૦ ૪૩૧ માં હાંકી કાઢેલા હોવાથી તેઓ અત્રે આવી વસ્યા હતા. અત્રે આવી તેમણે એક શાળા સ્થાપન કરી અને વૈદ્યશાસ્ત્રપર પદ્ધતિસર પુસ્તકો લખ્યાં. નેસ્ટૉરીયનો પૈકી કેટલાક વિદ્વાનોને બગદાદના ખલીફાએ બોલાવી લઇ જઇ પોતાની પાસે રાખ્યા; તેમની પાસેથી ગ્રીક પુસ્તકોનાં ભાષાંતરો કરાવી લીધાં અને શ્રીમંત અરબોના છોકરાઓને તેમની પાસ શિક્ષણ પણ અપાવ્યું.

## પરિવર્તન.

અલ્લામાનસર ખલીફ રાજ્ય કરતો હતો તે વખતે તેની પાસે દેશોદેશના મહાવિદ્વાન, સંસ્કૃત, ગ્રીક, પર્શીઅન અને લૅટીન જાણનાર પંડિત, કવિ, જ્યોતિર્વિદ્, ગણિતી, તત્ત્વવેત્તા, અને વૈદ્ય હતા. તેની પછી હારૂન–અલ રશીદ્ ઇ. સ. ૭૭૩ માં ગાદીએ બેઠો. તેણે એવો નિયમ કર્યો કે તે પ્રવાસે ગયો હોય ત્યારે પણ તેની સાથે સો પંડિત હોવા જોઈએ ! બીજો એક એવો હુકમ કર્યો કે પ્રત્યેક મશીદને એક એક શાળા જોડેલી હોવી જોઇએ. આ મુજબ ઉક્ત ખલીફાની સત્તા યૂરોપમાં ચાલુ થવાથી શાસ્ત્રીય વિષયોનું અધ્યયન વધી ગયું.

## કીમીયાના નાદથી થયેલો નાશ.

અરબ લોકોની સાથે રસાયનશાસ્ત્ર ( Chemistry ) યૂરોપમાં ઘુસ્યું. તેમને કીમીઆનો બહુ નાદ હતો. તેમનું લક્ષ અમૃત અને પારસ શોધી કાઢવા ગુંથાયું હતું ! આ નાદથી કેટલીક મહત્વની શોધો થઇ. જાફરે નાઇટ્રીક ઍસીડ શોધી કાઢયું. તેમજ નાઇટ્રીક ઍસીડ અને નવસારનાં મિશ્રણથી સોનું તાવતાં તે ગળી જાય છે એ સિદ્ધ કરી બતાવ્યું. વાતાવરણના ઘટકાવયવનું થોડુંક જ્ઞાન તેને થયેલું. રઝીસે ( Rhazq ) ગંધક ગર્ભ ( Sulphuric Acid ) અને અચિલ્ડ બેચિલે (Achild Bechil) ફોસફરસ ( Phosphorus ) ની શોધ કરી.

## પ્રવાસથી થયેલા લાભો.

અરબ લોક પોતે પ્રવાસ પ્રિય અને તેમના શિક્ષક નેસ્ટેરીયન્સ પણ તેવાજ હોવાથી ગ્રીક વૈદ્યકની મેડીસીન મળી હતી ! એ બેઉએ મળી અનેક નવીન ઔષધિઓની શોધ કરી. સુશ્રુત અને ચરકનાં ભાષાંતર પરથી હિંદુસ્થાનની ઔષધિઓનો ઉપયોગ પણ તેમને સમજાયો, આથી અરબોના સમયમાં ઔષધિઓની પુષ્કળ વૃદ્ધિ થઈ. તેમણે લખેલા ઔષધિ ગ્રંથોમાં હિંદુસ્થાનમાંજ ઉગનાર અને ચરક કે સુશ્રુત શિવાય બીજા કોઇ ગ્રંથોમાં જેનાં નામ ન હોય એવી અનેક ઔષધિઓનાં નામો મળી આવે છે.

## બીજા નંબરનું કુરાન !

આરબો શસ્ત્રક્રિયામાં પ્રવીણ હતા, છતાં તેમના સમયમાં શારીરશાસ્ત્રી [અને શારીર ધર્મ વિજ્ઞાન શાસ્ત્રની લેશ માત્ર પણ વૃદ્ધિ થઇ નહિ. તેનું કારણ મુસલમાનો પ્રેતને સ્પર્શ કરવો ધર્મ વિરૂદ્ધ માને છે તે છે. પ્રેત ચીરવાની મનાઇને લીધે આરબોને શારીરશાસ્ત્રમાં નવીન શોધો કરતાં આવડી નહીં; પરંતુ તેમનામાં ગુણ ગ્રાહકતાનો વાસ હોવાથી ઇરાક્રિસ્ટ્રેટસ અને ગલેનના મતના તેઓ અનુયાયી થયા. ગલેન બદલ તો તેમને બહુ પૂજ્યભાવ હતો અને તેના લેખોને તે **કુરાનથી** બીજા નંબરનું માન આપતા.

## રાઝી.

આરબોના વખતમાં ભાષાંતર રૂપે પુષ્કળ પુસ્તકો લખવામાં આવ્યાં. **રાઝીએ** એક મોટો ઔષધિ ગ્રંથ ઇ. સ. ૯૨૫-૨૬ માં લખ્યો. તેની રચનામાં તેણે હિપોક્રિટસ અને ગલેનના ગ્રીક લેખોની પુષ્કળ મદદ લીધી હતી તે ગ્રંથોનું આગળ જતાં લેટીનમાં ભાષાંતર થયું. ડૉ. રોય એ (Dr. Roye) આર્ય વૈદ્યકનું પુરાતનત્વ સાબીત કરવા સારૂ જે નિબંધ લખ્યો છે તેમાં રાઝી અને સિરેપિઓન (Serapion) ના ગ્રંથોનાં લેટીન ભાષાંતરમાંથી કેટલાક ઉતારા લઈ તે શબ્દશઃ ચરકના રૂપાંતર છે એમ બતાવ્યું છે. રાઝીએ પોતાનું નામ માત્ર આ ગ્રંથોથીજ અમર કર્યું નથી પણ શીતળા અને તેના જેવા રોગોનાં લક્ષણોનું પૂર્ણત્વથી સ્પષ્ટીકરણ કરી અવિસ્મરણીય કર્યું છે. અપૂર્ણ.

---

# મનુષ્યનું મગજ—બુદ્ધિ સાથે તેને કેટલો સંબંધ છે ?

માણસના મગજનું વજન સામાન્ય રીતે કેટલું હોય છે; અને તે બલિષ્ટ હોવા માટે કેટલું હોવું જોઇએ તથા વજન સાથે બુદ્ધિને કાર્ય કારણનો કેટલે અંશે સંબંધ છે એ બહુ ઉપયોગી પ્રશ્નો છે. ચક્ષુથી દ્રશ્ય પ્રાણિઓમાં કીડી સૌથી નાનું છે, તથા કદના પ્રમાણમાં તેનું મગજ સૌથી મોટું છે, અને એ કીડી મહાબુદ્ધિશાળી તથા ચતુર છે એ સર્વસ્વીકૃત્ય સિધ્ધાંત છે. એથી ઉલટું, કદના પ્રમાણમાં ગધેડાનું મગજ ઘણું કરીને સૌથી નાનું છે અને તેની બુદ્ધિ એટલી કહેવત રૂપ થઇ પડી છે કે ગધેડાની અક્કલ નિર્બુદ્ધ મનુષ્યની બુદ્ધિનાં પર્યાયવાચી શબ્દ રૂપે પણ સર્વ ભાષાઓ તથા દેશોમાં વપરાય છે ! પરંતુ કદના પ્રમાણમાં બુદ્ધિની વિશેષતા અમુક હદ સુધી છે અને તેમાં પણ અપવાદો છે. પુરૂષનાં મગજનું સરેરાસ વજન ૪૮ આઉંસ ( ૨॥ રૂપીયા અથવા તોલાનો એક આઉંસ ) તથા સ્ત્રીના મગજનું સરેરાસ વજન ૪૩॥ આઉંસ થાય છે. સ્ત્રીનું મગજ આ પ્રમાણે ઓછું હોવાથી તેની બુદ્ધિ કમ છે એમ સિદ્ધ થતું નથી, કારણ કે સ્ત્રીનાં સમસ્ત શરીરનું કદજ પુરૂષથી સરેરાસ નાનું હોય છે, અને મગજ

તેનાજ પ્રમાણમાં નાનું છે. હવે જીવનના કયા ભાગમાં મગજનું વજન સૌથી વધુ હોય છે? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે પુરૂષમાં તે વય ૨૫ થી ૩૫ છે અને સ્ત્રીમાં તે વય તેથી કાંઇક થોડી છે. સ્ત્રી પુરૂષથી વિશેષ શીઘ્ર વયમાં આવે છે અર્થાત્ પક્વ થાય છે તે જોતાં તેનું મગજ ઉલટું મોડું પક્વ થાય છે એ વિચિત્ર છે. સ્ત્રીનાં શરીરનો પુરૂષથી શીઘ્રતર વિકાસ મગજને ભોગે થાય છે એજ તેનો ખુલાસો હોઇ શકે. જન્મતી વખતે મગજનું કેટલું વજન હોય છે? તેનો ઉત્તર એ છે કે તેમાં પણ વિચિત્રતા છે. તે સૌથી નાનું હોવાને બદલે પ્રમાણમાં ઘણું મોટું હોય છે. તરતના જન્મેલા યુરોપીયન બાળકનું વજન સરેરાસ ૯ રતલ આવે છે, જ્યારે હીંદુઓનાં બાળકનું જન્મતી વેળાનું વજન સરેરાસ માત્ર ૬ રતલ છે. આ પ્રમાણે જન્મથીજ યુરોપીયનો આપણાથી દોઢ-પચાસ ટકા-વધુ હોય છે, અને પછી તો કેટલા આગળ વધી જાય છે તેનો આધાર શ્રેષ્ઠતા સ્વીકારવાની વ્યક્તિની નિષ્પક્ષવૃત્તિ પર રહે છે. આ હીસાબે, ૧ કલાકની વયના યુરોપીયનના બાળકનાં મગજનું વજન ૧।। રતલ તથા હીંદુ બાળકનું ૧ રતલ છે, અર્થાત્ શરીરનો છઠ્ઠો ભાગ મગજ રોકે છે. પરંતુ જન્મ પછી આ પ્રમાણ રહેતું નથી. બાલકનો સૌથી કોમલ ભાગ મગજ છે. અને ખોપરી સુધ્ધાં એટલી કોમલ છે કે બાળકની બેડોળ ખોપરીને પાટા પાડીયાં બાંધીને સુઆકૃતિવાન્ પણ ડોકટરો કરી શકે છે. બાલકના મગજની આ કોમળતાને પરિણામે કે ગમે તે કારણથી મગજનું વજન બીજાં અવયવો પેઠે અને તેનાં પ્રમાણમાં વધતું નથી. ૧૦ વર્ષે શરીરથી ૧૪ મા, ૨૦ વર્ષે ૩૦ મા, અને ૪૦ મે વર્ષે ફક્ત ૩૬।। મા ભાગ જેટલુંજ મગજનું વજન રહે છે. વૃદ્ધાવસ્થામાં એથી પણ સહેજ વિશેષ પ્રમાણ થયું છે.

## બુદ્ધિમાનોનું મગજ.

હવે મુખ્ય પ્રશ્ન એ છે કે સૌથી બુદ્ધિશાલી મનુષ્યોનું મગજ શું સૌથી વજનદાર હોય છે? તેનો નિશ્ચિત ઉત્તર સાયેન્ટીસ્ટો આપી શકતા નથી, કારણ કે મહા પુરૂષો કાંઇ વારસામાં કે ઉછીનું તોળવા માટે પોતાનું મગજ આપી જતા નથી. બેન્થામ તથા પરમાર્થી મીસ ફ્લોરેન્સ નાઇટિંગેલેજ વસીયતનામામાં શરીરવિજ્ઞાગશાસ્ત્રની ઉન્નતિ અર્થે પોતાનું શરીર હોસ્પીટલને દાનમાં આપ્યું હતું! પરંતુ કેટલાક મહાબુદ્ધિશાલી પુરૂષોનાં મગજનાં વજન લેવાયાં છે. પ્રખ્યાત બુદ્ધિશાલી ફ્રેંચ નેચરલીસ્ટ કુવીયરના મગજનું વજન ૬૪।। આઉંસ તોળાયું હતું અને એ વજનનો રેકર્ડ છે. એથી વધુ ભારી કોઈ માણસનું તોળાયું નથી.

ગુલસરના મગજનું વજન પણ ૫૭।। આઉંસ જેટલું હોસ્પીટલને "ધરમને કાટે" જોખાયું હતું. પણ સાયેન્ટીસ્ટો ચેતવે છે કે આ આટલા દાખલાઓથી રાચી જવાતું નથી. બુદ્ધિ માટે અપ્રસિદ્ધ કેવલ સાધારણ મનુષ્યોનાં મગજ ૬૦ આઉંસ ઉપર માલમ પડ્યાં છે. એટલુંજ નહીં પણ ભ્રમચિત્ત અને સ્મરણશક્તિ આદિ બુદ્ધિનાં કોઇ પણ તત્વરહિત એવા 'ઇડીયટ' મનુષ્યોનાં મગજોએ પણ ઉક ૬૦ આઉંસનાં કાટલાં પડતાં સુધી કાંટા ફરવા દીધા નથી!

કુદરતની દેખાતી અનિયમિતતામાં પણ પાછા નિયમો જોવામાં આવે છે. જો કે મોટા વજનદાર મગજોવાળા પણ બેવકુફ હોઇ શકે તો પણ તેથી ઉલટું સૂત્ર સત્ય નથી. ૩૨ થી

ઓછા ઔંસના વજનવાળું મગજ સામાન્ય વ્યવહાર કરવા અસમર્થ છે, અને જન્મથી મૂઢ મતિઓનાં મગજ એ વજનથી ઘણાં હલકાંજ માલમ પડયાં છે, એ મૂઢમતિઓને ( idiots ) મગજનો ભાર સુધારાવાળાઓને જેવો માથે પાઘડીનો ભાર અશક્ય લાગે છે ! તેથી પણ વધારે અસહ્ય લાગે છે ! આથી તેઓએ વારંવાર માથામાં મગજ માત્ર ૮॥ થી ૧૦ આઉંસથી વધારે ન ખોસવાનો સંપ કીધો હોય છે.

## ઠીંગણા માણસોની બુદ્ધિ.

ઠીંગણા માણસોની બુધ્ધિમત્તાનું પ્રમાણ લેતાં પણ મગજનાં વજન અર્થાત કદનાજ પ્રમાણમાં બુદ્ધિ હોય છે એ સિદ્ધાંત સિદ્ધ થઇ શકતો નથી. ગઇ સદીનો યુરોપનો પ્રખ્યાત સૌથી બુદ્ધિશાળી તત્ત્વવેત્તા ઇમેન્યુઅલ કેંટ ( અમર " ક્રિટીક ઑફ પ્યુર રીઝન " નો કર્તા ) જેની ફીલસુફીને તેની પછી થયલા પ્રસિદ્ધ ફીલસુફોએ પણ ભોમીયા તથા માર્ગદર્શક સ્વીકારી છે, તે શરીરે કૃશ, તથા ઉંચાઇમાં પૂરો પાંચ ફુટ પણ નહોતો. આથી તેના મગજનું કદ તથા વજન પણ સરાસરીથી બહુ ઉતરતું હોવું જોઇએ. પણ તેથી વિરૂધ્ધજ હતું. તે સૂચવે છે કે અમુક હદ પછી મગજ મોટું હોવું બુધ્ધિમત્તા માટે આવશ્યક નથી. પ્રખ્યાત બુદ્ધિશાળી અંગ્રેજ કવિ અલેકઝાંડર પોપ વિષે તેનો જીવન ચરિત્રકાર ડૉ. જાનન્સન ( "લાઇઝ ઑફ પોએટ્સ" કવિઓનાં જીવન ) માં લખે છે કે, તે એટલો ઠીંગું હતો. ( ડૉ. જોન્સન જેવો સ્થુલ પણ નહોતો ) કે ખુરશીપર બેસતાં એનું માથું લગભગ ટેબલની સપાટી સુધીજ પહોચતું ! છતાં એની " ઇલીયડ " અમર છે. હીંદુસ્તાનમાં પણ દ્રષ્ટાંતો મળશે. ઓનરેબલ ડૉક્ટર સર ગુરૂદાસ બેનરજી શરીરે અલેકઝાંડર પોપનો અવતાર છે. " માણેકચંદ એમ. એ. " જેવુંજ એમનું શરીર છે. છતાં તેમની વિદ્યા તથા બુદ્ધિ તો અનુપમ છે. કલકત્તાની યુનીવર્સીટીના વાઇસ ચૅન્સેલર કોઇ સાધારણ તો નજ હોય. લૉર્ડ કર્ઝને નીમેલાં યુનીવર્સીટીઝ કમીશનના સભાસદ તરીકે તેમણે કમીશનના મોટા ભાગથી જુદા પડતાં જે ' મીનીટ ' લખી હતી તે તેમની અદ્વિતીય બુદ્ધિબલની જેવી તેવી સાબિતી રૂપ નથી.

મગજના ગુણદોષની આ ટુંકી નીરિક્ષા જાડા તથા પાતળા માણસના મગજનાં વજનની સરખામણી વિના અપૂર્ણજ ગણાય. સિદ્ધ છે કે માણસ જેમ લાંબો તેમ તેનું મગજ વધારે ભારી હોય છે પરંતુ લંબાઇના પ્રમાણમાં તો ઠીંગણા માણસનાંજ મગજનું વજન વધારે હોય છે.

## " બહુત લંબા સો બડા બેવકૂફ ! " એ કહેવતમાં કેટલું સત્ય છે.

' બહુત લંબા સો બડા બેવકૂફ ' એ કહેવતના કારણનું પૃથક્કરણ કરવાનો પ્રયાસ કરવા વિના આ લેખ પૂર્ણ કરવો એ લેખનો અક્ષમ્ય દોષ ગણાશે–કારણ કે એકજ અધ્યાયની એ પણ વાત છે. અનેક ઠીંગણા માણસો મૂર્ખ તથા લાંબા બુધ્ધિમાન હોય છે. અતિશય લાંબા વારંવાર મૂર્ખ હોય છે એવી સામાન્ય પ્રજાની માન્યતા છેજ. તેથીજ એ કહેવત ઉત્પન્ન થઇ છે તેમજ બહુ પ્રચારને પામી છે. લંબાઇના પ્રમાણમાં બુધ્ધિ ન હોવાથી મહેણાં તથા મશ્કરી તરીકે શરીર તથા બુદ્ધિ વચ્ચે હાસ્યોત્પાદક વિરોધ દર્શાવવા પણ એ પ્રજાપ્રિય કહેવતના પ્રચારને ઉત્તેજન મળ્યું છે. અતિ લંબાયમાન આકૃતિ શરીરના અવયવોનાં સુપ્રમાણ તેમજ સુપ્રમાણથી આવતી સુંદરતાનું ખંડન કરનારૂં તત્વ છે. એથી પણ તે બિચારાની મશ્કરી કરવાનું એ શાપથી મુક્ત જનોને

મન થાય છે. એ કહેવત સર્વથા અસત્ય નથી હોય તો પણ તેના એટલા બધા અપવાદો છે કે તેને એક સામાન્ય નિયમ તરીકે સ્વીકારવો બહુ જોખમ ભર્યું છે. પરંતુ આટલું સત્ય છે કે શરીર મગજને ભોગે પણ વધી શકે છે અને મગજ શરીરને ભોગે વધે છે. અભ્યાસ શરીરને પીગળાવી નાંખે છે એ પ્રસિદ્ધ છે. જે વિદ્યાર્થીઓ અન્યોથી ઉત્તમતર ભોજન તથા વાયુનો ઉપભોગ ન કરતા હોય તો તેમનું શરીર છે તેથી પણ બહુજ ક્ષીણ હોય. આ કારણથી શરીરના વિકાસની વય ( ૧૬ થી ૨૧ ) માં જેઓ એકદમ ઓચિંતા ધરતિકંપ દરમીયાન જેમ, સપાટી હતી ત્યાં પહાડ થઇ જાય તેમ જોતજોતામાં ૧-૨ વર્ષમાં તેઓ લાજ ફુટ વધી જાય છે, તેઓની બુદ્ધિ વારંવાર સ્પષ્ટ રીતે મંદ પડી જાય છે-બુદ્ધિ અર્થાત્ તેનો કોઇ ભાગ જેમકે સ્મરણ શક્તિ ઇત્યાદિ પણ મંદ થઇ જઇ શકે છે. હર્બર્ટ સ્પેન્સર પોતાના સ્વજીવન ચરિત્રમાં પોતાની સ્મરણશકિત અત્યંત દુર્બલ હોવાનું કારણ એજ કહે છે કે હું આ વર્ષે ( ઘણું કરીને ૧૬ મે ) એકદમ બહુજ લાંબો વધી ગયો. ફૉકસ બર્ક વગેરે મહાબુધ્ધિશાલીઓ ૬ ફુટ કે તેથી વિશેષ હતા, અને જીવતોમાં લોર્ડ એપ્ટહીલ તથા લોર્ડ કીચનર તો ૬ કરતાં ૬॥ ના વિશેષ પક્ષપાતી છે. છતાં તેમની બુદ્ધિ ઉચ્ચ પંક્તિની હોવા વિષે કોને શક છે ! આનો ખુલાસો એજ છે કે, શરીર મગજનો ભોગ લીધા વિના કેવલ જલવાયુ તથા અન્નનાજ આહારથી પોતાનું કદ વધાર્યું છે.

---

બાંકીપુર ખાતે ભરાયેલી ' સોશીયલ કૉન્ફરન્સ ' ના મહા વિદ્વાન્ પ્રમુખ

## સાહિત્યાચાર્ય પંડિત રામાવતાર શર્મા એમ. એ. નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર અને તેમનો ઉપદેશ.

લેખક—રા. મગનલાલ. મા. ઝવેરી.

यद् विज्ञानविरुद्धमेव निखिलं तद् येन सन्त्यज्यते ।
वाक्यं स्वीक्रियते न येन वितथं शास्त्र—श्रुतीनामपि ॥
यस्यास्ये परमार्थदर्शनमयी वाणी ननर्त्ताद्भुता ।
सोऽयं शर्म्म तनोतु धर्म्मधनिनां रामावतारो बुधः ॥

ભાવાર્થઃ-વિજ્ઞાન વિરૂદ્ધ જે કંઇ હોય તેનો જે ત્યાગ કરે છે; શાસ્ત્ર—શ્રુતિનું પણ વાક્ય ખોટું હોય તો તે માનવાને જે તૈયાર નથી; જેના મોંમાં અદ્ભુત અને પરમાર્થ દર્શન મયી વાણી નાચી રહી છે, એવા આ વિદ્વાન રામાવતાર, ધર્મ ધુરંધર પંડિતોમાં આનંદ પ્રસરાવે છે.




માજિક પરિષદ્‌ની ગઇ વખતની જે બેઠક, બાંકિપુર ખાતે " કૉન્ગ્રેસ " ની સાથે થઇ હતી, તેના પ્રમુખ સાહિત્યાચાર્ય પંડિત રામાવતાર શર્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર વાંચકો સામે મૂકવામાં અમને અત્યંત આનંદ થાય છે. સાહિત્યાચાર્યનું એ નિમિત્તનું વ્યાખ્યાન એટલું તો શુધ્ધ અને મનનીય હતું કે

મુખ્ય મુખ્ય ઇંગ્રેજી અને દેશી ભાષામાં પ્રગટ થતાં વર્તમાન પત્રોમાં તે વધાવી લેવાયું હતું. બિહાર પ્રાંત શિક્ષણ પ્રસારની બાબતમાં બીજા પ્રાંતો કરતાં ઘણો ઉતરતો હોવાથી સામાજિક સુધારાની બાબતમાં હોવો જોઇએ તેટલો ઉત્સાહ ત્યાં ન હોય એ સ્વાભાવિક છે; છતાં પંડિતજીએ જે વ્યાખ્યાન આપ્યું છે તે વિહારવાસીઓના ઓછા ઉત્સાહની ઉણપ પૂરી પાડે છે. અમે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી કરતા કે સાહિત્યાચાર્યજીના જેવું અપૂર્વ વ્યાખ્યાન આજ દિન સુધીમાં સામાજીક સુધારાના 'પ્લેટફાર્મ' પરથી રાનાડેના સ્વર્ગવાસ પછી પ્રથમજ વાર અપાયું છે.

## જન્મ અને શિક્ષણ.

પંડિત રામાવતારજીનો જન્મ ઇ. સ. ૧૮૭૭ માં બિહાર પ્રાંતમાં છપરા ગામે ગરીબ પણ વિદ્વતા વિશે નામાંકિત થયેલા એક સરયુપારીણ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. પંડિત દેવનારાયણના ચાર પુત્રોમાં રામાવતાર જ્યેષ્ઠ છે. એમનું પ્રાથમિક શિક્ષણ એમના પિતા અને બીજા એક પંડિતના હાથ નીચે થયું હતું. બાદ સંસ્કૃત વિદ્યાના કેન્દ્ર–કાશી–માં ચૌદમે વર્ષે જઇ ત્યાં મહામહોપાધ્યાય ગંગાધર શાસ્ત્રી સી. આઇ. ઇ; (બનારસ ક્વીન્સ કૉલેજના સંસ્કૃતના 'પ્રોફેસર') જેવા સુપ્રસિધ્ધ પંડિતનું શિષ્યત્વ સંપાદી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા લાગ્યા. બરાબર સાત વર્ષ સુધી આ ભાષાનો અભ્યાસ કરી 'સાહિત્યાચાર્ય'ની સૌથી ઉંચી માનવંતી પદવી ક્વીન્સ કૉલેજમાંથી પહેલા વર્ગમાં પણ પહેલા (First class first) આવી એમણે પ્રાપ્ત કરી. એ સાત વર્ષના એમના અભ્યાસ દરમ્યાન એમણે સત્તરમે વર્ષે, એટલે ત્રણ વર્ષ પછી, કલકતાની સંસ્કૃત કૉલેજની 'કાવ્યતીર્થ'ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી હતી! બનારસમાં રહી એમણે સંસ્કૃત સાથે ઇંગ્રેજીનો પણ અભ્યાસ કરવા માંડયો, અને ઓગણીસમે વર્ષે કલકત્તા તેમજ અલહાબાદ–એ બેઉ યુનિવર્સિટીની પ્રવેશ પરીક્ષા (Entrance) એમણે પસાર કરી. ઉતર તરફની અલ્હાબાદ અને કલકતા યુનિવર્સિટીથી પરવારી તેમને બાકી રહેલી પંજાબ યુનિવર્સિટીની પરીક્ષા આપવાનું મન થયું અને એફ. એ. ની પરીક્ષા ત્યાં આપી. સંસ્કૃતમાં પહેલા આવી સુવર્ણપદક અને 'સ્કોલરશીપ' (છાત્રવૃતિ) મેળવી. ત્રેવીશમે વર્ષે કલકત્તા યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા ફર્સ્ટક્લાસ ફર્સ્ટ આવી પસાર કરી. તેમાંયે સંસ્કૃત ભાષાની અપૂર્વ કુશલતા સારૂ સુવર્ણપદક અને સ્કોલરશીપ મળી. બીજે વર્ષે એમ. એ. ની પરીક્ષા પણ ત્યાંજ આપી; તેમાં યે ફર્સ્ટક્લાસ ફર્સ્ટ આવ્યા. આ પરીક્ષામાં યુનિવર્સિટીનું સુવર્ણપદક અને કેટલાંક પારિતોષિક તેમણે મેળવ્યાં. ઘરની સાંપત્તિક નબળી હોવાથી પંડિતજીને પોતાનાં શિક્ષણનો બધો ભાર પોતાનેજ (સ્કોલરશીપાદિ મેળવી) ઉપાડવો પડતો.

## વ્યવસાય.

પહેલાં પંડિતજી બનારસ ખાતેની થીયોસોફીકલ સોસાયટી હસ્તકની પ્રખ્યાત "સેંટ્રલ હિંદુ કૉલેજ" માં સંસ્કૃતના અધ્યાપક (Professor) તરીકે રહ્યા. બાદ પટના કૉલેજમાં પણ તેજ પદપર રહી ત્યાંથી કલકત્તે જઇ ત્યાંની યુનિવર્સિટીના પ્રોફેસરનું બસુ મલીક લેકચરરનું કામ કરવા લાગ્યા. પાછા પટના આવતાં સંસ્કૃત ભાષાના મુખ્ય અધ્યાપકની જગ્યા તેમને મળી હજીએ તેઓ ત્યાંજ છે. સેનેટના સભાસદ અને સંસ્કૃત ભાષાના પરીક્ષક તરીકે તેમનો કલકત્તા યુનિવર્સિટી સાથે સંબંધ છે. પંડિતજી જ્યોતિશ્શાસ્ત્રના ખાસ અભ્યાસી છે.

## સાહિત્ય સેવા.

સંસ્કૃત ભાષામાં ગદ્યપદ્ય રચના કરવામાં પંડિતજી એક્કા છે. હિંદી ભાષાનાં વ્યાકરણ અને વ્યુત્પત્તિ સંબંધી તો એમણે કેટલાક અમૂલ્ય ગ્રંથો અને લેખો લખ્યા છે.

"મુદ્ગર દૂત" નામનું એક અજબ સંસ્કૃત કાવ્ય એમણે લખ્યું છે કે, જે કાલિદાસના મેઘદૂતની " Parody " છે. તેમાં પુરાણાદિમાં વર્ણિત અલૌકિક વાતોની અને મનુષ્યાતુંગ શક્તિઓની ઠેકડી પેટ ભરી કરી છે ! સંસ્કૃત અને પાલી ભાષાઓમાંના કેટલાક મહત્વના ગ્રંથો અને લેખોનું સંશોધન અને પ્રકાશન એમણે કર્યું છે. વેદાન્તાદિક વિષયોપર ઇંગ્રેજીમાં પણ તેમના લેખો પ્રસિદ્ધ થઇ વખણાયા છે. " સરસ્વતી " નામના એક સર્વોત્તમ હિંદી માસિકમાં એ પોતાના લેખો વારંવાર લખે છે. હાલમાં પણ એમનો ભૂગર્ભ–વિદ્યા પરનો એક અત્યુત્તમ લેખ તે માસિકમાં કટકે કટકે પ્રકટ થાય છે. કાલીદાસના સમય નિરૂપણવાળો રામાવતારજીના એક અંગ્રેજી લેખ પરથી ઉપજાવી કાઢેલો એક લેખ " સરસ્વતી " ના ડિસેંબર માસના અંકમાં પ્રકટ થયો હતો. તેનું ભાષાંતર વસંતના માર્ગશીર્ષના અંકમાં પ્રસિધ્ધ થયું છે. માત્ર તેમાં એ લેખ હિંદી માસિકના અધિપતિએ ઉપજાવી કાઢ્યો છે. અને ગુર્જર લેખકે તો માત્ર તેનું ભાષાંતર કર્યું છે એટલું સ્વીકાર્યું છે. સાહિત્યાચાર્યની મૂળ અંગ્રેજી સંસ્કૃત હસ્ત લિખિત પ્રત જોવાની તસ્દી લીધી નથી–એટલું જણાવ્યું નથી.

મતલબ કે જેમ પ્રખ્યાત બંગાળી લેખક રવીંદ્રનાથ ટાગોર, કે જેનું જીવનચરિત્ર આપણે ગયા માસના "સત્ય" માં અવલોકી ગયા છીયે, તેમના લેખોનાં અંગ્રેજી ભાષાંતરો પણ ઉત્તમોત્તમ અંગ્રેજી માસિકોમાં પ્રથમ સ્થાન ભોગવે છે. તેમ સાહિત્યાચાર્યના અંગ્રેજી સંસ્કૃત લેખના ભાષાંતરનાં ભાષાંતરે પણ ગુજરાતમાં પ્રથમ સ્થાન મેળવ્યું છે. હાલ એઓ અનેક ગ્રંથો લખે છે. કેટલાંક પ્રાચીન પુસ્તકોનું પણ સંપાદન કરે છે. રોયલ એશિયાટીક સોસાઇટીને સારૂ પણ એમણે એકાદેક પુસ્તકનું સંપાદકત્વ પ્રાપ્ત કર્યું છે.

## માતૃભાષાપર પ્રેમ.

" સરસ્વતી " માંના એમના લેખો એમની વિદ્વત્તા તથા માતૃભાષાપરનો પ્રેમ વ્યક્ત કરે છે. હિંદીભાષાના ઉત્કર્ષ સારૂ એમના પ્રયત્ન સતત્ ચાલુ હોય છે. બહુ જન સમાજમાંનાં અજ્ઞાન દૂર થઇ દેશની ઉન્નતિ થાય એવી પંડિતજીની ઉત્કટ ઇચ્છા હોવાથી તેઓ માતૃભાષામાં વારંવાર લખાણ કરે છે; તેમની ભાષા બહુ સ્હેલી અને સાધારણ લોકોને સમજાય તેવી છે. લૌકિક શાસ્ત્ર વિષેના પંડિતજીના " સરસ્વતી " માંના લેખ જેમણે વાંચ્યા હશે તેમને અત્યાર અગાઉ તેમની વિદ્વત્તાની ખાત્રી થઇ ચૂકી હશે. હાલ તેઓ હિંદીભાષાનો એક પ્રચંડ વિશ્વકોશ લખવાની તૈયારી કરે છે.

## સ્વતંત્ર " દર્શન " લેખક તરીકે.

પંડિતજીની વિવેચક શક્તિ તીવ્ર હોઇ અંધશ્રદ્ધાપૂર્વક પ્રામાણ્ય માન્ય ન કરતાં દરેક બાબત, આ લેખને મથાળે આપેલા અન્ય પંડિતોએ એમના કરેલા વખાણના શ્લોક પ્રમાણે યુક્તિવાદની કસોટીએ લગાડી જુએ છે. ખુદ વેદનું પ્રમાણ પણ તેઓ અંધશ્રદ્ધાપૂર્વક–યુક્તિવાદની કસોટીએ ચઢી પોતાની યોગ્યતા ન સિધ્ધ કરી શકતું હોય તો તેઓ માનતા નથી !

આથી તેમના મત જુના પંડિતોના મત કરતાં વારંવાર તદ્દન જુદાજ પ્રકારના હોય છે. ષટ્-દર્શનનું મંથન કરી, નવીન શાસ્ત્રીય શોધોને અનુસરી પંડિતજીએ "પરમાર્થ દર્શન." નામનું એક નવીન "સાતમું" દર્શન રચ્યું છે. આ ગ્રંથનો કેટલોક ભાગ સંસ્કૃતમાં અને કેટલોક ભાગ ઇંગ્રેજીમાં પ્રસિધ્ધ થયો છે.

## ધાર્મિક અને સામાજીક મતમાં પરિવર્તન.

પંડિતજીએ પોતાના એક લેખમાં આ બાબતનું નિરાકરણ કરતાં લખ્યું છે કે:— "મારાં જીવનક્રમના બે પરસ્પર ભિન્ન વિભાગ છે. મારી પચીશ વર્ષની ઉમર સુધીનો પુરાણ મત વાદને પકડીને ચાલનો બેજવાબી આયુષ્યક્રમ, અને ત્યાર પછીનો પકવ ઉમરમાંનો વિચારપૂર્ણ આયુષ્યક્રમ. પ્રૌઢ ઉમરે જેમ જેમ સામાજીક, શિક્ષણ વિષયક, ધાર્મિક, વગેરે પ્રશ્નોનો હું અભ્યાસ કરવા લાગ્યો તેમ તેમ બાલ વિવાહ, પડદા, બહુ પત્નીકત્વ, જાતિભેદ, નિરક્ષરતા, સાધુ લોકો અને વિધવા સ્ત્રીયોનું ફરજીયાત બ્રહ્મચર્ય, અને પંથ વિષયક ભેદ, આ સાત વાત પુરાણ મતવાદ તરીકે ગણાતી રીતિને અનુસરનાર હિંદુ સમાજને હાનિકારક અને લાંછનારપદ છે, એવું મને જણાવા લાગ્યું. જે સમાજમાં રહી મારૂં પૂર્વ વય ગયું તે સમાજની પરિસ્થિતિને લીધે ઉપર કહેલી સાતે અનિષ્ટ બાબતોનો મારા પર પ્રત્યક્ષતઃ વા અપ્રત્યક્ષતઃ પરિણામ થયા વગર રહ્યું નથી; પરંતુ આગળ જતાં સામાજીક બાબતો વિશે હું વિચાર કરવા લાગ્યો ત્યારથી તે પરિણામોનું નિરાકરણ કરવાના પ્રયત્ન મેં આદર્યા. આ અનિષ્ટ બાબતોમાંથી મારી પોતાનીજ મુક્તતા કરવા હું મથું છું એમ નથી પણ સમાજમાં પણ તેનું ઉચ્ચાટન કરવા સારૂ હું મારી પરાકાષ્ઠા કરૂં છું. એ કામનો આધાર હું મંડળો, પરિષદો, અથવા સમાજો પર અવલંબિત રાખતો નથી પણ પોતેજ કરૂં છું. નૈતિક ધૈર્યના અભાવનો આરોપ આવે નહીં તેટલા સારૂજ મજબુત પાયાપર ઉભી કરેલી સામાજીક ચળવળમાં હું સામીલ થાઉં છું. કેટલાક લોક અન્ય ધર્મનો સ્વીકાર કરી સમાજ સુધારક થાય છે તેમ હું થયો નથી. મારો સત્ય ધર્મ મેં છોડયો નથી. આજના પુરાણ મતાનુસારી ધર્મમાં જે જે કંઇ અશાશ્વત બાબતો ધુસી ગઇ છે તેનુંજ નિર્મૂલન કરવામાં હું મચ્યો રહું છું. આથી જુના વિચારના લોકોનો મારા પર વિશેષ કટાક્ષ છે. તેમના અભેદ્ય કિલ્લામાં આ (હું) એક મોટું ગાબડું પડયું છે એમ તેમને લાગે છે અને તે કારણે જો કે તેઓ મને બહિષ્કૃત કરી શકતા નથી તોપણ, બીજ સમાજ સુધારકો મારી સાથે મળી કામ કરી શકે નહીં એવા આડકતરા પ્રયત્નો તેઓ કરતા હોય છે."

## રહેણી કરણી વગેરે.

પંડિતજી એકદમ સાદા માણસ છે. કપડાં લત્તાંના ઠાઠમાઠ તરફ તેઓ બહુ લક્ષ આપતા નથી. જેને ગમે તેવો તેણે વેશ પહેરવો, અમુક પોશાકજ પહેરવો એવું ધર્મનું કે સમાજના નિયમનું બંધારણ નથી, એવો તેમનો મત છે. આથી તેઓ કદીકતો માત્ર શાલજ ઓઢીને નીકળી પડે છે તો કદીક એકલો કોટજ ઘાલી લે છે! કદીક માથે ટોપી કે કદીક ઉધાડુંજ તો કદીક 'હેટ' ઘાલી ફરે છે! આવું છતાં બીજા મોટા પંડિતો એમની અસાધારણ વિદ્વત્તાથી સુપરિચિત હોવાથી મુક્તકંઠે પ્રશંસા કર્યા વગર રહી શકતા નથી. સ્મૃતિ ગ્રં-

ગ્રંથોમાંનાં વચનોનો વિચાર શબ્દશઃ કરી એકાદેક સુધારાની ઇષ્ટતા કે અનિષ્ટતા સિદ્ધ કરવાના, અને સ્મૃતિ વચનોનો અર્થ કરતી વખતે એકાદેક વ્યાકરણનાં સૂત્ર પર એકાદેક સામાજીક સુધારાનું ભવિતવ્ય લટકાવી રાખવાના પ્રયત્ન તેઓ કદી કરતા નથી ! **સ્મૃતિ પુરાણાદિ ગ્રંથોમાંના નિયમો મનુષ્યો વાસ્તે છે, મનુષ્યો તેમને સારૂ નથી** એવું માની સામાજીક અને ધાર્મિક પ્રશ્નોનો વિચાર યુક્તિ અને વસ્તુસ્થિતિને અનુસરીનેજ તેઓ કરતા હોવાથી અમુક ભાગ પ્રક્ષિપ્ત છે કે અમુક વિક્ષિપ્ત છે એ ભાંજગડમાં એમને ઉતરવું પડતું નથી !

## જુના વિચારનાઓને ઉપદેશ.

સામાજિક પરિષદ્‌ના પ્રમુખ તરીકે તથા બીજી રીતે એમણે આપેલા ઉપદેશોનો સાર નીચે મુજબ છેઃ--

આજકાલના જે આચાર પ્રાચીન પરંપરાગત છે એવું માનવામાં આવે છે તે તેમ ન હોતાં વચલા કાળમાંના અજ્ઞાન યુગમાં ઉત્પન્ન થયેલા છે [ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં સમાજ સુધારણાની અનુકૂળ અનેક આધાર મળે છે એ પંડિતજીએ પોતાના પ્રમુખપદ પરનાં ભાષણમાં અનેક વચનાધારે સિદ્ધ કર્યું હતું ]. પડદો, બાલવિવાહ, વિધવા ( પુનઃ ) લગ્નનિષેધાદિ ઉપર કઠિન સાત બાબતો તીવ્ર ભાષામાં ખંડન કરવા લાયકજ નહિ કિન્તુ પ્રત્યક્ષ દૂર કરી બતાવવી અત્યંત આવશ્યક છે, કારણ કે તેથી દેશની ઉન્નતિમાં બહુ પ્રતિબંધ આવે છે. પડદાના રીવાજથી ઘણીક વખતે તો એક દશ બાર વર્ષના છોકરાનાં તેનાથી અનેક વર્ષ મોટી કન્યા સાથે લગ્ન કરી દેવામાં આવે છે, કારણ કે કન્યાનો નખાગ્ર પણ જોવા મળતો નથી ! કેટલીક વખતે તો ૮૦ વર્ષના બુઢાને ૪-૫ વર્ષની નાની અમથી બુચીજ વળગાડી દેવામાં આવે છે ! ઘણીક વખતે તો કારસ્થાની મધ્યસ્થોનાં કાવતરાંને પરિણામે વર વધુ બેઉ એકજ જાતિનાંજ હોય છે ! ! એક વખતે મારા ( પંડિતજીના ) એક પાડોશીનું લગ્ન તો કેવળ એક ઉખળા સાથેજ કરવામાં આવ્યું હતું ! દૃષ્ટાંત એવું છે કે એક એંશી વર્ષના બુઢ્ઢાને પરણવાનું મન થતાં એક જણે એક નવ દશ વર્ષના છોકરાને નખશિખાન્ત કપડાં પહેરાવી ઓઢાડી 'તે મારી બ્હેન છે' એમ કહી પરણાવી દીધી ! પરંતુ બીજેજ દિને ખરી વાત બહાર આવતાં "મને મારી સ્ત્રી લાવી આપ" એવો વરરાજાએ આગ્રહ કર્યો. આથી ફરીથી લગ્ન ન કરતાં પેલા નવ દશ વર્ષના જે છોકરા સાથે લગ્ન કરવામાં આવ્યું હતું તેના કપાળનું કંકુ કાઢી એક નાની છોકરીને કપાળે લગાડી આ 'દાદા' ને સમર્પિત કરવામાં આવી ! આવું અર્ભક ઘેર લઇ જઇ શું કરવું એવું ધારી જરઠ વર દેવે તેને તેના પીયરમાંજ રહેવા દીધી. બાદ થોડે વર્ષે વૃદ્ધ વરરાજાની આ લોકની યાત્રા પૂરી થતાં પરલોક સિધાર્યા. તે બિચારી બાળકી વિધવા થઇ ! આજે તેની ઉમર ૩૫ વર્ષની છે અને તે અનિતિના માર્ગમાં આયુષ્યક્રમણ કરે છે ! આવા પ્રકારની વિવાહ પદ્ધતિ પ્રચલિત હોતાં કેવળ ગોરના મંત્ર-પટપટારાથી તેને વિધિબદ્ધ વિવાહ બંધનો (.Sacramenatal marriages ) ઠરાવવાં અને વરકન્યાએ આપ ખુશીથી સ્વીકારેલા વ્યવહારિક કરારના વિવાહ બંધનને ( civil marriages.) અમે તેવાં નિંદ્ય નામો આપવાં અને તેવો કાયદો થવો અટકાવવાના પ્રયત્ન કરવા એ ખચિત આપણા કમભાગ્યનીજ વાત ! જે લગ્નમાં વરકન્યાના પરસ્પર પ્રેમનો બીલકુલ સંબંધજ

નથી, તે લગ્નોને " પ્રેમવિરહિત વિડંબનાત્મક લગ્નો loveless mock marriages એવીજ સંજ્ઞા દેવી ઉચિત છે ! **હાલનાં લગ્નો તે લગ્નો નથી, અને હાલની વિધવાઓ તે વિધવાઓ નથી.**

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ ઇત્યાદિ

વચનોના આધારે વિવાહ નિરાકરણ અને વિધવા વિવાહને બીજા કેટલાક સમાજ હિતકારી રીતરીવાજ મુજબ હિંદુધર્મ-શાસ્ત્રમાં **યુરોપિયન કાયદા કરતાંએ વિશેષ** ઉદારપણે અનુજ્ઞા છે.

Divorce and remarriage like many others philanthropic institutions, are more liberally sanctioned by our Dharmashastras than even by modern European Codes.

સ્ત્રી, શૂદ્ર, અતિશૂદ્ર, વગેરેને પોતાની માનસિક ઉન્નતિ કરવા સારૂ હર પ્રકારે સગવડ કરી આપવી જોઇએ; બાલવિવાહ અને વિષય વિવાહનો પ્રચાર નામશેષ થઇ સ્ત્રીપુરૂષની પરસ્પર ઇચ્છાને અનુસરી વિવાહ સંબંધ થવા જોઇએ; નિર્જીવ વસ્તુ કિંવા જંનાવરોના ક્રયવિક્રય પ્રમાણે શરીરસંબંધ કરવામાં આવવા ન જોઇએ; ભાવિ પ્રજા તેજસ્વી અને બલવીર્યશાલી થાય એવા ધોરણે નાનપણથી બાલકોને વળણ અને શિક્ષણ આપવામાં આવવું જોઇએ, અલ્પવયમાં થનારી સંતતિ કદી પણ શરીર, બુદ્ધિ કે મનથી સદૃઢ હોઇ શકે નહીં તેથી નિયમિત વયોમર્યાદાસુધી સ્ત્રીપુરૂષોનું બ્રહ્મચર્યપાલન થાય એવી વ્યવસ્થા થવી જોઇએ; માત્ર તે વયોમર્યાદા પછી સ્ત્રીપુરૂષોપર-વિધવાઓ અને મહંત વગેરે ધર્માધિકારીઓ પર- સમાજે ફરજીયાત (Compulsory) બ્રહ્મચર્ય પળાવવાનો દુરાગ્રહ તજી દેવો જોઇએ, કારણ કે તેના પરિણામ સામાજીક નીતિમત્તાને વિઘાતક હોય છે; પરદેશગમનની બાબતમાં નિર્બંધ ન રાખતાં આધુનિક જ્ઞાન મેળવવાના પ્રયત્નમાં અધિકાધિક ઉત્તેજન દેવું જોઇએ અને ખાવાપીવાની બાબતમાં આભડછેટનો નિષ્કારણ નિર્બંધ ન રાખતાં **વૈદકીય નિયમોનું પાલન થાય તેટલુંજ** પાળવાની સંભાળ લેવી જોઇએ.

## સુધારકોને ઉપદેશ.

સુધારકોમાં પણ તેમને જે દોષ જણાયા છે તે તેઓએ સ્ફૂટથી કહ્યા છે.

શૈવ, વૈષ્ણવ, શાક્ત, ઇત્યાદિ ભિન્ન પંથીય પુરાણ મતાનુયાયી લોકોમાં, એટલુંજ નહીં પણ કેટલીક જાતિઓમાં તો વૈદિક અને જૈન ધર્માનુયાયીઓમાં પણ રોટી અને બેટી વ્યવહાર પ્રચલિત છે. ( ખાસ કરીને કાઠીયાવાડમાં ) પરંતુ એકાદેક આર્યસામાજીક કે બ્રહ્મોસામાજીકને પોતાની વિધવા ( કે કુમારી ) પુત્રીનું લગ્ન કરવાનું હોતાં આર્ય કે બ્રહ્મોસામાજીકજ વર જોઇએ, એવા જાહેરખબર તેની તરફથી આપવામાં આવે છે !-એ લગભગ કંઇક વિશાળ યોજના પર રચાયેલા-ધર્મભેદ પ્રમાણે ન્યાતિબંધારણ જેવુંજ છે. એ ઠીક નથી એમ તેઓ કહે છે. મનને બુદ્ધિપૂર્વક વિચાર કરતાં શુધ્ધ અને સત્ય લાગે તેજ આચારવિચાર ધાર્મિક બંધનરૂપ થવા જોઇએ, એ તેમના કથનનો સાર છે.

# સત્યંજીત્

( એક ' ઓરીજીનલ ' વાર્તા—ગતાંકથી અનુસંધાન. )

લખનાર—પ્રવાસી.

## પ્રકરણ ૧૨ ( ચાલુ ).

### ખીણમાં ગરબડ.

ઓરડાની એક બાજુ તદ્દન સફેત કાચથી બાંધેલી હતી તેમાંથી બહારના ઝરાનું સ્વચ્છ પાણી જણાતું હતું. બાકીની બધી બાજુઓ પથ્થરની બાંધેલી હતી. એક બાજુએ ભીંતમાં લોઢાનું કમાડ જડેલું હતું ત્યાં ખુલ્લી તરવાર સાથે એક નિકુ ફર્યા કરતો હતો.

" શા માટે તમે અહીં આવ્યા છો ? " બહારથી હીંમત ધરી નિકુએ સુકેનલાને પૂછ્યું.

" તે કારણ તને કહેવાની જરૂર નથી. હું તને પૂછું છું કે કોના હુકમથી અને શામાટે તું અહીં ફરે છે ? "

" તે કહેવાને હું બંધાયલો નથી. હું મારા શેઠની નોકરી કરૂં છું. મારા શેઠનો હુકમ છે કે મારે કોઇને જવાબ આપવો નહિ. આથી તમારે મારી કનેથી કોઇ જવાબની આશા રાખવી ફોકટ છે. "

સુકેનલાનો મીજાસ ગયો. એણે નિકુ કનેથી તરવાર ખુંચવી લીધી અને એને જમીનપર પાડી નાંખ્યો.

સુકેનલા નિકુની છાતીપર એક પગ મૂકી ઉભો રહ્યો અને જવાબ નહિ આપે તો તરતજ મારી નાંખવાની ધમકી આપી.

" મને મારશો નહિ. જે ખરૂં હોય તે તમને કહું છું. આપ જરા ધીરજ ધરો " નિકુએ આંખમાં આંસુ લાવી વિનંતી કરી.

સુકેનલાએ નિકુની છાતીપરથી પગ લઇ લીધો અને નિકુને બેસવા કહ્યું. ત્યાર પછી નિકુએ સુકેનલાને નીચે પ્રમાણે કહ્યું:—

"ગઇ કાલે તમે અમકરીના ઘરમાંથી ચાલી ગયા કે તરત અમકરીએ કુંજલ સાથે સત્યજીતને મારી નાંખવા નિશ્ચય કર્યો. થોડોક વખત વિચાર કરી તેઓ અહીં આવ્યા. સત્યજીતને આ ભોંયરામાં તેઓએ નાંખી દીધા અને મને અહીંજ રહેવા હુકમ કીધો. અડધા કલાક પછી કુંજલ અહીં આવ્યો અને પોતાની સાથે સત્યજીત્‌ને લઇ ગયો. એ પોતાના માણસોને રાજાને ખીણની ટોચ પર લઇ જવા હુકમ આપતો હતો તેથી હું ધારી શકું છું કે એ લોકોએ સત્યજીત્‌ને ખીણની ટોચપરથી ફેંકી દેવા નક્કી કર્યું હશે. આથી તમારે બનતી ઝડપે ત્યાં જવું સલાહકારક છે."

આ વાત સાંભળી નિકુને ત્યાનો ત્યાં રહેવા દઇ સુકેનલા ઉપર ચઢી ગયો. નીમક અને પ્રમોદને બનેલી બીના એણે કહી. તેઓએ ટોચ તરફ જવા માંડ્યું. તડકો અતિશય હતો. જમીન તપી ગઇ હતી અને તેથી તેઓને રસ્તો કાપતાં અતિશય કષ્ટ પડ્યું. થોડા વખતમાં તેઓ ટોચ આગળ આવી પહોંચ્યા ત્યાં સુકેનલાના બે મિત્રો ફરતા હતા. તેઓને સુકેનલાએ સત્યજીત વિષે ખબર પૂછી.

" કુંજલ અહીં હમણાં ફરતો જણાતો હતો. અમે અહીં હતા તેવામાં કે બીજા કોઇ કારણથી કુંજલ પાછો ચાલ્યો ગયો. અમે દોડીને કુંજલને એના પાછા ફરવાનું કારણ પૂછ્યું. એણે માત્ર ગોળ ગોળ

જવાબ આપ્યો. મ્હારે કાચ-ભુવન જવું છે. એમ કહી એ જતો રહ્યો." તેઓએ જે બન્યું હતું તે કહ્યું.

સુફેનલા અને એના સાથીઓ નિરાશ થઇ પાછા ફર્યા. રસ્તા પર તરતનાં પગલાં પડેલાં હતાં. તે પગલાંને આધારે તેઓએ ચાલવા માંડ્યું. એટલામાં અબકરીનું ઘર આવી પહોંચ્યું. અહીં પગલામાં ફેર પડયો. શંકા થવાથી સુફેનલાએ પ્રમોદને અબકરીના ઘરની તપાસ રાખવા કહ્યું અને પોતે નીમક સાથે કાચ-ભુવન ગયો.

૯ નીમકને ઉપર રાખી સુફેનલા ભોંયરામાં નીચે ઉતર્યો. આ વખતે લોઢાનું કબાટ ઉઘાડું હતું. પેલો ભિક્ષુ પણ ત્યાં ફરતો જણાતો નહોતો. એક ખૂણામાં લોહીના છાંટા પડયા હતા. વધારે બારીકીથી જોતાં માલમ પડયું કે એક લોહીવાળી ભાંગી ગયલી ખોપરી પડેલી હતી. બે ત્રણ ગજ દૂર લોહીથી ખરડાયલું ખંજર પડેલું હતું. સુફેનલાની આશા તૂટી. શું કરવું તે સૂઝયું નહિ. આખરે દોરડું ઝાલી એ ઉપર ગયો અને નીમકને સઘળી વાત કહી. ફરીથી ભોંયરાનો આવાં અઘોર કામ માટે ઉપયોગ ન થાય તેટલા માટે તેઓએ કાચની ભીંત તોડી પાડી. ભીંત તુટવાથી ઝરાનું પાણી અંદર ધસી આવ્યું અને આખું ભોંયરું પાણીથી ભરાઇ ગયું.

વધારે વખત ગુમાવ્યા વિના તેઓ અબકરીના ઘર નજદીક દોડતા જઇ પહોંચ્યા. સુફેનલાએ પ્રમોદને બનેલી બીના કહી. ત્રણે જણા કોઇની રજા લીધા વિના અબકરીના ઘરમાં પેઠા. અબકરીની મા અગાડીના ઓરડામાં બેઠી હતી. કોઇએ એની સામું જોયું નહિ. હાથમાં તરવાર ખુલ્લી રાખી મરણીઆ થઇ તેઓ અબકરીના ઘરમાં ફરવા લાગ્યા. કુંજલ પાછલે બારણે નાસી ગયો. અંદરના એક અંધારા ઓરડામાં તેઓ જઇ પહોંચ્યા. એક ખૂણામાં સ્હેજ અજવાળું જણાતું હતું ત્યાંથી એક નીચે ભોંયરામાં જવાનો રસ્તો હતો. તે રસ્તે સુફેનલા અને એના સાથીઓ સાવધાનતાથી નીચે ઉતર્યા.

ભોંયરાના એક ખુણામાં રૂપાનો પલંગ પડેલો હતો. તેની અંદર સત્યજીત સૂતો હતો. દાસી અંગીરા સત્યજીતને ધીમે ધીમે પંખો નાખ્યા કરતી હતી. પગલાનો અવાજ સાંભળી સત્યજીત ચમકી પલંગમાં બેઠો થયો અને સુફેનલા વિગેરેને જોઇ તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. સુફેનલા આદિ સત્યજીતને સહીસલામત જોઇ સંતોષ પામ્યા અને એક બીજાને વધામણી આપવા લાગ્યા. થોડા વખત પછી નીમકે એક પાલખી મંગાવી. તેમાં સત્યજીતને બેસાડી તેઓ સુફેનલા સાથે એને ઘેર ગયા.

ત્યાં ગયા પછી સત્યજીતે પોતાનાપર પડેલી આફતો પોતાના હિત ચિંતકોને કહી સંભળાવી. કુંજલનો ઉદ્દેગ સત્યજીતને થોડો વખત સંતાડી રાખી પછીથી મારી નાંખવાનો હતો. વખતો વખત કુંજલ સત્યજીતને ખીણમાંથી કોઇને જણાવ્યા વગર ચાલી જવા સમજાવતો હતો. પણ સત્યજીત એને બીલકુલ ગણકારતો નહિ.

સત્યજીત સહી સલામત છે એની ખબર ખીણમાં પ્રસરી ગઇ. ભોળા ભિક્ષુઓ ખીણમાં દર્શનાદ કરવા લાગ્યા. આયનાના મરણનો શોક શમી ગયો. દુષ્ટ મનુષ્યોની બાબતમાં જેમ ઘણું ખરું હોય છે તેમ અબકરીના મરણથી કોઇને ખાસ શોકની ગ્લાની થઇ નહિ. થોડા વખતમાં નીલ પર્વતમાં કંઇ નવું જુનું નહિ બન્યું હોય એમ જણાવા લાગ્યું.

આશરે બે મહીના પછી પ્રમોદે સત્યજીતને એક કાગળ આપ્યો. કાગળ પરના અક્ષરો જોઇ આનંદ પામી તેની અંદર લખેલો સંદેશો તુરત તુરત અમલમાં મૂકી શકાય એવાં પગલાં ભરવા સત્યજીતે પ્રમોદ અને સુફેનલાને યોગ્ય હુકમો આપ્યા.

# પ્રકરણ ૧૩ મું.

## દુર્મુક.

છઠ્ઠા પ્રકરણમાં જણાવી ગયા તે પ્રમાણે નિલોહિતની દેખરેખ નીચે કુસુમપુરના વતનીઓ પર જળમાં પોતાનું જીવન ઉન્નતિના શીખરે પહોંચાડવા પ્રયત્ન કરી રહ્યા હતા. જગતનાં સર્વ પ્રકારનાં સુખો પશુ તરીકે નહિ પણ મનુષ્ય તરીકે ભોગવવાનો તેઓનો ઉચ્ચ અભિલાષ હતો. ધર્મનો ક્લેશ શમી ગયો હતો. એક બીજા પ્રતિના દ્વેષને તિલાંજલી અપાઇ ગઇ હતી. શારીરિક નિર્બળતા ઝાંઝવાના માફક જતી રહી ગઇ હતી. સર્વે સ્ત્રીપુરૂષોનાં મનો કોઠીંબાના જેવાં સંકોચાયલાં નહોતાં પણ કમળની માફક વિકાસને પામ્યાં હતાં. સૂવા લંગડા પ્રમાણો પર સ્થપાયલા વ્હેમોને રહેવાને એક સ્થાન પણ રહ્યું નહોતું. દરેક કાર્ય વિવેક વિચારથી થતું હતું. સ્ત્રી જાતિ જગતને ખીલવનાર સમર્થ શક્તિ રૂપ ગણાતી હતી. બાળકો સૃષ્ટિની નવીનતા નિહાળતા સદા હસતા હતા અને વૃદ્ધો પોતાના જૂના વિચારના રૂઢી મનમાંથી અદ્રશ્ય થવાથી આરામ ભોગવતા હતા. સંપ, પ્રેમ અને જ્ઞાન એ પરજળ વાસીઓનાં મુખ્ય લક્ષણો હતાં. અને તેને લીધે એ ગામડામાં કંઇ ઓર ખૂબી માલમ પડતી હતી.

આ રીતે ઉદય પામતા પરજળના એક નિર્જન રસ્તાપર બે મનુષ્યો ચૂપચૂપ વાતો કરતા ચાલ્યા જતા હતા. એકનો પોષાક ભીલને મળતો હતો અને બીજાનો પોષાક કોઈ સામાન્ય ચાકર જેવો લાગતો હતો. તેઓ જો કે ઘણાજ ધીમે અવાજે બોલતા હતા તોપણ તે રસ્તે બીલકુલ વસ્તી ન હોવાથી તે બે જણ વચ્ચે ચાલતી વાત રસ્તે જનારને સ્પષ્ટ રીતે સંભળાઇ શકતી હતી.

"જો હું તને સત્ય કહું છું કે ફરી ફરી આવી તક ન મળશે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે ત્હારા જેવા ડાહ્યા પુરૂષે મોં ધોવા ન જવું જોઇએ" તે ભીલ જેવા દેખાતા મનુષ્યે કહ્યું.

"આવી બાબતમાં લક્ષ્મી લક્ષ્મીરૂપ છે કે અલારૂપ છે તે હમણાં ન માલમ પડી શકે; પણ હવે મને ચાકરપણું પસંદ નથી અને તેથીજ ત્હારૂં કામ પાર ઉતારવાને હું મન કરૂં છું."

"જો દુર્મુક! હું તને મહા મહેનતે મળી શક્યો છું. અહીંના રક્ષકો ઘણા ચંચળ મને લાગે છે અને તેથી કરીને હું તને ફરીથી અહીં મળી શકીશ કે નહિ તે સવાલ છે. આ કારણને લીધે હમણાંજ એ બાબતનો નિશ્ચય કરી દેવા હું તને આગ્રહ કરૂં છું. જો ધ્યાન દઇને વિચાર કર. એક તરફ જીંદગી લગીનું દાસત્વ છે અને બીજી તરફ જીંદગી સુધીનું સ્વામિત્વ છે. અહીંથી તરત આપણે આપણું કામ સાધી કુસુમપુર જઇશું. ત્યાં નીમ્ન તને પોતાના અંગત મિત્ર તરીકે રાખશે અને જીંદગી લગી તું કુસુમપુરમાં સ્વતંત્ર રહી શકે એવી ગોઠવણ કરી આપશે. આ બધી મહેરબાનીના બદલામાં ત્હારે શું કરવાનું છે? ફકત એક પ્રધાનના શરીરપર કાતીલ ફટકો મારી અહીં મારી પાસે નાસી આવવાનું છે. સામા પક્ષમાં અમને નિલોહીતનો જ ડર છે અને તેથીજ એનું કાટલું કરવા કંઈ ઉપાય યોજવા મ્હારે પરજળ આવવું પડયું છે."

"જેટલો તને નિલોહીતનો ડર છે તેટલોજ મને એની પુત્રી શોભનાનો ડર છે. જો કે એનું શરીર સ્ત્રીનું છે પણ એનું હૃદય અનેક પુરૂષોને હંફાવે એવું છે. નિલોહીતને મારી નાંખવામાં જો હું કદાચ વીજયી નીવડું તો ત્યાર પછી એ સબળા શું કરશે અને શું ન કરશે એનો વિચાર કરતાં મારૂં મન પાછું હઠી જાય છે."

"અરે ગાંડા માણસ! આમ મર્દ થઇને ગભરાઇ શું જાય છે? ત્હારે ક્યાં અહીં રહેવું છે? આ કામ પુરૂં થયું કે ચાલ્યા કુસુમપુર" તે મનુષ્યે હીંમત આપતાં કહ્યું.

"ત્યારે કબૂલ છે. પણ જો જે તું આ જગ્યાએથી ચાલી જઇશ નહિ. ઘણું ખરૂં નિલોહીત ઓકલાજ આ વખતે ઘેર હોય છે અને તેથી કામ ખલાસ કરી પાછાં ફરતાં મને વાર ન લાગશે."

" ઠીક છે. મારા તરફથી ત્હારે જરા વિશ્વાસઘાતની આશા રાખવી નહિ; પણ સાંભળ એક વાત કહેવાની રહી જાય છે. તેં નિલોહીતને મારી નાંખ્યો એની નિશાની તરીકે એના હાથપરથી વીંટી જરૂર લેતો આવજે. નીમ્નાને બતાવવા મ્હારે તે જોઇશે."

" મારી નાંખ્યા પછી વીંટી લાવતાં મ્હને શું અડચણ છે. તું કહેતો હોય તો એનું આખું શરીર સાથે લેતો આવું."

" મુર્ખ ! એવું કંઇ કરીશ નહિ. એને લીધે તો આપણે ન પકડાતા હોય તો પણ તરત પકડાઇ જઇએ."

" ખરેખર, ત્હારૂં કહેવું ખરૂં છે. ઠીક હવે હું જાઉં છું; અરે ! પણ તારૂં નામ શું છે તે તો પૂછવાનું રહીજ જાય છે."

" મ્હને લોકો રેંકી કહીને બોલાવે છે."

" રેંકી ! શું વિચિત્ર નામ છે. તમારા લોકોનાં આવાં અજબ જેવાં નામ હોવાનું શું કારણ?"

" ભલા માણસ ! એ તો દેશદેશનાં ન્હાં ન્હાં નામ હોય છે. એમાં ત્હારે આશ્ચર્ય પામવાનું કંઇ કારણ નથી. જોની ત્હારૂં નામ ક્યાં ઓછું વિચિત્ર છે? કર્યૂક તે નામ મને તો કોઇ દીવસ સ્વપ્નામાં પણ એવું નામ આવ્યું નથી."

" અરે ! મારૂં નામ તો મહા મહેનતે શોધી કઢાયું છે. વાત એમ હતી કે મારા બાપને એવું નામ પસંદ હતું કે જે ઉલટ સુલટ બોલતાં એકનું એકજ રહે. કેટલાક લાંબા વખત સુધી એવું નામ ન જડવાથી મારૂં નામ પડયુંજ નહોતું પણ આખરે મારા બાપે કર્યૂક એવું નામ પાડયું."

રેંકીએ હસતાં હસતાં કર્યૂકને સત્વર જવા કહ્યું. એજ જગ્યાએ થોભવાનું રેંકી કને વચન લઇને કર્યૂક નિલોહીતના ઘર તરફ ચાલ્યો.

એક કલાક ગયો. બે કલાક ગયા પણ કર્યૂક આવ્યો નહિ. સાંજ પડવા આવી પણ કોઇ માણસ રસ્તા પર જતું આવતું જણાયું નહિ. વખતે કર્યૂક ફસાઇ તો નહિ ગયો હોય એવી ચિંતા રેંકીના મનમાં પેંઠી. વખતે કર્યૂક પકડાઇ ગયો હોય અને માફી મેળવવાની લાલચમાં તે કદાચ એ રેંકીનું નામ કહી દે તો થોડા વખતમાં પોતાને પરજાલનાં કેદખાનામાં હવા ખાવાનો વારો આવે એવો ભય રેંકીના મનમાં પેઠો. રેંકી નાસી જવાને માટે પાછાં પગલાં ભરતો હતો એટલામાં એણે દુરથી કોઇનો બોલવાનો અવાજ સાંભળ્યો.

" કોણ રેંકી કે ? ફત્તેહ, ફત્તેહ, અરે શું કહું દોસ્ત ! મેં નહોતું ધાર્યું કે આટલી મહેનત અને એ ડોસાને મારી નાખતાં પડશે. ગમે એટલો નિલોહીત વૃદ્ધ પણ અસલનું પાણી તે." કર્યૂકે દમ ખેંચતાં કહ્યું.

" ગમે એવું પાણી હો પણ આપણું ધાર્યું થયું એટલે નિરાંત થઈ. પણ વીંટી ક્યાં છે ?" રેંકીએ પૂછયું.

" લ્યો આ રહી. વળી એમાં કંઈ ભૂલ થાય કે ?" એમ કહી કર્યૂકે વીંટી રેંકીના હાથમાં આપી અને રેંકીએ તેને ગજવામાં મૂકી. " ચાલો હવે અહીં વધારેવાર રહેવામાં માલ નથી. જેવી વાત ગામમાં ફેલાશે કે પરજળના લોકો આપણી પુંઠ પકડશે."

રેંકીએ પણ હવે રસ્તો માપવા જરૂર જણાવી. બંને જણાએ ઝડપથી કુસુમપુર તરફ ચાલવા માંડયું. તેઓએ અડધોએક ગાઉનો રસ્તો કાપ્યો નહિ એટલામાં પાછળથી ઘોડાની ખરીનો અવાજ સંભળાયો. રેંકી અને કર્યૂકે મૂઠી વાળી નાસવા માંડયું પણ પાછળ આવનારાઓ ઘોડાપર હોવાથી તેઓ વચ્ચેનો અંતર ધીરે ધીરે ઘટવા લાગ્યો. કર્યૂકે પાછા વળીને જોયું તો દશેક ઘોડેસ્વારો એક સરખી ઝડપે ધસ્યા આવતા હતા. તેઓ સઘળા પરજળના વનીઓ હતા તેથી કર્યૂકના તો હોંસકોસ ઉડી ગયા; કારણ કે પરજળવાસી કોઈ એનાપર દયા લાવે એ અસંભવિત હતું. કર્યૂકની ગતિ ધીમી પડી ગઈ. થોડા વખતમાં

રેંકી અને કર્યૂક પરજળના રક્ષકોના હાથમાં સપડાઇ ગયા. તેઓએ બંનેની ઝડતી લીધી. રેંકી કનેથી નિલોહીતની વીંટી મળી અને કર્યૂકના કપડાપર લોહીના ડાઘા ખુલ્લા જણાતા હતા; એટલે વધારે સાબીતીની જરૂર નહોતી. બે ઘોડેસ્વારોએ પોતપોતાના ઘોડાપર અગાડીથી રેંકી અને કર્યૂકને બેસાડયા. તે નાની ટોળીના મુખીએ જરાપણ તેઓ સામાં થવાની હીલચાલ કરે તો તેજ જગ્યાએ તેઓને મારી નાંખવાની ધમકી આપી. કર્યૂક ઢગલા જેવો થઈ ગયો હતો પણ રેંકી ગુસ્સાથી ફાટી ગયલી આંખે આમતેમ નજર ફેરવ્યા કરતો હતો. આથી રેંકીને સાચવવા તેઓ ઘણી સાવધાનતા રાખતા હતા. અડધા કલાકમાં તેઓ પરજળ જઈ પહોંચ્યા. રસ્તાપર જતા આવનારાઓ કર્યૂકપર દાંત કચકચાવીને જોતા હતા પણ કર્યૂક દૃષ્ટિ નીચી વાળવા સિવાય કંઈ જવાબ વાળતો નહિ.

મુખીએ પોતે રેંકી નામના નિહુને અને કર્યૂકને નિલોહિતને મારી નાંખનાર માણસો તરીકે પકડી લાવ્યાના સમાચાર શોભનાને કહ્યા. જો કે પોતાના પિતાના આવી રીતના મરણથી શોકની છાયા શોભનાપર ફરી વળેલી હતી તે છતાં તે છાયાએ તેના મનપર કંઇ અજબ જાતની અસર કરી હતી. તે કુંવારીકા પોતાની હીંમત હારી ગઈ નહોતી. નિલોહિતના મરણથી પોતાને માથે કેટલી જોખમદારી આવી પડશે તેની એ ગણત્રી કરી ચૂકી હતી. નવા ઉભા થયલા પ્રસંગનું છેવટ આણવા પુખ્ત વિચાર કરી તે બાળા બોલી કે " એ બાબતનો ન્યાય હું આજેજ રાતે બાર વાગે એક ખાસ સભામાં નિષ્પક્ષપાતપણે કરાવીશ. જે લોકોને એ સભામાં હાજર રહેવું હશે તે સર્વને આવવાની છૂટ છે. આપણા વિદ્વાનસહાયક મંત્રી મુની મોહનજી રેંકી અને કર્યુકનો બચાવ કરશે કે જેથી કોઇને અન્યાય થવાનો સંભવ ન રહે. મુખી ! જાઓ, ટગર ટગર જોયા શું કરો છો ? સભાને માટે યોગ્ય બંદોબસ્ત કરો. " સ્તબ્ધ થઇ ગયલા સરદારને શોભનાએ આજ્ઞા કરી.

( અપૂર્ણ ).

---

## સમાજ શાસ્ત્ર.

**વિદ્યાને માટે અમેરીકન શ્રીમંતોનું દાન**—જ્યારે હીંદુસ્તાનમાં ગ્નાતિ સુધારણાની કોન્ફરન્સના પ્રમુખો પણ ગ્નાતિભોજન પાછળ તેનું પ્રમુખ તરીકેના ભાષણમાં ખંડન કીધાને બીજેજ વર્ષે, હજારો રૂપીયા ખર્ચે છે, ત્યારે અમેરીકન શ્રીમંતો પોતાના પૈસાનો પોતાની અમેરીકન મહાગ્નાતિને વિદ્યાનું માનસિક અપુર્વ ભોજન આપવામાં ખર્ચે છે. માત્ર ૧૯૧૨ ના એક વર્ષની સખાવતની ટીપનો સાર નીચે પ્રમાણે છે:—

૧ સ્ટીલ ટ્રસ્ટવાળો મી. પીઅર પોંટ મોર્ગન—૧૫ કરોડ રૂપીયા આમણે એ કીમ્મતનો પોતાનો ' આર્ટ સંગ્રહ ' ન્યુયૉર્કનાં જાહેર સંગ્રહાલયને મફત લોકલાભાર્થ આપી દીધો.

૨ પ્રખ્યાત દાનવીર મી. કાર્નેજી—૩ કરોડ રૂપીયા.

૩ બેલ ટેલીફોન કંપની ૩ કરોડ રૂપીયા.

૪ પૃથ્વીનો સૌથી ધનાઢ્ય સ્ટાંડર્ડ ઓઇલ તથા અનેક રેલ્વે કંપનીનો માલેક તથા આ-

લક મી. જોન રોકફેલરે ૧૯૧૦-૧૧ ના વર્ષોમાં ૪૫ લાખ પાઉંડ આપ્યા હતા. ગયે વર્ષે સરેરાસથી ઓછા આપ્યા હતા.

અજ્ઞાન લોકોમાં અમુક વિચિત્ર વહેમો હોય છે. સુધરેલી પ્રજાઓમાં પણ હોય છે. યુરોપમાં ઘણું કરીને સૌથી વ્યાપક વહેમ ૧૩ નો આંકડો અપશુકનીયો હોવાનો છે, અને આ અલ્પ માસીકમાં રા. મગનલાલ રતનજી બી. એ. બી. એસ. સી. એ. તેનાં સંબંધમાં કેટલાંક ઉદાહરણો પણ યુરોપમાં ચાલતા વહેમો એ શિર્ષક હેઠળના પોતાના લેખમાં આપ્યાં હતાં. ૧૩ સંબંધી વહેમ દૂર કરવાના હેતુથીજ લંડનમાં હાલમાં ત્યાંના સુધારકોએ એક કલબ સ્થાપી હતી. તેમાં સભાસદોની સંખ્યા ૧૩થી ગુણાકાર થાય એટલી સંખ્યાની રાખી હતી, અને બનતા સુધી બધું ૧૩ થી અપૂર્ણાંક દ્રઢભાજક થાય ,અથવા ૧૩મી સંખ્યાનું હોય એજ રીતે કામ કરવામાં આવતું ! એવો વહેમ છે કે ૧૩ જણ સાથે એક ટેબલે જમવા બેસે તો તે તેરમાંથી એક જરૂર વર્ષ દરમ્યાન મરી જાય ! આ વહેમ છે એમ સિદ્ધ કરવા તેર તેરની પંક્તિમાંજ તેઓ ટેબલ પર સ્વાર થતા. તા. ૧૩ મીએ ખાસ મળે છે છતાં લોકો સુધરે એ આશા અતિ રંગીન છે. છતાં સીધા સામા થવા શિવાય વારંવાર વ્યાવહારિક સુધારો થઇ શકતો નથી. આ દેશમાં મરણોત્તર તેરમું સૌથી અપશુકનયું થયું છે તેનું કારણ પ્રાચીન કાલમાં યુરોપીય તથા આર્યાવર્તીય પ્રજા એક હોવાથી તે વખતનો ૧૩ ની સંખ્યાનો બન્નેને સરખો વહેમ હોવાનું તો નહીં હોય ? "સ્ટેપ્ટીકા " ની આ બહાદુર કલબ ૧૩નાજ વહેમનું ખંડન કરીને અટકી નહોતી, દરેક વિલાયતી પણ જરીપુરાણા વહેમનું તે વ્યાવહારિક ખંડન કરે છે. દાદરની પાછળથી પસાર થવું, આરસી ભાંગવી, બીજાને માથે છત્રી ઉઘાડવી, મીઠું વેરવું, છરી કાંટાની ચોકડી કરવી ( આડા રાખી ), એથી અમુક અમુક અનિષ્ટ પરિણામ આવશે એવો વહેમ હોવાથી તેઓ કલબમાં આરસી-ભાંગતા, મીઠું વેરતા અને વેરાવતા, છરી કાંટાની ચોકડી કરતા ! ! આથી જરાક ગાંડા જેવા તો ખચિત લાગતા. કમનશીબે જો કે કુદરતી રીતે આ કલબનું હવે અનસ્તિત્વ થયું છે. પણ તે કાંઇ વહેમ ન માનવાથી મરી ગઇ નથી એ નક્કી છે. તેનાં કારણ બીજાં હતાં. સભાસદોમાં સરેરાસ કરતાં વધારે મરણ પ્રમાણ કે દુઃખ પ્રમાણ આવ્યું નથી. તે વહેમ ખોટા તો ઠર્યાં છે પણ તે તર્કશાસ્ત્ર પ્રમાણેજ. પ્રજાએ તર્કશાસ્ત્રજ કયાં ખરો માન્યો છે કે તેને કલબનાં પરાક્રમની અસર થાય ?

**વિલાયતમાં પુસ્તક પ્રચાર**-ઇંગ્લંડમાં દર વર્ષે કયા વિષયપર કેટલા ગ્રંથ પ્રગટ થાય છે તેની વીગત ત્યાંની પ્રજાની વિદ્યાવિલાસિતા પર સારો પ્રકાશ પાડે છે. ગયે વર્ષે નવલકથાઓની ૨૨૯૦ ચોપડી પ્રગટ થઇ હતી ! બીજો નંબર ધર્મ તથા ઇશ્વરવાદનાં પુસ્તકોનો આવ્યો, તે વિષય પર ૯૩૪ પુસ્તકો પ્રગટ થયાં. નિબંધો તથા ઉંચા સાહિત્યના વિષયની ૮૯૫, ખેતીવાડી તથા વનસ્પતિ વિદ્યાની ૬૭૪, તથા કવીતા અને નાટકની તેટલીજ ચોપડીઓ પ્રગટ થઇ. ભાષાશાસ્ત્ર જેવા સહરાના રણમાં ઉગેલા શુષ્ક ઘાસ જેવા વિષયની પણ પાંચ ચોપડી છપાઇ. એંથ્રોપોલોજીની ૪, ૨૬ સ્ટેપોની પણ ૩, તથા ઉત્તમ સંતતિ શાસ્ત્રની ૧ પ્રગટ થઇ. લોકોની રૂચિનું આ વીગત જેવું તેવું પ્રતિબિંબ નથી. જે દેશમાં દરરોજ દરેક મુખ્ય. વિષય ઉપર પાંચથી અડધો ડઝન નવી ચોપડી પ્રગટ થાય તે દેશની વિદ્યાવિલાસિતા વિષે કાંઇ શક તો

નજ હોય. વ્યાપાર પરાયણ ઇંગ્લંડમાં સરેરાસ રોજ ત્રણ ધાર્મિક પુસ્તકો પ્રગટ થાય છે તે જોતાં તેને ધર્મમંદ ગણી શકાય નહીં !

**પૃથ્વીની સૌથી મોટી લાઇબ્રેરી**—લંડનની બ્રીટીશ મ્યુઝીયમમાંની છે. તે સંબંધી કેટલીક ઉપયોગી વીગતો હમે "જગતની પ્રાચીન તેમજ અર્વાચીન લાઇબ્રેરીઓ" એ મથાળાંવાળા લેખોમાં આપી ગયા છીએ. હમે આપેલી વીગતો તો ૨ વર્ષ જેટલી જુની થઇ છે, અને આ રાક્ષસી સર્વભક્ષી પુસ્તકાલય તો રોજ વધતું જાય છે. તેનાં છાપેલાં પુસ્તકોનો રક્ષક ડૉ. ફૉર્ટેસ્ક પોતાના છેલ્લા રીપોર્ટમાં કહે છે કે તેમાં હવે ૩૫ થી ૪૦ લાખ છાપેલાં પુસ્તકો છે, અને પ્રતિ વર્ષ ૫૦ હજાર વધે છે. ચોપડીની અભરાઇઓની એક લાંબી હાર કરે તોએ તે ૪૬ માઇલ થાય !

"બીચામ" ની ગોળીઓ વિષે શું ધારો છો ?—કોઇકજ અંગ્રેજી પત્ર એ ગોળીઓની જાહેરખબર વિના હશે. જાહેરખબરને પ્રભાવે તે ગોળીઓ દરરોજ દસ લાખ ખપે છે, અને દર વર્ષે ૫૦ ટન જેટલી ગોળીઓ લોકોના પેટમાં જાય છે. દર વર્ષે આશરે ચોપન લાખ રૂપીયાની એ ગોળી માત્રથી ઉથલપાથલ થાય છે ! તે ગોળીનો માલિક પણ કોઇ જેવો જાહેરખબરીઓ નથી પણ સર જોસફ બીચામ છે, જે ઘણા ઉદાર ભલા મનુષ્ય તરીકે પ્રખ્યાત છે. હીંદુસ્તાનની "બીચામ" ની ગોળીઓ તો "આતંકનિગ્રહ" પીલ્સ છે, અને આ દેશનાં સર જે. બીચામ તે મણીશંકર ગોવિંદજી છે. એમની "આતંકનિગ્રહ" ની ખપતની વીગત જાણવાને હમે ઘણા ખુશી થઇશું.

---

## અંગ્રેજી માસિકોના ઉત્તમ લેખોનો સારાંશ ( સટિક ).

---

સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ—ની કદરનો એક લેખ મોડર્ન રીવ્યુ ( કલકત્તા–માર્ચ ) માં **રા. કૃષ્ણલાલ મો. ઝવેરી** એમ. એ., એલ. એલ. બી. લખે છે. તેમાં સાથે આપેલો ફોટો "ગુજરાતી" માં છપાયો હતો તેજ છે લેખક કહે છે કે ૫૫ વર્ષની વયે ગયા ડિસેંબર માસમાં મુંબઇમાં કાંઇક ઓચિંતા દેહાંત પામેલા સાપ્તાહિક "ગુજરાતી" ના તંત્રી જેઓ અગ્ર જર્નલિસ્ટમાં એક હતા તેમનો ગુજરાત શોક કરે છે. તેઓ દરેક રીતે સ્વાશ્રયથીજ ઉન્નત થયા હતા. ૮૦ ના દાહેકામાં તેઓ સુરતથી ગજવામાં માત્ર રૂ. ૩૫ લઇને આવેલા અને તે બાદ ૩૦ વર્ષમાં તેમણે છાપું તથા છાપખાના તથા બીબાંખાનાંની જે સ્થાપના કરી છે તેનું મૂલ્ય રૂ. ૩૫ ની મૂલ મૂડીથી અનેકધા અધિક છે. તેઓ ગરીબ પણ આબરૂદાર દેસાઇ કુટુંબના હતા. અકબર, જહાંગીર, શાહજહાં તથા ઔરંગઝેબે તેમના પૂર્વજોના લડાયક સદ્‌ગુણોને લઇને રૂ. ૧૧૦૦ નું વતન કરી આપ્યું હતું. તેમને શાલાશિક્ષણ નો પ્રાથમિકજ પ્રાપ્ત થયું હતું પરંતુ પાછળથી તેમાં એટલો બધો સુધારો કરી નાંખ્યો હતો કે ગુજરાતી પ્રેસમાંથી પ્રગટ થયલા કેટલાક સર્વોત્તમ રીતે લખાયલા ગ્રંથો તેની કલમના હોવાનું કહેવાય છે. ( ભાષાંતરમાં અન્યાય ન થાય માટે મૂલ અંગ્રેજી પણ આપીએ છીએઃ—*are attributed to him.* ) તેઓ સ્વભાવે નિડર અને સ્વતંત્ર હોવાથી ૧૮૭૮ નાં લાઇન્સ ટેકસને લીધે સુરતમાં થયલા હુલ્લડમાં સામેલ હોવાના આરોપમાં સપડાઇ ગયા હતા. કેટલાક સ્વાર્થીઓ વગેરેના પ્રપચથી તેઓને જેલમાં જવું પડયું હતું. પરંતુ તેમના બેરીસ્ટર સર ફીરોજશાહ મ્હેતાની ફતેહમંદ વકીલાતથી તેઓ હુલ્લડ વખતે હાજરજ નહોતા એમ સાબિત કરવાથી છુટી ગયા હતા. સંસાર સુધારાની બાબતમાં તેઓ "સનાતન ધર્મ" પાર્ટીની

તરફેણ કરતા, પણ જ્ઞાતિની અટકાયતોમાંની કેટલીક અટકાવતો ધીમે ધીમે દૂર કરવાની વિરૂધ્ધ તેઓ નહોતા એમ કહેવું જોઇએ. પુનર્લગ્ન તથા પંકિતભેદ રહિત ભોજન વ્યવહારની જેટલું સંપૂર્ણ રીતે વિરૂધ્ધ તેમણે લખ્યું હતું તેટલુંજ સંમતિવયના તથા બાસુ બીલની વિરૂધ્ધ લખ્યું હતું. આ કારણથી, પોતાના દેશીઓનો વધુ મોટો ભાગ કે જેમનાં વિચારો હજી જૂનાં ચલમાંજ છે તેમના એ માનીતા હતા. એમણે જીવનની સુકીલીલી જોઇ હતી તેથી ગરીબાં માટે તેમનું હૃદય ઘણું દ્રવતું હતું. પોતા પાછળ કોઇ બંધુકની અસર થાય એવું કરી ગયા છે કે નહીં તે, તેમજ પ્રજામતને રાજદ્વારી તેમજ સાંસારિક બાબતોમાં ફાયદામંદ રીતે તેમણે કેળવ્યું છે કે કેમ તે તો વખત જતેજ જણાઈ આવશે, પણ ગુજરાતી સાહિત્યની નિસ્સંદેહ તેમણે અનુપમ સેવા કરી છે.

**હરિદ્વાર ગુરૂકુલની યુકત પ્રાંતોના લેફ્ટેનંટ-ગવંર્નર મુલાકાતે**-સંયુક્ત પ્રાંતોના નવા લેફ્ટેનંટ-ગવર્નર હીઝ ઑનર સર જેમ્સ મેસ્ટને પોતાના ચીફ સેક્રેટરી મી. બર્ન્સ તથા સાહરનપુર તથા બીજનોર જીલ્લાઓના કલેકટરો તથા સ્ટફ-સહિત. ગઇ તા ૬ ઠ્ઠી માર્ચે ગુરૂકુલના ગવર્નર, લાલા (મહાત્મા) મુનશીરામના આમંત્રણથી હરિદ્વાર સમીપ આવેલાં કાંગડીના પ્રખ્યાત આર્ય ગુરૂકુલની મુલાકાત લીધી હતી, તેનો સવિસ્તર વૃત્તાંત એ ગુરૂકુલના મુખપત્ર **વૈદિક-મેગેઝીનના** ચૈત્ર તથા વૈશાખના સંયુક્ત અંકમાં આપવામાં આવ્યો છે. લાટ સાહેબ (યુક્ત પ્રાંતીઓ પોતાના લેફ્ટેનંટ (ગવર્નર) ને 'લાટ' કહે છે) હરિદ્વારથી હાથી પર આવ્યા હતા. તેઓ આવતાં હારબંધ ઉભેલા પીત વસ્ત્રધારી બ્રહ્મચારીઓએ તથા અન્યોએ ઘટતો આવકાર આપ્યો હતો. તે નામદારે બાદ કોલેજ વિભાગ, શાળા વિભાગ, તથા બ્રહ્મચારીઓના આશ્રમોનું 'ઇન્સ્પેકશન' (નિરીક્ષણ) કીધું હતું. આ ગુરૂકુલની એક વિશેષતા એ છે (જે ભાવિ હીંદુ યુનીવર્સીટીમાં હોવાની નથી) કે રસાયણ, અર્થશાસ્ત્ર, વૃક્ષશાસ્ત્ર, ગણિત ઇત્યાદિ ઉચ્ચતર વિષયોનું શિક્ષણ આર્ય ભાષા (હીંદી) દ્વારાજ આપવામાં આવે છે. અને ગુરૂઓના સવાલ પત્રકો તથા બ્રહ્મચરીઓના જવાબ પત્રકો પણ તેમાંજ હોય છે. છતાં કશી અડચણ કે વિચાર દર્શનમાં ત્રુટિ આવતી નથી. લાટસાહેબ આ સ્વભાષા દ્વારાજ પાશ્ચાત્ય જ્ઞાન આપવાનો નવીન અખતરો જોઇને પ્રસન્ન થયા હતા. વળી તેમણે વિદ્યાર્થીઓને રસાયણની પ્રયોગશાલામાં વ્યાવહારિક પ્રયોગો કરતા પણ જોયા. 'સાયન્સ' વર્ગના વિદ્યાર્થીઓએ જોતજોતામાં ત્રાંબાની એક રકાબીને સોનાનો વીજળીક રીતે ઢોળ ચઢાવી દીધો અને એ રકાબી શ્રીમતી લેડી મેસ્ટનને અર્પણ કરવાની હોવાથી તેના તરફથી તેના પતિએ તે સ્વીકારી હતી. શ્રીમાનને બાદ વનસ્પતિનું, સ્વદેશી ફલનું, મીઠાઇઓ તથા પકૌડીઓ (ઉત્તર હીંદમાં ભજીયાને પકોડી કહે છે) નો ઉપાહાર કરાવવામાં આવ્યો તથા ઉપરથી તુલસીના અર્કનું શરબત પાવામાં આવ્યું. તે પછી સંસ્કૃતમાં રચેલું માનપત્ર હાથીદાંતના સુંદર કોતર કામના દાબડામાં મૂકીને તેમને અર્પણ કરવામાં આવ્યું. તે પત્રનો સાર એ હતો કે ગુરૂકુલનો ઉદ્દેશ મનુષ્યસેવાપરાયણ, ધન ત્યાગી સત્ય બ્રાહ્મણો ઉત્પન્ન કરવાનો છે. હવે પછી આયુર્વેદનો વર્ગ કાઢવાનો વિચાર છે. પીડમાં પધારતા પ્રાચીન રાજર્ષિની સર જેમ્સ મેસ્ટનને યોગ્ય ઉપમા આપવામાં આવી હતી. સર જેમ્સ વિલ્યમ મેસ્ટને માનપત્રનીજ ભાષામાં પ્રત્યુત્તર આપવાની પોતાની અસમર્થતા (હાસ્યમાં) પ્રગટ કરીને અંગ્રેજીમાં ટુંક ઉત્તર આપ્યો હતો. તેમણે જણાવ્યું કે ગુરૂકુલ આખા હિંદમાં એક સૌથી નવીન જાણવાજોગ પ્રયોગ છે. વળી સરકારી પત્રોમાં ગુરૂકુલને અપ્રમેય, ભયંકર અજ્ઞાત (રાજદ્વારી) ભયનું કારણ વર્ણવવામાં આવ્યું હતું (હસાહસ). એ આક્ષેપોનો સર્વોત્તમ જવાબ એજ છે કે હું પોતે અહીં આવ્યો છું (તાળીઓ). અહીં સાધુ પુરૂષો વનમાં, પ્રાચીન ઋષિઓની તથા અર્વાચીનપધ્ધતિઓનું મિશ્રણ કરીને પોતાની ફરજ બજાવે છે. વિધાર્થીઓ પણ તદુરસ્ત, કદાવર, વફાદાર, તાબેદાર, સત્યવાદી, સુખી તથા હૃષ્ટપુષ્ટ છે. અહીં રાજદ્વારી બાબતનું નામનિશાનજ નથી, ત્યાં રાજદ્વારી દૃષ્ટિથી આ સંસ્થા વિષે કાંઇ બોલવાનું રહેતુંજ નથી. ભાષણ પછી કોલેજ તથા બોર્ડીંગ હાઉસની મુલાકાત લઇને વિદ્યાર્થીઓ સાથે વાતચીત કીધી હતી. વિદાય થતાં તેમને ચાર વેદાદિ પુસ્તકો અર્પણ કરવામાં આવ્યાં હતાં.

-- વૈદિક મેગેઝીનનો આ ખાસ વાર્ષિક જયંતિનો અંક છે. તેમાં ગુરૂકુલ સંબંધી, જાણીતા વિદ્વાનોનાજ લેખો છે. મુખ્ય લખનારા પ્રખ્યાત થીઓસોફીસ્ટ બાબુ ભગવાનદાસ એમ. એ., ન્યુયોર્કના મી. ફેલ્પ્સ, અમેરીકાની મીસ એલ્બર્સ. એમ. એ. દીલ્હીના રેવરંડ મી. સી. એફ. એંડ્રુઝ ( જેણે પણ ગુરૂકુલની મુલાકાત લીધી હતી અને એ સંબંધી માર્ચના ' મોડર્ન રીવ્યુ ' માં ખાસ લેખ ફોટોગ્રાફ સહિત લખ્યો છે ) કલકત્તાની હાઇકોર્ટના વાનપ્રસ્થ જજ બાબુ શારદાચરણ મિત્ર ઇત્યાદિ છે. કુલ ૧૭ લેખો છે અને લેખકો સઘળા ( ૨ શિવાય ) એમ. એ. છે. ગઇ હોલી પ્રસંગે ત્યાં જે મહોત્સવ થનાર હતો તેને ઉદ્દેશીને આ વિશિષ્ટ અંક કાઢવામાં આવ્યો છે.

તાતાનું સાકચી ખાતે લોખંડનું રાક્ષસી કારખાનું—આનું સુંદર સચિત્ર વર્ણન શીરોદ કુમાર રે ગત માર્ચના મૉડર્ન રીવ્યુમાં આપે છે. ૬૬ વર્ષની વાત ઉપર જે વયે બીજાઓ વાનપ્રસ્થ થવાનો સંકલ્પ કરે કે પૌત્રો ખેલાવતા ઘેર બેસી ચુકયા હોય તે વયે, મહા સ્વદેશાભિમાની મી. જમશેદજી ન. તાતા વીલાયતમાં લોખંડ કેમ બનાવવામાં આવે છે તે જોવા ત્યાં ઉપડી ગયા બાદ તેની પદ્ધતિ જોવા જર્મની ગયા. તેને પરિણામે આ ગંજાવર કારખાનું સ્થપાયું. ત્યાં જવા માટે કાલીમતી સ્ટેશને ઉતરવાનું છે. તે કલકત્તાની પશ્ચિમે ૧૫૫ માઇલ છે. ચાર વર્ષ પહેલાં તેનો કોઇ ભાવ પૂછતું નહોતું. હવે તો હીંદમાં ત્યાંથીજ ગરમી પહોંચાડવામાં આવશે! તે વખતથી બાંધકામ શરૂ થતાં તે પુરૂ થતાં સુધી રોજ ૨૦–૨૫ હજાર મનુષ્યો કામે લાગ્યાં હતાં. તે સ્થળની આસપાસ જંગલ હોવાથી અને વસ્તી ન હોવાથી એ સેનાને જમાડવા રાખવાની, બાંધકામના અમેરીકન વડા મી. રેન્કીનને જે વ્યવસ્થા કરવી પડતી હશે તે કાંઇ જેવી તેવી નહોતી. આ તાતા આયર્ન એંડ સ્ટીલ વર્ક કં. લી. માટે એક ખાસ કાયદો વડી ધારાસભા તરફથી બાંધવામાં આવ્યો છે, જેથી કારખાનાંની આસપાસ પાંચ ચોરસ માઇલ સુધીની જગ્યા તેને ફરજીયાત નેચાતી મળી શકે. ૫૦ વરસને પટે તેણે ૨૦ ચોરસ માઇલ જેટલી જમીન ત્યાં લીધી છે. યન્ત્રોનાં બાંધકામ માટે ૧૦—૧૨ છાપરાંઓ જુદાં જુદાં બાંધવામાં આવ્યાં છે. કારખાનામાંજ ૨ ચોરસ માઇલ જેટલી જમીન પેસી ગઇ છે. કાલીમતીના સ્ટેશનથી કારખાનું ૩ માઇલ દુર છે, અને ઘણે દુરથી રાત્રે તેના વિવિધ રંગની વીજલીની ચકચકિત રોશની જોવામાં આવે છે. જે સ્ટેશન પર ૪ વર્ષ પર ૨–૩ જણ નહોતાં ઉતરતાં ચઢતાં ત્યાં આજે ધમાલ છે. આ કારખાના માટે લોખંડની કાચી ધાતુ બનાવટ માટે અહીંથી ૯૦ માઇલને છેટે આવેલા મોરભંજના રાજ્યમાં ગુરૂમહીસીન ખાનેના સ્થળેથી આવે છે. ત્યાં ૫૦૦૦ વરસ ચાલે એટલું લોખંડ છે. ભઠ્ઠીમાં એ અશુદ્ધ ધાતુ પકાવતાં તે શુદ્ધ થાય છે. એ બ્લાસ્ટ ફર્નેસ પ્રચંડ છે. ૮૦ ફીટ ઉંચી છે અને એની દિવાલ લોખંડની ઇંટોની છે તથા એનો વ્યાસ ૨૫ ફીટ છે. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૧૨ થી કામ શરૂ થયું છે અને ગયા અક્ટોબર સુધીમાં એક લાખ ટન લોખંડ તૈયાર થયું છે. કાસ્ટ, પીગ, રોડ, જોઇસ્ટ, સ્ટીલ એ બધી જાતનું લોખંડ બનાવાય છે પોલાદ સાધારણ બને છે, મનમાફક નહીં. પણ બજારમાં મળે છે તેથી ઉતરતું તે નથી. આં કારખાનાના કામદારો મોટે ભાગે અમેરિકન તથા અંગ્રેજ મજુરો તથા અમલદારોજ છે. એ દરેક કોમની પોતાની જાતિ હોટલ છે. જર્મન મજુરોની તથા અમલદારોની જુદી હોટેલ હજી નથી. ગામમાં પાણી પણ કંપનીજ પુરૂં પાડે છે. ગામ કરતાં આ કારખાનું બહુ મોટું છે! કાલીમતી ( કારખાનું ) થી છેક ગુરૂમહીસીન ( ખાણની જગ્યા ) સુધી લોખંડ વગેરે લાવ લઈ જા કરવા ખાસ રેલ્વે બાંધવામાં આવી છે. પહેલાં ટ્રામનો વિચાર હતો તેથી તેને હજુ ટ્રામ રોડજ કહે છે. વળી કામદારોના લાભ સારૂ ધર્માદા હોસ્પીટલ પણ કારખાનાંનાં અંગ તરીકે સ્થાપી છે, જે એક બંગાળી એલ. એમ. એંડ. એસ. ના ચાર્જમાં છે. પૂનાની હૅસ્પીટલની નર્સો પણ છે. મોટી હૅસ્પીટલ બાંધવા કંપનીએ ૦॥ લાખનો ખર્ચ મંજુર કર્યો છે. અમલદારોનાં છોકરાંઓના શિક્ષણાર્થે શાળા પણ કંપનીએ સ્થાપી છે. તેમાં ૫૦ ઉપર વિદ્યાર્થીઓ છે. કારખાનામાં બનેલું લોખંડ બર્મા, ચીન, અમેરીકા, ઑસ્ટ્રેલીયા, મંચુર્યા, ન્યુઝીલેંડ વગેરે સ્થળે વેચાયું છે. સૌથી મોટું ગ્રાહક જૅપાન છે, જેણે અનેક વર્ષોના

વાયદાના કબલા કર્યા છે ! ઉપર કહેલા ૩ પરદેશી ઉપરાંત ચીના મજુરો પણ છે. પંજાબી, પારસી તથા મરાઠી કોમો પણ છે; પણ તે નાનાં કામોમાં છે. જો કે હીંદી કામદારો યુરોપીયનોથી બહુ ઉતરતા છે અને તેમના જેટલા માહીતગાર નથી, છતાં તેઓજ અતિ સઘળું કામ કરે એવી રીતે તેમને કેળવવાની પુરતી કાળજી લેવાતી નથી એમ હું (મી. રે) ધારૂં છું. જો દેશીજ મજુરો રખાય તો દેશને કેટલો બધો લાભ થાય! જો કે કારખાનું બંગાળમાં છે છતાં તેમાં એક બંગાળી નથી ! હોસ્પીટલજ તેમને સંપૂર્ણ સ્વાધીન છે ! જો નોકરી માટે હાલ ચાલે એમજ ચાલ્યું તો આવતા દસ વરસમાં કલકત્તા યુનીવર્સીટી ઓછામાં ઓછા ૫૦૦૦ ગ્રેજ્યુએટો તથા મેટ્રીકો તૈયાર કરશે તેમનું શું થશે ? તાતાના સાહસ જેવા કોઇ સાહસ કામ શીખવવાથીજ તેમનો ઉદ્ધાર છે.

**રંગુન તથા સુરતના પાંચ વર્ષનાં મહાવિદ્વાન્ બાળકો !**—( ૧ ) માર્ચ માસના **થીઓસોફીસ્ટ** ( અધાર ) માં બર્માની થીઓસોફીકલ સોસાયટીના વડા મથકનો જનરલ સેક્રેટરી મી. મોંગ–પેંગ–મોંગ તે પત્રને લખી જણાવે છે કે ગઇ તા. ૩ જી ડીસેંબરે પાંચ વર્ષનો એક બર્મીઝ છોકરો પાલી ભાષાની પરીક્ષા આપવા મોલમીનથી રંગુન ગયો હતો. તા. ૩ જીએ હું, આ છોકરો પોતાની પરીક્ષામાં કેમ નીવડે છે તે જોવા ગયો હતો અને એ છોકરાની છેક નજીક જઇને બેઠો હતો. ત્રણ હજાર માણસ વચ્ચે એની પરીક્ષા લેવામાં આવી હતી. બધા સાધુ અને ધર્માધ્યક્ષો દીંગ્મુઢ બની ગયાં કે આ તે કેવી અજાયબ જેવી સ્મરણશક્તિ ! એ છોકરાની માતા બર્મીઝ અને પિતા ચીનો હતો. તે એક વરસનો થયો કે તેઓ મરણ પામ્યાં અને એ અનાથ થયો. મોલમીનના બે ગૃહસ્થોએ એને દત્તક લીધો. તેઓ પણ એક વરસ દહાડા પછી મૃત્યુવશ થયાં. ત્યાર પછી બીજા બે બર્મીઝ માબાપોનો આશ્રય લીધો જેમાંની માતા હતી તે મરી ગઇ. બાપ આ છોકરાને રાખતાં ડર્યો કે, રખેને મારી પણ એજ દશા થાય! તેણે આ છોકરાને એક મઠમાં સોંપ્યો ત્યારે એની ઉમર બે વરસનીજ હતી. એક વખત એવું બન્યું કે ગ્રેમોફોનની યુક્તિદ્વારા એના ધર્મગુરૂ ( જેને બર્મીઝો " ફોંજી " કહે છે ) નો બોધ સાંભળ્યો ને તે તેણે તરતજ શબ્દે શબ્દ યાદ રાખ્યો અને પોતાના ગુરૂભાઇઓ પાસે ગાવા લાગ્યો. શિક્ષકે, આ વાત જાણી તેને તમામ પાલી ભાષાના ગ્રંથો શીખવવા માંડવા. એ છોકરાએ તે બધા સારી રીતે મુખપાઠ કર્યા અને આજ પરીક્ષા રંગુન આપવા આવ્યો છે. પરીક્ષામાં સારી રીતે પસાર થયો અને લોકલ કૉલેજના પાલી ભાષાના પ્રોફેસર પણ એના પર પ્રસન્ન થયા હતા–આવા આત્માઓ મનુષ્યના ઉદ્ધાર અર્થેજ જન્મે છે. આ છોકરાને માંસ જોઇ કંટાળો છુટે છે–તો પછી ખાય તો શાનોજ ? આ બાળકે મુખપાઠ કરેલાં પુસ્તકો–૧ પાલી ત્રિપીટકા; ૨ આઠ પાલીના વ્યાકરણના ગ્રંથ; ૩ નવ ગ્રંથ, અર્હત અનુરૂધ્ધની ફીલસુફી અને તત્વશાસ્ત્રોના ગ્રંથો; ૪ તત્વશાસ્ત્રો પર રચાયલા કાવ્યો; ૫ પાલી ભાષાનાં વ્યાકરણ કાવ્યો; ૬ બીજા ઘણા પાલી ભાષાના ગ્રંથો ( ૨ ) એક આવુંજ એજ વયનું બાળક સુરતમાં પણ હીંદને બીજે કીનારે–નાકે મળી આવ્યું છે. સુરતના એક માસિક ( ચંદ્રપ્રકાશ ) માં " નજરે જોઇ ખાત્રી કરનાર " પં. હરિશંકર માધવજી ભટ્ટ નીચે પ્રમાણે લખે છે:—

" ઉત્તમ ધર્મનિષ્ઠ માતા પિતાથી ઉત્પન્ન થએલ અને ગર્ભમાંથીજ શાસ્ત્રવિધી પ્રમાણે સંસ્કાર વિધી કરવાથી કેવા બુદ્ધિશાળી બાળકો જન્મે છે તેનો પ્રત્યક્ષ દાખલો સુરત સોની ફળીયામાં દેશાઇપોળમાં રહેતા અગ્નીહોત્રી શાસ્ત્રીજી મૂળશંકર જયાનંદના પુત્ર મહાદેવ શર્માનો છે. આ બાળકનો જન્મ સંવત્ ૧૯૬૩ ના શ્રાવણ સુદ ૧ શની, ને રોજ થયો છે એટલે હાલ પાંચ વર્ષ પુરાં થઇ છઠ્ઠું બેઠું છે. તે અરસામાં તે સંસ્કૃત ભાષામાં વાતચત્ત કરે છે. ત્રિકાળની સંધ્યા કરે છે. પાણીની વ્યાકરણ જે સંસ્કૃત ભાષામાં અષ્ટકમાં અઘરી છે, તે મુખપાઠ વદે છે એટલુંજ નહીં પણ શબ્દાર્થ, અને પરીચ્છેદ કરી બતાવે છે. સામવેદનું ગુહ્ય સૂત્ર મુખપાઠ વદે છે. ગુજરાતી બીજી ચોપડી અને સંસ્કૃતમાં શ. બા. કમળાશંકરભાઇની સુશિક્ષકા હાલ ભણે છે. ગઇ સાલ પાઠશાળામાં પરિક્ષા આપવા જતાં પુરા માર્ક મેળવ્યા છે. તેમનો દેખાવ તેમજ મધુર વાણી જોતાં પ્રહ્લાદનો ભાસ આપે છે. તેમની મુખાકૃતિ, તેમની મધુર ભાષા, તેમનાં અંગાર દીવા જેવાં નિર્મળ નેત્રો, ટુંકી જટા, હાથમાં દંડ અને બાળ બ્રહ્મચારી જેવો

દેખાવ, એ સર્વ આપણને આનંદ ઉપજાવે તેવાં છે. તેમને જોતાંજ સર્વ કોઇ કહી શકશે કે તે ભવિષ્યનો એક મહાત્મા પ્રકટ થયો છે. "

હમારા મત પ્રમાણે ભવિષ્ય વાણિઓ કરવી કમબખ્તની છે. વારંવાર એવાં બાલકો વિષેની આશા નષ્ટ થવાના પ્રસંગો બન્યા છે–માટે હાલતો તેમને ઉત્તમ રીતે કેળવવાં એજ ઇષ્ટ છે.

**મધ્ય આફ્રીકાના શોધ કરનાર પ્રખ્યાત રેવરંડ ડેવીડ લીવીંગસ્ટનનું ચરિત્ર–માર્ચના હીંદુસ્થાન રીવ્યુ** (અલ્હાબાદ) માં **મી. ઇ. વોટસ** તેનાં જન્મના શતકની સમાપ્તિના સ્મરણમાં લખે છે. લીવીંગસ્ટનના માબાપ ગરીબ હતાં. પિતાને ચાના વેપારીના 'ટ્રાવેલીંગ એજંટ' તરીકે ઘણો થોડો પગાર મળતો તેમાંથી પોતાના છોકરાંને કેળવણી આપવાની ઘણી મુશીબતો નડતી. જુવાનીમાં એટલે ઘણી નાની વયમાં ડેવીડને મીલમાં કામ કરવા મુકવામાં આવ્યો. એ મીલનું કામ કેવું સખત મહેનતનું છે તે મીલના કામ વીશે જાણનારાઓને કહેવું પડે એમ નથી. સવારના છ વાગ્યાથી તે રાતના આઠ વાગ્યા સુધી ( ૧૪ કલાક ) મીલમાં રહી બાલક ડેવીડને કામ કરવું પડતું ! પણ મીલના કામ સંગાથે પોતાનું વાંચવાનું કામ પણ ચુકતો નહિ. એમ કરતાં એ ગ્લાસગો યુનીવર્સીટીમાં દાખલ થવાની પરીક્ષા આપવા તૈયાર થયો. પોતે ઉનાળામાં કામ કરી કમાતો તેમાંથી શિયાળાની ઋતુમાં આવતી પરીક્ષાના પુસ્તકો લઇ અભ્યાસ કરતો. એનો વિચાર ચીન જવાનો હતો પણ અફીણના ચાલતા ઝગડા એ–એની એ ઉમેદ બર આવવા દીધી નહી. એક મીશનરી સોસાએટીએ એને પગારે રાખી આફ્રીકા મોકલ્યો. એણે દવા દારૂમાં સારૂં જ્ઞાન મેળવી દીધેલું હોવાથી, બીજા માણસના કરતાં એ ઘણોજ લાયક નીવડ્યો કારણ એને અજાણ્યા દેશમાં જવાનું હતું. એની પહેલી મુસાફરીમાં એને સિંહની સાથે બાથ ભીડવી પડી; જેમાં એનો ડાબો હાથ બહુ ઇજા પામ્યો હતો. આ મુસાફરીમાં એણે ગુલામી ધંધા વિષેના ભયો ત્યાં છે તે સાંભળ્યાં. ઘણાઓના સામા થવા છતાં તથા બીજા અનેક જોખમો હતાં છતાં આ ધંધાને નાબુદ કરવાની ઉમેદ એણે જરા પડતી કરી નહીં ઝેમ્બસી નદીનું મૂળ, તથા માર્ગ શોધી કઢાડવા પછી એણે પોતાનાં બૈરાં છોકરાં આફ્રિકાથી ઘેર મોકલી દીધાં અને હ્યું કે હું બે વર્ષમાં તમને આવી મળીશ. પણ એવું થયું કે, તેઓ પાંચ વર્ષે મળ્યાં "લીનીયાતી " થી લોઆન્ડા સુધીની ૧૪૦૦ માઇલની કઠી મુસાફરી ધર્માદિ પ્રચારાર્થે નવી ભૂમી તથા દેશની શોધ કરવામાં એણે ઘણી મુશીબતમાં અને રેતીના રણોમાં થઇ કરી. એ એની વિચિત્ર સહનશકિતનો નમુનો છે. એના સાથીઓ હવે કંટાળી ગયાં હતાં. પણ તેઓને એ ઘણીજ ખુબીથી ધીરજ આપતો અને કહેતો કે તમને હું ઘેર પહોંચાડીશ. એક "મનવાર" નો કેપટન વચમાં તેને મળ્યો તેને એણે પોતે કરેલી શોધોની નોંધનું પુસ્તક વિલાયત લઇ જવા આપ્યું પણ પોતે તો જે શોધ કરવાનું પણ લીધું હતું તે પૂરૂં કરવા વિના કેપ્ટન સાથે પાછો નજ ફર્યો. કરમની કમબખ્તી કે તે સ્ટીમર માર્ગમાં ડુબી ગઇ અને નોંધ સર્વે ફરીથી લખવી પડી ! શું મુશીબત અને ધૈર્ય એની પાસે હશે ? પૈસો હતો નહી તેમ મદદ કરનાર પણ નહોતું. એ અજાયેબ જેવું છે કે એણે કઇ હીમતથી આ મુસાફરીનું સાહસ કર્યું. એને ત્યાંના માણસખાઉ મહા જંગલી વતનીઓની શુભેચ્છા અને પ્રમાણિકપણાનો મોટો આધાર હતો. તેઓ એને મુશીબતમાં કદી છોડી જતાં નહી. એનો શુભ હેતુ અને પ્રમાણિક વર્તનજ ફતેહનું કારણ હતું. જ્યારે એ ઇંગ્લંડ પાછા ફર્યા ત્યારે એને સહાયતાર્થે નાણાં ઉઘરાવ્યાં. "મીશનરી ટ્રાવેલ્સ " નામની એની બનાવેલી ચોપડીની ઘણીજ નકલો ખપી. તેના પઇસામાંથી બીજી વખતની સફરને વાસ્તે એણે એક સ્ટીમર ખરીદી.

એણે આ બીજી સફરમાં " લેક ન્યાસ " સરોવર શોધી કહાડ્યું, કે જેની આસપાસની જગ્યા ગોરા આદમીઓને રહેવા લાયકની હતી. જે જે જગ્યાઓ એણે શોધી તે એના રાજા તથા ઇંગ્લંડની થઇ. એ અવસરમાં એનાપર મોટી આફત આવી પડી. તે એ કે જે સ્ત્રી એને લાંબે કાળે ભેળી થઇ હતી તેનો કાળ થયો. વિલાયત ફરતાં રસ્તામાં એ મુંબઇ ઉતર્યો અને તે વળી નાના વહાણમાં આવ્યો હતો.

તે એવી આશાએ ઉતર્યો હતો કે એ વહાણ કોઇ ખરીદ કરે તો એનું કામ નિર્વિઘ્ને ચાલે. મુંબઇમાં એક માસ ગાળ્યા પછી તે ઇંગ્લંડ જઈ ગુલામી ધંધાની નાબુદી કેમ થાય તેમાંજ પોતાનો વખત ગાળવા લાગ્યો.

સને ૧૮૬૫ માં એ ત્રીજી વખત નીકળ્યો. તે મુંબઇ આવ્યો. અહીંનો ગવર્નર સર બાર્ટલ ફ્રીયર તેને મળ્યો. તે એનો મિત્ર થતો હતો એણે એને થોડા હીંદી આદમીઓ મુસાફરીમાં મદદ કરવા આપ્યા પણ તેમાંના બે શિવાય, બાકીના ઘણાં ખપના થઇ પડયા નહીં; તેથી તેમને પાછા વિદાય કર્યા. પણ પેલા બે જણા જેઓ ઘણા વફાદાર હતા તેઓ એના મરતાં લગણ રહ્યાં અને સેવા બજાવી. એ નાઇલ નદીનું મુખ શોધવા ગયો હતો પણ અનેક માસો અને વર્ષો સુધી એની તરફના કાંઇ સમાચાર, ન મળવાથી યુરોપીયન તથા અમેરીકન પ્રજા સાહાસિક માટે ચિંતાતુર થઇ. એક સાહસિક અમેરિકન દૈનિક ("ન્યુ યોર્ક હેરલ્ડ ") એ પોતાનું સાહસ અજમાવ્યું. તેણે સ્ટેનલીને તેની શોધ કરવા અને પત્તો મેળવવા રોકયો. તેને એવી આજ્ઞા હતી કે ગમે તેટલો ખરચ કરવો પણ લીવીંગસ્ટનનો પત્તો મેળવવોજ. લીવીંગસ્ટનનો આ વખતનો હેતુ નાઇલ નદીનાં અજ્ઞાત મૂલનો પત્તો શોધી કાઢવાનો હતો. સ્ટેનલી તેના પૂંઠે પણ જાણે પગલાં પારખી પારખી ગયો અને શોધી કાઢયો, ! એ શોધ માટે સ્ટેનલી જગવિખ્યાત થઈ ગયો ! અને શોધક તથા ' સર ' થયો ! લીવીંગસ્ટન આ વખતે મરતો હતો ! અને હાડપિંજર વત્ થઇ ગયો હતો. મી. સ્ટેનલે એને સ્વદેશ લઇ જવા કોશીશ કરતો હતો. તેમાં ના ફ્મેદ થયો. સ્ટેનલીએ પોતા સાથે આણેલી અને આશીર્વાદ રૂપ થઈ પડેલી દવાનો ઉપચાર કરવા છતાં મંદવાડ વધ્યો અને તે મૃત્યુને શરણ ગયો. પણ મરતી વખતે પેદા કરનારને સંભારવા ચુકયો નહોતો. ત્યાંના એના વફાદાર તથા મિત્ર થઇ પડેલા-જો કે સ્વભાવે જંગલી વતનીઓએ મુડદું અંગ્રેજી "કોન્સલ" ને એમ કહી હવાલે કર્યું કે " આ અમારા પુજ્યનું શબ છે. હવે અમે કૃતાર્થ થયા છઇએ." લીવીંગસ્ટન બહુ ઉપકારી સ્વભાવના હતા. તેઓનો હીત કરવાનો ગુણ અને નિઃસ્વાર્થતા એથીજ જંગલીઓ એને વશ થયા હતા લીવીંગસ્ટન કહેતો કે આફ્રીકન જંગલીઓ જાદુ વગેરેથી એટલા વશ નથી થતા કે જેટલા આપણા સારા ચાલ્ય વર્તનથી થાય છે. " અંગ્રેજી પ્રજા એ મહાપુરૂષને હજી સભારે છે. મધ્ય આફ્રીકા તેમનું છે તે આ જંગલીઓ મધ્યે જનારા ધર્મ પ્રચારકનાં સાહસનેજ પ્રતાપે !

**ફરજયાત શિતલા કઢાવવાની વિરૂદ્ધ**—ફેબ્રુઆરી-માર્ચના હીંદુસ્તાન રીવ્યુના સંયુક્ત અંકમાં પેલા દયાલુ પાર્સી ગૃહસ્થ મી. **તારાચંદ** બી. એ. જેઓ હાલ લંડનમાં છે તેઓ "ડૉ. જેનરે શિતલાની રોગ પ્રતિબંધક શોધી કાઢેલી કહેવાતી અકસીર રસીની વિરૂધ્ધ એક લેખ લખ્યો છે. એ રસીથી લાભ થવાને બદલે ઉલટું વારંવાર નવનું સાડીતેર થાય છે, બકરૂં કાઢતાં ઉંટ પેસે છે અને શિતલા આવતાં પહેલાં બીજા રોગ લાગુ પડે છે તેમજ શિતલાનો ખરો અટકાવ સુઘડતા છે એવા કેટલાક નવીન પાશ્ચાત્ય ડૉકટરોના મતને મળતા થઈને, એ રસી મેલાવવી ફરજ્યાત છે તે ફરજ્યાતપણું કાઢી નાખવા તે હીંદી સરકારને સૂચના કરે છે. ફરજ્યાતપણાથી જે ઉપાધિ નડે છે તેનો દાખલો આપતાં લેખક કહે છે કે પંજાબમાં એક જેઠાનંદે પોતાના પુત્રને રસી ન મેલવાની હઠ લેવાથી સરકાર તરફથી તેના ઉપર ત્રણ વખત મુકદમો માંડવામાં આવ્યો હતો અને ત્રીજી વખતે સજા પણ થઈ હતી. છતાં તે નરમ કે શિથિલ પડયો નહી અને " સત્યાગ્રહી " જ રહ્યો. સજા છતાં પોતાના છોકરાને સેયડ નહીંજ કહડાવ્યા. બાદ તેના પર ચોથીવાર કામ ચલાવવાની ધમકી દેખાડવામાં આવી હતી. ફરજીયાત સૈયડ વિરૂદ્ધ કાયદેસર લડત ચલાવનારાં અંગ્રેજી લીગે એ બાબદ ઉપાડી લેવાથી અંતે પંજાબની સરકાર વચમાં પડી અને એ પગલાં લેતાં અટકાવ્યા. શીતલા નહીં કહડાવનારના મતવાળાની આ પહેલી ફતેહ હતી.

હીંદના મધ્ય પ્રાંતોના સને ૧૯૦૮ ના રીપોર્ટ ઉપરથી સાફ જણાય છે કે હાલની રીતથી ચોખ્ખી રસી અને નિરોગી રસી મેળવવી કઠીન છે. હાજીઓમાં ઘણીવાર, ગંદવાડ ભુખમરા અને ઘાડી ભીડના જમાવથી શીતળા ફાટી નીકળે છે, ત્યારે સરકાર ફરજીઆત શીતળા કહડાવવાનો હુકમ કહાડે

છે. તે હુકમના અમલમાં હાજીઓમાં જ્યારે શિતલાનો રોગ ફાટ્યો હતો ત્યારે ઘણાઓને શિતળા કઢાવવા પડયા હતા. એટલે સુધી એના રીપોર્ટપરથી સિદ્ધ થાય છે કે શિતળા કઢાવ્યા હતા તેઓમાંથી ૨૩ મરણ થયાં અને નહીં કઢાવેલા તેઓમાંથી ફક્ત ત્રણજ મરણ નીપજ્યાં હતાં.

**ધંધામાં વિજયપ્રાપ્તિની સિધ્ધિ કેમ થાય એ વિષે સર ટી. લીપટનનો મત**-ઘણો સત્તાત્મક થઈ પડવો જોઈએ કારણ કે ખડકમાં ઉગી નીકળેલા ઝાડ પેઠે તેણે વિષમ સંજોગો વચ્ચે, ગરીબાઇની ખડકો સામે હામ ભીડીને, પોતાના જગવિખ્યાત ચાના ધંધામાં વિજયપ્રાપ્તિની વ્યાવહારિક સિદ્ધિ કરી છે. ગયા માર્ચના ટીટ-બીટ્સ ( લંડન ) ના એક ખાસ લેખમાં ચાનો એ શાહ વેપારી અને વર્તમાનપત્રો જાહેરખબર દ્વારા મેરો આશ્રયદાતા કહે છે, કે જય મેળવવામાં ત્રણ બાબદને હું આધારરૂપ ગણું છું (૧) કોઈ પણ ભાગીદાર કરવો નહીં (૨) ઉછીના નાણાં લેવાં ધીરવાં નહી અને (૩) બીલપર કોઈ દીવસ સહી કરવી નહીં. આમ મારા વચાર દૃઢ રાખવાથીજ હું એક દુકાન પછી બીજી દુકાન અને એક પછી બીજી શાખા તથા ધંધા ઉઘાડી શકયો છું. મહાન વ્યાપારી થવાની ઉચ્ચાભિલાષીએ જન્મથીજ ગરીબાઇ અનુભવવી જોઇએ. જો તે જન્મથીજ પૈસાવાળો હોય તો અને ધંધો કરવા લાગે છે તો તેને પૈસાની ખરી કીંમત શું છે, તે જણાતી નથી જાત મહેનત કરવી જોઇએ. જુઓ! મારી તમામ વૃત્તિ મારી દુકાનમાંજ લાગેલી રહેતી. હાલના દુકાનદારોની માફક હું કરતો નથી. હું જાતે બારીઓ સણગારતો, ગ્રાહકોની સાથે રહી બતાવતો અને ટુંકમા સર્વ મારે હસ્તે કરતો. હું મારી દુકાન બહુજ સ્વચ્છ અને ખુશ લાગે એવી રાખતો અને આથી ગ્રાહકો મારા પર કુરબાન થતા. હું નાનામાં નાની વસ્તુની પણ બહુ કાળજી રાખું છું અને જોઉં છું કે મારા ગ્રાહકો રાજી થઇને ગયાં કે નહિ. આમ જાતમહેનતથી મને ફતેહ મારા ધંધામાં હમેશાં થતી.

જો કોઈ પણ ધંધાદારે ફતેહ મેળવવી હોય તો જાહેરખબરો જેમ બને તેમ બહોળા વિસ્તારમાં કહાડી વહેચવી જોઇએ. ટુંકમા જાહેર ખબરો બહુ વાપરવી જોઇએ. મેં મારી પહેલી સ્થિતિમાં મારી દુકાનમાં રમુજ ઉપજાવે એવાં ચિત્રો ચોંટાડેલાં અને તે વળી હાલનાજ જમાનાને લગતી બીનાનાં હોય એ જોતો. આથી લોકો મારી દુકાન તરફ ઘણાજ આકર્ષાતા. મેં એક વખત એક બુલુનમાં ઉડનારાને બુલુન ઉંચે ગયા બાદ તેમાંથી ફેંકવા તારના સંદેશારૂપ જાહેર ખબરોનાં ૧૦ હજાર પાનાં આપ્યાં હતાં, અને તે દરેક મારી દુકાનના સરનામા વાળા હતાં. મેં તેમાં એવું જાહેર કરેલું કે પહેલાં વીસ જે એ જાહેર ખબર મને આણી આપશે તેને ઇનામ આપવામાં આવશે. એમ કરવાથી ઘણે લાંબેથી માણસો આવવા લાગ્યાં અને દુકાનની પ્રસિદ્ધિ થઇને ઘણોજ ફાયદો થયો. બીજી વખતે હું "સીલોન" થી આવતો હતો તે વખતે સ્ટીમરમાં ભરેલો વેપારીનો માલ દરીયામાં ફેંકવામાં આવ્યો હતો. મેં તે વખતે કાળો રંગ અને બ્રશ લીધું અને દરીયામાં ફેંકી દેવી પડેલી દરેક પેટી અને ગાંસડીપર લખ્યું કે "લીપટનની ચા વાપરો." આથી ઘણોજ લાભ થયો, કારણ કે જ્યાં પણ એ ડાબડા દાબડી તરના ખેંચાતા કીનારે ગયા ત્યાં મારી ચાને આબાદ જાહેરાત મળી કે જે નહીં તો તેટલે છેટે ગમે તેટલે ખર્ચે મળવાનો સંભવ નહોતો. જાહેર ખબર આપવાના પ્રસંગો, સ્થળો આદિમાં પણ નવિનતા તથા ચાતુર્ય હોવાથીજ સંગીન લાભ થાય છે.

# વિજ્ઞાન ( સાયન્સ ) વૈદક તથા વિદ્યા સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટિક )

**રસાયણ શાસ્ત્રનું વેદાંત !**—જે જે રસાયણી તત્ત્વોની ચીજો બની હોય છે, તેની તેજ ચીજો તેટલાજ પ્રમાણમાં હોવા છતાં સર્વથા જુદી ચીજ હોય છે ! દાખલા તરીકે હીરા કાંઇજ નહીં પણ ઘસીને પહેલ પાડેલો કોયલો છે ! ઇંડાની સફેદી અને ઝેરી સર્પના ઝેરમાં જે પદાર્થો હીરામાં છે તેજ પદાર્થો છે. ગુલાબના તેલમાં અને સાધારણું કોલસામાં એકજ તત્ત્વ છે. એટલે ચાર અણુ હાઇડ્રોજનના અને ચાર અણુ કાર્બનના મળી " રોઝઓઇલ " અને સાધારણ કોલસો થાય છે. ખાંડ અને અરબસ્તાનનો ગુંદર એકજ તત્વનાં બનેલાં છે ! નારંગીનું તેલ, લવીંગનું તેલ, અદરખનું તેલ અને કાળા મરીના તેલમાં ૨૬ અણુ હાઇડ્રોજન અને ૧૦ અણુ કાર્બન હોય છે. હાઇડ્રોજન ગેસ, વાસ વિનાની છે પણ જ્યારે એ બન્ને સાથે મળી ' એમોનીયા ગેસ ' બને છે તે ઘણી સખત વાસ આપે છે !—**नाभावो विद्यते सतः** અર્થાત જેમાં કાંઇ નહીં હોય તેમાંથી ઉત્પત્તિ અશક્ય છે એ ગીતાવાળી વાત આથી દેખાતી રીતે તો ખોટી પડે છે ! ત્રાંબુ અને જસત બન્ને વાસ વિનાના છે પણ જ્યારે બન્નેનું મિશ્રણ થઇ મિશ્રિત ધાતુ બને છે ત્યારે તેમાંથી કંઇ વાસ ખાસ તરેહની નીકળે છે. આનું કારણ હાલ તો પરમાત્માજ જાણે છે. મનુષ્યો જાણવાની ચેષ્ટા માત્ર કરે છે.

**પ્રાણીઓને ગણતાં શીખવવાની રીત**—શીખવેલાં પ્રાણીઓ ગણત્રી કરે છે તે તો ઘણાએ સર્કસમાં જોયું હશે. પશુશિક્ષક પશુને નિશાનીઓ કરી, હાથના ચાળા કરી, અવાજની ખાસ ખુબીથી, અને પગના ઠોકવાથી શીખવે ૭. આથી પ્રાણી ગણી શકે છે અને ક્યારે ગણવું બંધ કરવું તે પણ સમજે છે. પરંતુ આ સઘળું છતાં તે બુધ્ધિથી અંક શીખેલો હોવા વિષે શક છે. માત્ર નિશાનીથીજ કે કુદરતી પ્રેરણા કે ગોખણપટ્ટીથીજ અમુક આંકડાની સંખ્યા તે સમજી જાય છે, એમ ઘણાનું માનવું છે. પોપટ શબ્દોનો અર્થ સમજતો નથી તેમ પશુ પણ આંકડાનો અર્થ સમજતો નથી. પરંતુ કુદરતી રીતે સંખ્યાનો અવધિ પામવાની તેમનામાં શક્તિ છે તેના તો અનેક દાખલા છે. હેનોલ્ટ ( ઇંગ્લંડ ) ની કેટલીક ખાણોમાં ઘોડાઓ ભાર ઉંચકી લઇ જાય છે. તેઓ એક રસ્તેથી જાય છે અને બીજે રસ્તે પાછા આવે છે, કારણ અંદર થઇને જવાના રસ્તા સાંકડા હોય છે. ત્રીસ ફેરા એક ઘોડાને કરવાના હોય છે. તેટલા કીધા કે પછી દિનમાં તેની પાસે બીજું કામ લેવામાં આવતું નથી. ત્રીસ ફેરા થયા કે એ ઘોડો આપોઆપ કોઇના ચેતવ્યા કે કહ્યા વિના તે તબેલા તરફજ વળે છે ! ( ૨ ) હોજમાં પાણીની ધડાવાવાળી કોસ બળદો ખેંચે છે અને તેઓ સો ફેરા થાય છે કે તરત અટકી જાય છે. અને તેમને અગાડી ફેરા ફરવા કોઇ આગ્રહ પણ કરતું નથી. કારણ બળદો બરાબર ગણી શકે છે એવી તેમની ખાતરી થયેલી છે. વળી ગમે તેટલું કરો પણ એ બળદો એવા " સોશીયેલીસ્ટ " છે કે ૧૦૧ મો ફેરો નહીંજ ખાવાના ! ૧૦૧ મી વાર હાલવાજ ઘસીને ના પાડે છે ! માણસોને ખાસ ગણવું પડે છે ! ! નહી તો ૧૨૫ મે ફેરેજ હવે તો ૧૦૦ થઇ ગયા હશે એવો મૂર્ખોને સંશય માત્ર થાય છે.

અદ્યાપિ પર્યંત રચાયલા તથા દર વર્ષે રચાતાં નવાં પુસ્તકોની સંખ્યા–નો હીસાબ એક મી. આર. પેરીએ કાઢયો છે. તે કહે છે કે છાપવાની કલા શોધી કઢાઇ ત્યારથી લગભગ ૪,૦૦,૦૦,૦૦૦ ( ચાર કરોડ ) ગ્રંથો છપાઇ ચુકયા છે અને આખી દુનીયામાં દર વર્ષે લગભગ ૫૦,૦૦૦ ગ્રંથો બહાર પડે છે. તેમાં છોકરાંઓની ચોપડી ચોપાનીયાં, વગેરે જેને આપણે ચોપડી ગણી શકીએ નહીં એવી ચોપડીઓનો સમાવેશ થતો નથી. શું કાગળનો કચ્ચરઘાણ ! ચોપડીની આબરૂ ઘટે તેમાં શી નવાઇ ?

**હવે દરીયાની નીચે શું ખદબદે છે તે ભલે જુવો !**–કારણ કે જલમાપક હાઇડ્રોસ્કોપ નામનાં હાલમાં શોધાયલાં યંત્રથી મનુષ્ય દરીયાની ભીતરમાં જોઇ શકે છે અને એ વડે એક માઇલ કરતાં પણ વધારે ઉંડાણમાં વસ્તુઓ પણ ચોખ્ખી રીતે તે પારખી શકે છે. આ યંત્રનો શોધક સીનાર પીનો જે માર્કોનીનો સહાધ્યાયી હતો તે છે. તાર રહિત સંદેશાના શોધકનો ચેપ તેમની સાથે ભણના ( સમકક્ષી) આને પણ લાગ્યો છે !

**સૌથી ઉંચે હવામાં કેટલું જવાયું છે ?**–તેનો ' રેકર્ડ ' હજી સુધી લેગેગ્નના નામના એક ફ્રેંચ વિમાનીનો છે. તે પોતાના વાયુનૌકાને છેક ૧૭,૯૧૩ ફુટ ઉંચાઇએ ઉડાવી લઇ ગયો હતો. એ ઉંચાઇ યુરોપના પહાડોમાંના ઉંચામાં ઉંચા કરતાં પણ વધારે છે. હવે હિમાલયનાં માઉંટ એવરસ્ટ ( ગૌરિશંકર ) પર જતાં આ વિના પુંછડાના હનુમાનને બહુ વિલંબ લાગશે નહીં, કારણ કે તે ૨૯,૦૦૨ ફુટજ દરીયાની સપાટીથી ઉંચે છે અને ૧૮૦૦૦ તો સહી થયા છે, અને દસ હજારનો શો હિસાબ ? માત્ર લોહી ઠરી જવાનોજ ભય છે.

**આનંદદાયક સ્વપ્નોથી તબીયત ઉલટી સુધરે છે !**—એમ ડૉકટર ફ્રેએડ કહે છે. સામાન્ય માન્યતા તો એવી છે કે સ્વપ્ન માત્ર અનારોગ્ય વર્દ્ધક છે અને આદર્શ નિંદ્રા તો સર્વથા સ્વપ્ન રહિત હોવી જોઇએ. લોકોમાં ચાલતી એ માન્યતાથી ઉલટું ડાં. ફ્રેએડ કહે છે કે આનંદી સ્વપ્નાવાળી નિંદ્રા સ્વપ્ન શુન્ય નિંદ્રા કરતાં વધારે ફાયદાકારક હોય છે. સ્વપ્ન શુન્ય નિંદ્રામાંથી જાગ્યા પછી માણસ સુસ્ત અને નિત્યનું કામ કરવાને રાજી નહીં હોય એવો થઇ ઉઠે છે. પણ સુસ્વપ્નો એટલે મનને આનંદ આપે એવાં સ્વપ્ન મગજના તંતુઓને આનંદ આપે છે ને વિચારની સારી શ્રેણી ઉપજાવે છે. આથી માણસમાં કામ કરવાની હોંસ ને બળ પ્રાપ્ત થાય છે.

**તમાકુ પીવામાં તંદુરસ્તી પણ છે !** —એવો સામાન્યની વિરૂદ્ધ અભિપ્રાય પણ જડી આવે છે, એ સાંભળીને એ પીળા દેવના પૂજકોનાં હૃદય પ્રફુલ્લિત થશે ! " લૅન્સેટ " જે ઇંગ્લંડનું ' બ્રીટીશ મેડીકલ જર્નલ ' જેવું સર્વોત્તમ પ્રતિષ્ઠિત વૈદ્યક પત્ર છે તેમાં થોડા વખતપર ગ્રીનઇચના એક અનુભવી વૈદ્યશાસ્ત્રીએ લખ્યું હતું કે " ચેપી રોગમાંથી-તમાકુ પીનારાઓ ઘણે ભાગે મુકત રહે છે. " હેમ્બર્ગમાં ચાલેલા કોલેરા વખતે એવું જાહેર કરવામાં આવ્યું હતું કે સીગાર બનાવવાના કારખાનાના માણસોમાંનો કોઇ, એ રોગનો ભોગ થઇ પડયું નહોતું. પછવાડીથી, વળી વધુ જણાવવામાં આવ્યું હતું કે ૫૦૦૦ સીગાર બનાવનારાઓમાં માત્ર આઠ રોગથી પીડાયા હતા, અને ચારજ મૃત્યુશરણ થયાં હતાં. તંબાકુ પીવાથી " કોલેરા " ના તેમજ " ન્યુમોનીઆ " ( ફેફસાંના સોજા ) ત્રિદોષના જંતુઓ નાશ પામે છે. અને વધારે સાબીત થયું છે કે, એ નાકમાં થતાં નજલાનો તેમજ સળેખમનો શત્રુ છે. હરપાર

6

તંબાકુ પીવાથી રોગોની સામે થવાની શરીરની શક્તિમાં ઘટાડો થાય છે, એ પણ સિદ્ધ છે. 'તંબાકુમાં પોતામાંજ નિકોટાઇન નામનું ઝેર રહે છે ( જે. માટે નીચે વાંચો ) તેથી તે બીજાં ઝેરને, હીરો હીરાને કાપે છે તેમ કાપે એ સંભવિત છે. પરંતુ તે પોતે પોતાના ઝેરથી ધીમે અને ઠંડે ( ઝેરી ) ધુમાડે. કેટલાને ગુંગળાવી નાંખે છે તેનું પણ સરવાયું કાઢવું ઘટે છે. ધુમાડો ન ગળવાથી તેમજ તંબાકુ ઝાઝો ન પીવાથી બહુ તો શરીરને હાનિ અતિ અલ્પ થાય છે એટલુંજ સત્ય છે.

**તંબાકુમાં ઝેરનું પ્રમાણ કેટલું છે ?**—એ તપાસ પણ ઉક્ત 'લેંસેંટ' પત્રેજ કરાવી હતી. પરિણામ આ આવ્યું છે. તમાકુમાં "નીકોટાઇન" નામનું ઝેર છે અને તેનું પ્રમાણ ચલમ કે ભુંગીમાં પીવાની તમાકુમાં સૌથી મોટું છે એટલે કે તેમાં ૨.૦૪ થી ૨.૮૫ ટકા જેટલું ઝેર છે. ત્યાર પછી ઇજીપ્શીઅન અને ટર્કીશ સીગારેટો છે અને તેમાં ૧.૩૮ થી ૧.૭૪ ટકા જેટલું ઝેર હોય છે. વર્જીનીઅન સીગારેટોમાં ૧.૬૦ ટકા જેટલું ઝેર હોય છે અને બ્રીટીશ સીગારોમાં તેથી પણ ઓછું એટલે કે ૧.૨૪ ટકા જેટલું ઝેર હોય છે. સૌથી ઓછું ઝેર હાવાના સીગારમાં જણાય છે કેમકે તેમાં માત્ર ૦.૬૪ ટકા જેટલુંજ ઝેર હોય છે. ઇજીપ્શીઅન, ટર્કીશ કે અમેરીકન કોઇ પણ જાતની સીગારેટ પીવાથી તેના ધુમાડામાં ઓછું ઝેર આવે છે. પણ ચલમ વાટે તમાકુ પીવાથી તેના ધુમાડામાં વધારે ઝેર આવે છે. કેટલીક વખત તો ભુંગળીની તમાકુમાં જે ઝેર હોય છે તેના પોણા ભાગ જેટલું ઝેર તેના ધુમાડામાં આવે છે. અને તે પીનારાના મોઢામાં જાય છે.

**ઉંધે મસ્તકે ઝાડ સપાટાબંધ ઉગે છે !**—એ શોધ કરનાર એક રેલ્વે કંપની છે. રેલ્વે માર્ગ પર છાયા કરવા 'એલ્મ' નાં ઝાડ ઉગાડતાં તે મોટાં થઇ છાંયડો આપતાં તો જુગ વહી જાય એમ હતું. તેને જે છાંયડો ૧૫ થી ૨૦ વરસનાં ઝાડો આપી શકે તે બે વરસમાં આપે એમ કરવું હતું. તેથી તે કંપની નાના "એલ્મનાં" ઝાડો બીજેથી મુળ સુદ્ધાં ઉખેડી લાવી. પછી મથાળાંના ભાગને જમીનમાં દાટયાં અને મુળને ખુલ્લું હવામાં રહેવા દીધું. આથી ઝાડને જ્યાં પહેલાં પાંદડા થતાં હતાં ત્યાં મુળ બાઝયું છે અને મુળવાળો ભાગ પાંદડાંવાળો થતો ગયો. આ પાંદડાં મૂળમાં રસ તૈયાર ભરેલો પડેલો હોવાથી બહુજ જલદી આવ્યાં અને તે ઘટાદાર દેખાય છે. આવા નમુના લન્ડનની કેન્સીંગ્ટન ગાર્ડનમાં ફુવારાની પાસે રાખવામાં પણ આવ્યા છે. મુંબઇની મ્યુનીસીપૅલીટી તથા ખાસ કરીને રસ્તાપર છાયાવાળાં ઝાડ રોપવાના શોખીન ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટના પ્રમુખ મી૦ ઓરને આ નુસ્કો ઘણો ઉપયોગી થઇ પડે એમ છે !

## સ્ત્રી વિષયક પ્રકરણ.

**સ્ત્રીઓને ધાતુની ટોપીઓ ફરજીયાત પહેરાવવાનું "બીલ !"**—સ્ત્રીનાં લખલૂટપણાથી તથા તેમની હાલની ટોપીની વિચિત્રતાથી કંટાળેલા એક તરફથી યુનાઇટેડસ્ટેટ્સની રાજસભામાં એક બીલ રજુ કરવામાં આવ્યું છે ! સ્ત્રીઓના પોશાકનો ખર્ચ પશ્ચિમમાં કેટલો વધી.

પડયો છે તેનો ખ્યાલ એટલેથી આવશે કે અમેરીકામાં મરદને જ્યારે ૧ પાઉંડ પોશાકને સારૂ ખરચવો પડે છે ત્યારે સ્ત્રી ૧૦ પઉંડ ખરચે છે. તેમાં તેમની ટોપીથી તો તોબાં! તે તો રોજ રંગ ને ઘાટ બદલે છે! કોઇ વાર સુપડાં જેવી તો કોઇ વાર નાળીએર જેવી તો કોઇ વાર કેવી! એનો અંત લાવવા મી જૉન બેનવાન જે બોસ્ટનનો એક લેખક છે તે વૉશીંગટનની કૉંગ્રેસ (રાજસભા) માં એવું "બીલ" લાવવા માંગે છે કે દરેક સ્ત્રીએ સ્ત્રીના પોશાકને લાયકની ઉમર થાય કે તેણે ફરજ્યાત રીતે "અલ્યુમીનીયમ હૅટ" જ પહેરવી. એ ધાતુની ટોપીની ખુબી એવી છે કે એક હાથના આચકાથી અથવા ફેરવવાથી એ ટોપી હાલની ફેશનના ગમે તેવા આકાર ધારણ કરે છે. એમ થશે તો તેથી ટોપી પાછળ થતા ખર્ચમાં રૂ. ૯૦,૦૦,૦૦,૦૦૦, (નેવું કરોડ) નો ઉગારો થશે. આ ટોપી હલકી પણ હોવીજ જોઇએ પણ માનિનીઓને રંગ પસંદ પડે એ તો સંભવિત નથીજ! અને ફરજ્યાત એટલે તો સ્વતંત્રતાની એ ભૂમીમાં પસંદ પડવાનો સંભવજ નથી. બીલ તો "ખાસુ બીલ" થી પણ વધારે વ્હેલું-દાખલ થવાની મુશ્કેલીઓ તો જવા દો-ઉડી જશે, પરંતુ "ખાસુ બીલ" પેઠે તે પ્રજામતને કેળવશે એટલોજ લાભ થશે.

**જાડી સ્ત્રીની આફ્રીકન ફેશન!**–આંખ એ પ્રત્યક્ષ પ્રમાણ હોઇ સર્વોત્તમ ગણાય છે, તેમાંએ કેટલો બધો મતભેદ છે? જ્યારે સુંદરેશી પ્રજાઓનો આંખ કૃશ કન્યામાં સ્વરૂપનો ભંડાર જુવે છે ત્યારે જંગલી જાતો પુષ્ટ કન્યાનેજ સ્વરૂપનું નિવાસ સ્થાન ગણે છે. તેમાં દક્ષિણ આફ્રીકાની એકોઇ જાત તો તોબાહ કરે છે. યુરોપમાં જાડાને પાતળા કરવાની ખાસ સંસ્થાઓ છે ત્યારે આ જાતમાં કન્યાને જાડી કરવાની ખાસ સંસ્થા છે! ત્યાં કન્યાની સગાઇ થઇ કે તેણે એકાંત જીંદગી લાંબો વખત ગાળવાનો રીવાજ છે. ત્યાં એકાંત રહી મિષ્ટાન્ન ખાઇ હૃષ્ટ પુષ્ટ થઇનેજ પરણવા કાજે પાછા આવવાનું થાય છે. કન્યાને કોઇપણ પ્રકારનો શ્રમ પડે એવાં કામમાં દરમ્યાન તેને રોકતાં નથી, કારણ પરણનાર એ બાબતનો વાંધો ઉઠાવી કહે છે કે મારે તો તરોતાજી જ જોઇએ. તેથી છોકરીના માબાપને કન્યાને જાડી કરવા ઘણા પાતળા થઇ જવું પડે છે! પુષ્કળ પૈસો છોકરીને હૃષ્ટ પુષ્ટ કરવામાં તેને વાપરવો પડે છે. ખાસ સ્થાપેલાં પુષ્ટિ ગૃહમાં કન્યાને કન્યાના મા બાપની સ્થિતિ પ્રમાણે થોડા મહિનાથી માંડી લગભગ બે વરસ સુધી અથવા પૈસાદાર હોય તો એથી પણ વધારે વખત રાખવામાં આવે છે. એટલે સુધી માવજત કરવામાં આવે છે કે તે માતેલી અને લાલઘુમ તો ચામડાના વાંધા એટલે કયાંથી થાય પણ ફાટી લુમ જેવી તો થાયજ છે. તે સારૂ તેને ખાસ ચરબી ઉત્પાદક ખોરાક આપવામાં આવે છે! જંગલીઓ પણ કાંઇ સુધરેલાથી ઓછા ગાંડાવેલા હોતા નથી!

**ડાકટર પર રૂષ્ટ થયલી અબળા**—પેરીસની પોસ્ટ ઑફીસમાં નોકરી કરતી એક સ્ત્રીએ હાલમાં ડૉકટરની સલાહ લીધી હતી કે મારી દાઢી પર વાળ ઉગવાથી મારો ચ્હેરો ખરાબ દેખાવ છે તેથી તે વાળ કહાડી નાંખવા છે. ડૉકટરે "X" (એક્ષ) કીરણ વડે મૂળ જોઇને, ઉગેલી દાઢી તેનાં મૂળથી કહાડી તો નાંખી. પણ તેમ કરવાથી મહોંડ ઉપર દાગ પડી ગયો એટલે ચહેરો તો છેક બદસુરત થઇ ગયો. "લેને ગઇ પુત ઔર ખો આઇ ખસમ." તેથી તે સ્ત્રી આવેશમાં આવી જઇ ને નુકસાનીનો દાવો માંડયો. કોર્ટે એને રૂ. ૨૦૦૦ [ત્રણ હજાર નુકસાની બદલ અપાવ્યા છે.

ડાકટરો ! સ્ત્રી સાથે કામ લેનાં પડેલાં સંભાળજો ! કાંત નહીં તો નુકસાનીનો વીમો ઉતરાવીને બ્હાડકાપ કરજો. પુરૂષ હોત તો ડાકટર પાસે કોર્ટ પાંચ ફદીયાં પણ ન અપાવત !

**છુટાછેડાની અમેરીકામાં વધી પડેલી બદી**—જે છુટ એક અપવાદ તરીકે આપવામાં આવતી તે હવે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસ રાજ્યમાં નિયમ રૂપ થઈ પડી છે. લગ્નથી ઉભય દુઃખી થશે, અને એક અથવા બીજો કેવલ અયોગ્ય છે એવી કોર્ટની ખાતરી થતાંજ છુટાછેડા કરી આપવામાં આવતા. ધીમે ધીમે અણબનાવનાં નિર્જીવ કારણોએ પણ જજો છુટાછેડા આપતા થયા છે. અને તેથી સ્ત્રી પુરૂષો તેનો અત્યંત ખોટો લાભ લે છે, અને અમેરીકાના છુટાછેડા અહીંના કોળી દુબળાથી પણ અધિક શરમ ભર્યા થઇ પડયા છે. એ સિદ્ધ કરવા થોડાજ છેલ્લા બનેલા દાખલા આપવા જોઇશે. થોડા વખતપર એક એડોલ્ફ નેલ નામના માણસે પોતાની સ્ત્રી ઉપર તથા પરલોકમાં સ્પીરીટ તરફથી સંદેશા મોકલવાની સાધન (મીડીયમ) થઇ પડી હોવાથી કોર્ટમાં ફરીયાદ માંડી છુટાછેડા માંગ્યા હતા. વાદીએ પોતાની અરજીમાં ચાર (સ્પીરીટો) ભૂતોનાં નામો આપ્યાં હતાં. તેઓ એના દુઃખનાં કારણ હતાં. વાદીની સ્ત્રી, "મીકકન રૅય" નામના ભૂતને પોતાનો મુખ્ય નાયક ગણતી હતી અને બીજાં ત્રણ જેઓના નામ રેડવીંગ, રેડફેધર અને હાઇહાંક હતાં તેમને એનાથી ઉતરતાં ગણતી હતી. મી. નેલ કહે છે કે જ્યારે આ ભૂતો મારી આસપાસ આવે છે ત્યારે મારી નિદ્રામાં ખલેલ પહોંચે છે. અને મારી સ્ત્રી ચીસ પાડી ઉઠે છે. હું પુછું છું કે શું થયું? ત્યારે કહે છે કે મીકકનરેય અહિંયા આવ્યા છે એ તમને તમારા દાદા સાથે વાત કરાવવા માંગે છે. મને તો કશુંએ જણાતું નથી. એનું દરરોજનું મને દુઃખ છે તેથી છુટા છેડા માંગું છું. એક બે લપડાકથી ભૂત સ્ત્રીને સાધન ગણવાનું કયારનાં ભૂલી જતે—એમાં કોર્ટે શું જવાનું ! એ તો ઘરગથ્થુ સૂંઠ જેવી દવાથી મરી જાય !

૨. ગયે વરસે એક સ્ત્રીએ એ કારણથી છુટા છેડા માંગ્યા કે મારો ધણી હજામને ઘણી છુટ આપે છે. અને તે મારી સમ્મતિ વિના દાઢી મુડાવી નાંખે છે, તે મને પસંદ નથી. મેં મારા ધણીને ઘણીવાર કહેલું કે, તમે જો હજામને દાઢી મુંડવાની રજા આપશો તો હું છુટાછેડા કરીશ. પીટ્યાએ માન્યું નહીં તેથી કોર્ટને શરણાગત છું ! !

૩. પીટ્સબર્ગમાં એક કવિની સ્ત્રીએ કોર્ટમાંથી પોતાના ધણીથી એવે બહાને છુટા છેડા માંગ્યા કે મારો ધણી–પોતાની બનાવેલી કવિતા મને સાંભળવાને આગ્રહ કરે છે, એ એક પાશવ ક્રૂરતા નહીં તો બીજું શું ? ગુજરાતમાં વધી પડેલા કવિઓને હજી અમેરીકન પત્નીઓ નથી જડી એજ એક દિલાસો તેમને છે. પણ જડી હતે તો માસિકોના એડીટરોને જરા ત્રાસ જરૂર ઓછો હતે !

૪. વળી એક એવી વિચિત્ર પ્રકારે છુટા છેડા પોતાની બઇરીથી માંગ્યા છે કે–મારી સ્ત્રી મારાપર બહુ ઝેરીલી છે અને તેથી મને તેના અધરામૃતનું પાન કરવા દેતી નથી એટલુંજ નહીં પણ મને હેત કરવા પાસે પણ આવવા દેતી નથી ! અમેરીકન સુધારાએ મરદોને અત્યંત બાયલા બનાવી દીધેલા લાગે છે. એજ સાર પર આવી નમાલી અરજીપરથી આવવું પડે છે.

પશ્ચિમની સ્ત્રીઓનું અર્વાચીન પુરાણ શ્રવણ કરીને આ દેશની 'સ્ત્રીઓનું ઉપનિષદ' શ્રવણ કરતાં વાંચકોને વિશેષ આનંદ થશે.

મીસ કુમુદિની મિત્ર બી. એ. કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે—"સુપ્રભાત" ના તંત્રી અને બાબુ કૃષ્ણ કુમાર મિત્રની મોટી પુત્રી મીસ કુમુદિની મીત્ર બી. એ.ને આવતી તા. ૧૫ મી જુને મળનારી પૃથ્વીની સ્ત્રીઓની ઉન્નતિની સાધના કરવા માટે મળનારી " ઇંટર્નેશનલ પ્રીમેલ કોંગ્રેસમાં " હીંદની પ્રતિનિધિ સ્ત્રી તરીકે હાજર થવા આમંત્રણ કરવામાં આવ્યું છે. હીંદી સ્ત્રીઓએ શું ઉન્નતિ કરી છે તથા કરવાની છે તે પર પોતે નિબંધ વાંચનાર છે.

જાફનામાં કન્યા ગુરૂકુલની સ્થાપના—મદ્રાસીઓએ આ વર્ષના પ્રારંભથી કરી છે. એ જાણી ઘણો આનંદ થાય છે અને તે ઘણા મોટા પાયાપર છે એ વિશેષ આનંદજનક છે. આર્ય સામાજીકોએ પુરૂષો માટે ગુરૂકુલો સ્થાપ્યાં છે પરંતુ સ્ત્રીઓ માટે જલંધર સિવાય અન્યત્ર બહુ ઓછું કર્યું છે. એકદમ ૨૦૦ બોર્ડરો રહી શકે એવી સગવડ આ ગુરૂકુલમાં છે, મી. પી. રામનથનના શુભ પ્રયત્નથી આ કોલેજ સ્થપાઇ છે. તેઓ કેળવણીની, નૈતિક અને ધાર્મિક બાબતમાં અગ્રેસર ગણાય છે. કોલેજનો હેતુ, પ્રાચીન ગુરૂકુલોમાં જેવી રીતે અભ્યાસ થતો હતો તેવી રીતે વિદ્વાન શિક્ષકોના સમાગમમાં વિદ્યાર્થી આવે, રહે, અને તેમનાં ધાર્મિક, નૈતિક અને અધ્યાત્મિક ગુણો ખીલવવાનો છે. આ કોલેજમાં તામીલ ભાષાના પુસ્તકોનું જ્ઞાન અને શૈવ ધર્મને લગતા બોધ આપવામાં આવશે. એકંદર શૈવ ધર્મમાં પંથ-પણું બહુ ઓછું છે. મદ્રાસ યુનિવર્સીટીના મેટ્રીક્યુલેશન, ઇંટર્મીજીએટ અને બી. એ. ની પરીક્ષા આપી શકાય એવું શિક્ષણ આપવામાં આવનાર છે. કોલેજને સારૂ સ્ત્રી પ્રીન્સીપલ પસંદ કરવામાં આવી છે. તે મીસીસ ફ્લોરેન્સ ફેર એમરી છે. એણે પોતાનો ઘણો વખત પૂર્વ તરફના ઋષિઓના ગ્રંથોના તથા વેદ વગેરે પુસ્તકોનો બહોળો અભ્યાસ કરવામાં ગાળ્યો છે.

---

# ચર્ચા-પત્ર.

## ગુજરાતમાં પ્રવર્તતો મતીય પંથ–તેની ઉત્પત્તિ.

'સત્ય' ના તંત્રી જોગ,

સાહેબ,—ગુજરાતમાં અનેક મતપંથો છે. તેવોજ એક પંથ મતીયો છે એ પણ પંથ-માંજ ગણાય છે. અને તેમાં હજારો સેવકો છે. એને માટે એવું લખાણ પ્રગટ થયેલું છે કે ૩૦૦ વર્ષ પર કેટલાક લેઉંઆ કણબીઓ કાશી જાત્રા જતાં અમદાવાદ પાસે ગરમથા (પીરાનાનું) ગામમાં રાત્રે મુકામ કર્યો. ઇમામશાહ નામનો ફકીર તે વખતે ગરમથામાં રહેતો હતો. તેણે જાત્રાળુઓને કહ્યું કે જે તમે મારૂં શિક્ષણ સાંભળશો તો કાશી ગયા વગર કાશી જોશો! જેને ઇમામશાહમાં આસ્થા નહોતી તેઓ કાશી ગયા અને આસ્થાવાળાઓએ કાશી ગયા વગર ગંગામાં સ્નાન કર્યાનું ફળ મેળવ્યું! તે ઉપરથી તેઓએ ઇમામશાહનો મત કબુલ કર્યો અને તેઓ મતીઆ કહેવાવા લાગ્યા.

થીઓસોફીકલ સોસાયટીની પેઠે એ મતમાં પણ બધી બાબતો ગુપ્ત રાખવામાં આવે છે, અને આ અર્ધા હીંદુ અર્ધા મુસલમાન મતનાં તમામ પુસ્તકો ઇસ્માયલી (ખોજાખાની) પંથ પેઠે હાથનાં લખેલાં છે. તે પણ કોઇને અન્ય પંથાનુયાયીને ન વાંચવા દેવા એવો એ

પંથના અનુયાયીઓને ખાસ શપથ આપવામાં આવેલા છે. તેથી એ મતથી આજ સુધી તમામ વર્ગ અજાણ્યું છે. જેઓ એ ધર્મપર આસ્થા બેસાડે તેજ અધિકારી ગણાઇને તેનાં ગૂઢ તત્વો તેના કાનમાં કથવામાં આવે છે.

એ મત પ્રમાણે કલંકિ ( કલ્કી ) અવતાર થઇ એક વખતે ઇમામશાહ પોતે ઇશ્વર રૂપે આવીને મનુષ્ય જાતિનો દુઃખસાગરમાંથી ઉદ્ધાર કરશે. એવી આશામાં ને આશામાં સર્વ અનુયાયીને ઘેરી રાખ્યા છે.

એ મતનાં ધામો (ગુજરાતમાં) ત્રણ છે, તેમાં સૌથી મોટું ધામ, ૧ પીરાણા ( અમદાવાદથી સાત ગાઉ ઉપર ) ૨, ભાભેરામ ( પેટલાદ તાલુકો ) ૩, શીનોર ( કાનમ જીલ્લો ) છે. તેની ગાદી ઉપર જે બેસે તે ભગવાં લુગડાં પહેરે છે, અને સંસારનો ત્યાગ કરે છે, અને દાઢી રાખે છે. તેમાં હવે જમાનાને અનુસરીને પીરાણા સિવાયના ગાદીવાળાઓએ દાઢી રાખવાનું છોડી દીધું છે.

એ મતનાં આચરણો આ પ્રમાણે છે.

રમજાન મહીનામાં રોજા પાળે છે, તથા ચાંદ બીજ પવીત્ર ગણે છે. એ ઉપરાંત હિંદુના તહેવાર જેવા કે હોળી, અખાત્રીજ, દીવાસો, અને બળેવ, પણ પાળે છે. તાબુતને તથા કબરને પણ માને છે. અને તેને મૂર્તિના જેટલું માન આપી ચાહે છે. ચોથીયું કરાવવું તથા બારમું પણ જમાડે છે. તાડી, દારૂ, માંસ, મચ્છી, તથા કેફી વસ્તુની સદંતર બંધી છે. બીડી, હીંગ, ભાંગગાંજાની પણ બંધી છે. આ તેનાં ઉત્તમ તત્વો છે એ ન્યાયખાતર પ્રશંસા કરીને સ્વીકારવું જોઇએ. તેઓ મુડદાં દાટે છે.

એ મતના ધર્મગુરૂઓ " કાકા " નામથી ઓળખાય છે. તેઓ ઝાઝું ભણેલા નથી, તેમજ તેમને ફારસીનું પણ પુરૂં જ્ઞાન નથી.

એમાં મોટે ભાગે કણબીઓ છે. આગાખાની સાથે મતીયાઓ પણ સુરતમાં ન્યાત તથા મહાજન બ્હાર મુકાઇ ગયાનું સંભળાય છે.

લી૦ સેવક,
જાણકાર.

## ગ્રંથાવલોકન અને ગ્રંથસાર.

સાચું સ્વર્ગઃ—લેખક વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર. ભાવનગર " દરબારી " પ્રેસ તથા " વિદ્યા વિજય " પ્રીન્ટીંગ પ્રેસ ૧૯૦૬ કીંમત રૂપિયો દોઢ. પાનાં ૫૬૪.

રા. રા. અમૃતલાલ સુંદરજીનું નામ અમારા વાંચકોને સુપરિચિતજ છે. સાથે સાથે અમારા વાંચકો એ પણ સારી પેઠે સમજે છે કે રા. રા. અમૃતલાલ એક દરદીના નાડી–વૈદ્ય કરતાં જન સમાજના મોટા ભાગનાં દરદોના નાડી–વૈદ્ય તરીકેની ફરજ વધારે સારી રીતે બજાવે છે. જો કે આ પુસ્તકની રા. રા. અમૃતલાલનાં બીજાં પુસ્તકોની માફક અનેક આવૃત્તિઓ થએલી જણાતી નથી છતાં તેમાં કંઇ ઓછું જાણવાનું છે એમ માનવાનું કશું કારણ નથી. આજે સાત વર્ષ થયાં પણ તે પુસ્તકની ઉપયોગિતા તેટલીજ જણાઇ આવે છે કે જેટલી તે આજે પ્રકટ થઇને જણાઇ આવત. ઉપરાંત સસ્તાં સાહિત્યનો પાયો તો જાણે એમણેજ નાંખ્યો હોય નહીં, એમ એમની કીંમત પરથી જણાઇ આવે છે.

એમાંના અનેક સુંદર દાખલાઓમાંથી નમૂના તરીકે અમે થોડાક નીચે આપીએ છીએ.

મૂર્તિ પૂજા વિષે ગીતાના અઢારમા અધ્યાયનો બાવીશમો શ્લોક આપી તેઓ જણાવે છે કે "આપણા કેટલાક અજ્ઞાન લોકો મૂર્તિઓને સાધન બિંદુ તરીકે નહીં પણ ઈશ્વર તરીકેજ માને છે, એટલે સામેવાળાઓને તે ઇશ્વરના અપમાન જેવું લાગે છે, અને એમ માનવું એ ખરેખરૂં ઇશ્વરનું અપમાનજ છે."

લાડુ તે એકમ ધત શેર એકમ.
ખોબલી તે ખાંડમ્ સર્વ દુઃખ છાંડમ્.

એવા બ્રાહ્મણ પંડિતજીને ઉદ્દેશી તેઓ કહે છે કે "ચોમાસામાં જીવડાંવાળી થઇ ગયેલી ભાજી તમે તજી શકતા હશો; પણ બાળવિધવાઓના ઘરની ખાજાનાં સટાકણાં ખાવાનું તમે તજી શકો છો?"

તીલક વિષે લખતાં તેઓ લખે છે કે "બારીસ્ટર વિના બારીસ્ટરના નામનું પાટીયું કોર્ટમાં જઇને કાંઇ કેસ જીતી આપે નહીં, અને ડાકટર વિના ડાકટરના નામનું પાટીયું કાંઇ રોગ મટાડી શકે નહીં; તેમજ અંદરના સદ્ગુણોને ખીલવીને એ શક્તિઓને વાપર્યા વિના બહારના જેવાં ઉપરનાં તીલકોથી કાંઇ રૂડવાર થાય (વળે) નહીં......હવે તો...બહારનાં પડીકમાં ભુંસાઇ જાય તેવાં તીલકોને બદલે ન ભુંસાય તેવાં તીલકો કરો." ગાજરીયાં ખેંચે મોક્ષમાં જવાતું નથી અને ચાંદલાથી કે ચરણામૃતથી પાર પડાવાનું નથી એમ પણ તેઓ (પાનું ૧૪ મું) ૨૫૯ જણાવે છે.

યજ્ઞો આત્મભોગ આપવાનું શીખવવા ઉપરાંત વાતાવરણની શુદ્ધિ અને તે દ્વારા મનની શુદ્ધિ કરી શકે છે એટલુંજ નહીં પણ તેના બીજા ફાયદાઓ રા. પઢીયાર (૧૨૦મુ પાનું) નીચે મુજબ વર્ણવે છેઃ—

ધર્મનાં બે મહાન તત્વો એકજ ક્રિયાથી સિદ્ધ થાય એ બહુ ખુબીની વાત છે. યજ્ઞોમાં વેદના મંત્રોથી પ્રભુના ગુણ ગવાતા હતા અને બહારની ક્રિયાઓથી મનને કાબુમાં રાખવાનું તથા ભાઈબંધી વધારવાનું શીખવવામાં આવતું હતું. * * * તેમાં ધર્મચર્ચા ચાલી તેના નિર્ણય થતા હતા. આજુબાજુનાં સેંકડો ગામડાંઓનાં હજારો લોકો આવતા, તેઓ તિતિક્ષા શીખતા, અને તેઓમાં ધર્મભાવનાની જાગૃતિ ફેલાતી એ સિવાય જ્યાં યજ્ઞ થાય ત્યાં મેળા ભરાતા હતા; એ મેળામાં પ્રદર્શનો થતાં તેથી વેપાર વધતો હતો અને તેમાં ગુણીઓને (આશ્રય) મળતો તથા ગરીબોને મદદ મળતી હતી. વળી એ યજ્ઞ મંડપમાં પંડિતોને નવા નવા વિદ્યાર્થીઓ મળતા હતા અને વિદ્યાર્થીઓને જુદા જુદા વિષયો જાણનારા ખાસ ગુરૂઓ મળતા હતા. દેશ દેશાવરના જુદા જુદા ગુણ વાળા બહુ પ્રતિષ્ઠિત લોકો ભેગા થતા હતા, અને તેઓમાં પણ પોતપોતાની વિદ્યા તથા ગુણ માટે હરિફાઇ ચાલતી હતી; એટલે એવા પ્રસંગોમાં વિદ્યા હુન્નરમાં નામ મેળવવા સારૂ લોકોમાં બહુ કાળજી રહેતી હતી. તેથી લોકોમાં હુન્નર કળા વધતાં હતાં * * * તે સિવાય જ્યાં યજ્ઞ થાય ત્યાં રાજાઓ હાજર થતા હતા તેથી તેઓ પ્રજાના વિચારો અને દુઃખો જાણી શકતા હતા."

દેવનું નૈવેદ્ય, આદિ તો બહુજ સરસ દૃષ્ટાંતો છે. રા. પઢીયારનાં પુસ્તકો જ્ઞાનનો ખજાનો હોવાથી તેને "દેવ" ની ઉપમા આપે છે? (જુઓ પાનું ૫૪૧.)

જેનાથી કલ્યાણ થાય, જેનાથી ભલું થાય, જેનાથી ઉન્નતિ થાય, તેનું નામ ધર્મ છે એવું ઉપદેશવાની સાથે (यतोऽभ्युदयः श्रेयः सिद्धि सधर्मः) તેઓ પોતાની પ્રસ્તાવનામાં "સાચું સ્વર્ગ" ની વ્યાખ્યા આપે છે.

"પોતાના તથા પોતાનાં ભાઇબહેનોનાં દુઃખો દૂર કરવાનાં કામોમાં માણસો પોતાની આખુ જીંદગી ગાળતાં શીખે તેનું નામ 'સાચું સ્વર્ગ' છે. * * * દરેક માણસ પોતાનું કર્તવ્ય બજાવતાં શીખે અને સમસ્ત પ્રજામાં નવું જીવન આવી જાય તેને હું 'સાચું સ્વર્ગ' સમજું છું." અથવા તો સાક્ષરશ્રી ગોવર્ધનરામના નીચલા શબ્દોમાં જ્યાં સાચું સુખ વસે છે તેજ સ્વર્ગ છે એમ કહેવાનો રા. પઢીયારનો ઉદ્દેશ જણાય છેઃ—

સુખ વસો ત્યાંજ જ્યાં ભૂલે રંક નિજ દુઃખો,
જ્યાં પામે આદર માત્ર પ્રવાસી ભૂખ્યો. (સરસ્વતી ચંદ્ર.)



सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते) પરસ્પર એક બીજાને હઠાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम्) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+इत् ) તેનું જ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે

પુસ્તક ૨ જું. | મે, સન ૧૯૧૩. | અંક ૧૧ મો.

## મ્હારી વ્યાપકતા.

( ગઝલ—કવ્વાલી. )

ચરાચરમાં ભર્યો હું છું, બધો સંસાર મ્હારો છે;
ચરેચર પાથર્યો હું છું, બધો વિસ્તાર મ્હારો છે.
પવનની મંદ લ્હેરોમાં, વહું સૌગંધરૂપે હું;
નચાવી ચેતના વૃક્ષો, જગત સંચાર મ્હારો છે.
ખિલું હું પુષ્પ થઇ વૃક્ષે, વસું હું માતની કુક્ષે;
લખું હું લાખને લક્ષે, બધો અધિકાર મ્હારો છે.
ગજાવી મેઘમાલાને, ઝગાવી વિદ્યુન્માલાને;
જગત્ સુતું જગવનારો, અજબ ટંકાર મ્હારો છે.
કરૂં ઉંચા ઉભા પ્હાડો, રચું ત્યાં પુષ્પ ફળ ઝાડો;
બનાવું રાત ને દહાડો, બધો એ કાર મ્હારો છે.
ઘૂમે છે. સૂર્ય મંડળ આ, ફિરતા મંડળો તેવાં;
ધરાને શેર ધારે પણ, ખરો આધાર મ્હારો છે.
ઉદયનો મંત્ર ફૂંકીને, રચું છું સૃષ્ટિઓ લાખો;
કરૂં પાછો પ્રલય ત્હેનો, અજબ વ્યાપાર મ્હારો છે.

બની હું બાદશાહ પોતે, પ્રજા સરજું છું પોતાને;
જમાવું જાતપર સત્તા, જગત્ દરબાર મ્હારો છે.
બનાવી વીજના સંચા, ચલાવે લોક સંદેશા;
બધી એ 'બેટરી' ને સાંધનારો તાર મ્હારો છે.
સવીને ભેદી આલાપો, નિવારે તપ્તના તાપો;
અગમ ગમ ભાખનારો એ, અલખ્ખ સીતાર મ્હારો છે.
બની ગજરાજ ગાજું છું, બની મૃગ અગ્ર ભાસું છું;
જીવન-મૃત્યુ બનું છું હું, અજબ ચમકાર મ્હારો છે.
રજત સોનું અને રત્નો, રચ્યાં કોટી કરી યત્નો;
કુબેરે સાચવ્યો હોએ, બધો ભંડાર મ્હારો છે.
પ્રકાશું ચંદ્ર થઇ જગને, પ્રજાળું સૂર્ય થઇ ગગને;
રસું રકતે રગેરગને, બધામાં પ્યાર મ્હારો છે.
બનાવી સપ્ત લોકોને, વિદારી દુઃખ શોકોને;
રચુ લીલા વિલોકોને, વિવિધ સંસ્કાર મ્હારો છે.
ઉગ્યો હું વૃક્ષ પાંદડીએ, હસ્યો હું પુષ્પની કલીએ;
વસ્યો ભૂમિ ગગન દરિયે; ભર્યો મજ ધાર મ્હારો છે.

**મુંબઇ**, તા. ૧૫ મી
એપ્રિલ ૧૯૧૩. } **વસંત.**

---

## વર્ષા.

( રાસ ).

વિમલ અધર દલ પર સ્વર
ધીર ગંભીર ગાજે રે !
મધુર તાલ વાજે રે !

૧

સરિત, નીર, થંભી, જાયઃ
ઝીલી ગહન અમીત નાદઃ
અતુપ રાગ રેલે રેઃ
પ્રણયતંત્રી ખીલે રેઃ

૨

પંખી પ્રાણ પ્રફુલ્લ થાયઃ
કલામય સુનૃત્ય થાયઃ
તરૂવલ્ય પ્રણમે રેઃ
રસિકતા ઉભરાય રેઃ

૩

ધેનુ દૂધ સેર થંભેઃ
વત્સ દૂર સુર ઝંખેઃ
ગોપ ગોપી મોહેરેઃ
ઊર પ્રાણ પોઢેરેઃ

૪

વ્યોમ વાટિકે ફરંતઃ
સૂર્ય ચંદ્ર તારક અંકઃ
ઇન્દ્રજાલિ યોગેરેઃ
સ્થિર થઇ વિરામેરેઃ

૫

સકલ સૃષ્ટિ મગ્ન થાયઃ
જ્યાંત્યાં પ્રેમગીત ગવાયઃ

અહીં ભાન જાગેરેઃ
અહીં તાન જામેરેઃ
વિમલ અધરદલ પરસ્પર

ધીર ગંભીર ગાજેરે!
મધુર તાલ વાજેરે!
"પ્રણયી" (બી. એ.)

## ગુમાવેલી બાલ્યાવસ્થા.

આવે ભયાનક નિશા કંઇ ઝીંદગીમાં,
નિદ્રા બની જુલમગાર ઉડી જતીને;
મીઠી કિશોર વયના સુખીઆ વિચારો,
મારા દુઃખી સ્મરણમાં સફરે ચડે છે.
બાલ્યા મહીં રમત હેતભરી રમેલાં,
બાલ્યા તણાં છલકતાં સુખમાં રહેલાં;
ને દોસ્તીના ફુલ પ્રેમ તણાં ખીલેલાં,
સંભારતાં હૃદય શ્વાસ રૂંધાઇ જાયે.
એ છલકતાં અમી ભરી પ્રિય આંખ ક્યાં છે
એ પ્રેમીલા રસિક મિત્ર ગયા છે;
નિર્દોષ ગમ્મત ગઇ નજરે જણાતી,
આરામની સુખદ છાંયડી ક્યાં છુપાતી?
બાઝેલ જે તરુપરે ફુલડાં વસન્તે,
જ્યમ તરફડી, શરદમાં પટકી પડે છે;
મ્હારાં સુખો, ત્યમ શિશુ વયનાં રસાળાં,
તેને હવે કુદરતે ઝડપી લીધાં છે!
ત્યારે મને ખબર જ્ઞાન તણી નહોતી,
ત્યારે મને તરસ જ્ઞાન તણી નહોતી!
અંધારમાં ઝરણ મીઠું હોતું ને,
તેને હતું સતત પંથ તણુંજ ભાન!
વાગે હવે જરીક જ્ઞાન તણા સપાટા,
આ આત્મામાં મલિન દુઃખની ઝાંખ લાગે;
ફુંકે હવે જગતના કંઇ ઝેરી વાયુ,
એ વેણુમાં હૃદય ક્ષીણ થઇ ખવાયે.
બાલ્યા હતી જીવન લ્હાવ તણો ખજાનો,
બાલ્યા હતી જીવનનું બસ એક રત્ન;
બાલ્યા હતી જીવન નૂર ભરેલ પ્યાલી,

આવ્યા હતી જીવન માંહી સુનેરી કીર્ણ.
મીઠી વીણા મળી અરે! પણ ના વગાડી,
ના, ના, ગમી રસ ભરેલ સુનેરી ઝારી!
સાફલ્ય આ જીવનનું કદી ના થયું ને,
રોતાં હવે હૃદય-કંઠ સુખાઇ જાયે!

ભાવનગર. વિલાપી

## " સહાગત પથિકને "

( શાર્દૂલવિક્રીડિત ) બેસી નાવ મહીં પથિક સરવે ઇપ્સિત સ્થાને જતા,
સ્નેહિ સર્વ થઇ સુગોષ્ઠિ કરતા વાધી જતી મિત્રતા;
જે કોને નવ કોઇ એક સમયે અન્યોઅન્ય પીછાણતા,
તે સર્વે થઇ સુજ્ઞ સુહૃદ સદા સ્હેવાસ સૌ ઇચ્છતા.

( શાલિની ) ચાલ્યું જાએ નાવ વેગે અમારૂં,
વારિમાર્ગે જાવું લાગેજ સારૂં;
ઉભું રહેતુ રહેતું વિશ્રામ સ્થાને,
ઉતારી કો જીર્ણ, લેતું નવાને.

( મન્દાક્રાન્તા ) પંથે જાતાં નવીન નવીન પ્રેમી મિત્રો ભળ્યા કૈં,
ને તેથી બહુ પૃથક પૃથક પ્રેમી મિત્રો ખર્યા કૈં;
થાતાં " થાએ તુરત હૃદયે શોક " સ્નેહિ વિયોગ,
લાગે હૈયે કયમ નહિં થતાં દૂર સ્નેહિ નિયોગ.

( શાર્દૂલવિક્રીડિત ) ઇચ્છેલે સ્થળ આવીં પ્હોંચી પથિકો સૌ નાવથી ઉતર્યા,
કિનારે રહીં દૃષ્ટિપાત કરીં સૌ સૌનેજ પંથે પળ્યા;
" છે, છે, છેવટનું ખરે મળવું આ, એવું હૃદે જાણીને,
નિમિત્તે સહુ આવીં સંચિત થયા, એવું હૃદે ધારીને. "

( શિખરિણી ) ખરે વેળા આ તો, સુહૃદ સહુને શોચ અતિશે,
ન જેને કૈં તેને રમતસમ આ ભાસુંજ હશે;
જઇ આલે ખાશે, ઝટ સમય આ સ્નેહિ હૃદયે,
ચિરસ્થાયી, રહેશે, પ્રણયીજન કેરા ઉરગયે.

( મન્દાક્રાન્તા ) પ્રેમી હૈયું સંબંધ તૂટતાં શોક અશ્રુ ન વ્હે કાં?
પ્રેમી હૈયું વીતક સ્મરીંને ચિત્ત બાળે નહિં કાં?
વિયોગીને નિરમ્યું વિધિએ અશ્રુઓ ઢાળવાનું,
વિયોગીને વીતક સ્મરીંને ચિત્તને બાળવાનું.

× × × × × ×

સ્નેહિ મિત્રો, દીનસુહૃદનો સ્નેહ સંભાર જેવા,
સ્નેહિ મિત્રો, દીનસુહૃદના પ્રેમને ભૂલશો ના;
સ્નેહિ મિત્રો, દીનસુહૃદના દોષ સૌ માફ કરજો,
સ્નેહિ મિત્રો, ફરીથી મળીશું ઇશ્વરેચ્છા હશે તો.

× × × × × ×

સુરત.
હવાડીઆ ચકલો } લિ. છોટુભાઇ દાજીભાઈ

# સોરઠી ભૂમિ.

( નારાચ. )

પ્રસિધ્ધ જે પુરાણમાં અનાદિકાળથી ઠરી, કરે છ કીર્તિગાન જેનું મુક્તકંઠ કિન્નરી;
અનેક રત્ન જન્મદા, અનેકધા સુખપ્રદા; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૧

રહ્યા છે બાજુ ત્રણ સિંધુરાજ ગર્જના કરી, નજીક એક દિશમાં વસેલ બ્હેન ગુર્જરી;
અખંડ ન્હાની નિર્મળી નદી વહે અનંત જ્યાં, સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૨

ઉદાર ઉદ્યમી અતિથિ પ્રિય પ્રેમી લોક જ્યાં, સુખી નિરોગી જીંદગી હળીમળી ગુજારતાં;
મીઠાશ જીભની, અમીરી દિલની વસેલ જ્યાં; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૩

અનેક ભાટ ચારણો ફકીર તેમ માગણો, ભિખારી સાધુ બ્રાહ્મણો તણો જહાં અડ્ડો ઘણો;
દરિદ્ર તોય છે દયાળુ દેશ જાણી તે વસ્યાં; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૪

અનેક વીર્યવાન વીર જ્યાં થયેલ શૌર્યથી, પરાક્રમોની નોંધ ઇતિહાસમાં બધી લખી;
સ્વતંત્ર જ્યાં અનેક રાજ આજ છે હયાતીમાં; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં-૫

મનોહરા પ્રિયંવદા વિલાસી અંગના વસે, સમાન તેમની ન સ્નેહ સ્વામિનો કહીં હશે;
ધરે છે ઝુમણાં જ ઝાલ-કાંબીઝેડ ઓપતાં; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૬

અહીંના નારી. જાતિ. બાજરી. ઘઉં. ૨૮ બાજરો., ઢોળ, શેરડી. નાળીએર બોરસ. ખેતરો,
ત્વરિત વેગવાન અશ્વ પાણીદાર પાકતા, સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૭

પીયૂષ સ્વાદ કાવ્યનો ચખાડનાર દેશ આ, અહા ! વિશાળ ખાણ રાગરાગણી તણીજ આ;
કવિત્વ દેવી ભારતી વસ્યાંજ ઠીક વાસ ત્યાં, સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૮

પ્રભાસ દ્વારિકાં રહેલ મુખ્ય તીર્થરાજ જ્યાં, વળી અનેરૂં ભાલ માંહી ભીમનાથ-ધામ જ્યાં;
નજીક જીર્ણદુર્ગ ગિરિરાજ ગિરનાર જ્યાં; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં- ૯

સુદામ ને નૃસિંહ ભક્તરાજ જન્મ જ્યાં થયા, ત્યજીજ રાજ્યવાન મીરાં આંહી આવીને રહ્યા;
અનેક ભક્ત જન્મથી વસેલ જ્યાં પવિત્રતા; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં ૧૦

ત્યજી મથુરાં ગામ કૃષ્ણ દ્વારિકા કરી વસ્યા, પ્રભાસ ક્ષેત્રમાં સમાધી સાધતા વળી રહ્યા;
શ્રીકૃષ્ણપાદથી વિભૂષિત ભૂમિ છે પવિત્ર આ; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં ૧૧

ભલે ગરીબને દરિદ્ર દેશ આજ તે દિસે, તથાપિ ઉચ્ચ ભાવના ન દિલથી હજુ ખસે;
ભવિષ્યમાં પ્રકાશશે કદીક પૂર્ણ જોસમાં; સુરમ્ય ભૂમિ સોરઠી અનન્ય છે દિગન્તમાં. ૧૨

શ્રી પ્રલ્હાદ જયંતી, ૧૯૬૯. } પ્રભાશંકર જયશંકર પાઠક.
મુંબઈ.

## સૂક્ષ્મદર્શક માં થી.

આ પત્રના પ્રારંભના અંકોમાં ઉક્ત મથાળાં હેઠલ ચાલુ પ્રાસંગિક વિષયો ઉપર ટુંકી ચર્ચા-ટિકા કરવાની પદ્ધતિ અખત્યાર કરી હતી. તે પછી જગ્યાની મારામારીને લીધે તથા મોટા આર્ટીકલોનો સમાવેશ કરવા હમને હમારા સૂક્ષ્મદર્શક પર અખોલ ચઢાવી દેવી પડી હતી. પરંતુ બે વર્ષના હમારા અનુભવથી હમને જણાય છે કે, વાંચનારી પ્રજાને લાંબા આર્ટીકલો વાંચવાનો જોઇએ તેટલો રસ, સમય કે એકાગ્રચિત્ત કરવાની વૃત્તિ, સામાન્ય રીતે નથી. લેખકે અમુક અંશે વાચક પ્રજાને અનુકૂલ રહેવાની આવશ્યકતા દેખીતી છે. ટુંકી ટિકા જો કે સંગીન લેખો જેટલી બોધદાયક કે જ્ઞાનવર્દ્ધક હોવી અસંભવિત છે, પરંતુ કહ્યા પ્રમાણમાં તેની રસમયતા તથા ઉપયોગિતા ઓછી નથી. એ કારણોથી હમે હવેથી તે નિયમિત રીતે લખવાનો ઠરાવ કર્યો છે, અને આશા છે કે, હમારો વાચક વર્ગ એ નિવેદનથી સંતુષ્ટ થશે-**તંત્રી.**

### દિવાન સર ચંદાવર્કર !

જગની ઝુસરી બહુ સખત હોય છે. તેથીજ અંતરિચ્છા છતાં સર નારાયણ ચંદાવરકર પ્રજાને પોતાની વિદ્વત્તા, વકતૃતા તથા બાહોશીનો લાભ આપી શકતા નહીં હોય, તેથીજ જેના પોતે સ્વ. રાનાડેની જગ્યાએ મહામંત્રી એવી સોશીયલ કોન્ફરન્સમાં વારંવાર હાજર પણ નહીં રહી શકતા હોય, એવી રીતે પ્રજા પોતાના મનનું શાંત્વન કરતી અને મનને દિલાસો દેતી કે સિંહ તબેલામાંથી છુટતાં પાછો રણમાં, વકીલ હતા તે વખતની જેમ, તેથી પણ વિશેષ મોટી ફાળો ભરીને ઘુમતો થશે ! પરંતુ પ્રજાના પ્રારબ્ધમાં ગ્રહ વાંકા હતા ! એઓ જે સ્થાનિક સંસ્થાઓમાં પ્રમુખ હતા-જેમાં હતા તેમાં સ્વાભાવિક રીતે એથી ઓછા નહોતા-તેમની તરફથી તેઓના માનમાં જે મેળાવડાઓ થયા તેમાં તેઓએ વાનપ્રસ્થ થવા પછી પ્રજાની સેવા કરવાનો નહીં પરંતુ પ્રભુસ્તવન કરવાનોજ તેમનો મૂળ ઇરાદો હતો એમ જણાવ્યું હતું. કદાચ એ બેને તેઓ પર્યાયવાચી સમજતા હશે; પરંતુ ભલું થાય લેડી ચંદાવરકરનું કે તેમણે પ્રજાનો તરાપો ડુબાડયો ! નહીં, તમારે દિવાન થવુંજ પડશે એવી સ્ત્રી હઠ લીધી અને તેને પ્રસન્ન કરવા તથા ઇંદોરના સુલતાન્-અધીશ પર ઉપકાર કરવા સર નારાયણ ચંદાવરકરે હાલતો વાનપ્રસ્થાશ્રમમાં પ્રભુની કે પ્રજાની સેવા કરવાનું મુલતવી રાખીને, બન્નેને

નાસીપાસ કરીને, પોતાની પત્નીનું મનોરંજન કરવા વાનપ્રસ્થાશ્રમને બદલે દિવાનાશ્રમ ધારણ કીધું છે ! હમે કબુલ કરીએ છીએ કે દિવાન થવાની લાલચને સામાન્ય મનુષ્ય વશ થવા વિના ના રહે. પરંતુ હમેશાં ' સ્પીરીચ્યુએલીઝમ ' અને સ્વાત્મભોગ, દ્રવ્યની નિસ્પૃહા અને દેશસેવાની ઉપરાચાપરી વાતો કરનાર તરફથી વધારે સારી આશા રાખવામાં આવતી. હતી. કેવલ ધન સારૂ તેઓ દિવાન નહીં થયા હોય પરંતુ નિસ્સંદેહ દિવાન તરીકે કરતાં જાહેર પુરૂષ તરીકે તેઓ આર્યાવર્તની પ્રજાનું અતિશય વિશેષ કલ્યાણ કરી શકતે. સ્ત્રીનું કેવલ રંજન કરવા કે રાજાનો માત્ર બોલ રાખવા, પોતાની ઇચ્છા તેમજ પ્રજાના હિત વિરૂદ્ધ વર્તન કરવું અને પોતાની સ્વાર્થપરાયણતા ઉપર, બીજાને બદનામ કરીને, તે પર પરમાર્થપરાયણતાનો રંગ રંગવો, એને તમે વ્યવહારકુશલતા ભલે માનો પરંતુ અગ્રમાં ખપતા વિદ્વાન્ મનુષ્યનું તે આદર્શ વર્તન તો નથીજ. જ્ઞાતિને ન માનનાર પણ જ્ઞાતિના સંસ્કારને વશ થાય છે અને બ્રાહ્મણનો લોભ કેમે કર્યો જતોજ નથી એમ છૂટથી બોલાય છે. સર નારાયણની પત્ની આદર્શ છે, પતિપરાયણ છે,–ઘણા ખરાની પત્ની હીંદમાં છે–અને તેની અખંડ ભક્તિનો બદલો વાળવો પતિનો ધર્મ છે પરંતુ એનો બદલો પોતાને તથા અન્યોને ભોગે આપવો એવું કોઇ શાસ્ત્રનું કે સંતનું કથન નથી. સર નારાયણને દિવાન થવાનો હક નથી. એમ કોઇ કહેતું નથી; પરંતુ પ્રજાની આશાથી તેમજ તેમના પોતાના વચનની તે વિરૂદ્ધ છે. તેમજ તેમણે એ માટે જણાવેલાં કારણો કેવલ હાસ્યજનક છે અને બ્હાનાં તરીકે પણ જોઇએ તેવાં સફાઇદાર નથી એજ લોકોનું માનવું છે, તેમાં તેઓ ખોટા નથી. છતાં હિંદુસ્તાન નહીં તો કેવલ ઇંદોરની પ્રજા સર નારાયણના જ્ઞાન તથા બુદ્ધિનો લાભ મેળવવા ભાગ્યશાલી થાય તે માટે દ્વેષ કરવાનું પ્રયોજન નથી. મહારાજ હોલ્કરની રૈયતને હમે અભિનંદન કરીએ છીએ, અને અમાત્ય તથા અમાત્યપત્નીપદ દીપાવવા સર અને લેડી નારાયણ ચંદાવર્કર દીર્ઘાયુષ્યમાન્ થાઓ એમ પ્રાર્થીએ છીએ.

× × ×

## નિર્ધન કુબેરભંડારી !

ઇંગ્લંડના અમુક પ્રધાનોએ પોતાના પદની સત્તાનો લાભ લઇ, શેરોના સટ્ટો કીધો અને શેર કાઢનારી માર્કોની કંપની સાથે મળી ગયા, એવો આક્ષેપ અમુક વર્તમાનપત્રોએ તથા વિરોધી કન્સર્વેટિવ પક્ષકારોએ મુકવાથી, એ આક્ષેપનું ખોટાપણું બતાવવા તે પ્રધાનોએ, પોતે કબુલેલી તપાસ માટે નીમાયલી ખાસ કમીટીમાં પોતાની જુબાની થોડા દિવસ પર આપી હતી અને ઉલટ પાલટ તપાસને સ્વેચ્છાથી શરણ થયા હતા. એમાં સૌથી જાણવાજોગ સાક્ષી નાણાં ખાતાનો પ્રખ્યાત પ્રધાન મી. લૉઇડ–જ્યોર્જ હતો. સટ્ટા સારૂ નહીં પણ કેવલ વ્યાજ સારૂ અમેરીકાની માર્કોની કંપનીના શેરો તેણે ખરીદ્યા હતા એમ જણાવીને તેણે ખબર આપી હતી કે હું નિર્ધન છું. વ્યાજથી મારી ખાનગી આવક વર્ષે માત્ર ૭ હજાર રૂપીયા છે ! અર્થાત્ કરોડો અને અબ્જો રૂપીયાની લગભગ ચાહે તેમ ઉથલપાથલ કરનાર કુબેરની કુંચી પોતાના ખીસામાં રાખનાર પોતાના તો પુરા બે લાખ પણ કહેવાડવતો નથી! રહેવા માત્ર એક ઘર છે તેજ સ્થાવર મિલકતમાં છે ! દ્રવ્ય ખાતાના પ્રધાન તરીકે તેને મહીને

રૂ. ૫૦૦૦ નો પગાર મળે છે પરંતુ તેને પ્રતિષ્ઠિત રીતે રહેવાનું હોવાથી એ કાંઇ બહુ બચાવી શકયો નથી. આ બાબત ઉપર હમે ભાર એટલા માટે મુકીએ છીએ કે દેશની ઉન્નતિના મૂલ કારણ રૂપ તેના અગ્રગંતાઓની સ્વયંસ્વીકૃત દરિદ્રતા છે. ઇંગ્લંડના પ્રધાનો દુન્યાના સુધરેલા રાજ્યોમાં સૌથી પ્રામાણિક ગણાય છે. જ્યારથી મોટા પીટ (ચેથામ) એ નાણાં ખાતાંના ઉપરી હોવા છતાં, પડતલ નાણાંનું વ્યાજ પણ લેવાનું બંધ કીધું અને દેશને લાખોગીનીનો ફાયદો કર્યો ત્યારથી ઇંગ્લંડના પ્રધાનોની પ્રામાણિકતા જગતમાં આદર્શરૂપ થઇ પડી છે! રાજાથી પણ વિશેષ સત્તા છતાં દાસ પેઠે તેઓ વર્તે છે. મી. એસ્કવીથે ૧૮૯૫ માં પોતાની 'પાર્ટી' ની પડતી થતાં જ્યારે પ્રધાન પદનું રાજીનામું આપ્યું ત્યારે તેની પાસે એટલું ધન નહોતું કે ઘેર બેઠાં જાહેર જીવન ગાળવાનું ચાલુ રાખી શકે. પ્રધાન પદ પર આવ્યા પછી ધારાશાસ્ત્રીના ધંધામાં ફરીથી જોડાવામાં કાંઇક માનભંગ તે સમયે માનવામાં આવતો. પરંતુ મી. એસ્કવીથને પોતાની દરિદ્રતા સ્વીકારવામાં કશી હીનતા ન લાગી અને પાછા સામાન્ય બેરીસ્ટર તરીકે બ્રીફો લેવાં શરૂ કીધાં. હીંદુસ્તાનના લોકો આ ક્ષણભંગુર સંસારની માયા અને દ્રવ્યની નશ્વરતા પર લાંબાં લાંબાં ભાષણો કરતાં અને નિબંધો લખતાં પરવારતા નથી; પરંતુ વ્યવહારમાં તો તેઓ દ્રવ્યના યુરોપીયનો કરતાં પણ વધારે ખદબદતા કીડા જોવામાં આવે છે. બ્રહ્મચર્યની વાતો કરનારા બોખાઓ બીજી બૈરી પરણતા, પૈસાને ધૂળ કહેનારા તે પાછળ ગાંડા ગાંડા થઇને દોડનારા હીંદુઓમાં એટલા બધા છે કે તેઓને ઉપલા દાખલાઓ આપવા કેવલ અનુચિત ગણાશે-નહીં! યુરોપમાં લોભ નથી એમ નથી; પરંતુ ઉચ્ચ સ્થાનોમાં, કેળવાએલા વર્ગોમાં નિર્લોભ પણ ઓછો નથી. સામાન્ય સુખ સગવડ જેટલા પૈસા મળેથી તેઓ સંતુષ્ટ થાય છે, જ્યારે હીંદમાં માત્ર વેદાંતની બડી બડી વાતોજ કરતા, અને વ્યવહારમાં તો જેટલું અને તેટલુંજ લોભીપણું બતાવતા જોવામાં આવે છે. પ્રામાણિકતા પણ સંસારને માયા કહેનારા ગજવામાં મુકે છે, તેમને મી. લોઇડ જોર્જનો દાખલો અર્પણ કરવો એ યોગ્ય જ છે. જે જરાક પણ આંગળી હલાવેથી કરોડોના ધણી થઇ પડે એવા પ્રકારનાં સાધન ધરાવે છે તેની પાસે ૪૦૦ પા.નું વાર્ષિક વ્યાજ ઉત્પન્ન થાય એથી વિશેષ ધન નથી!

## હીંદમાં પણ આમજ જોઇએ.

વિદ્વાનો વિચાર કરતાં કદિ પરવારતાજ નથી, અને વ્યવહારમાં તો વિજયસિદ્ધિ સારૂ દીર્ઘ વિચાર કરતાં પણ શીઘ્ર વર્તનજ વિશેષ આવશ્યક હોવાથી વિદ્વાનો રાજ્ય કારભારમાં કેવલ કાર્યચતુર પુરૂષો જેવા ફતેહમંદ નીવડતા નથી એવો તેમને શિર અપવાદ મુકવામાં આવે છે. લૉર્ડ મોર્લી કાર્યપટુ ચેમ્બર્લીનના મતથી બહુ જૂદા પડે છે તેમજ સંસ્થાન ખાતાનો એ ભૂતપૂર્વ પ્રધાન કાંઇ એકજ રાજનીતિને વળગી રહેનારો નથી. સ્વાર્થાનુકૂલ રાજનીતિ બદલનારા તરીકે એણે તો નામ કર્યું છે. છતાં ચેમ્બર્લીનની પ્રસંશા જેટલી મુક્ત કંઠે વિદ્વાન્ અને નીતિવાન્ મોર્લીએ કરી છે તેવી થોડાએજ કરી હશે. એ વિચિત્રતાનું કારણ એવું જણાવવામાં આવે છે કે મોર્લી મહા વિદ્વાન્ હોવાથી, વિચાર વિચારજ કર્યા કરતો રહે છે અને તેથી કાંઇ તેનાથી થતું નથી, એમ નિરાશાથી પોતે અંતે જોય છે ત્યારે ચેમ્બર્લીનની ચપલતા અને

શીઘ્રતાથી તે પ્રસન્ન પ્રસન્ન થઇ જાય છે! વિદ્વાનો પરની કાર્યમંદતાનો આ આક્ષેપ, યુનાઇટેડ સ્ટેટ્સના નવા પ્રેસીડંટ ડૉ. વુડ્રો વિલ્સને પોતાનાં કાર્યતત્પરતાથી શિથિલ કર્યો છે. મી. ટેફ્ટે ખાલી કરેલા પદ પર આવતાં સાથેજ તેણે આયાત જગાત જે યુ. સ્ટેટ્સમાં સૌથી ભારે છે, અને જેથી ગરીબોનો મરો થાય છે અને માત્ર દેશનાં ધનાઢ્ય કારખાનાંવાળાઓનેજ લાભ થાય છે તે તેણે જરૂરી ચીજોના પ્રકરણમાં એકદમ ઘટાડી અથવા કાઢી નાંખવાની સૂચના કરી છે, તથા આવક પર નવાંજ ધોરણે કર નાંખ્યો છે. અમેરીકાના પ્રેસીડંટની સત્તા ઘણી છે. અન્ય દેશના રાજાઓ તો નામના છે પણ આ વિના મુકુટનો તો ખરો રાજા છે. હાસ્યમાં કહેવાય છે કે રશીયાના ઝાર કરતાં પણ વૉશીંગટનના "સફેદ ઘર" માં રહેતા પ્રેસીડંટની સત્તા અતિ વિશેષ છે. ઝાર તો તેના પિત્રાઇ કાકા ગ્રૅંડડ્યુકોના પાશમાં લપટાયલો રહેલો હોય છે જ્યારે અમેરીકાનો પ્રેસીડંટ તો પોતાની અંગત પ્રતિષ્ઠા, સત્તા તથા વગથી લગભગ ચ્હાય તે કરી શકે છે. આવકપરના કરનું ધોરણ તેણે આ પ્રમાણે રાખવા રાજ્યસભાને વિનતિ કરી છે:—

વર્ષે ૪૦૦૦ ડૉલર ( રૂ. ૧૨૦૦૦ ) સુધી માફ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ,, | ,, થી ૨૦,૦૦૦ | ,, સેંકડે | ૧ | ટકો. |
| ,, ૨૦,૦૦૦ | ,, | ,, ૫૦,૦૦૦ | ,, ,, | ૨ | ,, |
| ,, ૫૦,૦૦૦ | ,, | ,, ૧૦૦,૦૦૦ | ,, ,, | ૩ | ,, |
| ,, ૧૦૦,૦૦૦ | ,, | ,, ઉપરાંત | | ૪ | ,, |

આ પરથી જણાશે કે આવકમાં હીંદુસ્તાનનું વર્ષ તે અમેરીકાનો મહીનો છે. આ દેશમાં મહીને રૂ. ૧૦૦૦ ની આવક હોય ત્યાં સુધી કશો આવક વેરો આપવાનો નથી. હીંદ અતિ વિશેષ દરિદ્ર હોવાથી અમેરીકા પેઠે તો કરી શકે નહીં. ઇંગ્લંડમાં પણ એટલી બધી હદ સુધી માફી નથી. ત્યાં ૨૦૦ પાઉંડની ઉપરની આવક પર કર લેવાય છે. હીંદુસ્તાનની સ્થિતિ જોતાં હાલનો ક્રમ બહુ ભારે નથી. માત્ર મુંબઇ જેવા મોટા ખર્ચાળ મોંઘા નગરના નાગરિકોને તથા મ્હોટા કુટુંબવાળાઓને કાંઇક ખાસ છુટ મુકવી જોઇએ. પરંતુ આવક વધતી જાય તેમ કરનો વિશેષ અંશ લેવાની સૌથી વત્તી જરૂર છે. અને જો અમેરીકાની પેઠે તેમ કરવામાં આવે તો વર્ષે રૂ. ૧૦૦૦ ને બદલે રૂ. ૨૦૦૦થી કર શરૂ કરવામાં આવે તોપણ કુલ આવકમાં ઘટાડો થવાનો સંભવ નથી. હાલમાં રૂ. ૨૦૦૦ તથા તેથી ગમે તેટલું વધુ કમાનારને રૂપીયે ચારને બદલે પાંચ પાઇજ આપવી પડે છે. ખપથી વિશેષ જે ધન હોય તે ગરીબ વર્ગના ઉદ્ધારના કામમાં વિશેષાંશે આવવું જોઇએ એ સિદ્ધાંતમાં સત્યાંશ હોય—અને તે સોએ સો ટકા સત્ય છે એમ હમે માનીએ છીએ—તો આવક વધારે મોટી રકમથી શરૂ કરીને ક્રમવાર ટકા અમેરીકા પેઠે ચઢાવવા જોઇએ! હજારો મનુષ્યોના પસીનાથી, અથવા હજારો ભાડૂતોના ભાડાથી, હજારો તથા લાખો રૂપીયા ઘેર બેઠાં આવતા કમાનારા કારખાનાંવાળાઓ તથા ઘરવાળાઓ માત્ર સવાયા કરથી છૂટી જાય એ ન્યાયપુરસ્સર નથીજ. અમુક હજાર ઉપરાંતનું સર્વસ્વજ તેમને તો મફત અને નકામ જેવું છે તેથી ન્યાયી સરકારે તે પરજ નિગાહ પુગાડવી જોઇએ, અને મધ્યમ વર્ગના ૧૦૦૦–૨૦૦૦ ને બદલે એ લાખનાં લેખાં પરજ ધ્યાન પુગાડવું જોઇએ. ઇંગ્લંડમા પણ એ પ્રમાણે સર્વાંશે ન્યાય નથી મળી શકયો. તો અત્રે એકદમ મળે એ સંભવિત તો નથીજ, પરંતુ શરૂ-

આત જરૂર થઇ શકે એમ છે. જો ડૉ. વુડ્રો વીલ્સનની સૂચના કૉંગ્રેસ સ્વીકારશે તો તે દુન્યાનાં રાજ્યોને આવકકરના ધોરણના સંબંધમાં એક ઉદાહરણ સમાન અવશ્ય થઇ પડશે. પછી આ ન્યાયી માંગણીને "સોશીયૅલીઝમ" કહીને હસી કાઢનારા બડેખાંઓ જરૂર ઓછા થઇ જશે!

## અમદાવાદમાં પરિષદો.

અમદાવાદમાં ગયા બે માસમાં બે પરિષદો મળી હતી. સંસાર સુધારાના પ્રાંતિક કૉન્ફરન્સના પ્રમુખ મી. નરસિંહરાવ ભોળાનાથ હતા. અને તેમનું ભાષણ કલ્પી શકાય તેમ વિદ્વતાયુક્ત, મધ્યમસરનું, તથા વ્યાવહારિક સૂચનાઓ વાળું હતું. ઑ. સરદાર સર ચીનુભાઇ માધવલાલે પોતે જુના વિચારના પણ કહેવાતા છતાં, સ્વાગતકારિણી સભાનું પ્રમુખપદ સ્વીકારીને તથા પ્રસંગાનુકૂલ ભાષણ કરીને, સંસાર સુધારાની હીમાયત કરી હતી એ પણ એક સંતોષની વાર્તા છે. "અંત્યજો" સાથે ભોજન અજાણ્યા કરવાથી તેની વિરૂદ્ધ પ્રોટેસ્ટ કરવા અમદાવાદમાં મળેલી મહાજનની સભાનું પ્રમુખ પદ લેવાની તેમણે ના પાડી ત્યારથીજ તેઓ હૃદયથી સંસાર સુધારાના હીમાયતી છે, અને સારી સાદી સમાજને માન આપનારા છે એ સ્પષ્ટતર થઇ આવ્યું હતું. આ કૉન્ફરન્સમાં સામાન્ય પ્રજાનો જોઇએ તેવો ઉત્સાહ હોવો તો અસંભવિત છે. આત્મપરીક્ષા મિષ્ટ કમાંથી હોય? સામાન્ય જનોનો તો હક્કો માંગવામાંજ ઉત્સાહ હોય છે, અને સંસાર સુધારો તો ખરૂં જોતાં હક્કો—ખોટી રીતે મળેલા કે મેળવેલા હક્કો તથા સત્તા હાથે કરીને સ્વેચ્છાથી છોડી દેવાનો વિષય છે. આ કારણથી, રાજદ્વારી સભા જેટલો જોશ સાંસારિક સુધારણાની સભામાં હોવાની આશા રાખવી મિથ્યા છે. અમુક ઉચ્ચ માનસિક ભૂમિકાને પ્રાપ્ત ગણ્યા ગાંઠ્યા મનુષ્યોનેજ સંસાર સુધારાની આવશ્યકતાની કદર હોઇ શકે અને તેઓ પરસ્પર મળીને વિચાર કરે એ કાંઇ થોડું નથી. ધર્મ કે રાજ પ્રકરણના વિષયોની વિવિધતા તથા બદલાતા રંગની રોશનીની પણ સંસારી પ્રકરણમાં ગેરહાજરી હોય છે, તેથી એ પ્રજામાં એ વિષય તરફ, સહાનુભૂતિ હોવા છતાં ઉત્સાહ આવવો એ બહુ સહેલ નથી. વળી કૉન્ફરન્સ સાથે કાંઇ વ્યવહારિક વિષય જોડાવાની પણ ખાસ જરૂર છે કે જેથી તે વિષયને પોષક ફંડને લઇને સુધારાના અનેક પ્રેમીઓમાં કામ કરવાનો ઉત્સાહ આવે. સુધારકોને તેની જરૂર પ્રતીત થઇ છે તે મેશર્સ દેવધર, દલવી તથા સર ચંદાવરકરે નેશનલ શોશીયલ કોન્ફરન્સની ઘડી કહાડેલી અને હાલ પ્રગટ થયલી યોજનાથી સિદ્ધ થાય છે.

મુંબઇ ઇલાકાની (સિંધ બાદ) આશરે ૭૦ આર્ય સમાજોના પ્રતિનિધિ રૂપ પ્રતિનિધિ સભાનો માર્ચના અંતે ગુજરાતના પાટનગરમાં થયલા મહોત્સવમાં ઉત્સાહ વિશેષ હતો. સ્ત્રીઓની હાજરી પણ સેંકડોની હતી. અને ૫૦૦૦–૭૦૦૦ સ્ત્રી પુરૂષો દરરોજ ત્રણ દિવસ ભાષણો સાંભળવા ભેગાં થયાં એજ કાંઇ જેવી તેવી ફત્તેહ નથી, અને પ્રચારનું જેવું તેવું વ્યાંવહારિક કાર્ય નથી. આર્ય સમાજના પ્રચારકો સીધા ખંડનમંડનથી દૂર રહે છે તેનું પ્રત્યક્ષ શુભ પરિણામ એ આવ્યું છે કે જુનામાંજુના વિચારના લોકોને પણ આર્ય સમાજ પોતાની છે એમ માનવાને કારણ મળ્યું છે અને મૂર્તિ પૂજા તથા શ્રાદ્ધ કરનારાઓનો, તે ન કરનારા આર્ય સામાજીકો પ્રતિનો વિરોધ, એ ચીડવનારા વિષયો તેમની સન્મુખ ખામુખા ન ધરવામાં આવવાથી નહિંવત્ થઇ ગયો છે, અને ખુશીથી સઘળા આર્ય સમાજનાં ભાષણો સાંભળવા જાય છે. સભાને

મહોત્સવ પ્રસંગે વેદ પ્રચાર તથા ગુરૂકુલના ફંડમાં તો ઝાઝી રકમ મળી નથી, બે હડી હજારથી સંતુષ્ટ થવું પડયું છે, પરંતુ જૈના નગરમાં ફંડની આશા રાખવાની ભૂલ કરવીજ જોઇતી નથી. બુદ્ધિપૂર્વક રીતે ધર્મના સિદ્ધાંતો પણ માનવા એ આર્ય સમાજના સમસ્ત સિદ્ધાંતોની કુંચી-મહાસૂત્ર છે, અને અમુક સિદ્ધાંતો તે માત્ર એ મહા સૂત્રનાં માત્ર ઉદાહરણો છે. તેનો પ્રચાર થયો છે એજ સફલ છે. સર્વે દેશનો અભ્યુદય કરનારી અનેક સંસ્થાઓમાં આર્યસમાજનો હીસ્સો કાંઇ જેવો તેવો નથી, અને ગુજરાતમાં તેણે ૧૦ વર્ષમાં જે કામ કીધું છે તેનો છેલ્લો ઉત્સવ પરીક્ષામાં ફત્તેહમંદ રીતે 'પાસ' થવા સમાન છે. ગુજરાતના આર્ય સામાજીકો પંજાબીઓની પેઠે મંડયા રહીને કામ કરશે તો ફત્તેહ તેમની છે.

---

## સંયુકત કુટુંબ કે વિભકત?

( ૬ )

સંયુકત કુટુંબમાં દરેક વ્યકિત સારૂ જીવનની દરેક હાજત પુરી કરવા અલાહેદી સ્વતંત્ર વ્યવસ્થા હોવાનો સંભવ નથી. રાંધણસીલું, ઓરડો, સ્નાન, ભોજન આદિનાં સ્થાનો, નોકર, ઇત્યાદિ સ્વતંત્ર ક્વચિત્ જ હોય છે. એ સ્થિતિમાં દરેકને પળેપળે થોડી અથવા વધતી પ્રતિકૂલતા તથા પરતંત્રતા સેવવી પડે એ દેખીતું છે, અને ઇચ્છા પ્રમાણે કે ઇચ્છેલે સમયે પોતાનું કામ કોઇ પાર પાડી શકે એ બનવા જેવું નથી. પ્રાતઃકાલે શૌચ કરવાની ક્રિયાથી માંડીને તે શયન પર્યંત અન્યોની એજ વખતની હાજતોને લીધે, ઢીલ, અગવડ અને ઉમેદવારીમાં દિવસનો મોટો ભાગ સમાપ્ત થાય છે. તમે એ વાતો તુચ્છ કહેશો, પરંતુ તુચ્છ વાતો પણ રોજની થાય અને અનેક હોય તો મોટો સરવાળો થતાં તે તુચ્છ રહેતી નથી. ટાંચણીએ ટાંચણીએ અનેક છિદ્રો પાડે આખું પડધમ પણ ફોડી શકાય છે. આવી નાની બાબતોમાંથીજ અંતે મોટી તકરારનો જન્મ થાય છે, અને વૈમનસ્ય થઇ અંતે રંગભંગ થવાનો વારો આવે છે.

સંયુકત કુટુંબમાં સ્ત્રીના એક નહીં પણ અનેક વડિલો હોય છે. અને પતિ તો તેમાં સૌથી ઓછા હિસાબમાં-એ સર્વેનું મન અને માન તેણે અખંડ જાળવવાં પડે છે. તે એક નહીં પણ અનેકને જવાબદાર છે. એ સ્થિતિ શું ઇષ્ટ છે?

### બહુમત.

સંયુકત કુટુંબમાં કોઇ કામ બહુમતથી થતું હોય તેવું પણ નથી. સામાન્ય રીતે, જો કરવું હોય તો સર્વાનુમત જોઇએ. અને ન કરવું હોય તો માત્ર ૧ વિરૂદ્ધ મત જોઇએ. એવો વિચિત્ર નિયમ પ્રવર્તે છે. અને એવો પણ કાંઇ ખાસ નિયમ નથી-વારંવાર તેથી ઉલટો નિયમ પણ થઇ જાય પણ વાસ્તવિક બહુમત જેવું તો હોતુંજ નથી. એમાં તો જેની મરજી તથા બળ વધારે તેનું ધારેલું અને કરેલું થઇ જાય છે. મારે તેની તરવાર. જે બીજાસી કે હડી હોય તેજ ઘણું ખરૂં સંયુકત કુટુંબનો તાજ વગરનો રાજા, અને જો બધાને

માંથે કોઇ વૃદ્ધ વડીલ હોય તો, પાટવી કુંવર થઇ પડે છે. નમ્રતા, શાંત, સહનશીલ, કલહથી દૂર રહેનારા સભ્ય યોગ્ય કોટુંબીકોને બીજાની મરજી પ્રમાણે સૌથી વધુ ચાલવું પડે છે.

સંયુકત કુટુંબમાં દર વરસે થોડાં લગ્ન, થોડી સુવાવડો, થોડાં મરણ, તથા પુષ્કળ માંદગી હોય છે તેથી તેમને સ્વાભાવિક રીતે લગ્નમાં હર્ષ નહીં અને મરણમાં તીવ્ર શોક કે માંદગીમાં ઝાઝો ઉદ્વેગ થવો બહુ સંભવિત નથી. વધારે તો માત્ર ખર્ચજ હોય છે, કારણ કે બધાનેજ આનંદોત્સવ કે શોકોત્સવમાં ભાગ લેવા વગર છૂટકો થતો નથી. જેથી ખર્ચ વધેજ છે. અંતરમાં લાગણી, હોંસ, હર્ષ જેવું વિશેષ ન હોવા છતાં, તે હોવાનું બતાવવાની બહારથી ક્રિયા કરવીજ પડે છે. અને હોય પણ કેમ ? દરેક પ્રસંગે એમ પુષ્કળ લાગણીના ઉભરાનાં ઝરણાં ઝરે તો હૃદય ફાટી જવા વગર પણ ભાગ્યેજ રહે; કારણ તેની શકિતઓની પણ હદ છે.

કરવું તો બધાનુંજ સામટું કરવાની પ્રણાલીને લીધે માંદા પડનારની તો વિશેષ દુર્દશા થાય છે. તેને વિશેષતા જોઇએ તેવી આપી શકાતી નથી. તેમાં સ્ત્રી જો માંદી થઇ તો તો વિશેષ આપત્તિ. પ્રથમ તો બીજી સ્ત્રીઓ તેના રોગનું એવુંજ નિદાન કરે છે કે, માંદી હોવાનો ઢોંગ માત્ર કરે છે. રોગ સૂક્ષ્મ છે ખરો, અને તે કામ ન કરવાની ઇચ્છાનો છે ! "ખાય છે તો મારાથી બમણું ને માંદી શાની છે?" એ તો સંયુક્ત કુટુંબનો એક પ્રસિદ્ધ મેણું કટાક્ષ છે. બમણું હોય ત્યાં સુધી . અર્ધુંજ કહેવું એ કાંઇ સત્યથી ખાસ દુર ગણાતું નથી. ગર્ભવતી સ્ત્રીને લગભગ છેક છેલ્લા દહાડા સુધી આજ કારણ-સર ઘસડાઇ ઘસડાઇને કામ કરવું પડે છે. માત્ર જે જબરૂં ને સૈતાન ને માથાનું થાય છે તેજ જીતે છે. પરમાત્માને ખબર કે કેટલી યુવા સ્ત્રીઓ સંયુક્ત વ્યવસ્થાના આ દોષોને લીધે અકાલ મૃત્યુને શરણ થઇ અને હજી થતી હશે !

## ઘરમાં અશાંતિ.

સંયુક્ત કુટુંબમાં હમેશાં લગ્નના ઘર જેવી ધાંધલ અને ધમાલ હોય છે. લગ્નમાં ભાગ લેવા જનાર સગાં સંબંધીઓ લગ્ન કરનારને ત્યાં થોડા દહાડા રહે છે તેટલામાં કેટલા કંટાળી જવાય છે તેનો ઘણા ખરાને અનુભવ હશે. છતાં સંયુક્ત કુટુંબમાં એવીજ સ્થિતિ જરા નાના પાયા પર હોવા છતાં કેમ નથી કંટાળી જતા એ આશ્ચર્ય છે. નહીં કંટાળતા હોય તો માત્ર ટેવાઇ જવાથીજ એમ હશે. ટેવાઇ જવાથી કયું બિન કુદરતી કામ કુદરતી જેવું નથી લાગતું ? જે કંસારવાડા કે લુહારવાડામાં જન્મીને ઉછર્યો હોય છે તે જન્મથી હથોડાની ઠોકાઠોકના અવાજથી એટલો ટેવાઇ ગયો હોય છે કે તેને બિલકુલ ઠોકાઠોક ન થતી હોય ત્યાં રહેવું એ વખતે ગમતું નથી ! મુંબઇની બમો પાંચસો આદમીઓની ભરેલી જબરજસ્ત ચાલીમાં રહેનારાઓ નાના સુંદર બંગલામાં એકાંતમાં રહેતાં વારંવાર ચાલી જેટલો આનંદ આવતો નથી. ગરબડ ઘોંઘાટ વગર તેમનું એકચિત્ત થતું નથી ! મીઠા પાણીની માછલી ખારા પાણીમાં અને ખારા પાણીની મીઠા પાણીમાં જીવતી નથી એમ કહેવાય છે. તમજ કેટલાક સંયુક્ત કુટુંબમાં રહેનારાઓ સ્વતંત્ર એકલા કેમ રહેવાય એમ ભય ખાય છે, તેમને નિવેદન છે કે એકવાર તુરત રહી જોવું. એમ જેઓ એક વખત સ્વતંત્ર રહ્યા હોય છે તેઓ તો ક્વચિતજ સંયુક્ત કુટુંબમાં રહેવાનું ખુશીથી સ્વીકારશે. સંયુક્ત રહેતાં ટેવાઇ જવા છતાં ઘણાક સંયુક્ત કુટુંબીઓ એકલાજ રહેવું વધારે સુખદાયક છે તે બુદ્ધિબલથી, વગર અનુભવે કહી પણ શકે છે.

સહોદર તથા પિત્રાઇ ભાઇઓ માતા પિતા સહ સંયુકત રહેવાની વ્યવસ્થાના પક્ષમાં એમ કહેવામાં આવે છે કે, તેથી ભાઇ ભાઇઓ વચ્ચેનો એક સંપ જળવાય તથા દેખાય તથા દુન્યામાં તે સારૂં દેખાય. તેનો ઉત્તર એ છે કે વિયુકત રહેવું એ કાંઇ કુસંપ નથી. જો સાથે રહેવામાંજ અર્થાત્ એકજ પતેલી કે હાંડલામાં ભોજન પકાવવામાં એક સંપ હોય તો એકજ પહોળી પથારીમાં બધા સાથે સુવાથી અથવા જૈન બંધુઓ પેઠે એકજ પાત્રમાં જમવાથી એક સંપ ઓર ધટ્ટ થયલો ગણવો પડશે! એકસંપ કાંઇ હમેશાં સારો નથી. તે તો આવશ્યકતા હોય ત્યારેજ કામનો છે. ભાઇઓ વેપાર ધંધામાં એક ભલે રહે, કારણકે સામટી પૂંજી વ્યાપારને લાભદાયી છે. પરંતુ ગ્રહરાજ્યમાં તો એકતા, તથા સ્વતંત્રતાજ વિશેષ લાભદાયી છે. તેમાં કાંઇ કોઇ એડે હરીફાઇ કે દુશ્મનાઇ નથી કરવાની કે એક સંપ ન કરવાથી કાંઇ હાનિ થઇ શકે, અને કરવાથી વિશેષ લાભ થઇ જાય. આપણો વિરોધી તથા આપણને હાનિ કરવા કોઇ પક્ષ ઉભો થાય તોજ એક સંપ કરીને સાથે રહેવાની આવશ્યકતા છે. અને સંસારમાં જીવન ગુજારવામાં તેવો કયો સામો પક્ષ છે? તેમાં પરસ્પર વિરોધને બદલે પરસ્પર સદ્‌ભાવ હોય છે. વિરોધી પ્રતિસ્પર્દ્ધી વ્યાપારીઓ પણ બજારની બહાર સમાજમાં એક બીજાપર પ્રેમ રાખીને લગ્નાદિ પ્રસંગે પ્રેમનાં ચિન્હો પ્રગટ કરતા રહે છે. એક સંપ રાખવામાં માલ કે લાભ નહિં હોય તો તેનાં દુઃખ શા સારૂ નાહક વેઠવાં જોઇએ? કેવલ દેખાવ સારૂ એમ કરવું એ પણ અનુચિત, અવ્યાવહારિક તથા વહેમ છે. એવા ખ્યાલી વિચારોને ( Sentiments ) બુદ્ધિમાનોએ તિલાંજલી આપવી જોઇએ. હમેશાં પરાક્રમ તેના સંભવિત લાભ પ્રમાણે કરવું જોઇએ, કેવળ દેખાડવાજ પરાક્રમ કરવું, એ શક્તિનો વ્યર્થ વૃથા વ્યય છે. ચાલતાં વખતસર પહોંચાતું હોય છતાં દોડતા જનારને તમે મૂર્ખ કહેશો; જેટલાં અન્નથી ભૂખ મટે તેથી વધારે ખાનારને તમો નિંદશો; એક પગે ઉભા રહીને 'તપ' કરનારા બાવી બાવાને તમે હસશો; છતાં દુશ્મનની હસ્તી કે હસ્તીના સંભવ વિના પણ કીલ્લા બાંધનાર નાહક એક સંપ કરનારા પિત્રાઇઓને તમે ધન્યવાદ આપો છો! વરદાનની આશા રહિત ઉગ્ર તપશ્ચર્યા એક સાથ રહેનારા બંધુઓ કરે છે! જો એક સંપ રહેવા માટેજ ભાઇઓ તથા પિત્રાઇઓ સાથે રહે તેમાં ખુબી હોય તો અત્રાપુઓ જેઓ કદાચ એકજ ન્યાતનાં પણ હોય તેઓ એક સાથ સંયુકત કુટુંબ પેઠે રહે તો તેમાં વિશેષ ખુબી હોવી જોઇએ, અને તેઓ વિશેષ ધન્યવાદને પાત્ર થઇ પડવા જોઇએ.

## સંયુક્ત વ્યવસ્થા સહન કેમ કરવામાં આવે છે?

સંયુકત કુટુંબ પણ વ્યકિતઓ એટલાજ વખત સુધી ઘણું ખરૂં સહન કરે છે કે જ્યાં સુધી તેમને ખોટ નથી હોતી. જો તેની આવક બીજા સભાસદો કરતાં ઘણી પુષ્કળ હોય છે તો તે તેનાથી અસંતુષ્ટ થઇને સ્વતંત્ર થવાના ઉપાયો શોધે છે. કેટલાક બેશક પરમાર્થ બુદ્ધિથીજ તે સહન કરે છે, પરંતુ ઘણાખરા સહન કરે છે તેનું કારણ એટલુંજ છે કે તેમના જીવનનો ઉદ્દેશ બહુ સાંકડો હોય છે. જીવન ઉદ્દેશ સુખ છે એ તેઓ લગભગ માનતા નથી, અને માને પણ છે તો તેઓ ખાવાપીવા જેટલું મળતાં જે સુખ પ્રાપ્ત થાય છે તેથીજ તૃપ્ત થાય છે. એથી આગળ સુખ છેજ નહીં, હશે તે નકામું અથવા નમાલું છે એવી સંયુકત વાદી જુદા વિચારના હિંદુઓની સમજ છે. તેઓ ઘણુંખરૂં એમજ માને છે કે " સુખ જેવું કશું મળતુંજ નથી. સુખ જેવું કશું દુન્યામાં છેજ નહીં. સુખનાં તો ભામાં છે. સુખ છે તો

પણ સ્વપ્નવત્ છે. સુખ સમીપ દેખાય છે ખરૂં પરંતુ મૃગજલ પેઠે તેની પાસે જતાં તે અદ્રશ્ય થઇ જાય છે, અને દૂરનું દૂરજ રહે છે. સુખ હશે તોપણ દુઃખના સિંધુમાં તે માત્ર એક બિંદુ છે, દુન્યામાં જ્યાં જુવો ત્યાં દુઃખ દુઃખ ને દુઃખજ છે. સુખની તૃષા છે, પરંતુ તૃપ્તિ થતીજ નથી, સંસાર સાગર અસાર અને દુઃખમય છે ! કદાચ આ દુન્યામાં બહુ ફાંફાં મારી તલપાપડ થઇ સુખ ભોગવ્યું તો વ્યાજસહિત દુઃખ પરલોકમાં ભોગવવું પડે છે. " સુખદુઃખ સંબંધી જ્યાં આવા આવા ભ્રમમૂલક વિચારો પ્રવૃત્ત હોય ત્યાં તેઓ સુખની તીવ્ર લાલસા કરે, તેની શોધના કરે એ સંભવિત નથી. સંયુકતવાદીઓનો દુન્યાનો દરીયો દોહીલો અને દુઃખમય હોવાનો અનુભવ ખરે, અનુભવસિદ્ધ છે ! પરંતુ તે કટુ અનુભવનું એક કારણ તેમના તેવા વિચારોજ છે. જે ઇષ્ટદેવનું તેઓ ચિન્તવન કરે છે તે પ્રસન્નથઇને સાક્ષાત્ દર્શન દે છે ! રોતો જાય તે મૂવાની ખબર લાવે તેમાં નવાઇ નથી. નૈરાશ્યવાદીઓ ( pessimists ) ને સુખ અનુભવવાનો અધિકાર નથી. તેમના શબ્દકોષમાં પણ સુખ શબ્દ નથી તો સુખ વસ્તુ ક્યાંથી તેમનાથી અનુભવાય ? સંયુકતવાદીઓ ઘણા ખરા સુખ છેજ નહીં અને હશે તો તે સ્વપ્ન અસત્ય, રૂપ છે, અથવા અભોગ્ય છે એવા મતના હોય છે તેથીજ ઇશ્વર તેમને કહે છે કે " તમારા મોંમાં સાકર ! તથાસ્તુ ! ! સહન કરવાનું ત્રીજું કારણ પ્રજાનિંદાનો ભય છે. ચોથું કારણ, વિયુક્ત થવાનું આલસ્ય તથા ચાલે ત્યાં સુધી ચલાવવાની વૃત્તિ છે. પાંચમું કારણ, સંયુકત કુટુંબમાં, સ્ત્રીઓ વગેરેને લગભગ ગુલામડી તરીકે રાખવાથી તથા આગળ જણાવેલા કારણોથી ખર્ચ ઓછો કરવામાં આવતો હોવાથી જે ઓછો ખર્ચ થાય છે તે છે. સ્ત્રી પુરૂષ જેટલાંજ સુખ તથા સત્તાની અધિકારીણી છે, તેને સુખ આપવું પતિનું પરમ કર્તવ્ય છે એમ સમજનાર પતિ કદાપિ ઝાઝો વખત સંયુકત કુટુંબમાં રહે એ અસંભવિત છે. સામાન્ય લોકોના સ્ત્રી સંબંધી વિચાર હજી એટલા ભ્રષ્ટ છે કે સ્ત્રીના કારણથી જૂદા પડનારને તેઓ બાયલા, બાયડીના દાસ વગેરેની સુંદર રૂડી રૂપાળી ઉપમા આપે છે. લોકોને હજી તેમને માટે લાગણી નથી.

## સંયુકત વ્યવસ્થાથી પુત્રવધુ પર વર્તતો ત્રાસ.

સાસુઓ વહુઓને હીંદુ સંસારમાં દુઃખ દે છે. તે સર્વ સ્વીકૃત તથા પ્રસિધ્ધ છે. સાસુએ વહુને દુઃખ ન દેવું એ તો માતાનો એક શિષ્ટાચાર, એક અધિકાર ગણાય છે. તેમને એટલું તો દુઃખ દેવામાં આવે છે કે, તેના ચરિતાર્થ સાસું-વહુના સંબંધ સંબંધી અનેક કહેવતો કિંવદંતીઓ તથા બનેલી તેમજ કલ્પેલી વાર્તાઓ ગુજરાતી સાહિત્ય તથા ભાષાના ભાગ રૂપ થઇ પડી છે. ગુજરાતી સંસારનું દિગ્દર્શન કરાવનારી કોઇકજ નવલકથા અથવા નાટક સાસુ વહુને જે ભયંકર દુઃખો વીતાડે છે તેનો ચિતાર આપવા વગર સંપૂર્ણ ગણાય છે. વહુઓ માતાપિતા તથા વડિલમાત્ર સન્મુખ પતિ સાથે વાત પણ કરી શકતી નથી. તેને જોઇ પણ શકતી નથી, તેનું નામ પણ લઈ શકતી નથી. તેની સાથે જમી પણ શકતી નથી. તે બીચારીનો તો ઘરમાં એકડોજ નથી. છતાં તે અર્ધાંગના કહેવાય છે ! ૧૦૦ ટકા રૂપ પતિથી ૫૦ ટકા, અર્ધી અર્થ એ અર્થમાંજ દેખીતી રીતે અર્ધાંગના શબ્દ પ્રારંભમાં વપરાયો હશે ! નવોઢા પુત્રવધૂ સાથે સાસુ કેટલી દુષ્ટતા ભરી વર્તણુક ચલાવવામાં આવે છે તેનો એકજ દ્રષ્ટાંત બસ થશે. હમે હમારા એક કાઠિયાવાડી મિત્રની પુત્રીને

તેની માતાને " વહુ " કહીને સંબોધન કરતાં સાંભળી. આથી ત્રાસ પામી હમે પિતા પાસે ખુલાસો માંગ્યો. પિતાએ શરમથી સ્વીકાર કીધો કે " કાઠીયાવાડમાં પુત્રવધૂને પુત્રની માતા પોતે જીવતી છતાં વધુનો પુત્ર પણ મા, માતા કહીને સંબોધન કરે તે સહન કરી શકતી નથી. તે તો તેના પતિનીજ નહીં પણ આખા ઘરની વહુ તેથી તેનો ટાઇટલ જ વહુ ! માનું ગૌરવયુક્ત પદ તો સાસુ પોતા માટેજ વાપરવા દે છે ? " આ પ્રમાણે, પુત્રવધુની સંતતિ પણ મા શબ્દ સંયુક્ત કુટુંબમાં પોતાની માતા માટે વાપરી શકતી નથી. તેથી તે પણ માતાને વહુ કહે છે ! મા તો સાસુનો ' પેટંટ ' અને ' રજીસ્ટર્ડ ' " માર્કો " છે તેનો ભાગ એક બાલકને મુખે પણ તે થવા દેતી નથી ! આ રીવાજ સમસ્ત પ્રાંતોમાં કે સર્વ જ્ઞાતિઓમાં નહીં હોય પરંતુ કાઠીયાવાડમાં અનેક સ્થળે છે તે શું સિદ્ધ કરે છે. ? પુત્રવધુની અત્યંત દુર્દશા. જો કાઠીયાવાડની હવા સુક્કી ન હતે, ને જો તે મુંબઇ જેવી ભીનાસ વાળી હતે તો સોમાં સાઠ પુત્રવધુઓ પતિમાતા તરફની દુષ્ટતાથી ક્ષય રોગમાં કદાચ મરી જતી હતે ! નિર્દોષ બાળાઓ ઉપર આ અત્યાચાર જો સંયુક્ત કુટુંબની વ્યવસ્થા ન હતે તો અસંભવિત હતો. પુત્રને જો પરણતાં જુદો રાખવાનો રવૈયો હતે તો સાસુ દુષ્ટતા કરવા કયાં આવત ? એટલુંજ નહીં પણ વિભક્ત વ્યવસ્થામાં પુત્રને પોતાનો ખર્ચ કરવાનો હોવાથી તે નાની ઉમરમાં પરણીજ શકતે નહીં. નાની વહુનો ખાવાનો જરાક ખરચ વધારે એટલે ઝટ પુત્રોને પરણાવી નાંખવામાં આવે છે. લગ્નની ગંભીરતા તથા પ્રતિષ્ઠા એવી સ્થિતિમાં કયાં રહે ?

હમે એટલે સુધી આગળ વધીને કહીએ છીએ કે સંયુક્ત વ્યવસ્થા દરિદ્ર તથા કંગાલ રીતે રહેવાની વૃત્તિને ઉત્તેજન આપે છે. એટલુંજ નહીં પણ બાલલગ્નને સંયુક્ત વ્યવસ્થાએ જેટલું ઉત્તેજન આપ્યું છે તેટલું બીજી કોઇ વ્યવસ્થાએ આપ્યું નથી ! એ હમે હમારા આગામી અંકમાં સિદ્ધ કરવા પ્રયત્ન કરીશું.

( અપૂર્ણ ).

## પૂર્વ અને પાશ્ચાત્ય આયુર્વેદનો પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ.

( ૩ )

( મૂલ લેખક-ડા. નીલકંઠ અનંત પુરંદરે, એમ. ડી. )

### મેસુઆ.




રાજી પછીના બધા લેખકોમાં અગીયારમી સદીમાં પ્રસિદ્ધિ પામેલો ડમારકસનો મેસુઆ ( Mesua ) નામનો વૈદ્ય મુખ્ય હતો. એના લેખોએ પાશ્ચાત્ય વૈદક સાહિત્યમાં ઘણો હમેરો કર્યો. એણે ઔષધિ વિદ્યાપર ગ્રંથ લખ્યો જેમાં તેણે ઔષધિ ક્રિયાનું ( Pharmacy ) વર્ણન કરેલું છે. તે ગ્રંથનું નામ ડિસિંપ્લિસિબસ ( Desimplicibus ) છે. એની પંદરમી સદીમાં નીકળેલી છવ્વીશમી આવૃત્તિ પરથી, તેમજ પ્રથમ જેમ્સનાં રાજ્યમાં વૈદ્યમંડળે આજ ગ્રન્થાધારે " લંડનનો પ્રથમ ઔષધિક્રિયા ગ્રંથ " ( First London Pharmacopia ) પ્રસિદ્ધ કર્યો તે પરથી, એની મહત્તા સહજ જણાશે.

## આવિસેના.

તત્વજ્ઞાન પર અને વૈદ્યશાસ્ત્ર પર લેખ લખવાથી પ્રસિદ્ધ થયેલો અને જેનું નામ આજ પણ અરબ્બી વૈદ્યકમાં પ્રમુખ પદે છે એવો સ્પેનનો રહેવાશી આવિસેના થયો. એની ભાષા સરળ અને વિષય વિવેચન ઉત્તમ હોવાથી તેના લેખો તે વખતે યુરોપખંડમાં અને એશીયાનાં મુસલમાની રાજ્યમાં તેની હૈયાતિમાંજ પ્રસિદ્ધિ પામ્યા એમ ઘણાનું માનવું છે છતાં તેના લેખોમાં નવીન કશું નથી. તેણે એક વૈદ્યકકારી રચ્યો જેમાં ઉપલબ્ધ વૈદ્યક ગ્રંથોને આધારે તેણે સારી વિસ્તૃત માહિતી આપેલી છે. તેમાં "જળો" મૂકવા પર એક નાનો ભાગ તેણે ધાલ્યો છે જેને "હિંદુસ્થાનની પદ્ધતિ" India Dixuren એવું નામ આપેલું છે. તે ભાગ, ડૉ. રોયલના મત મુજબ, સુશ્રુતમાંના जलौकावचारणीयाध्याय-નું શબ્દશઃ ભાષાંતર છે!

## આવેરો–છેવટનો અરબ્બી વૈદ્ય.

આવિસેના ( Avicenna ) પછી આવેરો ( Averroes ) નામનો અરબ્બી લેખક બહાર પડયો. એનો જન્મ કૉર્ડોવા ( Cordova ) મુકામે થયો અને હિસપ્પાનો-મુરિશ શાળામાં તેણે અભ્યાસ કર્યો. તેનાં વૈદ્યકમાં સ્વાનુભવની માહિતી આપેલી છે. આ ગ્રન્થનાં લેટીનમાં પુષ્કળ ભાષાંતરો થયાં છે. આવેરો પછી રાબીએ જો કે કેટલાક ગ્રન્થ લખ્યા; પરંતુ અરબ્બી વૈદ્યોમાં આવેરોજ છેલ્લો થયો એમ કહીએ તો ચાલશે.

## યૂરોપે વૈદ્યક સારૂ કોનો આભાર માનવો?

અરબ્બી વૈદ્યકનો યૂરોપ ખંડે બહુ ઉપકાર માનવો જોઇએ છે. કારણ કે ગલેનનાં મૃત્યુ પછી છઠ્ઠી સદીના અંતપર્યંત પાશ્ચાત્ય વૈદ્યકમાં બહુ જાણવા જેવું કશું બન્યું નહિં. પણ આરબોના સમય પછી અનેક ગ્રન્થો લખવામાં આવ્યા. તેમણે હિપોક્રેટસ, ગલેન અને ડાયોસ્કૉરીડ્ઝના અવ્યવસ્થિત અને છુટક લેખો એકત્ર કરી અને તેમાં આર્ય વૈદ્યકનો મસાલો નાંખી મોટા મોટા નિયમસરના ગ્રન્થો રચ્યા. આર્ય વૈદ્યકમાંની વનૌષધિની નોંધ લઇ અને જેનો ઉપયોગ તેમને અવગત હતો એમાં ખનિજ દ્રવ્યોની માહિતી સાથેના તેમણે અનેક ગ્રન્થો ઔષધિ વિધાપર લખ્યા; અને સશાસ્ત્ર ઔષધિ ક્રિયા શરૂ કરી. આ પુસ્તકો અરબ્બીમાં લખ્યાં. કહેવાય છે કે અરબ્બીમાં વૈદ્યકપર ત્રણસેં ગ્રન્થકારોના જુદા જુદા ગ્રન્થ છે; તથાપિ તેમાં રાઝી, આવિસેના, અને આવેરો—એ ત્રણનાજ મહત્વના છે. ઉત્તમ અરબ્બી ગ્રંથોનાં લેટીનમાં ભાષાંતરો થયાં; અને આખા યુરોપ ખંડમાં પ્રસર્યાં. છાપવાની કલા શરૂ થતાં તેની અનેક પ્રતો નીકળી અને તેથી પ્રસાર ઉત્તમ થયો. જો કે આવિસેના અને આવેરોના લેખો લોક સાદર વાંચવા લાગ્યા છતાં જગતના બધા પદાર્થો માફક એની પણ નિત્યતા જળવાઇ નહીં! વિદ્યાનાં પુનરુજ્જીવન સાથે ગ્રીક પુસ્તકોનાં પણ લેટીન ભાષાંતરો થયાં. ગ્રીકનાં આ ભાષાંતરો અને અરબ્બીનાં ભાષાંતરોમાં ફરક માલૂમ પડયો. મૂળ ગ્રીક લેખો મુદ્દાસર અને ટુંકા હતા તેથી તે અધિક વિચાર પરિપ્લુત અને પ્રમાણસિદ્ધ જણાઇ આવ્યા. હિપોક્રેટસ અને ગલેનપર યૂરોપિયન લોકોની શ્રદ્ધા વધી; અને આવિસેના અને આવેરોપરની ઘટી.

## યુરોપ ખંડની મધ્યન્તરીય સ્થિતિ.

આ કાળમાં ધર્મોપદેશકોનું મહત્વ બહુ વધ્યું. તેમણે મોટા મોટા મઠ સ્થાપન કર્યા અને તેની સાથે વિદ્યાલયો સ્થાપ્યાં. તેઓ શિષ્યોને ધર્મ, ભાષા અને ગણિત શીખવતા; કેટલાક મઠોમાં વિદ્યાર્થીઓને તેમની મરજી અનુસાર ઉચ્ચ શિક્ષણ આપવામાં આવતું. તેમાં તત્વજ્ઞાન ( Philosophy ), કાયદા ( Law ), અને વૈદ્યશાસ્ત્ર ( Medicine ) નો સમાવેશ થતો. આવો એક ઉચ્ચ શિક્ષણનો મઠ રોમનોના સાલેર્નો ( Salerno ) ગામે હતો. ત્યાંની શાળાને "સ્કોલા સાલેર્નિટાના ( Schola Saler-

nitana ) કહેતા. મુખ્યત્વે કરી ત્યાં વૈદક શીખવાતું. ત્યાંના અધ્યાપકોની ખ્યાતિ સર્વ યુરોપમાં પ્રસરી રહી હતી. વિલ્યમ ડ્યુક ઑફ નોર્મંડી સીક પડવાથી આ ભિષગ્વરો પાસે ઉપચાર કરાવવા તે સાલેર્નો ગયો હતો.

## "સ્કૉલા સાલેર્નિટાનાનો" અંત.

આ શાળામાં ગામેગામના પુષ્કળ વિદ્યાર્થી વૈદક શીખવા આવતા. તેમાં યાહુદી વિદ્યાર્થીઓની સંખ્યા વધુ નહોતી. આ શાળાની અવનતિ તેરમી સદી બાદ-આરબ વૈદકનો પ્રચાર વધતાં—થઇ છતાં આવી ભાંગી તૂટી હાલતમાં પણ તેણે પોતાનું જીવિત ઇ. સ. ૧૮૧૧ પર્યંત ટકાવ્યું હતું. પહેલા નેપોલીઅનના હુકમથી તે તે વખતે બંધ કરવામાં આવી.

## વૈદક વિષયમાં યુરોપની, બીજી સદીથી ઓગણીસમી સદીની શરૂઆત સુધીની સ્થિતિ

આ શાળાની ઉન્નતિના વખતમાં અનેક વૈદક ગ્રંથો લખાયા. જોકે તેમાંના કોઇ બહુ મહત્વના ન્હોતા છતાં પાશ્ચાત્ય વૈદકને તેથી બહુ લાભ થયો. સૌથી વધુ લાભ એ થયો કે યૂરોપખંડમાં સર્વત્ર ધર્મઘેલછા પ્રસરેલી હોવાથી ઇતર શાસ્ત્રીય વિષયોનો જેમ ન્હાસ થતો ગયો તેમ વૈદકનો થયો નહીં, વિદ્વાન્ ગેલેને જે સ્થિતિમાં બીજી સદીમાં, વૈદક છોડયું હતું તેની તેજ સ્થિતિમાં તે હજુ સુધી જળવાઈ રહ્યું.

## અરબ્બી ગ્રંથોનાં લેટીન ભાષાંતરો

એની શરૂઆત અગીઆરમી સદીની મધ્યમાં થઇ. પહેલું ભાષાંતર કૉન્સ્ટેન્ટિનસ આફ્રિકેનસે ( Constantinus Africanus ) ઇ. સ. ૧૦૫૦ માં કર્યું; ભાષાંતર સારૂ પ્રથમ તેણે નાના નાના વૈદક ગ્રન્થો હાથમાં લીધાં પરંતુ કેસ્ટલાઇનના ઑનફોન્ઝોએ ટોલેડો લીધા પછી મૂર લોકોનાં યૂનાની વિદ્યાલયોની અધિક પ્રસિધ્ધિ થઇ, અને અરબ્બી પુસ્તકોનાં ભાષાંતરો એક પછી એક થવા માંડયાં. સિસિલીમાં આરબારોઝા અને બીજા ફ્રેડ્રીકની આજ્ઞા પરથી તત્વજ્ઞાન અને વૈદ્યશાસ્ત્ર પર આરબી ગ્રંથોનાં ભાષાંતરો થયાં. જેરાર્ડે બાર્બરોઝાના હુકમ પરથી આવિસેનાના અને બીજા મહાન આરબી ગ્રંથોનાં બારમી સદીમાં ભાષાંતરો થયાં. આમાં યાહુદી પંડિતોએ મુખ્ય ભાગ ભજવ્યો હતો.

આજ શુમારે યૂરોપમાં કેટલાંક વિશ્વવિદ્યાલયો ( Universities ) સ્થાપન થયાં. જેમાં મોંટપેલીઅર, બોલોના, પૅડુઆ, અને પેરીસનાં વિદ્યાલયો મુખ્ય હતાં. તેમાંના અધ્યાપકો ઘણે ભાગે યાહુદી હતા. તેઓ ભાષાંતરને આધારે ઍરિસ્ટોટલનું તત્વજ્ઞાન અને આવેરોનું વૈદક શીખવતા પણ આ સ્થિતિ પંદરમા સૈકા પછી બદલાઇ.

## વિદ્યાનું પુનરૂજ્જીવન—અરબ્બી ભાષાંતરોનો દરજ્જો.

ઇ. સ. ૧૪૫૩ ની સાલમાં તુર્કોએ કૉન્સ્ટૅન્ટીનોપલ* લીધું અને ત્યાંથી ગ્રીક પંડિતોને હાંકી કાઢયા. તે ઇટલીને આશ્રયે ગયા અને ત્યાં ગ્રીક ભાષા શીખવવા લાગ્યા. ગ્રીક ભાષાનાં અધ્યયનનો ઇટાલીયન વિશ્વ વિદ્યાલયમાં પ્રારંભ થતાંજ વિદ્વાનોનું લક્ષ મૂળ ગ્રીક લેખો તરફ દોરાયું અને વિદ્યાનું પુનરૂજ્જીવન થયું. પંદરમી સદી સુધીમાં તો તેનાં અક્ષરશઃ લૅટીન ભાષાંતરો થઇ ગયાં. પ્લૅટો, હિપોક્રેટસ ગેલેન, હાયોકાર્ડિઝ વગેરેના ખરા વિચારો લોકોની જાણમાં આવ્યા. ભાષાંતરો કરવામાં જોકે શરૂઆતમાં તે વખતના વૈદ્યોએ બહુ ભાગ લીધો નહિ છતાં ઇટલીના ભાષા—પંડિતો ( સાક્ષરો )એ કરેલાં ગ્રીક વૈદ-

* ઉર્દૂમાં એને કુસ્તુન્તુનીયા કહે છે.—અનુવાદક.

ર્તાં આ ભાષાંતરો તેઓ ઉત્સાહપૂર્વક કાળજીથી વાંચતા. આથી અરબ્બી ભાષા અને તેનાં ઉંચીન ભ-ંડારોપર ગુરુતમક લેખો ઉપાડ બહાર પરદેશ જેથી જણાઇ આવ્યું કે અરબ્બી ભાષાંતરો ઘણા દરજ્જાનાં છે; તથાપિ આવિસેના અને એવેરોને કેટલું હિપોક્રેટસ અને ગેલેનનો પ્રવેશ વિશ્વ વિદ્યાલયનાં થાય ત્યાં સુધીમાં તો સોળમી સદીનો પૂર્વાર્ધ નીકળી ગયો.

## CLINICL MEDICINE ( દર્દીઓને બતાવીને તથા તેમની તપાસની સાથે આપવામાં આવતાં વ્યાખ્યાનો ઇત્યાદિની ઇટલીમાં શરૂ થયેલી રીત. )

આ રીતે મૂળ ગ્રીક વૈદ્યનો અભ્યાસ શરૂ થવાથી પાશ્ચાત્ય વૈદકની ખરી પ્રગતિ થવા લાગી. હિપોક્રેટસ અને ગેલેનના લેખ વાંચી શારીર શાસ્ત્રમાં, અને ડાયોસ્કોરાઇડ્સના લેખોપરથી વનસ્પતિ શાસ્ત્રમાં, નવિન શોધો થવા લાગી—કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. નવીન શોધો કરવાની ઇચ્છાને પરિણામે કોલંબસે ઇ. સ. ૧૪૯૨ માં અમેરિકા ખંડ શોધ્યો. ઇ. સ. ૧૪૯૭ માં વાસ્કોડી-ગામા કેપ ઑફ ગુડહો-પને આંટો મારી આવ્યો. ઇ. સ. ૧૫૧૯—૧૫૨૧ સુધીનાં વર્ષોમાં મિગ્યાસીઅસ-ડી-મેગ-લેનોએ જલ-માર્ગે પૃથ્વીની પ્રદક્ષિણા કરી એવી સિદ્ધ થયું કે પૃથ્વી ગોળ છે. કોપર્નિકસે જ્યોતિષશાસ્ત્રમાં શોધો કરી તેજ વખતે ૧૬ મી સદીમાં ઉપદંશ ( Syphilis ) અને તે વખતે યુરોપ ખંડમાં ઘેરી. લીધી પ્રસિદ્ધ થયેલ " ઇંગ્લીશ સ્વેટીંગ ( English Sweating ) નામના રોગોપર લેખો લખાયા. આ વિદ્યાલયની જન્મભૂમિ દેશોમાં નિદાન શીખવવામાં આવતાં નહોતાં પણ તેમને ખાસ રોગીઓનાં બિછાનાં પાસે લઇ જઇ તે શીખવવાની રીત ઇટલીમાં શરૂ થઇ.

## પારાસેલસસ-ઇર્ષાથી તેનું નીપજાવવામાં આવેલું મૃત્યુ!

નવીન શોધો થતાં પાદરીઓની મર્યાદા ન રહેતાં તથા સ્વતંત્ર વિચારો પ્રતિપાદન કરવાનું પ્રસિદ્ધ લોકોમાં આવ્યું. આ પૂર્વે લોકોને ધર્માધિકારીઓ પાસ દોરડું બાંધી પીંડું પડતું. તેમની વિરુદ્ધ મત પ્રદર્શિત કરતાં તેને શાસન કરવામાં આવતું. ઇ. સ. ની ૧૩ મી સદીમાં રોજર બેકન નામનો અતિ બુદ્ધિવાન માણસ પ્રસિદ્ધિમાં આવ્યો. તેણે ચશ્માની શોધ કરી અને 'દુરબીન'ની શરૂઆત કરી; પણ સ્વતંત્ર શાસ્ત્રીય વિચારો પ્રગટ કરવા માંડતાંજ તેને પાદરીઓના હુકમથી ચૌદ વર્ષની ઓરડીમાં વાસ કરવો પડ્યો હતો! પણ હવે એ દિવસ બદલાયા હતા. માર્ટીન લ્યુથર જેવા મહા ધર્મ સુધારક સોળમી સદીમાં જર્મનીમાં મનમાનતા પોતાની બાજુ-પોપની વિરુદ્ધ-કરી શક્યો. તેજ વખતે અને તેજ વખતે વૈદકમાં સ્વતંત્ર મતો પ્રસ્થાપિત કરનાર પારાસેલસસ નામક અસાધારણ વિશાળ બુદ્ધિનો વૈદ-રાજ ઉદય પામ્યો. જેમ તેની જન્મ અને મરણ તિથિ-એક-વાદગ્રસ્ત છે. તેમજ તેનો જન્મગામ પણ વાદ-ગ્રસ્ત છે! પણ તે ઇ. સ. ૧૪૯૩—૧૪૯૫ સુધીમાં થયેલો એ નિર્વિવાદ છે. કેટલાંક વર્ષો પાઠશાળામાં પુસ્તકજ્ઞાન મેળવવામાં ગાળ્યા પછી પુસ્તક વાંચવાથી જ્ઞાન મળતું નથી એમ સમજી તેણે શાળા છોડી દીધી અને એક મઠમાં રસાયનશાસ્ત્ર શીખવા ગયો. ત્યાં કેટલાક માસ રહ્યા પછી, અને પોતાના અધ્યાપકને અલૌકિક ક્રિયાઓ કરવામાં રોકાયલો જોઇ, તેણે એમ ધાર્યું કે રસાયનિક પ્રયોગોથી નીચ ધાતુનું ઉંચ ધાતુમાં રૂપાંતર કરવું મુશ્કેલ છે; પરંતુ ' પારસમણી ' ( Philosopher's Stone ) મળતાં તે સહજ થઇ શકે; અને તે મેળવવા સૃષ્ટિની સર્વ ખાણોમાં શોધ કરી જોઇએ, તેથી તે મઠ છોડી ખાણોમાં કામ કરવા લાગ્યો! પણ થોડાજ વખતમાં એ કામથી તે કંટાળ્યો. બાદ તેનું લક્ષ વૈદક પર ગયું. તેનો બાપ વૈદ અને તેની મા ' હોસપીટલ—નર્સ " હોવાથી એજ ધંધા પર તેનું લક્ષ જોર એ વધન સ્વાભાવિક હતું; પરંતુ પુસ્તકી વિદ્યાનો તેને કંટાળો હોવાથી તે જુદા જુદા નામાંકિત વૈદ્યોના હાથ નીચે ધંધો શીખવા માંડ્યો. પોતાનો ધંધો ચલાવવા જોઇતું જ્ઞાન પોતાને થઇ ગયું છે એમ લાગવાથી તે

પોતાને ગામ જઈ વૈદું કરવા લાગ્યો. એમાં એને એવો તો યશ મળ્યો કે ઇ. સ. ૧૫૨૬ માં "બેઝલ" મુકામે 'સરકારી વૈદ્ય' તરીકે એની નીમણુંક થઇ. બીજે વર્ષે બેઝલ વિશ્વ વિદ્યાલયમાંથી નિબંધ વાંચવા તેને આમંત્રણ થયું. તેણે ભર સભામાં આવેરો અને ગેલેનના ગ્રન્થોને આગ લગાડી પોતાની નિબંધમાળા શરૂ કરી ! તે જર્મન ભાષામાં હતી. તેમાં તેને સાવલોકન અને સ્વાનુભવથી મેળવેલી માહિતી, રોગોત્પત્તિવિષયક પોતાના તર્ક, નિદાનો વિષે સ્વતંત્ર વિચાર, અને પોતેજ ઠરાવેલી અપૂર્વ ચિકિત્સાનું વર્ણન હતું. તેણે શારીર શીખવા સારૂ મૈત વિદારણ ક્રિયાની જરૂર નથી એવું વિધાન ઠોકી દીધું ! તે કહેતો કે શરીર એ સૂક્ષ્મ જગત, ( Microcosm ) છે અને તેમાં સ્થૂલ જગતમાંના ( Macrocosm ) સૂર્ય, ચંદ્ર, તારા જેવી દૃશ્યમાન વસ્તુઓ તે પ્રમાણમાંજ છે. આથી શરીર રચનાનું જ્ઞાન મેળવવા સારૂ શારીરશાસ્ત્રનું અધ્યયન કરવાની જરૂર નથી. એને સારૂ વૈદ્યે સૃષ્ટિરચનાનું સૂક્ષ્મ રીત્યે નિરીક્ષણ કરવું જોઇએ ! આવાં અપૂર્વ વિધાનો પોતાનાં વ્યાખ્યાનોમાં કરવાથી પદવીધર વૈદ્યો તેની નિર્ભર્ત્સના કરવા લાગ્યા. તે પણ તેમની સાથે બેપરવાઇથી વર્તવા લાગ્યો. આથી ઈર્ષાગ્નિથી બળતા આ વૈદ્યોએ તેની સામે એક 'કેસ' હમો કર્યો; જેનો ચુકાદો એની વિરુદ્ધમાં આવવાથી બેઝલ છોડી જવાની શિક્ષા એને ફરમાવવામાં આવી. તે ત્યાંથી નીકળી જુદે જુદે ગામોએ ભટક્યો પણ કોઈપણ ગામમાં એક વર્ષથી વધુ તે રહ્યો નહીં. છેવટે ઇ. સ. ૧૫૪૧ માં તે બિચારો મરણ પામ્યો.

જર્મનીના વૈધક ઇતિહાસકાર પ્રાચીન વૈદ્યક સુધારમાં પારાસેલ્સસને અગ્રમાન આપે છે. ગેલેનથી वावावाक्यं प्रमाणम्ના ન્યાયે ચાલતા આવેલાં વૈધકનો ફાંટો બદલી આધુનિક વૈદ્યકનો તેણે પાયો નાંખ્યો એમ તેઓ કહે છે. પણ તેના આયુષ્યક્રમ અને ભૂલભરેલા વિધાનોપરથી આ માત્ર અતિશયોક્તિ છે એમ જણાઇ આવે છે. તે બહુ બુદ્ધિમાન હતો અને તેની અવલોકનશક્તિ બહુ તીવ્ર હતી. વળી રસાયન શાસ્ત્રની સારી માહિતી તેને હોવાને લીધે ધાતુના ક્ષાર–માત્રાઓ ઉત્પન્ન કરી તેનો રોગ નિવારણાર્થે ઉપયોગ તે કરવા લાગ્યો. અફીણનો અર્ક ( Tr. oph ) ને તેણેજ પ્રથમતઃ 'લૉડેનમ' નામ આપી ઉપયોગમાં આણ્યું. એ નામ હજુએ ચાલુ છે. તેમજ ઍન્ટીમની ( Antimony ) ના ઉપયોગની શરૂઆત તેણેજ કરી* એટલુંજ બહુ તો તેને વિષે કહી શકાય.

## મડદાં—ચોર વિસેલીઅસ.

પ્રાચીન વૈદ્યક સુધારણાનો ખરો પ્રારંભ સોળમી સદીની શરૂઆતમાં પૅરીસમાં "શારીરશાસ્ત્ર પાઠશાળા" ( College of Anatomy ) સ્થાપન થયાથી થયો. ઇ. સ. ૧૫૩૩ માં એ શાળામાં વિસેલીઅસ ( Vesalius ) નામનો વિદ્યાર્થી શારીરશાસ્ત્ર શીખતો હતો. એ વિષયનો તેને એટલો બધો

* 'એન્ટીમની' નામનો ઇતિહાસ બહુ મનોરંજક હોવાથી અમારા વાચકોના મનરંજનાર્થે અમે તે આપીએ છીએ.

ઍન્ટીમનીની શોધ મઠના એક બાવાએ કરી હતી. એક ડાહ્યા માણસની માફક પ્રથમ તેણે આ નવીન ઔષધિનો ઉપયોગ માનવી–શરીરપર કર્યો પણ તેનું પરિણામ બીજાને ભોગે પોતાને જોવા મળે તે સારૂ, કેટલાક આધુનિક ડાક્ટરોની માફક, તેણે બીજાપર તેની અજમાયશ કરવા ધાર્યું અને પોતાના હાથ હેઠળના સાધુઓપર પ્રથમ અખતરો કર્યો. જ્યારે તેણે બીજે દહાડે સવારમાં પોતાના અખતરાના ભોગ થયેલા બધા સાધુઓને શરણ-થયેલા જોયા ત્યારે તેણે આ નવીન ઝેરને Anti-Monk નામ આપ્યું, કારણ કે તેના સાધુઓને એ ઔષધિ માફક આવી નહીં ! આથી એનું નામ આખરે Antimony પડ્યું !

અનુવાદક.

શોખ લાગ્યો કે તે પૅરીસનાં સ્મશાનમાં જઇ ત્યાંનાં હાડકાં એકઠાં કરી લાવતો ! એક વખતે તો તેણે વધસ્તંભપર ચઢી તેપર લટકતાં ગુન્હેગારનાં એક પ્રેતનું હરણ કર્યું ! એક વખતે એક પ્રેત મળતાં તેણે ચિકિત્સાસારૂ ઘેર આણ્યું. પણ તેની તપાસ ચાલે છે એવી ખબર પડતાંજ, તે ઓળખાય નહિ તે સારૂ, તેણે જલદીથી તેની ચામડી કાઢી નાંખી ! આખરે, શારીર શીખવાની તેની આવી અનિવાર્ય આસ્થા જોઇ તેને ફાંસી દીધેલા ગુન્હેગારોનાં પ્રેતો ચિકિત્સા સારૂ આપવાને સરકારી હુકમ થયો ! !

## આધુનિક શારીરશાસ્ત્રનો પાયો તેણેજ નાંખ્યો.

આગળ જતાં ' પાડુઆ વિશ્વવિદ્યાલયમાં ' શારીરશાસ્ત્રનું અધ્યાપકત્વ તેને મળ્યું. ત્યાં પાંચ વર્ષ સુધી પ્રેત વિદારણ ક્રિયા દ્વારા શારીર જ્ઞાન સંપાદન કર્યા બાદ " માનવ શરીર રચના " ( The structure of the Human body ) નામનું એક નાનકડું પુસ્તક તેણે રચ્યું. અને પાંચમા ચાર્લ્સ રાજાને તે ભેટ કર્યું. તેમાં શરીરના અવયવોનાં ઘણાંક ચિત્રો પણ આપેલાં હતાં અને સ્વાવલોકનાધારે તેનું વર્ણન કરેલું હતું. આથી આધુનિક શારીર શાસ્ત્રનો તેણે પાયો નાંખ્યો એમ કહેવામાં હરકત નથી.

## પાડુઆને છેલ્લી સલામ !

વિસેલીયસનું પુસ્તક બહાર પડતાં તેની વિરૂદ્ધ ઘણા લોક થયા. મૂળ તો તેના ગુરૂનેજ તેનો બહુ તિરસ્કાર આવ્યો; અને બાબાવાક્યં પ્રમાણમનો સિધ્ધાંત ફેરવનાર એ કોણ ? એમ તે કહેવા લાગ્યા. લોક તેનો ઉપમર્દ કરવા લાગ્યા તેથી કંટાળી તેણે છાપવાના બાકીના લેખો બાળી નાંખી પાડુઆ શહેરને ઉંવરની સલામ ભરી, અને સ્પેનના પાંચમા ચાર્લ્સ રાજાની નોકરી પકડી પણ ત્યાંના કાયદા મુજબ ત્યાં તેને એક પ્રેત ચીરવા મળતું નહિ તેથી તેને ત્યાં ગમતું નહીં.

## પ્રાયશ્ચિત્ત !

સ્પેનમાં વિસિલિયસ હતો તે વખતે, ઇ. સ ૧૫૬૩ માં, ન્યુરીએ તેને વિષનાં સંશય પરથી એક પ્રેત તપાસવા આપેલું પણ છાતી ચીરી હૃદય બહાર કાઢતાં તે હાલતું દેખાયું. આથી ત્યાંના કાયદા મુજબ તે ગુન્હેગાર ઠર્યો અને જેરૂસલમની યાત્રા કરી પાપક્ષાલન કરવાનું પ્રાયશ્ચિત્ત તેને આપવામાં આવ્યું. ત્યાં જઇ પાછા આવતાં રસ્તામાં તેનું મૃત્યુ થયું. આ પ્રમાણે આધુનિક શારીરશાસ્ત્રનો પાયો નાંખનાર મહાત્માના આયુષ્યનો અંત આવ્યો ? આનાં મરણ બાદ પંદર વર્ષે પોતાનું નામ પાશ્ચાત્ય વૈદકમાં અજરામર કરી જનાર હાર્વે નામનો વૈદ્ય ઇંગ્લંડમાં જન્મ પામ્યો.

અનુવાદક—મગનલાલ માણેકલાલ ઝવેરી.

# સાહિત્ય પરિષદો અને તેમનો ઇતિહાસ.

લખનાર—રા. મગનલાલ માણેકલાલ ઝવેરી.

( ભાષાશુદ્ધિ તથા ભાષોત્કર્ષના અર્થમાં ).



સાહિત્યનો વિષય ખાસ કરીને આ લખનારનો કે આ માસિકનો ખાસ વિષય નથી તેથી તેને પૂર્ણ ન્યાય આપી શકાશે કે કેમ તે શક ભર્યું છે. છતાં આજે સામાન્ય-સર્વમાન્ય થઇ શકે એવીજ-કેટલીક બાબતોનો વિચાર કરવાનો હોવાથી આ સાહસ ઉઠાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. સાહિત્યના વિષયની ખાસ ચર્ચા કરવા સારૂ ૨-૪ પત્રો બહાર પડતાં હોવાથી આ માસિક એ વિષયને ગૌણ માને તો ખોટું નથી. ઉપરાંત હીંદની સઘળી ઉન્નતિનો આધાર કાંઇ એનાપરજ અવલંબિત નથી કે જેથી દરેક પત્રનો તે ખાસ વિષય થવોજ જોઇએ એવો નિયમ બાંધી શકાય: એતો એક પ્રાંતિક વિષય છે. વળી પાશ્ચાત્ય દેશો કરતાં હીંદની ભાષાઓ પણ ન્યાત જાતની માફક અનેક ગણી છે! આથી આ એક દેશીય પ્રયત્નમાં સર્વ સાધારણ દષ્ટિથી કોઇ ભાગ લેતું નથી-કેટલેક અંશે એમ કહીએ તોયે ખોટું નહિ કહેવાય કે એ વિષયમાં મચી રહેનારને એ વિષયની બહાર તેમને બીજું બહુજ થોડું કર્ત્તવ્ય છે એમ ભાસે છે! આથી એ વિષયમાં મચી રહેનારને બીજું બહુજ થોડું કરવાનું મન થાય છે. દરેક પરિષદ પોતાનાં તડનીજ ઉન્નતિસારૂ પ્રયત્ન કરે છે. આજે આપણે સર્વ સાધારણ દૃષ્ટિથીજ વિચાર કરવાના છીએ. જોકે આ માસિક ગુજરાતી ભાષામાંજ ગુજરાતી પ્રજાને સારૂ પ્રકટ થાય છે.છતાં આવી ઉપયોગી બાબતોનો વિચાર સંકુચિત દૃષ્ટિથી કરવો જોઇતો નથી. આથી આપણે હિંદની કેટલીક મુખ્ય ભાષાઓની સાહિત્ય પરિષદોનો સંક્ષિપ્ત ઇતિહાસ જોઇ તેપર વિચાર કરીશું.

"સર્વસાધારણ દષ્ટિથી" એટલા વાસ્તે કે અમે જે દૃષ્ટિથી આજે વિચાર કરવા ઇચ્છા રાખીએ છીએ તેનું લક્ષ્યબિંદુ એવું કલ્પ્યું છે કે સાહિત્યના રણક્ષેત્રમાં ઝૂમતા 'કેશરીઆ' કરનારાઓમાં જેમ હંમેશ મતભેદ હોય છે– ગુજરાતીમાં તો ખાસ કરીને-તેવો મતભેદ-વિચારભેદ આમાં હોવાનો સંભવ નથી. એક માણસ અમુક એક વિષયનેજ પકડી તેનો પૂર્ણ અભ્યાસ કરે- તે સારૂ પોતાથી બનતું કરે-એ Division of labour ના ન્યાયે ઇચ્છવા યોગ્ય છે; છતાં અમારા ગુર્જરસાક્ષરો કે જેઓ પ્રાંતિક ક્ષેત્રમાં એક દેશીય કામ કરી રહ્યા છે– અને તેયે એકાદીજ અને સાધારણ બાબતનેજ પકડી–તેઓ જેટલો ઉત્સાહ એ ક્ષેત્રમાં રાખી કામ કરે છે તેના પ્રમાણમાં બીજીપણ ઉપયોગી બાબતો તરફ 'થોડુંક' લક્ષ આપે તો હિંદને- કંઇ નહીં તો તેમની ભાષા બોલનાર પ્રજાને-જરૂર વધુ લાભ થાય અને, તેઓ વધુ સંગીન કામ કરી શકે.

## સાહિત્ય એટલે શું ?–તેનું સ્વરૂપ.

આ વિષયની દષ્ટિથી વિચાર કરીશું તો આપણે 'સાહિત્ય'ની રહેલામાં રહેલી વ્યાખ્યા ' કોઇપણ ભાષા બોલનાર કે વાંચનાર લોકોના વિચારોનાં એકીકરણનું દર્શન કરાવનાર મુખ્ય સાધન ' એજ મુજબ કરીશું. એ તો જાણીતું છે કે પ્રાચીનકાલમાં લિખિત સાહિત્ય નહોતું. વેદાદિ પવિત્ર જ્ઞાનનાં જે પુસ્તકો હાલ થએલાં છે તેમાં કહેલું બધું પ્રાચીન ઋષિ મુનિયોનાં મગજરૂપ જ ભરેલું રહેતું. જો તે મુજબજ ચાલતું આવ્યું હોત તો આજે જે અનેક ઉપયોગી પુસ્તકોનાં નામ નિશાન મળતાં નથી તેવો પ્રસંગ આવત નહીં–મુસલમાન રાજ્યકર્ત્તાઓને પુસ્તકાલયોનાં પુસ્તકાલયો જલસમાધિસ્થ કરવાનું કે અન્ય રીતે નાશ કરવાનું રહેલું પડત નહીં. તેમજ પુસ્તકો વાંચવાથી લોકોની જે સ્મરણશક્તિ સવારે શું ખાધું તે સાંજ સુધી યાદ રાખવા જેટલી તાકાત ધરાવતી નથી તે તેટલી 'કટાઇ' જાત નહીં તેમજ અનેક પ્રકારના હલકા ઉંચા કાગળો–જેમાંના ઘણાકની ગરમી અને તેજ આંખને નુકશાનકારક છે–આદિના વપરાશને પરિણામે તેમની આંખો અને શરીર હાલના જેવાં તેજહીન અને નિર્બલ થઇ ગયાં હોત નહીં. ઘણાક વિદ્વાનોનો મત છે કે પુસ્તકોનો છાપીને પ્રચાર કરવાથી–કહોકે મગજમાં રહેલાં જ્ઞાનને કાગળ ઉપર ચિતરી તેને સ્થૂલ કરવાથી–વધુ લાભ થયો છે અને થવાની સંભાવના છે. બીજો પક્ષ એવો છે કે એ જ્ઞાનના પુસ્તકોનાં રૂપમાં ચિતરાવાથી કાળે કરીને પ્રક્ષિપ્તતા વિક્ષિપ્તતા એટલી બધી વધતી ગઇ કે ઘણીક વખત તો નીર-ક્ષીર જુદું પાડવું બહુ મુશ્કેલ થઇ પડે છે. આપણે અત્યારે એ બાબતમાં ઊંડું ઉતરવાની જરૂર નથી; પણ એટલું તો ખરું કે સૂક્ષ્મ રીતોને સ્થૂલ રૂપમાં આણવામાં ન આવી હત તો સૂક્ષ્મના ફાયદા ચાલ્યા જાત નહીં. અને લોક આલસ્ય અને સમયના બચાવ સારૂ જડપરજ વધુ આધાર રાખત નહિ; એટલુંજ નહિ પણ તેમનાં મગજમાં ભરેલાં જ્ઞાનને અભાવે, જ્ઞાનની સંગીનતા ઘટવાથી, પરદેશી–વિધર્મી–હુમલા કરનારાઓનાં મનની ઇચ્છા પાર પડત નહીં !

## પ્રાચીન પૂર્વીય તેમજ પાશ્ચાત્ય સાહિત્ય-પરિષદોનો વિચાર.

પરિષદ્ એટલે ' અમુક એક બાબતનો વિચાર કરવાને સારૂ મળેલી સભા '—પછી તે કોઇ ધર્મ, જાતિ, ભાષા કે બીજી કોઇપણ બાબતની હો. આ પરિષદો ભરવાનો પવન લોકોને હમણાં હમણાં બહુ વાયો છે એમ કેટલાકને લાગશે પણ વસ્તુસ્થિતિ તદ્દનજ જુદી છે. પૂર્વે નૈમિષારણ્ય જેવા અરણ્યમાં યજ્ઞસમારંભાર્થે એકઠા થયેલા ઋષિઓ સૂત જેવા એકાદિક પંડિતને અધ્યક્ષ નીમી, તેને મોઢેથી અનેક કથાઓનું શ્રવણ કરતા અને બીજા વિષયોનું પણ શંકાસમાધાન કરી લેતા. તેનાપર પ્રતિશંકાઓ નીકળતી અને એકંદરે આ પરિષદો મારફત જ્ઞાનનો વધારો થતો.[1]

---

૧ ઘણીક વખતે ઘણા વખતથી બંધ રહેલી એકાદિક પ્રથા પાછી ચાલુ થાય છે ત્યારે આપણને તે નવીનજ ભાસે છે; પણ ઇતિહાસ તરફ દષ્ટિ નાંખતાં તે પ્રાચીન સમયમાં પ્રચલિત હતી એમ આપણને સ્પષ્ટ જણાઇ આવે છે. વધારે દૂર ન જતાં આપણે તાજો, સદ્‌ગત જાપનના મિકાડોનોજ, દાખલો લઇશું. મરણ પછી તેને ઉપાધિ આપવામાં આવી તે જાપાનનીજ એક જુદી પ્રથા તરીકે લેખાય છે, પણ તેમ નથી. આખા એશિયામાં તે પ્રથા એક વખતે ચાલુ હતી.

મહારાજ વિક્રમ અને ભોજના સમયમાં રાજસભામાં અનેક પંડિતો અને કવિઓ સાહિત્ય-ચર્ચા દિનગત કરતા એ પણ પરિષદ્ નહીં તો બીજું શું ?

## ગ્રીક એકેડેમીઝ અને બીજી પરિષદો.

આજ મુજબ પ્રાચીનકાલમાં ગ્રીસમાં Academies ભરાતી. મૂળ પહેલી પરિષદ્ પ્રખ્યાત તત્ત્વજ્ઞાની પ્લેટોની એકાંતવાસની ઝાડીમાં આવેલી જગ્યામાં 'એકેડેમ' નામનાં ગામમાં મળી હતી તેથી તેનું નામ Academies પડયું. એ પરિષદ્ મુખ્યતઃ સાહિત્ય, શાસ્ત્ર અને કલાના અભ્યાસના વિકાસ સારૂ ભરવામાં આવી હતી અને તે વખતે તેને વિદ્વાનોના સારો આશ્રય મળ્યો હતો. આગળ જતાં તેનો દાખલો લઇ એલેક્ઝાંડ્રીયા, જર્મની, ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટલી, વગેરે જુદેજુદે સ્થળે ટૉલેમી, શાર્લમેન, આલફ્રેડ ધી ગ્રેટ, વગેરે રાજાઓના આશ્રય નીચે જુદી જુદી પરિષદો સ્થપાઇ.

## ફ્રેન્ચ એકેડેમીઝ—Academic Francaise.

આની સ્થાપનાને શુમારે ૩૫૦ વર્ષ થયાં છે. પહેલાં થોડાંક વર્ષસુધી તે કોઇને ઘેર ભરાતી અને ત્યાંજ જે લેખાદિ વાંચવામાં આવ્યું હોય તેની ચર્ચા ચાલતી. આ પ્રકાર જેમ આપણા દેશમાં ઘણીક ક્લબોમાં ચાલે છે તેવોજ હતો; પરંતુ પછી તેને રાજ્યાશ્રય મળવાથી તેણે ફ્રેંચ ભાષાની શુદ્ધિ કરવાનું મહાન કાર્ય હાથ ધર્યું. ફ્રેંચ ભાષાનું નિયમન કરી, તે ભાષામાં શાસ્ત્ર અને કલા સંબંધી પારિભાષિક શબ્દો રચી, તે ભાષા કોઇપણ વિચારનું વહન કરવાને

---

પ્રખ્યાત મોગલ નરેશ અકબરની જનેતા અને હુમાયુ બાદશાહની પત્ની હુમીદાને મરણ પછી 'મરીયમ'ની ઉપાધી આપવામાં આવી હતી; અગ્યારસે વર્ષ પૂર્વે ચીનમાં થઇ ગયલી દેવી ટિસાઓ નામની એક વિદુષી સ્ત્રી, કે જેણે 'સ્ત્રી શિક્ષા' પર પહેલવહેલું પુસ્તક લખ્યું હતું, તેના એક ભાઇએ હન વંશનો રાજ ઇતિહાસ લખવો શરૂ કર્યો હતો; પણ તેનાં અકાળ મૃત્યુ-બાદ ઉક્ત દેવીએ તે ઇતિહાસ પૂર્ણ કરવાથી તેને તેનાં મૃત્યુબાદ તત્કાલીન ચીના સમ્રાટે 'મહાદેવી' ની ઉપાધિ આપી હતી. એજ નામથી તે આજદીન સુધી પ્રખ્યાત છે. આજકાલ સ્ત્રીયોનો 'ફેન્સીફેર' ભરાય છે તે આપણને નવીન લાગે છે પણ અકબરના સમયમાં પણ તે ભરાતો. એમ નીચલી વાતપરથી જણાય છે. મુસલમાનોમાં નવા વર્ષના આરંભમાં, 'નૌરોઝ' ના ઉત્સવ થાય છે તેનું અનુકરણ કરી અકબરે દિલ્હીમાં 'ખુશરોઝ' નામનો એક નવોતહેવાર ચલાવ્યો હતો. તે દિને દિલ્હીમાં સ્ત્રીયોનો એક મોટો મેળો ભરાતો, અનેબાદશાહની બેગમો, તેનાં ઉમરાવોની સ્ત્રીયો, રજપુત સરદારોની રાણીઓ, તથા મુખ્ય અમલદારોની સ્ત્રીઓ વેચનાર તથા ખરીદનાર તરીકે રહેતી. અંતઃપુરમાંની સંકુચિત હદમાં-પડદાના રીવાજને લીધે રાત દિવસ બેશી રહેનારી સ્ત્રીયોને કંઇક રમુજ મળે એ ઉદ્દેશથી આ યોજના અકબરે કરી હશે!

મોટા માણસની પાછળ એકાદેક ગુલામ જેવાનો ભોગ બહુ પ્રાચીન કાળથી અપાતો. આથીજ કીચકનાં શબની સાથે સૈરન્ધ્રીને બાળવાનો હુકમ થયો હોય એમ લાગે છે; सैरन्ध्रयाः-सूतपुत्रेण सह दाहं विशांपतिः। મહા૦ વિરાટ૦ ૨૩-૮. જાપાનના મિકાડો પાછળ જનરલ નોગી અને તેની સ્ત્રીએ કરેલા આત્મઘાત ઉપલા કારણે પણ આજ પ્રથાનો દ્યોતક છે.

સમર્થ થાય તેવું સ્વરૂપ તેને આપવાનું કામ પરિષદે પોતાને માથે લીધું. અને તેનાજ પંગથી ફ્રેંચ ભાષાનો નવો વ્યાપક કોષ કરવા સારૂ સર્વ માન્ય ફ્રેંચ ગ્રંથકારોના ગ્રંથોનું માર્મિક અવલોકન કરી તેમાંની શબ્દસંપત્તિ અને સંપ્રદાય સંપત્તિનું યોગ્ય વર્ગીકરણ કરી એક ઉત્તમ કોશ તૈયાર કર્યો. આ તેમના પરિશ્રમની જોઇતી કદર તે થઇ નહીં—ઉલટું યુરોપની હંમેશની પ્રાચીનકાળની રૂઢિની માફક અરાઢમી સદીને અંતે ક્રાંતિ સમયે કેટલાકને શૂળીયે ચઢવું પડયું; પરંતુ પછી શાંતિનો કાળ આવ્યો તેમ પરિષ્ નશીબ પણ ફર્યાં અને જે હિલચાલ થોડાક કાલ પૂર્વે સરકારને ભયાનક અને રાજદ્રોહી લાગતી હતી તેજ હવે અલ્પાવકાશમાં રાજ્યાશ્રયને પાત્ર થઇ તેના સભાસદો સરકારમાંથી વર્ષાસન મેળવવા લાગ્યા !

## નટોનાં કમભાગ્ય !

આ સભાના તે વખતના નિયમોમાં એક ચમત્કારિક વાત એ હતી કે જે નટનો કરનારા ( Actors ) હોય તે આ પરિષદના સભાસદ થઇ શકતા નહીં ! બિચારા નાટકવાળાઓને તો પરાપૂર્વથી પ્રત્યેક દેશમાં માનહાનિનોજ વારસો મળતો આવ્યો છે ! આપણા દેશમાં પહેલા, અને કેટલેક અંશે તો હજીએ, જેમ નાટકવાળાની દોસ્તી અને પાડોશ સંસર્ગ કરવા લોક અચકાય છે તેમ ત્યાં પણ તેવીજ સ્થિતિ હતી !

આ નિયમ મુજબ મોલિયેર જેવા નામાંકિત પ્રહસનકારને આ પરિષદ્‌માં જગા મળી ન્હોતી ! જગપ્રસિદ્ધ બીજા વિદ્વાનો પણ આ પરિષદ્‌થી ઉપલાંજ કારણે બહિષ્કૃત હતા ! આખા યૂરોપ ખંડમાં સૌથી વધુ પ્રહસનપ્રિય તથા વિનોદપ્રિય રાષ્ટ્ર ફ્રેંચ છે. સ્પેનીશ લોકો ઇંગ્રેજો કરતાં વધુ વિનોદપ્રિય છે. આખા યૂરોપમાં જર્મન લોકોમાં વિનોદ ઓછો છે. ખરો વિનોદ તો ફ્રેંચ લોકોનાં પુસ્તકોમાંજ અને હાલના કેટલાક અમેરિકન લેખકોનાં પુસ્તકોમાંજ વિશેષ જણાય છે. જાપાનીસો પણ વિનોદપ્રિય છે. ઇંગ્રેજો બહુ વિનોદપ્રિય નથી છતાં સારા વિનોદમાંનો મર્મ જાણવો એ એક ઇંગ્રેજ " જેંટલમેન " નું હાલ લક્ષણ મનાય છે એમ કેટલેક ઠેકાણે વાંચવામાં આવે છે. Keen sense of hunour–વિનોદ મર્મજ્ઞતા–એ સુશિક્ષિતપણાનું લક્ષણ છે–.

પણ હવે જમાનો બદલાયો છે. સારા લેખકોની કદર તે–Actor–નટ હોય તોપણ થવા લાગી છે. દુનિયામાં હાલમાં જે કેટલીક સાહિત્યની ઉત્તમ સેવા બજાવનારી અગ્રગણ્ય સંસ્થાઓ છે તેમાંની એક આ પણ ગણાય છે. જે સંસ્થાના આવા સ્થાપકે અનેક દુઃખો સહન કર્યાં હોય છે તેનાં ફળ તેના અનુયાયીઓને એવાંજ મીઠાં પ્રાપ્ત થાય છે, અને દુનિયાના કોઇપણ દેશની કોઇ પણ હીલચાલ જોનાં તુરત જણાઇ આવે છે. તોયે દરેક વખતે તેવી દરેક હીલચાલ પર ટીકા કરનારાઓનું પ્રાબલ્ય તો હોય છેજ ! કોઇપણ સંસ્થાનાં કોઇપણ કાર્યમાં કદાચ કામ કરનારાઓની ખોટ પડશે પણ ટીકા કરનારાઓનો તો સુકાળજ રહેશે !!

## બ્રીટીશ એકેડેમીની સ્થાપના.

એજ નમુના મુજબની એક 'એકેડમી' ત્યાર બાદ જર્મનીમાં સ્થાપિત થઇ અને તેના સભાસદ થનારા સરદાર અને રાજકુમાર સરખાઓને પણ અભિમાન લાગવા માંડ્યું ! ઇટલીની પરિષદે પ્રાચીન હસ્તલેખો વગેરે શોધી કાઢવાપર વધુ લક્ષ આપ્યું. ઇંગ્લંડમાં

યુરોપ અને અમેરિકાની સઘળી સાહિત્ય પરિષદોના પ્રતિનિધિઓની એક સંયુક્ત કૉન્ફરન્સ થોડા વર્ષ પર ભરાઈ હતી. તેણે આવી પરિષદોનો ભાષાની ઉન્નતિ અર્થે કાંઈપણ ઉપયોગ થાય છે કે નહિ? એ પ્રશ્નની ખૂબ ચર્ચા કરી. નિર્ણય 'થાય છે' આવ્યો; અને ઇ. સ. ૧૯૦૨ માં ગ્રેટબ્રીટનમાં 'બ્રિટિશ એકેડેમી' ની સ્થાપના થઇ, તે એ નિર્ણયનુંજ પરિણામ. આપણા પ્રખ્યાત ભલા ગવર્નર લૉર્ડ રે તેના પહેલા અધ્યક્ષ હતા. પરિષદે જોકે એક દશકામાં ઝાઝું કરી બતાવ્યું નથી પણ અંગ્રેજ લોકો Slow but sure પધ્ધતિએ કામ કરનારાઓ હોવાથી આપણે તેનું કામ જોવા ઉતાવળા થવું જોઇતું નથી.

## હિંદની સાહિત્ય પરિષદો.

આપણા દેશની કોઇપણ ભાષાની પરિષદ ૩૦-૩૧ વર્ષથી મોટી ઉમરની નથી. તેમાં સૌથી મોટી ઉમરની, અને સૌથી બહોળા સાહિત્યવાળી, અનેક ગુજરાતી, મરાઠી, તેમજ કેટલાક અંગ્રેજી લેખકોનું પણ ભરણ પોષણ કરનારી, બંગાલી, ભાષાની સાહિત્ય પરિષદ છે. તેને સ્થપાયે આજે ૨૩ વર્ષ થયાં છે. બાદ શ્રી નાગરી પ્રચારણી સભાની સ્થાપના થઇ. મરાઠી અને ગુજરાતી પરિષદોનો જન્મ લગભગ સાથેજ થયો છે. પરિષદોની સૌથી નાની બ્હેન 'આંધ્ર પરિષદ' છે, જ્યારે ગુજરાતીઓ પોતાનીજ માતૃભાષામાં વિવેચન થતું હોય છતાં અંગ્રેજીમાં બોલી અથવા લખી અન્ય લોકોને તેનું ભાષાંતર કરી સમજાવવાની નકામી તસ્દી આપે છે. જાણે કે માતૃભષામાં પોતાના વિચારો જણાવવાં તેમને આવડતોજ ન હોયની અને તેમાં જણાવવા એ એક મોટું પાપ હોયની! માતૃ ભાષામાં લખવું તેમના દરજ્જાને ઉતરતું લાગે છે! આવા લેખકોને બાબુ રોમેશચંદ્ર દત્તના કરતાં વધુ સારો દાખલો અમે આપી શકતા નથી. દત્તનું જીવન ચરિત્ર વાંચતાં સહજ જણાશે કે તેમને બંકીમ બાબુ સાથે મુલાકાત થઇ અને બાબુએ તેમને કહ્યું કે "પ્રયત્ન કરો અને તમારા જેવા સુશિક્ષિતને જલદીજ ફત્તેહ મળશે" ત્યારેજ દત્તે પોતાનાં લખાણ બંગાલી ભાષામાં કરવા માંડી કેટલીક ઉત્તમ નવલ કથાઓ રચી. આથી જણાશે કે માતૃભાષામાં લખવું સુશિક્ષિતને જરાએ અશક્ય નથી પણ તેઓ પ્રયત્નજ કરતા નથી! સુશિક્ષિતો-અંગ્રેજી ભણેલાઓ કરતાં અશિક્ષિતો-દેશી ભાષાના જાણનારા કે જેમને પાશ્ચાત્ય બાબતોનું બીલકુલ જ્ઞાન નથી તેમને જ્ઞાન આપવાનીજ વધુ જરૂર છે. મહારાષ્ટ્રીય લેખકો તરફ જોઇશું તો લેખકોનો ૩/૪ ભાગ ગ્રેજ્યુએટોનો જણાશે.

બંગાલીઓ મૂળેજ ભાવપ્રધાન પ્રકૃતિના ( Sentimental ) હોવાથી તેમજ તેના મહાન પુત્રો ચુસ્ત માતૃભક્ત હોવાથી તેની સેવા મોટામોટા કરવા શરમાતા નથી-તેમ કરવું પોતાનો ધર્મ માને છે. જેમ બંગાલમાં શિક્ષણ પ્રચાર પણ સારો છે તેમજ ધનિકોની મદદ પણ સારી છે. બંગ પરિષદે પ્રસિદ્ધ કરેલા ૪૦-૫૦ ગ્રંથો પૈકી કેટલાક મોટામોટા ગ્રંથો છાપવાનો સઘળો ખર્ચ શ્રીમંતોએ-જમીનદારોએ-આપ્યો હતો. ત્યાંનાં સાહિત્ય સંમેલનોમાંથી ઘણાક સંમેલનોનો બધો ખર્ચ આપણી 'બાબુલનાથની શ્રાવણ માસની ઘીની પૂજા' ની માફક આવા ધનિકો તરફથીજ અપાયલો હોય છે! આપણી તરફ નામદાર ગાયકવાડ જેવા ઉદારચિત્ત અને દેશી ભાષાના ઉત્તેજક-દેશી ભાષા પ્રિત્યર્થ મોકળે હાથે ખર્ચ કરનાર આંગળીને ટેરવે ગણાય તેટલાજ છે, એ પણ આપણી એક કમનસીબી છે.

આપણુને ધનિકોની મદદ નથી તે તો ઠીક; પણ આપણામાં ઉત્સાહ સંપત્તિ પણ ક્યાં છે? 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી' પાસે કાંઇ ઓછું ફંડ નથી. બંગ પરિષદના તો કેટલાક અંગ્રેજ અધિકારીઓ પણ 'પેટ્રન' છે. બાબુ બીપીનચંદ્રપાલ, મહા મહોપાધ્યાય ડૉ. સતીશચંદ્ર, સુરતની કોન્ગ્રેસવાળા ડૉ. રાસબિહારી ઘોષ, રાવબહાદુર ચુનીલાલ બોસ, 'મૉડર્ન રીવ્યુ'ના અધિપતિ બાબુ રામાનંદ છતરજી, વગેરે સર્વ ભિન્નભિન્ન મત ધરાવતી રાજકીય અને સામાજીક મતની વ્યક્તિઓ માતૃભાષાનાં એકત્ર કરનાર શીતલ છત્ર નીચે ભેગી મળતી હશે ત્યારે કેવી શોભા અને આનંદ વ્યાપી રહેતો હશે!

## રાજ્યાશ્રય.

એ તો નિર્વિવાદ છે કે પ્રાચીન કાલમાં, તેમજ અત્રે કે પાશ્ચાત્ય દેશોમાં કોઇ પણ ઠેકાણે રાજ્યાશ્રય શિવાય સાહિત્યોન્નતિ કે ધર્મોન્નતિ થઇ નથી; અને જ્યાં સુધી તેના ખંગ લોકાશ્રય વાળી આપે નહીં ત્યાં સુધી તે થવાની પણ નથી. યુરોપીય સાહિત્યને ઉન્નત થવામાં રાજ્યાશ્રય અને પ્રજાશ્રય બેઉ છે જ્યારે આપણામાં રાજ્યાશ્રયનો અને ઉત્સાહને અભાવે પ્રજાશ્રયનો—બેઉનો સુકો દુકાળ છે.

ઉત્સાહ હોય તો આપણા ન્યાયી રાજ્યકર્તા આપણુને ઉત્તેજન આપવા પાછા હઠયા નથી. બંગ ભાષામાં કેટલાક ઉપયોગી ગ્રંથો અને કોશો જો સરકારાશ્રય આટલોએ ન હોત તો પ્રકટ થઇ શકત કે કેમ તે એક સવાલ છે. યુનિવર્સિટીના જેવી પરીક્ષાઓમાં દેશી ભાષા અધિકારીઓના આશ્રય શિવાય દાખલ થઇ શકતે નહી. નિશાળમાં શીખવાતી આપણી વાંચનમાળાઓ શુદ્ધ કરવી, તેને સુધારવી, અને દેશકાલાનુસાર યોગ્ય વિષયોથી તેને પુષ્ટ કરવી, એવાં કામો પણ સરકારાધીનજ છે.

બંગાલે સરકાર સાથે સાહિત્યની બાબતમાં સારું રાખવાથી તેને તે બાબતમાં ઘણો ફાયદો થયો છે. થોડાજ વખત પૂર્વે—હિંદુસ્થાનના જુદા જુદા પ્રાંતોમાં ભાટ ચારણો જે કવિતાદિ ગાય છે તેનો સંગ્રહ કરવા સારૂ સરકારે એ પરિષદ માર્ફત શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીને મોકલ્યા હતા, જેમણે રજપુતાના, ગુજરાત, કાઠીયાવાડ, વગેરે પ્રાંતોમાં મુસાફરી કરી પુષ્કળ કવિતાદિ મેળવ્યાં. કાશીની 'નાગરી પ્રચારિણી સભા' એ પણ બંગાલનો માર્ગ સ્વીકારવા માંડયો છે. બંગીય પરિષદ અને નાગરી પ્રચારિણી સભા એ બેઉ પરિષદોએ પ્રાચીન ગ્રંથ સંશોધન, પ્રાચીન ગ્રંથ પ્રકાશન, પ્રાચીન વસ્તુ શોધન, વગેરે મહત્વનાં કામો કર્યાં છે—કરે છે. જ્યારે 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી' છગડે ૭ પુસ્તકો વર્ષમાં પ્રકટ કરે છે! મહાભારતની એક જુની પ્રત તેની પાસે પડેલી છે પણ 'તે પ્રકટ કરવા જેવી સ્થિતિમાં નથી.' શા કારણે, તે તો તેજ જાણે!

## પ્રાચીન ગ્રન્થસંગ્રહાલયો.

પૂર્વે મહારાજ ચંદ્રગુપ્તના સમયમાં, આશરે ૨૩૦૦ વર્ષ પૂર્વે, તક્ષશીલા યુનિવર્સિટીમાં ૧૮ વિષયોનું અધ્યયન થતું. સુપ્રસિદ્ધ વૈયાકરણી પાણિની આજ યુનિવર્સિટી—વિદ્યાપીઠ—વિશ્વવિદ્યાલય—ના શિષ્ય હતા. રાજ્યકારણપટુ ચાણક્ય—ચંદ્રગુપ્તને સામ્રાજ્ય અપાવનાર ચાણક્ય—,સુપ્રસિદ્ધ વૈદ્ય આત્રેયી, અને જીવક, તેમજ અનેક શાસ્ત્રોપર ગ્રન્થ રચનાર કુમાર

લબ્ધ, કે જે રોજ ૩૨૦૦૦ શબ્દ મોઢે કરતો એમ કહેવાય છે,—એ બધા પણ આજ યુનિવર્સિટીના શિષ્યો હતા. આ યુનિવર્સિટીનો લય ઇ. સ. ૧૨૦૩ માં થયો. એમાં ૬૦૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ પામતા. વિક્રમશીલ વિદ્યાપીઠ, કે જે ઇ. સ. ૭૦૫ માં સ્થાપન થયું હતું, ત્યાં ૭ પાઠશાળાઓ, વિદ્યાર્થીઓ સારૂ ૭ અન્નક્ષેત્રો, ૧૦૮ અધ્યાપકો, અને અનેક દેવાલયો હતાં કે જેમાં પણ વિદ્યાર્થીઓને શિક્ષણ અપાતું. ઇ. સ. ના સાતમાં સૈકાંમાં સ્થપાયેલાં નલંદ વિદ્યાપીઠમાં ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ, ૧૫૦૦ અધ્યાપક, અને રત્નોદધી નામનું નવ મજલાનું ગ્રન્થસંગ્રહાલય હતું. હુએન્સંગ નામના ચીનાઇ મુસાફર અહિંથી ૬૫૭ ગાંસડા પુસ્તકોના ઉપાડી ગયો હતો કે જે લઇ જવાને તેને વીશ ઘોડાની મદદ લેવી પડી હતી! આથી જણાય છે કે તે વખતે સંગ્રહાલય પાસે પૂરતાં પુસ્તકો હોવા ઉપરાંત આટલાં વધારે પુસ્તકો હતાં કે જે આ મુસાફરને આપી દેવામાં આવ્યાં હતાં. આપરથી આખાં વિદ્યાલયમાં કેટલાં પુસ્તકો હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. ઇ. સ. ૪૦૦ માં દક્ષિણ મહારાષ્ટ્રમાં ધન્ય કટક મુકામે ગ્રન્થ સંગ્રહાલય સ્થાપિત થયું હતું. ઉત્તરમાં તાર્તર દેશમાં અને જ્વાલામુખી મુકામે—કે જ્યાં સુધી હિંદવાસિઓ તે વખતે પહોંચી ગયા હતા ત્યાંનો સંગ્રહ પણ એવો મોટો હતો કે ૪૦૦૦ લિખિત પુસ્તકો મુસલમાન રાજાએ દીલ્લી આણ્યાં! મુંબાઇમાં " મરાઠી ગ્રન્થ-સંગ્રહાલય " નું જે મકાન બંધાયું છે તેવું એક મકાન સંગ્રહ ગુજરાતી ભાષાનાં કોઇ સંગ્રહાલય પાસે નથી એ સખેદ જણાવવું પડે છે.

## પરિષદોની જરૂર.

હવે આપણે પરિષદોની જરૂરપર સ્હેજ વિવેચન કરીશું: સામાન્ય રીતે આપણને એમ જણાય છે કે સંયુક્ત બલથી પ્રતિભાવાન્ સાહિત્ય થતું નથી. સંયુક્ત બલથી શેકસપીયરનાં જેવાં નાટકો, હોમરનાં જેવાં કાવ્યો અને મોલીયરનાં જેવાં પ્રહસનો લખાયાં નથી એ ખરૂં પણ સાહિત્ય પરિષદનો હેતુ જે કામ એકલા માણસથી થઇ શકે તે કરવાનો હોવો ન જોઇએ—હોતો નથી. તેનું કામ તો તેના લેખકોની કદર કરી તેમને ઉત્તેજન આપવાનું તેમજ કોશ વ્યાકરણાદિ જેવાં મોટા જરૂરી અને મતભેદવાળા વિષયનો નિર્ણય કરવાનું છે. એ કામો સંયુક્ત મહેનતથીજ કરવા લાયક છે, અને તે કરવાં એ સાહિત્ય પરિષદોનો ધર્મ છે. જાહેર સંમેલનો—પરિષદો—ભરવાનો જે ' વા ' હમણાં હમણાં વાયેલો લાગે છે તે માત્ર લોકોની શિથિલતા દુર કરી તેમનામાં જાગૃતિ લાવવા સારૂજ. પોતાનાં લક્ષબિંદુના વિષયની કેવી રીતે ઉન્નતિ કરવી, તેમ કરવામાં શા શા ઉપાયો યોજવા, ખામીઓ શી શી છે, નિયમાદિમાં શા શા ફેરફાર કરવા આદિ બંદોબસ્ત બહુમતિથી કરી કામ કરવું, એજ માત્ર પરિષદોનો ઉદ્દેશ છે—પછી તે કોઇ જાતની પરિષદ હો, કોઇ ધર્મની હો, રાજદ્વારી વિષયોની હો કે સાહિત્યની હો.

ખરૂં છે કે સાહિત્ય પરિષદના અગ્રગણ્ય સાક્ષરો ભાષાની ઉન્નતિ કેવે પ્રકારે થશે, વ્યાકરણ તેમજ શબ્દોની વ્યુત્પત્તિ સંબંધી શો નિશ્ચય કરવો, તેમજ કોશ જેવાં મહાન કામો કરતી વખતે ફસાયા શબ્દનો અર્થ શો, શુધ્ધ શબ્દ કયો, વગેરે જેવા નાજુક પ્રશ્નોના નિકાલ સંમેલનમાં કરતા નથી. સામાન્ય જનોના મતાધિક્યથી આવાં કામો કરવાનાં હોતાં નથી. તેને સારૂં કેટલાક ખાસ વિદ્વાનોની કમીટીઓ નિમવામાં આવે છે અને એવી કમીટીઓના સભા-

## અમેરિકાના યુનાઈટેડ્ સ્ટેટ્સના પ્રધાનની ચુંટણી; અને તેના નવા પ્રધાન ડૉ૦ વુડ્રો વીલસનનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.



યુનાઈટેડ સ્ટેટ્સ (અમેરિકા)ના પ્રેસીડેન્ટની ચુંટણીનો વૃત્તાંત બહુજ રસમય છે, તેથી તે સંક્ષિપ્તમાં આપી આજે અમે ત્યાંના નવા પ્રેસીડન્ટ ડૉ૦ વુડ્રો વીલસનનો પરિચય "સત્ય" ના વાંચકોને કરાવીએ છીએ. ત્યાં જુદા જુદા પાંચ રાજદ્વારી પક્ષ છે: રીપબ્લીકન, ડેમોક્રેટીક, લેબર, પ્રોહીબીશનીસ્ટ, અને પોપ્યુલીસ્ટ. ડેમોક્રેટીક પક્ષમાં સાઠ લાખ વોટરો છે. એજ પક્ષ તરફથી ઉક્ત ડૉક્ટર સાહેબ ચુંટી કઢાયા છે. એ પક્ષે ડૉક્ટર સાહેબની ચુંટણી વાસ્તે કરેલા ખર્ચનો આંકડો અમે "સત્ય" ના માર્ચના અંકની એક નોટમાં સવિસ્તર આપી ગયા છીએ.

આવા પક્ષોની ઝપાઝપી, જો કે નવા પ્રેસીડન્ટની ચુંટણી દર ચાર વર્ષે થાય છે તે હવેથી દર છ વર્ષે કરવાનો વિચાર ચાલે છે છતાં, ચુંટણી વર્ષ ડોઢ વર્ષ પહેલાંથી શરૂ થાય છે, અને તે સારૂ દર વખતે (માત્ર?) સાડાચાર કરોડ રૂપિઆનો ધૂમાડો થાય છે! માર્ચના "સત્ય" ની નોટમાં તો માત્ર અમે એકજ પક્ષનો ખર્ચ–ડેમોક્રેટીકનો–આપી ગયા છીએ. આ પ્રેસીડન્ટને વાર્ષિક રૂ. ૧,૫૦,૦૦૦ નો પગાર અને રૂ. ૧,૮૦,૦૦૦ નું–માથા કરતાં પાઘડી મોટી જેવું–ભથ્થું (allowance) આપવામાં આવે છે!

વોટરોને લાંચ આપવાનો જો કે નિષેધ છે–તેને વાસ્તે અનેક કાયદા છે–છતાં તે બધા કાયદા પુસ્તકોમાંજ લખાયલા રહે છે! જે રીતે પૈસા ખર્ચવામાં આવે છે તે જોતાં તો ગમે તેવા "પાર્લામેંટરી એજંટ" ના મોંમાં પાણી છૂટયા વિના રહેતું નથી! મોટા શહેરોમાં તો આખા આખા મહિનાનું ખર્ચ વોટરોને, અમુક પક્ષની તરફેણમાં મત આપવાનો હક મળે તે સારૂ, આપવામાં આવે છે! આવા 'વોટરો' થી ન્યુ યોર્ક શહેરનાં બધાં હોટેલો ચુંટણીને આગલે મહીને ભરાયલાં હોય છે! ઉપરાંત તેઓ ચુંટણીને દિવસે ભૂલથી કોઇ બીજા ઉમેદવારને મત આપી ન દે તે સારૂ ચુંટણીને દિવસે તેમને એકાદ બે પાઉંડની દક્ષિણા આપવામાં આવે છે!! ઘણીક ઠેકાણે તો આવા પાંચ પાંચ વોટરોનાં એક એક ટોળાંને અમુક રકમ આપી ખરીદી લેવામાં આવે છે અને તેમનું 'ખટારૂં' પરભારૂં ચુંટણીને સ્થલે 'પાડવી' દેવામાં આવે છે કે જેથી બીજાઓની તેમના પર નજર બગડે નહીં! દરેક પક્ષ અને પત્ર સામાને ઉતારી પાડવા બનતું કરે છે.

સેંકડો બાહુતી બોલનારાઓને બે ત્રણ રાત આગળથી એક રાતના એક ભાષણના–રૂ. ૩૦–૧૫૦ આપી રોકવામાં આવે છે જેમનો તે રાતનો ધર્મ પોતાને 'ફી' આપનારનાં મોં ભરી વખાણ કરવાનો હોય છે. કોઇ કોઇની ફી તો રૂ. ૩૦૦૦ સુધીની (એકજ રાત વાસ્તેની) હોય છે!! એક આખું વિશાળ મકાન ભાડે રાખી ત્યાં અનેક મેનેજરો અને કલાર્કો રોકવામાં આવે છે. સૌથી પ્રથમ એક ૨૫૦ પાનાનું પુસ્તક છપાવી ઘેરે ઘેર મોકલવામાં આવે છે, જેમાં પોતાના પક્ષના ઉમેદવારનેજ ચુંટી કાઢવાની તરફેણમાં એકથી એક સુંદર દલીલો રજુ કરેલી હોય છે. જેમ જેમ દિવસ પાસે આવતા જાય છે તેમ તેમ પીઠાંઓ અને હોટેલોમાં ગર્દી વધતી જાય છે. દરેક જણનો વાર્તાલાપ આજ વિષયમાં ચાલી પ્રેસીડન્ટ કોણ ચુંટાશે તેની કલ્પનાના ઘોડા પણ એજ દિશામાં દોડે છે. મુંબાઇ ગુજરાતીનાં 'હિંદુ ઉપાહાર ગૃહો' માં "પારોર ખમણ"...વગેરેની પીરસણીયાઓની બૂમોથી કંટાળેલાઓને કદાચ આવે વખતે ત્યાં મોકલવામાં આવે તો તેમને અહિંના કરતાં વધારે શાંતિ મળવી મુશ્કેલ છે!

ટુંકમાં અમેરિકાના પ્રેસીડન્ટની ચુંટણી એટલે આપણી ઊશી કહેવત “પક્ષે ચોરી, પક્ષે ન્યાય, પક્ષ વિનાનો પાછો જાય” નું પ્રત્યક્ષ દર્શનજ, અને આ બધી તૈયારીઓ ત્યાનનું સાજનું મળવાનું હોય તેને આગલે દિવસની તૈયારીજ!

પણ એટલું ખરૂં કે આ ચુંટણીમાં જેનો પક્ષ કરવામાં આવે છે તે પણ કોઈ અસાધારણ કોટીનો મનુષ્ય હોય છે, સાધારણ માણસનો પત્તો ત્યાં લાગતો નથી.

## ડૉ. વુડ્રો વીલસનનું જીવન ચરિત્ર.[1]

અમેરિકન લોકો ગોરી ચામડીની બધી વસતીમાં સુશિક્ષિત, સુધરેલા, શોધક અને કર્તવ્યપરાયણ છે. સ્વતંત્રતાનો વાસ તો બીજા પ્રદેશો કરતાં અત્રે વધારે જણાઇ આવે છે. વેદાંત તરફ-પૂર્વની (આપણી) યોગાદિ વિદ્યા તરફ-પણ ત્યાંની પ્રજા બીજી ગોરી ચામડીની પ્રજા કરતાં વધુ આકર્ષાય છે. પૈસો પણ બીજા ખંડો કરતાં પ્રમાણમાં-અમેરિકનોના વ્યાપારિક સાહસને પરિણામે-આ પ્રદેશમાં વધુ છે, તેથી દુનિયાના સૌથી પૈસાદાર ખંડ તરીકે તે ગણાય તો તેમાં નવાઇ નથી. આખી દુનિયાનો વ્યાપાર એકહાથ કરવામાં તો ત્યાંના વ્યાપારીઓ એકકા છે. એવા વેપાર એકહાથ કરવાના એમના સ્વભાવને ઘણીક વખતે તો રાજ્યોને વચમાં પડી અટકાવવો પડે છે!

યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રજાસત્તાક રાજ્ય હોવાથી ગુણવાન હુશિયાર માણસને પોતાના ગુણનો પરિચય કરાવવાનો સારો પ્રસંગ મળે છે. ઉપરાંત આવી એક સુધરેલી પ્રજા સમક્ષ પોતાની કસોટી કરા-

---

૧. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ બીજા દેશોના રાજાસમાન ગણાય છે. દરેક સ્ટેટ જે પોતપોતાની વ્યવસ્થા કરી લે છે તે સ્ટેટના લોકો તરફથીજ ચુંટાયલા સભ્યોની એક સભા એ વ્યવસ્થા કરે છે. જાન્યુઆરીની ૧ લી તારીખે સર્વે પ્રતિનિધિઓ પ્રમુખ તથા ઉપપ્રમુખની ચુંટણી કરવા એકઠા થાય છે અને ચુંટણીને સારૂ મતપત્રકો લખે છે. આમ દરેક સ્ટેટનાં મતપત્રકો એકઠાં થયા પછી ૧ લી ફેબ્રુઆરીએ રાજ્ય સભાના સભ્યો મળી મતપત્રકો ગણે છે ને વધુમત મેળવનારનું નામ જાહેર કરે છે. એટલે કે, લોકોજ રાજ્યસભાના પ્રમુખ, ઉપપ્રમુખ ચૂંટી કાઢે છે. યૂનાઇટેડ સ્ટેટ્સમાં જન્મેલાજ પ્રમુખસ્થાને આવી શકે છે અને પ્રમુખસ્થાને હોય ત્યાં સુધી તેને બીજો કોઇ ધંધો કરવા દેવામાં આવતો નથી. ઘણું કરી એક પ્રમુખ બેવાર ચૂંટી કાઢી શકાય છે. ત્રીજીવાર તેનેજ ચૂંટી કાઢવાનો રિવાજ નથી.

આ વખત ત્રણ ઉમેદવાર હતા. મી. ટેફ્ટ (ગઈ વખતના પ્રમુખ), જે મી. રૂઝવેલ્ટ (આગલા પ્રમુખ), અને મી. વુડ્રોવીલ્સન (હાલના પ્રમુખ). જ્યૉર્જ વૉશિંગ્ટન યુનાઇટેડ સ્ટેટ્સના પ્રથમ પ્રમુખ હતા. આઠ વર્ષે એટલે બે વખત સુધી ચૂંટાયા પછીથી ત્રીજી વખતે તેમણે પોતેજ પોતાને ચૂંટવાની ના પાડી હતી; કારણ કે તેમ કરવાથી રાજ્યગાદીની માફક એકજ માણસની માલિકી થઇ જવાનો ભય રહે છે. મી. જેફર્સને પણ એજ કારણે ત્રીજીવાર ચુંટાવા ના પાડી હતી. મી. રૂઝવેલ્ટે પોતાની પછી પોતાના અંગત મિત્ર મી. ટેફ્ટને ચુંટી કાઢવામાં મદદ કરી હતી ને તે ચુંટી કઢાયા હતા; પણ પાછળથી તેમનામાં વિચારભેદ પડવાથી આ વખતે તેમણે ત્રીજીવાર યૂનાઇટેડ સ્ટેટ્સના ઇતિહાસમાં પહેલીજવાર ઉમેદવારી કરી હતી.

યુનાઇટેડ સ્ટેટ્સની વસ્તી ૯ કરોડ માણસની છે. એ બધી પ્રજાનો, આગળ કહ્યું તેમ, આ પ્રમુખ રાજા ગણાય છે. તે બે તૃતિયાંશ રાજ્યસભાના સભાસદોની સંમતિથી પરરાજ્યો સાથે સલાહ કરી શકે છે, તેમજ સ્ટેટ્સના અમલદારો તથા પરરાજ્યોમાંના એલચીઓની ચુંટણી કરે છે. તેમ એના વગર કોઈ કાયદો પસાર થતો નથી. તે જો કોઈ કાયદાની વિરૂદ્ધ હોય તો, કૉંગ્રેસ અને સેનેટ એવી જે બે સભાઓ ત્યાં છે તેમાંની કૉંગ્રેસના ⅔ અને સેનેટના સર્વાનુમતની જરૂર પડે છે.

નવાની હોવાથી અહિંની માફક કાયાપોચા અમલદારો બહાર પડતા નથી! અધ્યક્ષસ્થાન ગમે તેની શિફારસથી લાયકાત જોયા વગર મળતું નથી. તેને વાસ્તેના ઉમેદવારો તો અસામાન્ય કોટીના હોવા જોઇએ, અને ડૉ૦ વુડ્રો વીલસન તેવા એક અસામાન્ય કોટીમાંના હોવાથી અને તેમને પ્રધાનપદ મળવાથી અમો તેમનું ચરિત્ર વાંચકોને આજે સમર્પિત કરીએ છીએ.

## પૂર્વ વૃત્તાન્ત.

ડૉ૦ વુડ્રો સાહેબનો જન્મ ઇ. સ. ૧૮૫૮ માં સ્ટૅન્ટન ( વર્જીનીયા ) ખાતે થયો હતો. એમના વુડ્રો દાદા ' સ્કૉટ ' હોઇ વીલસન દાદા ' આયરીશ ' હતા. એમનું કુટુંબ ખ્રિસ્તી ' ' પ્રેસબિટેરિયન ' પંથનું છે. ઇ સ. ૧૮૭૯ માં એ ' ગ્રેજ્યુએટ ' થયા. બાદ ' જૉન હૉપ્કીન્સ ' અને ' વર્જીનીયા ' વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ વધારી કાયદાનું અધ્યયન કરી થોડાક દિવસ ' બૅરીસ્ટરી ' કરી. કેટલેક ઠેકાણે પ્રોફેસરશીપ કર્યા બાદ ઇ. સ. ૧૮૯૦ માં એ પ્રિન્સટન ખાતે ' કાયદો અને રાજકારણ ' એ વિષયના પ્રોફેસર નીમાયા. ત્યાર બાદ પૂરાં એક ડઝન વર્ષે એ પ્રિન્સટન યુનિવર્સિટીના અધ્યક્ષ નીમાયા. સ્વભાવે એ બહુ મળતાવડા અને સાદા હોઇ બહુજ ન્યાયપરાયણ છે. અત્યારે એમની ' સાઠી ' માં પાંચજ વર્ષ બાકી છે.

## સ્વભાવ,

એ જાતે બહુ ઉદ્યોગી અને નિયમિત કામ કરનારા છે. સામો માણસ કંઇ કહેવા આવતાં તેને શાંતિથી સાંભળી લે છે પણ તેના કહ્યાપર કદી લોભાઇ ન જતાં પોતાના મતાનુસાર કામ કરે છે. જે વિષયમાં એ રોકાયલા હોય તે વિષયમાં તેમનું ચિત્ત એકાગ્ર હોય છે. ધર્મસંબંધી એમનો મત એવો છે કે તત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રથી ધર્મ જૂદો ન પડવો જોઇએ. એ બહુ વિનોદી હોવાથી આખા દિવસના બનાવોમાંની વિનોદી વાતો ઘેર આવી કરે છે. તે વાતો કરતી વખતની તેમની એકટીંગ એવી તો હોય છે કે તે સાંભળનાર પેટ પકડીને હસ્યા વગર રહે નહીં. એ કોઇ વાત ગુપ્ત રાખતા નથી. જુદા જુદા કવિઓની કવિતાઓ, ફુટબોલની રમતો, જગતના રાજકીય બનાવોમાંના ફેરફાર, વૈયક્તિક બાબતો, તત્વજ્ઞાનની પ્રચલિત કલ્પનાઓ વગેરે પર ભાષણ આપતી વખતે પણ એ વિષયને સ્હેલી, બધાંને સમજાય તેવી અને વિનોદી ભાષા વાપરે છે. રાજકીય બાબતોના અગ્રગણ્યોમાં કેટલીક બાબતોને ગુપ્ત રાખવાની શક્તિ હોવી જોઇએ, તેઓ બહુ ' પૅક ' હોવા જોઇએ એમ સાધારણ માન્યતા છે. પણ ડાકતર સાહેબ એવા માણસોને નિરાશ કરે છે. એક બાબતને હાથમાં લેતાં તેને એવી દ્રઢતાથી એ વળગી રહે છે કે એક ફતેહ થાય અથવા હાર થાય ત્યાં સુધી તેને-વચમાંથી-છોડતા નથી ગ્રીક તત્વજ્ઞાનના એ અભ્યાસી છે. ' શૉર્ટ ' હેન્ડની કલાથી સારી રીતે પરિચિત હોવાથી એ પોતાનુ લેખનકાર્ય અલ્પ સમયમાં કરી શકે છે.

## નિર્વ્યસનતા, સાદાઇ, રહેણીકરણી ઇત્યાદિ.

ડા૦ વીલસન નાનપણથીજ કસરત કરતા. હજુએ એઓ જુદી જુદી રમતોમાં ભાગ લે છે. 'પોલો'ની રમત એમને વિશેષ પ્રિય છે. એ નથી ચિરૂટ પીતા. અને નથી મદ્ય પીતા. પરોણાઓને સારૂ ચીરૂટ ઘરમાં રાખે છે ખરા. એ મિતાહારી છે અને પૂરતી ઉંઘ લેવાની બહુ કાળજી રાખે છે-એમની ઉંઘમાં ખલલ પ્હોંચે એવું માનસિક અસ્વાસ્થ્ય એમને કાંઈ છેજ નહીં ! ગાયન સાંભળવાનો એમને બહુ શોખ છે અને એક દરે એમની રહેણી કરણી સાદી છે. અધ્યક્ષ નીમાયા કે તરતજ એ ફુટ બોલની એક મેચ જોવા ગયા ત્યારે એમને સારૂ એક ખાસ બહુ માનની જગ્યા તૈયાર રાખી હતી. પણ બીજાઓ અડચણ વેઠી ઉભા રહેલા છે એવું જોઇ પોતે તે સુખાસને બેસવા પસંદ કર્યું નહીં. એક સાધારણ માણસની માફક એ ગર્દીમાં ધસ્યા અને બીજા નાગરિકો પ્રમાણે ઉભા રહી એમણે ' મેચ ' જોઇ! માર્ચ માસના પહેલા પખવાડીયામાં પણ એવો જેવોજ એક કડવો અનુભવ એમને મળ્યો હતો; એક ટ્રેનમાં એ ન્યુયૉર્કથી પ્રિન્સટન ખાતે જતા હતા. તે ટ્રેનમાં ઉતારૂઓની પુષ્કળ ગીર્દી હતી. કેટલાક ઉતારૂઓએ એમને ઓળખ્યા

હતા કે પ્રમુખ છે; તે છતાં પણ કોઈએ એમને બેસવાની જગ્યા આપી નહોતી ! એક કલાક સુધી એ ખડે પગે ઉભા રહ્યા હતા. માર્ગમાં એક સ્ટેશને કેટલાક ઉતારૂઓ એમના, પગ ઉપર થઈને, તો કેટલાક ચામડાના કોથળાને આંચકા મારીને, પસાર થયા હતા. ન્યુ બ્રન્સવિક ખાતે એમને એક ખાલી જગ્યાએ બેસવાનું મળ્યું હતું; પણ તે ડબ્બામાં કેટલીક બાનુઓ ઉભી રહેલી હતી. ડૉકટર જો કે થાકી ગયા હતા છતાં પણ પોતે પોતાની જગ્યાએથી ઉઠીને એક બાનુને બેસવા જગ્યા આપી હતી !

## પ્રિન્સટન યુનિવર્સિટીને સુધારવાના પ્રયત્ન.

યુનાઈટેડ સ્ટેટસની મોટામાં મોટી યુનિવર્સિટીઓમાંની પ્રિન્સટન યુનિવર્સિટી બીજા નંબરની હતી; પણ આપણી ઘણી એક ઉપયોગી સંસ્થાઓ જેમ ઘણીક વખતે એકાદેક કલબનું સ્વરૂપ ધારણ કરે છે તેમ તેનો પણ તેવોજ 'અવતાર' થયો હતો. આવું સ્વરૂપ બદલી તેને આદર્શ વિશ્વવિદ્યાલય બનાવવું એવી ઈચ્છાથી ડૉકટર સાહેબે બનતી મહેનત કરી; પણ ધનિકો અને વિલાસપ્રિય જનોએ પ્રથમ તેમને યશ પ્રાપ્ત થવા દીધો નહિ. આથી કંટાળીને ડૉ૦ વીલસને મર્મમાં કહ્યું "પૈસા કરતાં સુધારણા અને લોકહિતની કલ્પના તરફ આપણું લક્ષ વધારે છે" એમ આ દેશના લોકોને લાગે છે. તે પણ કંઈ નહીં તો હાલમાં તો ખરૂં જણાતું નથી. આજકાલ સુધારણા કે લોકહિતની કલ્પના કરતાં પૈસાની કલ્પના અને પૂજન વધારે ઇષ્ટ લાગે છે !" પણ આથી એમણે પ્રયત્ન કરવા છોડી દીધા નહિ.

## ડૉક્ટરશીપ.

ડૉ. વીલસનને ડૉકટરની પદવી મળી ત્યારે એમના નિબંધનો વિષય "કોન્ગ્રેશનલ ગવર્નમેંટ" હતો. આ લેખમાં એમણે કોન્ગ્રેસના પ્રતિનિધિઓના હાથમાં રાજ્યકારભારનાં સૂત્રો રાખવાં ઇષ્ટ છે કે નહીં એનું ઉત્કૃષ્ટ વિવેચન કર્યું હતું. યુનાઈટેડ સ્ટેટ્સમાં વિદ્યાર્થીઓને રાજકીય બાબતો શીખવવી એ અનિષ્ટ માનવામા આવતું નથી-બલ્કે તે તેમને ખાસ શીખવવામાં આવે છે. જ્યારે પ્રોફેસર હતા ત્યાંરે એમણે કાયદાનો અને રાજકીય બાબતોનો કેટલો અને કેવો સંબંધ છે, તે વિદ્યાર્થીઓને સારી રીતે સમજાવના અને પોતે એ બેઉ બાબતોનો સારો અભ્યાસ કરેલો હોવાથી એ વિષયનો સ્ફોટ કરવા સૌથી વધુ લાયક માણસ પણ એજ હતા. પોતાના વિદ્યાર્થીઓને એમણે સારી પેઠે શીખવ્યું હતું કે 'નીતિ અને ન્યાય એ બેઉનો બહુ ઘનિષ્ટ સંબંધ છે અને એ બેઉના મજબૂત પાયાપરજ રાજકીય બાબતોનું મકાન ચણવું જોઈએ.'

## વાંચન, વકતૃત્વ શક્તિ, ઈત્યાદિ.

એમનું વાંચન અગાધ છે અને વિદ્વત્તા તો વાંચન અને અવલોકન શક્તિ પર અવલંબિત હોવાથી અને તે બેઉ ડૉકટર સાહેબમાં હોવાથી તે હોય તેમાં નવાઇ નથી. એમની વકતૃત્વ શક્તિ એવી તો ઉત્તમ છે કે શ્રોતાઓ તેમાં લીન થઇ જાય છે. એક વિષયને હાથમાં લેતાં તેનો પૂર્વાપર સંબંધ એ સમજાવે છે. તે વિષયની ઉપપત્તિ, સાધક બાધક મુદ્દા પ્રમાણે અન્ય વિદ્વાનોના મત વગેરે એમના શ્રોતાઓને સાંભળવા મળે છે. એમનો એવો મત છે કે 'એક વિષયની માત્ર માહિતી આપેલી શા કામની ? તે માહિતીમાંની વિવિધ બાબતોનું વર્ગીકરણ કરી તે પરથી શું શીખવું એ જો ન કહીએ તો તે માહિતીની બહુ કીંમત નથી.' કૉલેજમાં પ્રોફેસર હતા તે વખતે જેમ એક હોશિયાર વકીલ પોતાનાં અસીલનો 'કેસ' સાબીત કરવા સારૂ 'જ્યુરી' સન્મુખ ભાષણ આપે છે અને જ્યુરીના ચહેરા ઉપર પોતાનાં બોલવાની અસર ક્યાં સુધી થયેલી તેને જણાય નહીં ત્યાં સુધી પોતાનું ભાષણ બનતાં સુધી બંધ કરતો નથી તેમ પ્રોફેસર સાહેબ પણ પોતાનાં શ્રોતાઓના ચહેરા પરથી તેઓ એમના કહેવાને પૂર્ણપણે સમજ્યા છે કે નહીં તેની અટકળ બાંધતા !

## ગવર્નર તરીકેની નીમણુક અને " કૉકસ ".નો અનુભવ.

ઈ. સ. ૧૯૧૦ ની સાલમાં ડૉ. વીલસન ન્યૂજર્સી સ્ટેટના ગવર્નર થયા. એ સંબંધીની હકીક્ત બહુ વિલક્ષણ છે. ન્યૂજર્સી સ્ટેટની સર્વ સત્તા અમુક એક પાર્ટીએ પોતાને હસ્તક કરી લીધી હતી. પણ એક ચુંટણીમાં પોતાનો પરાજય થવાનાં ચિન્હ તેમને દેખાવાથી ચાલાકીથી તેમણે ડૉ૦ વીલસનને ઉમેદવાર તરીકે બ્હાર પાડયા, અને તેમને પોતાનું હથિયાર બનાવવાનો સંકલ્પ કર્યો. તેમને એમ લાગતું કે થોથાં-પંડિતને વ્યવહાર અને આપણી ચાલાકીનો શો અનુભવ ?-આપણે કહીશું કે 'આમ કરવું; નહીં તો આમ થશે ' વગેરે તો એ આપણને માની ઘણાંક પોતાનાં કામો તો આપણી હસ્તકજ કરાવશે ! પણ વીલસન સાહેબ આથી આશ્ચર્ય પામ્યા અને ચોખ્ખું કહી દીધું કે " મારા અને તમારા વિચારો તદન જુદા છે. " એ ઉપરાંત એમણે એવી એક શરત રજુ કરી " હું ગવર્નર થાઉં તો સ્મિથ સાહેબે ' સિનેટર ' ની જગ્યા સારૂ ઉમેદવાર થવું નહીં-થશે તો મારે તેમની વિરૂદ્ધ બોલવું પડશે; કારણ કે મારાં મનને દુઃસહ લાગનારીજ દરેક બાબત તેમને પસંદ છે ! " સ્મિથ પક્ષે-કૉકસ પક્ષે-તે કબૂલ કર્યું. અને જણાવ્યું કે મૂળે તો મી૦ સ્મિથની તબીયતજ સારી ન હોવાથી તે આ વખતે બીલકુલ ઉમેદવારી કરનાર નથી. આથી ડૉકટર સાહેબે ઉમેદવારી કરી અને તે ચૂંટાયા.

પણ સ્મિથ સાહેબે તુરતજ પોતાની તબીયત સારી હોવાનું જાહેર કરી તેઓ ' સિનેટર ' થવા કોશીશ કરવા લાગ્યા. ડૉ૦ સાહેબે તુરતજ સ્મિથ સાહેબને લખ્યું કે " તમે સિનેટર થવાની તમારી કોશીશો છોડી દીધી છે એવી ખાત્રી આપનારો તમારો પત્ર મને ગુરૂવાર સુધીમાં નહીં આવે તો શુક્રવારે સવારે હું તમારી વિરૂદ્ધ બોલીશ. " સ્મિથ સાહેબે તેમ ન લખતાં " તમે મારી વિરૂદ્ધ આટલી ઉતાવળે મત દર્શાવશો નહીં-જરા થોભજો " એવો ગોળમોળ જવાબ આપ્યો. પણ વીલસન સાહેબ આવી જાળમાં સપડાય તેમ નહોતું. તેમણે તરતજ ' પોતાનો મત સ્મિથના મતની વિરૂદ્ધ છે ' એવું જાહેર કર્યું- એટલુંજ નહીં પણ ' કૉકસ '-મૂળ એ અમેરીકન શબ્દ છે-પાર્ટીનું બધું પોકળ પણ ખુલ્લું કરી દીધું.

### કૉકસ પાર્ટીનો ત્રાસ !

પ્રાઇમરી મુકામે જેમ્સ ઇ. માર્ટીન નામના એક જણને ચુંટણી પ્રજાપક્ષ તરફથી કરવામાં આવી; પણ કૉકસ પાર્ટીની બ્હીકથી લેજીસ્લેટરો જરા વિચારમાં પડયા. આથી ડૉ૦ વીલસને તેમને ઉદ્દેશી જણાવ્યું કે " આ લોકોને જોઈ બ્હીશો નહી; એમનું આ યંત્ર એક કિલ્લો છે અને તેમાં ખરેખરનાં માણસો હોઇ તેમની પાસે તોપો છે, એમ લાગે છે; પણ લોકો તો માત્ર બનાવટી સેનાપતિઓ છે. અને તમને દેખાતી તોપો તે તો માત્ર રમકડાં છે. આથી ન ગભરાતાં આગળ વધી એ યંત્રને એક ધકકો મારો કે જેથી પોતાની મેળેજ તે પડી ભાંગશે. "

લેજીસ્લેચરે ખરેજ તેવો ધકકો માર્યો, જેના પરિણામમાં સ્મિથને માત્ર ૪ મત મળ્યા, અને માર્ટીનને ચાળીશ ! ડૉ. વીલસનની ન્યાયપરાયણતાનો આ એક દૃષ્ટાંત છે.

### ગ્રંથકર્તૃત્વ.

ડૉ૦ વીલસન મહા વિદ્વાન છે, એટલુંજ નહીં પણ તે એક ઉત્તમ લેખક પણ છે. એમણે ઐતિહાસિક અને રાજકીય બાબતો પર અનેક ગ્રંથ લખ્યા છે જે ઘણી પ્રશંસાને પાત્ર થયા છે. કેટલાક ગ્રન્થોનાં નામ આ મુજબ છેઃ—Congressional Government—A Study in American Politics; The State Elements of Historical and Practical Politics; Division and Reunion; An Old Master and other Essays; Georg Washington અને A History of the American People. આ પુસ્તકો સત્તા સમાન ગણાય છે, અને કૉલેજોમાં શિખવાય છે.

## વક્તૃત્વ.

ડૉ૦ વીલસન એક મોટે અવાજે બોલનાર વક્તા નથી પણ તેમની ભાષણ કરવાની છટા અને અવાજ એવાં છે કે દરેક તેમને બરાબર સાંભળી શકે છે. વાંચન લેખન, અને વિદ્યા એ ત્રણે જેનામાં હોય અને સાથે સાથે સહેજ વક્તૃત્વ શક્તિ પણ ઉત્તમ હોય તો વક્તૃત્વ કેવા ઉંચા પ્રકારનું થઇ શકે તેનો ખ્યાલ વાચકોને સહજ આવશે. એ ભાષણ આખું ન લખી લેતાં તેની નોટ્સ માત્ર લખી રાખે છે-બીલકુલ તૈયારી ન કરતાં પણ એ સર્વોત્કૃષ્ટ ભાષણ કરી શકે છે. પ્રતિપક્ષીનો કયો મુદ્દો ભૂલ ભરેલો છે એ બતાવતાં એ તે મુદ્દા એવી તો ઠેકડી ઉડાવે છે અને સામાવાળાની ભૂલ એવી તો હાસ્યાસ્પદ કરી બતાવે છે કે તે એક નાના બાળકના મનમાં પણ ઠસી જાય છે! ઉપરાંત, કોઇપણ વિષયપર એ, ભાષણ આપી શકે છે!

## અધ્યક્ષસ્થાનની પ્રાપ્તિ.

ડૉ૦ વીલસન યુનાઇટેડસ્ટેટ્સના અધ્યક્ષ થવા સારૂ ઉમેદવાર તરીકે બ્હાર પડયા ત્યારે કેટલાકો બહુ આશ્ચર્ય ચકિત થયા. મી. રૂઝવેલ્ટ અને મી. ટેફ્ટ આગળ એમને ફતેહ મળશે નહીં, એવું સ્પષ્ટ તેમણે કહી દીધું હતું પણ આખરે થયું એ લોકોની ધારણા વિરૂદ્ધજ. ન્યૂયોર્કનાં મતપત્રકપરથી જણાય છે કે ડૉકટર સાહેબને ૬,૯૮,૦૦૦, મી૦ રૂઝવેલ્ટને ૪,૯૩,૨૦૦ અને મી૦ ટેફ્ટને ૪,૧૯,૦૦૦ મત મળ્યા હતા. ખૂબી તો એ છે કે ત્યાંની હંમેશાની રીતભાત મુજબ પ્રતિપક્ષીપર હલકા પ્રકારના હુમલા કરી ડૉકટર સાહેબે અધ્યક્ષપદ પ્રાપ્ત કર્યું નથી. એ પોતે જન સમાજ સામે જઇ પોતાને શા શા સુધારા વગેરે કરવા છે તે લોકોને કહી બતાવ્યું. મતદારોની ખુશામત ( આગળ તેનો પ્રકાર બતાવેલો છે ) એમણે કરી નથી તેમ લાંચ પણ આપી નથી !" "

## દૃઢતા.

એક વખતે કૉલેજમાં વાદવિવાદક સભામાં ચિઠ્ઠીઓ નંખાઇ. જેને જે વિષયની ચિઠ્ઠી આવે તે વિષયપર બોલવું એવો ઠરાવ થયો.-ડૉકટર સાહેબને માથે આ વખતે " નિયંત્રિત વ્યાપારપધ્ધતિ " નું સમર્થન-કે જેના એ કટ્ટા વિરોધી છે-કરવાનું આવ્યું ! આથી એમણે માત્ર વાદવિવાદ પૂરતું પણ ભાષણ આપવા સાફ ના પાડી ! એમના તે વખતના વિચારો, આપણા કેટલાક આગેવાનોના દરજ્જે બદલાતાં જેમ તેમના વિચાર પણ બદલાય છે તેમ બદલાયા નથી. વક્તાની યાદીમાંથી પોતાનું નામ અણીને વખતે નીકળી જવાની પરવા ન કરતાં એમણે પોતાની સદસદ્ વિવેકબુદ્ધિ વિરૂધ્ધ શબ્દોની કસરત કરી નહિ !

## મનોદાર્ય.

એ માત્ર શબ્દમાંજ પોતાનું મનોદાર્ય બતાવનાર નથી. ફીલીપાઇન નામના બેટ યુનાઇટેડસ્ટેટ્સના તાબામાં આવ્યાને હજી વીસ વર્ષ પણ પૂરાં થયાં નથી-અને તેમને સ્વરાજ્યનો હક્ક આપવાનો તો હજી પૂરો એક દશકોએ વીત્યો નથી; પણ તેમનાપર ' આપણી સત્તાનો ભાર ચાલુ રાખવો ઉચિત નથી; એવું લાગવાથી ડૉકટર સાહેબ જલદીજ તેમને પૂર્ણ સ્વાતંત્ર્ય આપવાનો વિચાર ધરાવે છે.

## એમણે સંભાળી લીધેલો પોતાનો ઓધ્ધો.

ઓધ્ધો સંભાળી લેતી વખતે એમણે ઘણો સાદો પોષાક પહેર્યો હતો. તેમ શણગારમાં પણ સાદાઇ રખાવી હતી. પહેલાં બન્ને નવા ઓધ્ધેદારો વિદાય થતા પ્રમુખ મી૦ ટેફ્ટની મુલાકાતે ગયા હતા. ત્યાંથી સરઘસરૂપે બધા કેપીટોલ તરફ ગયા હતા. માર્ગમાં લોકોનાં ટોળાંએ તેમને આવકાર આપ્યો હતો. કેપીટોલમાં વડા જજે ડાં. વીલસનને ઓધ્ધાના સોગંદ લેવરાવ્યા હતા બાદ સલામતિની ૨૧ તોપો ફુટી હતી, ડૉ. વીલસને ઓદ્ધાનો સ્વીકાર કરી ભાષણ કરતાં જણાવ્યું હતું કે "-અમેરીકા ઘણો ધન ગન દેશ છે પરંતુ તેમાં સારી ચીજો, સાથે ખરાબ ચીજો પણ દાખલ થઇ છે. જીંદગી ગુજારવા માટે માણસ જાતને જે હાડમારી વેઠવી પડે છે તેની કિંમત અમેરીકનોને નથી. " તે પછી સરકાર કઇ કઇ બાબતોમાં

ફેરફાર કરવા ધારે છે તે સંબંધી એમણે કહ્યું હતું કે "જકાતનું ધોરણ કે જે કર નાંખવાની વાજબી રીતિનું ઉલ્લંઘન કરે છે તેમાં અમે ફેરફાર કરીશું; બેંકીંગ અને ચલણના ધોરણમાં, ઉદ્યોગ અને ખેતિવાડીના ધોરણમાં; પ્રજાનું આરોગ્ય જાળવવાને લેવાતાં ઉપાયોમાં, શુદ્ધ ખોરાક પુરો પાડવાના ખાસ કાનુનોમાં, મજુરોની સારી હાલત બનાવવામાં અમે ફેરફાર કરીશું. સરકારનું સિધ્ધાંત સૂત્ર ન્યાય અને કાંઇજ નહીં પણ કેવળ ન્યાય છે." તેમનું ભાષણ થઇ રહ્યા પછી તેઓ મી. ટેફ્ટ સાથે સરઘસને આકારે વ્હાઇટ હાઉસમાં, ગયા હતા જેનો દેખાવ એપ્રીલ માસના પહેલા અઠવાડીયાનાં 'પાયોનીઅર ગેઝેટ'માં મુંબઇના રહેવાશીઓએ જોયો હશે. કેટલીક સ્ત્રીઓએ ઘોડેસ્વાર થઇ પોલીસના કામમાં મદદ આપી હતી !

મી. ટેફ્ટ, આગલા પ્રમુખ, ફેબ્રુઆરીથી છુટા થયા છે અને તેમણે રાજ્ય ગાદીએથી ઉતરી યેલની યુનિવર્સિટીમાં કાયદાના પ્રોફેસરનો ઓધ્ધો લીધો છે. તેનો પગાર મહીને રૂ. ૧,૨૫૦ જ છે!

ઈશ્વર આવાં નરરત્નોનો હિંદને જલદીજ પરિચય કરાવો !

---

# *પણ !

ગુજરાતીની ભેટમાં (જગન્નાથની મૂર્ત્તિ અથવા ભારતના ભવિષ્યમાં) પ્રગટ થયલો

## નિરંજન અથવા કાળો પહાડ

કે

બંગાલીમાં તેજ ઇતિહાસના આધારે

ઓળખાતો કલાચંદ્ર—કલાચાંદ કે મહુમ્મદ !

લેખક—V. J. Varma.

જગત્પ્રકાશક સૂર્યદેવ પોતાનો સમગ્ર દિવસનો પ્રવાસ સંપૂર્ણ કરીને સ્વસ્થાને વિશ્રાંતિ લેવ પધારતા હોયની,હેવો સંધ્યા સમયે સૂર્યાસ્તના અવલોકનથી ભાસ થતો હતો. જેમ કોઇ મનુષ્ય અત્યંત પ્રવાસના પરિશ્રમથી વ્યાકુળ થઇ જાય છે, તે પ્રમાણે ચાર પ્રહર પર્યન્ત અખંડ પ્રવાસના શ્રમથી પીડિત પ્રભાકર એક રક્તરંગના ગોળા સમાન દેખાતા હતા અને સંકેતથી સંસારીજનોને ઉપદેશ આપતા હતા કે, "જેમ હું મ્હારા કાર્યમાં સદૈવ તત્પર રહીને પરિશ્રમ સહું છું અને વિશ્રાંતિ પામી પુનઃ કર્મપરાયણ થાઉં છું, તેમ ત્હમે પણ કરો—અર્થાત આલસ્ય-પ્રમાદને પરિહરો."

---

* 'ગુજરાતીની' ચાલુ સાલની ભેટનું અવલોકન કરતાં બંગાલી ભાષામાંના 'પ્રવાસી' માસિકમાંના ભા૦ ૧૧ ખં૦ ૨ અં૦ ૪ માંથી 'જાતિ ગઠન રક્ત સંમિશ્રણ' એ લેખનો અનુવાદ કરવો ઉચિત ધારી આ લેખ લખવામાં આવ્યો છે, કારણ 'ગુજરાતી' એ આપેલી ભેટનો તથા પ્રસ્તુત ટુંક નવલકથાનો ઘણો ખરો પ્લૉટ મળતો આવે છે.

'લેખક'

હાવા રમણિય સંધ્યાકાળના સમયે એક ન્હાનકડા પરંતુ સૌગંધપૂર્ણ ઉદ્યાનમાં પુષ્કરણી ઉપર બેસીને એક બાજુ એક સુંદર બ્રાહ્મણ તરૂણ પોતાનું સંધ્યા સમયનું નિત્ય કર્મ કરતો હતો તે બીજી બાજુ જલાશયમાં સ્ફટિકવત્ જળ અનેક ક્ષુદ્રવિચિત્ર રંગે રંગાયલું હેતું મધુર હતું તેમાં ક્રિડા કરતી કમલિની પોતાના મધુર હૃદયમાં મધુલુબ્ધ ભ્રમરોને પ્રચ્છન્ન કરતી હતી; પરંતુ તે બિચારા લુબ્ધને ત્હેની ખબર પણ ન્હોતી.

પુષ્કરણી ઉપર બેઠેલો તરૂણ પોતાના કર્મમાં એટલો બધો એકચિત્ત થઇ ગયો હતો કે ત્હેનાથી પ્રકૃતિ દેવીની આ ઘટના જોઇ શકાતી નહીં—જોતો નહીં તે પોતાની સંધ્યાના મંત્રો ગણગણતો હતો.

આ તરૂણની ઉમર આશરે છવીસેક વર્ષની હોઇ તે ઘણોજ બલવાન જણાતો હતો. ત્હેને હજુ બરોબર મૂછો પણ ફૂટી નીકળી ન્હોતી. ત્હેનો વર્ણ ગૌર હોઇ અંગકાન્તિ સતેજ હતી. ત્હેનો ચહેરો પણ અપ્રતિમ સુંદર દેખાતો હતો. ત્હેના કેશ કાળા ભ્રમર જેવા રંગના હોઇ તે બેંગાલીની પદ્ધતિ પ્રમાણે રાખવામાં આવ્યા હતા. ત્હેણે પોતાનાં નેત્રો મીંચેલાં હોવાને લીધે ત્હેને સાયંકાલિન નૈસર્ગિક રમણિયતા દેખાવી અશક્યવત હતી; પરંતુ જેનું ચિત્ત ઇશ્વરમગ્ન થયું હોય છે ત્હેનાથી પક્ષીઓનાં મધુર ગાયન, પુષ્પોની સુગંધ, તરૂલતિકાઓની આલ્હાદક શોભા અને આ સર્વને શોભનીય કરનારો સંધ્યાકાળના વખતના આકાશનો દેખાવ, એ પ્રકાર કેમ સ્હમજી શકાય ? અસ્તુ.

થોડા સમયમાંજ તે ઉદ્યાનમાંજ એક સોળ સતર વર્ષની અફગાન બાલિકા વિહાર કરવા માટે આવી. ત્હેની સાથે એક દાસી સિવાય બીજું કોઇપણ ન્હોતું. તે નૂતન યૌવનારૂઢ બાલિકા અપ્રતિમ સુંદર હતી; ત્હેનું શરીર લાંબું, બલવાન અને સુંદર હતું, તથા મુખાકૃતિનાં લક્ષણો ભવિષ્યના યૌવન સૌંદર્યની દૃઢતાથી સાક્ષી આપતા હતાં. ત્હેનાં લંબ અને ચંચલ નેત્રો અત્યંત આકર્ષક લાગતાં હતાં, પાઠક ! આ બાલિકા જાણે સાક્ષાત રતિ જેવીજ દેખાતી હતી. પોતાના સૌંદર્યમાં વધારો કરવા ત્હેણે એક પાતળી ગુલાબી સાડી પ્હેરી હતી. ત્હેનો ચહેરો કોમલ સુસ્મિત અને સુંદર હોઇ ત્હેને અધિક તેજસ્વી કરવા માટે કે કેમ ત્હેનાં આરક્ત ભાલ પ્રદેશ ઉપર કેશકલાપની એકાદ લટ ફરકતી હતી. અહાહા ! ત્હેનું હાલું અપ્રતીમ સુંદર સ્વરૂપ બનાવવાને માટે વિધાતાએ પોતાનું અખૂટ બુદ્ધિ સર્વસ્વ વાપર્યું હશે હેમાં સંદેહ નથી.

તે બાલિકા પોતાની દાસી સાથે ફરતી ફરતી ઉપર દર્શાવેલી પુષ્કરણી પાસે આવી પ્હોંચી. ત્હેની દૃષ્ટિએ તે તરૂણ પડયો. ત્હેનું સર્વાંગ સુંદર સ્વરૂપ જોતાંજ તે ચકિત થઇ. જ્યહાં હતી ત્યહાં સ્તબ્ધવત્ ઉભીજ રહી. ત્હેને લાગ્યું કે આ કોઇ દેવ પુરૂષ હશે. આ વખતે તે તરૂણનાં નેત્રો મિંચેલાં હોઇ તે અચળ હતાં. તે બાલિકા ધીમેથી પોતાની દાસીને કહેવા લાગી; “ દેખો-દિલ-દેખો. ”.

દાસી પણ સ્તંભિત થઇ. તે ચાણાક્ષ હોવાથી ત્હેણે સખીના મનનો હેતુ જાણી લીધો. તો પણ તે જાણે અજ્ઞાત હોય તેમ બોલી;-“ કયા-”

“ શું તું અંધ છે ! તે તરફ જો, કોઇ તરૂણ ત્હારી દૃષ્ટિસમિપ આવે છે ? ” બાલિકાના ગાલ આરક્ત થયા. તે પેલા તરૂણ તરફ એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહી હતી. દાસીથી હવે ના કહેવાઇ શકાયું નહીં. તે બોલી, “ દીઠો; પરંતુ આપણે ત્હેનું શું કામ છે ? ”

“ કેમ શું કામ છે ? મ્હને તે ઘણોજ પ્રિય લાગે છે. હું ત્હેના તરફ એકાગ્રદૃષ્ટિથી જોયાજ કરીશ. ” તે બાલિકા થોડો વખત અટકી, પછી મૃદુસ્વરે દાસીને કહેવા લાગી; “ દિલ ત્હને હું સત્યજ કહું છું. કે હાવો તરૂણ અદ્યાપિ પર્યંત મ્હેં દીઠો નથી. ખરેખર ! વિવાહ થાય તો હાવાથી જ-” આગળ તે કંઇ બોલનાર હતી પરંતુ અટકી ગઇ, અને દાસીના મ્હોં તરફ ઉત્સુકતાથી જોવા લાગી. ત્હેને લાગ્યું કે મ્હારા કથનને દાસી અનુમોદન આપશે.

પરંતુ દિલે હેને ઉલટોજ પ્રશ્ન કર્યો;–"ફક્ત સુંદરતા ઉપર લુબ્ધ થઇ જઇને બિબિસાહેબને આમ કરવું શોભે છે કે? આપણી યોગ્યતાનો આપણે અવશ્ય વિચાર કરવો જોઇએ."

"પરંતુ તેના ગળામાં યજ્ઞોપવિત છે, એ ઉપરથીજ એ નીચ જાતિનો નથી, તેમજ તેની મુદ્રા ઉપરથી તેમ શરીર ઉપરના કેટલાક અલંકારો ઉપરથી આ કોઇ મોટો યોગ્ય શ્રીમંત પુરૂષજ હશે તેમાં કંઇ સંશય નથી. વળી સાંભળ, જો, એ કંઇ મંત્રપાઠ કરે છે. એ ઉપરથી શું તેની વિદ્વત્તાની કલ્પના નથી થઇ શકતી?" એટલુંજ નહિ પરંતુ એ બલવાન છે એમ કહેવાની હવે કંઇ જરૂર જેવું જણાતું નથી. પછી હું મારૂં મન હેને અર્પણ કરૂં તો હેમાં અવિચાર શાનો?" બાલિકા આ વખતે તિરસ્કાર પૂર્ણ નેત્રોએ દિલ તરફ જોતી હતી. દિલ શું ઉત્તર આપે? હેને કંઇ પણ પ્રત્યુત્તર સૂઝ્યો નહિ; તો પણ એ ધર્મનિષ્ઠ હોવાથી હેને આમ કરવું યોગ્ય લાગ્યું નહિ; તે ઉદાસ વૃત્તિએ બોલી "પણ, તે તો હિન્દુ છે ને!"

"છાને રહો દિલ, મ્હારો નિશ્ચય ત્હારા હાવા કથનથી ફરે તેમ નથી પરંતુ ઉલટો દૃઢ થશે." તે મુગ્ધ બાલિકા નિશ્ચયાત્મક સ્વરે બોલી.

આ વખતે પ્રકૃતિ દેવીએ પોતાનો અત્યુજ્વલ દિનકર દીપ હોલાઇ જવાથી કાળી સાડી પ્હેરવા માંડી હતી. આકાશમાં તારકગણ ચમકવા લાગ્યા; પરંતુ ચંદ્ર કંઇ ઉગ્યો નહિ. હેને એમ લાગ્યું હશે કે દિનકરની જે અવસ્થા થઇ તેજ આપણી થશે. ગમે તેમ હોય; પ્રકાશ ગયો!

તરૂણે પોતાનું સંધ્યાકર્મ પૂર્ણ કર્યું અને ધીમે ધીમે તે ઉદ્યાનની બહાર નીકળ્યો પરંતુ આ વખતે સર્વત્ર રાત્રિ દેવીના સૈન્યની અંધકારનું પૂર્ણ સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. હેને પ્રકાશનો એક પણ પુંજ દેખાયો નહિં. બિચારા તરૂણને પોતાના ઉપર શું પ્રસંગ આવી પડનાર છે હેની કલ્પના પણ ન્હોતી. કારણ ''न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति'

આપણી આ ઘટના સમયે બંગ દેશની રાજ્યધાની ગૌડ હતી અને તેજ સ્થળે સુલયમાન નામનો એક અફગાન બાદશાહ રાજ્ય કરતો હતો. તેની રાજ્ય કરવાની પદ્ધતિ સર્વ સંમત હોવાથી હેની કારકીર્દીમાં લડાઇ ટંટા વિગેરે વિશેષ પ્રમાણમાં થતા ન્હોતા. તે હિંદુઓને યોગ્ય માન મરતબો આપતો હતો. અને હેમને મ્હોટા મોટા હોદ્દાઓની જગ્યાઓ ઉપર નિયત પણ કરતો હતો. તેનામાં મનુષ્યની પરીક્ષા કરી લેવાની શક્તિ ઘણી અદ્ભુત હતી. તે કોઇનું પણ મન દુભવતો ન્હોતો છતાં તે કેટલાંક કૃત્યોને ઉતાવળથી પાર પાડવા જતો અને તેથી તેના હાથે કોઈ વખતે અન્યાય પણ થઈ જતો; છતાં એકંદરી હેનું હૃદય દયાળુ અને નિર્મળ હતું.

સુલયમાન બાદશાહને તે દેશના રીત રિવાજાનુસાર ઘણી બેગમો હતી. પરંતુ તે સર્વેમાં ફક્ત એક બેગમથી એક કન્યાનીજ પ્રાપ્તિ થઇ તેનું નામ દુલારી હતું. બાલ્યાવસ્થાથીજ સર્વને પ્રિય હતી અને તેના ગુણ પણ ઉત્તમ પ્રકારના હતા સર્વના તરફ પ્રેમદૃષ્ટિથી જોતી હોવાથી તેની વિરૂદ્ધ હોવું કોઇ નહોતું. જનાનખાનાની પ્રત્યેક સ્રીને તે પ્રિય હતી. તેનું સૌંદર્ય એક પરીને પણ લજાવે એવું હતું પરંતુ તેને તેનો બિલકુલ ગર્વ નહોતો. શાહજાદી પોતાની દાસીઓ સાથે પણ મશ્કરીઓ ચાલતી હતી; છતાં સૌના કરતાં હેની પ્રીતિ દિલ નામની દાસી ઉપર વિશેષ હતી.

બાદશાહને સૃષ્ટિ સૌંદર્ય અતિશય પ્રિય હોવાને લીધે હેણે શહેરમાં અનેક વિહારોદ્યાનો કર્યાં હતાં. અને તે દરેક ઉદ્યાનો સુંદર તથા સુશોભિત લતાઓથી અને ફલ પુષ્પોથી પરિપૂર્ણ હતાં. આ અનેક ઉદ્યાનો પૈકી ખાસ દુલારી માટેજ એક ઉત્કૃષ્ટ ઉદ્યાન બનાવવામાં આવ્યું હતું ત્યહાં સુંદર શાહજાદી હમેશાં ફરવા જતી હતી.

બાદશાહે પોતાની પ્રિય અને એકની એક પુત્રીને અનેક પ્રકારનું શિક્ષણ આપી હોશિયાર કરી હતી. પરંતુ તે જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ હેને હેના વિવાહની ચિંતા પણ સાથે સાથે થવા લાગી. કારણ

પોતાના જેવી યોગ્યતા વાળી વ્યક્તિ શોધી કાઢવાનું કાર્ય કંઇ સુલભ નહોતું. મુસલમાન કે હિંદુ ગમે તે હોય પરંતુ બન્નેમાં આ રિવાજ થોડે ઘણે અંશે જણાય છે. આથી કરીને કેટલીક વખત નુકશાન પણ થવાનો સંભવ રહે છે, કેટલીક વખત આબરૂને પણ કલંક લાગે છે; પરંતુ આ તરફ કોઇ વિશેષ લક્ષ આપતું નથી. અસ્તુ: શાહાજાદી લગભગ સત્તર અઢાર વર્ષની થવા આવી હતી, પરંતુ બાદશાહ હજુ ત્હેને માટે યોગ્ય સ્થળ શોધી શક્યો ન્હોતો. આજ વખતે એક વિલક્ષણ પ્રકાર બન્યો. અને તેથી કરીને શાહની ચિંતા દુર થઇ તથા શાહજાદી પણ સુખી થઈ. વાચકોના લક્ષ્યમાં તે પ્રકાર હવે જલદીથીજ આવશે.

કલાચંદ્ર અથવા કાલાચાંદ એ એક ઉચ્ચ કુલોત્પન્ન બ્રાહ્મણ પુરૂષ હતો. હેના વંશમાં આ પૂર્વે જગદાનંદરાય નામનો એક પ્રસિદ્ધ પુરૂષ થઇ ગયો હતો, અને તેથી કરીનેજ કલાચંદ્ર વિશેષ પ્રખ્યાતિને પામ્યો હતો. એ અતિશય બુદ્ધિમાન, બલાઢ્ય, સુંદર ગૌરવર્ણો તરૂણ હતો તથા બંગાલી તથા ફારસી ભાષાનો ઉત્તમ જ્ઞાતા હતો. કેટલાક સંસ્કૃત શ્લોકો પણ ત્હેને મ્હોડે હતા. એટલુંજ નહિં પણ અશ્વારોહણ તેમજ શસ્ત્રવિદ્યામાં પણ તે નિપુણ હતો. એકંદર કલાચંદ્ર હોશિયાર અને સદાચારી તરૂણ હતો.

કલાચંદ્ર ઘણોજ વિદ્વાન અને યુદ્ધ કુશલ તરૂણ છે હેવું ગૌડાધિપતિ સુલયમાન બાદશાહની ધ્યાનમાં આવતાંજ ત્હેમણે ત્હેને પોતાની ફોજમાં જગ્યા આપી. બાદશાહ ગુણીજનની પરીક્ષા કરવામાં ઘણોજ ચતુર હતો અને તેથી કરીને કલાચંદ્ર ઉપર ત્હેનો પ્રેમ બેઠો; પરંતુ કલાચંદ્ર બાદશાહને પૂર્ણ રીત્યે ઓળખતો હતો.

ધીમે ધીમે ઉંચે ચ્હડતાં પોતાના અલૌકિક પરાક્રમથી અને ગુણોથી કલાચંદ્ર એકદમ સેનાપતિ થયો, પરંતુ ત્હેનામાં લેશ પણ અભિમાન આવ્યું નહિ. તે પ્રથમ પ્રમાણેજ પોતાનું વર્તન રાખતો હતો, ત્હેણે પોતાના નિત્યકર્મનો પણ ત્યાગ કર્યો ન્હોતો. છેકજ એકાંત સ્થળે જઇ તે પોતાનું પ્રાતઃ સાંયકર્મ એકાગ્રચિત્તથી પૂર્ણ કરતો હતો. એવાજ એક સમયે ઉપર વર્ણવ્યા પ્રમાણે શાહાજાદીએ ત્હેને જોયો અને ત્હેની સાથે વિવાહ કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો; પરંતુ આ હકીકત કલાચંદ્ર જાણતો ન્હોતો. તે બિચારો પોતાના કર્તવ્યમાંજ મગ્ન હતો. જો કે કલાચંદ્ર ચતુર હતો પરંતુ જનાનખાનામાંના પ્રકાર સ્હમજી શકવાનું તેનામાં સામર્થ્ય નહતું, સિવાય હેનું તે બાજુ લક્ષ્ય પણ નહોતું.

શાહાજાદીની ઇચ્છા દાસી પાસેથી ત્હેની માતાના—બેગમના—અને તેની પાસેથી બાદશાહના કાને આવી. ત્હેને પ્હેલાં તો આ સ્હેજ ખોટું લાગ્યું પરંતુ પુત્રી ઉપર ત્હેની અતિશય પ્રીતિ હોવાને લીધે અને કલાચંદ્ર ઉચ્ચ પંક્તિનો બ્રાહ્મણ હોવાં ઉપરાંત મ્હોટા હોદ્દા ઉપર હોવાથી આ પ્રકાર ત્હેને કંઇક સયુક્તિક લાગ્યો, તથાં ત્હેણે આ સંબંધી કલાચંદ્રને પૂછી જોવાનો નિશ્ચય કર્યો; પરંતુ ત્હેણે ઉતાવળ કરી નહિ. સેનાપતિને તે સારી રીત્યે ઓળખતો હતો તોપણ આ કલિયુગમાં કનક અને કાન્તા એ બેનાથી મોહિત ન થાય હેવો મનુષ્ય તો વિરલજ હોય છે, આથી કરીને કલાચંદ્ર આગળ આ વાત કાઢીશું તો તે એકદમ કબૂલ થશે હેવી ત્હેની નિશ્ચયાત્મક ધારણા હતી.

આશરે પ્રહર રાત્રિ વીતિ ગઇ હતી. સેનાપતિ કલાચંદ્ર પોતાના નૂતન બાગમાંના બંગલામાં એક પ્રશસ્ત દિવાનખાનામાં એક પુસ્તક વાંચતો બેઠો હતો. થોડો વખત વીત્યો હશે એટલામાં બાદશાહ તરફથી કોઇ નોકર ત્હેને બોલાવવા આવ્યો. પ્રથમ તો ત્હેને આશ્ચર્ય લાગ્યું, પરંતુ બાદશાહના સ્વભાવથી તે સારી રીતે પરિચિત હોવાથી ત્હેને વિચારમાં વખત ન કાઢતાં કપડાં પ્હેરી તરતજ બાદશાહ પાસે જવા નિકળ્યો. જઇને જૂએ છે તો બાદશાહ ત્હેની માર્ગપ્રતીક્ષા કરતા ખાસ મહેલમાં બેઠા હતા હમણાં યુધ્ધની કે કોઇપણ પ્રકારની ગરબડ ન હોવા છતાં આટલી રાતે જવું તે શું ગુપ્ત કામ હશે કે મ્હને ખાસ બોલાવી મંગાવ્યો, હેવા વિચારના વમળમાં ગોથાં ખાતો કલાચંદ્ર બાદશાહ બેઠા હતા ત્યાં આવ્યો અને અદબથી મુજરો કર્યો.

સેનાપતિએ કરેલા મુજરાનો અત્યાનંદથી સ્વીકાર કરીને બાદશાહ બોલ્યો; "કુલાચંદ્ર ! હજુ સુધી ત્હમારો વિવાહ થયો નથી ખરૂં ને ?"

"જી હા નામવર, હું હજુ અવિવાહિત છું ?"

"ત્હમને સર્વ અનુકુળ છે છતાં હજુ શા માટે અવિવાહિત રહ્યા છો ?"

કુલાચંદ્રને આ પ્રશ્ન સાંભળી આશ્ચર્ય લાગ્યું. આજ બાદશાહ આટલા બધા ઉંડા ઉતરીને શા માટે પ્રશ્ન કરે છે ? એ બાબત ત્હેને આશ્ચર્ય લાગ્યું. તે થોડો વખત વિચાર કરી બોલ્યો; "આ ખાનગી બાબતમાં આપે લક્ષ્ય ના આપવું એજ ઉત્તમ છે."

"ત્હમે શરમાશો નહિં. ત્હમો ચતુર, વિદ્વાન અને શૂરવીર છો. ત્હમારૂં કલ્યાણ થાય હેવી મ્હારી હૃદયેચ્છા છે. આ વિવાહના કાર્યમાં ત્હમારા સરીખા તરૂણો પણ કેટલીક વખત ફસાય છે.."

"મહારાજ શું કહું ! આ વિવાહની બાબતમાં પ્રત્યેકને સ્વતંત્રતા હોવી જોઇએ. જેની સાથે આપણે જન્મ પર્યંતનો સ્વાભાવ જોડાનાર અને જે ભાવી દુઃખ સુખની ભાગિયણ થનાર તે વરેજ પસંદ કરવી જોઇએ. હું મ્હને યોગ્ય લાગશે હેવી સ્ત્રીસાથેજ વિવાહ કરીશ." કુલાચંદ્રે સ્પષ્ટ અભિપ્રાય વ્યક્ત કર્યો.

બાદશાહ થોડો વખત અટકીને બોલ્યો; "સેનાપતિ ! ત્હમારી ઇચ્છા એકાદ શાહજાદી સાથે વિવાહ કરવાની છે કે કેમ ?"

કુલાચંદ્ર ચકિત થયો. ત્હેને આ અનપેક્ષિત પ્રશ્ન સાંભળી આશ્ચર્ય લાગ્યું. બાદશાહના ઉપર્યુક્ત પ્રશ્ન ઉપર ત્હેણે ઘણા સમયપર્યંત વિચાર કર્યો ત્યારે તેના હૃદયમાં કંઇક પ્રકાશ પડયો. બાદશાહને એક પ્રીય પુત્રી છે જે ઉપવર થયેલી છે એ તે જાણતો હતો, પરંતુ શાહજાદી થઇ એટલે શું ? તે આપણા લાયક હશે કે કેમ ? ધારો કે લાયક હોય તો પણ શા કામની ? કારણ તે ભિન્ન ધર્મીય છે. ત્હેણે પુષ્કળ વિચાર કર્યો, પરંતુ ધર્મબાહ્ય વર્તન કરવું ત્હેને અયોગ્ય લાગ્યું તે ગંભીરતાથી બાદશાહને કહેવા લાગ્યો; "ખાવિંદ ! ક્ષમા કરો. મ્હારી એટલી બધી યોગ્યતા નથી, એટલુંજ નહિં પરંતુ ધર્મ વિરૂદ્ધ વર્તન કરવું મ્હને પ્રશસ્ત લાગતું નથી; તેથી કરીને મ્હને આપ કોઇપણ શાહજાદી સાથે વિવાહ કરવાને માટે આગ્રહ કરશો નહિં. હું એ બાબતમાં સંમત નથી."

આ ઉત્તર સાંભળી બાદશાહ સ્તંભિત થયો. કુલાચંદ્ર મ્હને આવો ઉતર આપશે હેવી ત્હેને કલ્પના પણ ન્હોતી. કુલાચંદ્રનો પ્રત્યુતર સાંભળતાંજ તે ક્રોધે ભરાયો અને કઠોર સ્વરે બોલ્યો; "કુલાચંદ્ર ત્હમે વિચાર કરીને ઉતર આપ્યો છે ને ?"

"ખાવિંદ ! આ આપનો ખતેહ્મ કદાપિ અવિચાર્યું કરતો નથી. મ્હને મ્હારો ધર્મ ઘણો પ્રિય છે. આપ નામવરને મ્હારા ઉપર ક્રોધે ભરાવાનું કંઇ કારણ નથી." કુલાચંદ્રે શાંતતાથી કહ્યું.

આ કથનથી બાદશાહનો ક્રોધાગ્નિ દ્વિગુણિત થયો. તે પગ પછાડીને બોલ્યો, "અફસોસ, સદહજાર અફસોસ, આ કાફર આટલો બધો નીચ હશે હેવો મ્હને સ્પપ્ને પણ ખ્યાલ ન્હોતો. મ્હારી સાથે આટલું બધું ઉદ્ધતપણું ? શિરાજખાં !."

તે દિવાનખાનામાં એક વૃદ્ધ પરંતુ ઘણોજ બલવાન અને હૃષ્ટપુષ્ટ ભીમકાય અફગાન આવીને મુજરો કરીને ઉભો રહ્યો. તે આશ્ચર્યથી ચકિત થઇ ગયો હોય હેવું જણાતું હતું.

કુલાચંદ્ર આ પ્રકાર શાંતતાથી જોતો હતો. તે સમજી ગયો કે હવે તેનો વિનાશકાળ પાસેજ આવી પહોંચ્યો હતો; આટલું છતાં પણ તે ધૈર્યશાલી તરૂણ ખિન્ન થયો નહિં.

બાદશાહે શિરાજખાંને હુકમ કર્યો કે;—"આ મનુષ્યને કેદ કર. બાદશાહનું કથન અમાન્ય કરનારને કેવું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે છે તે સર્વેએ જાણવું જોઇએ. કાલેજ તેનો ન્યાય કરી શિક્ષા કરવામાં આવશે. હેને લઇજા, જુએ છે શું ?"

શિરાજખાં તે કોણ ? બિચારો હુકમનો ચાકર ! કલાચંદ્રને તે સારી રીતે ઓળખતો હતો. અને ત્હેના ઉપર ત્હેની પ્રીતિ પણ હતી. પણ તે શું કરે ? આ વખતે ત્હેને બાદશાહનો હુકમ માન્ય કરવોજ પડ્યો

તો પણ કલાચંદ્ર શાંત હતો. તેનું ચિત્ત બિલકુલ ચલિત થયું નહિં. બ્હીવાથી શું થવાનું છે ? થવાનું હશે તે થશેજ; પરંતુ હાવા પ્રસંગોએ ધૈર્યચ્યુત ના થવું એ શુરનુંજ કર્તવ્ય છે.

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

(શ્રી ગીતા અ૦ ૨, શ્લો૦ ૧૫)

પ્રહરેક દિવસ-પૂર્ણ થયો હશે; રસ્તા ઉપર અસંખ્ય જનોની આવજા માલુમ પડે છે. ઘણીજ ગર્દી જણાય છે ! જે તે ઉત્સુકતાથી પરંતુ ખિન્ન મુદ્રાથી એક વિવક્ષિત દિશા તરફ અનિમિષ નેત્રે જોઈ રહ્યા છે. કેટલાક આપસ આપસમાં વાત કરતા કે;—અરેરે ! ઘણોજ ખરાબ પ્રસંગ આવ્યો સેનાપતિ સરખા મનુષ્યની ખોટ ભાગ્યેજ પૂરી પડશે. તરૂણ હોવા છતાં કેટલો બધો હોશિયાર !"

થોડા વખતમાં સર્વત્ર શાંતતા જણાવા લાગી એટલામાં કોઇના ભયંકર અવાજનો પ્રતિધ્વનિ સર્વેના કાન ઉપર પડ્યો;—" આપણા પરમપૂજ્ય બાદશાહનું કથન-હુકમ અમાન્ય કરનારને જણાવવામાં આવેલી-શૂળી દેવાની-શિક્ષા આજ સેનાપતિ કલાચંદ્રરાયને આપવામાં આવી છે; તથા ત્હેને વધ સ્થાન તરફ લાવવામાં આવે છે, તો ત્હેના તરફ કોઇએ સહાનુભૂતિથી ના જોતાં તિરસ્કાર યુક્ત દ્રષ્ટિથી જોવું. રાજ્યાજ્ઞા અનુલંઘ્ય છે. ત્હેનો અનાદર કરનારને જે શિક્ષા ઠરાવવામાં આવી છે તે થવીજ જોઇએ.

થોડાજ વખતમાં કલાચંદ્રને વધસ્થાન માટે નિયત કરવામાં આવેલી જગ્યાએ લાવવામાં આવ્યો. અને બાદશાહે પણ પોતાની ક્રૂર દ્રષ્ટિથી ત્હેનો શિરચ્છેદ કરવા હુકમ આપ્યો; પરંતુ પાઠક ! જુઓ તો ખરા ! આ શું ? તરતજ એક સુકુમાર બાલિકા ' સબુર ! ખામોશ ! ' નો પોકાર કરતી આગળ આવી. સર્વે આ બાલિકા તરફ આશ્ચર્ય યુક્ત દ્રષ્ટિથી જોઇ રહ્યા. પ્રિય પાઠક ! આ બાલિકા, અન્ય કોઇ ન્હોતી પરંતુ શાહજાદીજ હતી. શાહાજાદીએ સાદોજ વેષ ધારણ કર્યો હતો. ત્હેનાં નેત્રોમાંથી આંસુ નીકળતાં હતાં. ગુલાબી ગાલ ઉપર તરતજ પડેલાં બે ત્રણ આંસુનાં ટપકાં ત્હેની દીનમુદ્રામાં ઉમેરો કરતાં હતાં. તે ઠેઠ શિરાજખાં પાસે ગઇ. શિરાજખાંએ ત્હેને સલામ કરી તથા તે કલાચંદ્ર સહ ત્ય્હાંજ ઉભો રહ્યો. કલાચંદ્રની મુદ્રા હજુ પણ ગંભીર અને નિર્વિકારી હતી; પરંતુ શાહાજાદીને જોઇ તે ચકિત થયો, તથા શાહાજાદી શિરાજખાંને શું કહે છે તે સાંભળવા માટે આતુર થયો. શાહાજાદીએ કરૂણ વાણીએ કહ્યું, ' શિરાજ ! ન્હાનપણથી ત્હમે મ્હને ઘણાં લાડ લડાવ્યાં છે, અને મ્હારા ઉપર એક બેટી પ્રમાણે પ્રેમ રાખ્યો છે, એથી કરીને મ્હારા ખ્યાન પર કાન લગાકર ધ્યાન જમાવો, તમે ખુશીથી મ્હારૂં જીવન હાર કરો. મને ગમે તેમ કરો પરંતુ આ તરૂણને બચાવો. કૃપા કરી હેને સ્પર્શ પણ કરશો નહિં. એ નિરપરાધી છે. "

શિરાજખાં વયો વૃધ્ધ હતો એટલુંજ નહિં પણ તે કોમળ મનનો હતો. પોતાની પ્રિય પુત્રી જેવી રાજ કન્યાનું ભાષણ સાંભળતાંજ તેનાં નેત્રોમાં શુષ્ક નેત્રોમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં; અને ત્હેણે સજલ નેત્રે એક વખત કલાચંદ્ર તરફ જોયું. કલાચંદ્ર ઉપકારના અસીમ ભારમાં દબાતો હોવાથી શાંત પણ દીન મુદ્રાથી શાહાજાદી સ્હામું જોતો ઉભો રહ્યો હતો. શાહાજાદી પણ તેના તરફ જોઇ રહી હતી—ચતુર્ચક્ષુનું મીલન થયું હતું શાહાજાદીના પ્રગાઢ પ્રેમથી, સૌંદર્યથી અને ઉદારતાથી કલાચંદ્ર ઘણુંજ આશ્ચર્ય પામ્યો. કલાચંદ્રને અદ્યાપિ પર્યંત સ્ત્રીના હૃદયની અને પ્રેમની ઓળખ ન્હોતી. તે ન્હોતો જાણતો કે સ્ત્રીના હૃદયમાંથીજ પ્રેમનો પ્રવાહ નિરંતર વહ્યા કરે છે. મનુષ્યના જીવનનો એકાદ અંશ પ્રેમમય હશે, પરંતુ સ્ત્રીનું તો આખું જીવન પ્રેમમય હોય છે, આ સઘળી સ્થિતિ આજેજ કલાચંદ્રના જાણવામાં આવી,

8

તે ગદ્‌ગદિત વાણીથી શાહાજાદીને કહેવા લાગ્યો, "હે રાજકન્યા ! તું મ્હને દેવી હોય એમ જણાય છે. આ એક મૃત્યુના દ્વારમાં ઉભેલા ગરિબને બચાવવાને ત્હેં કેટલા બધા સાહસને ઉઠાવ્યું છે ? અહાહા ! મ્હેં મ્હારો દેહ પણ ત્હને અર્પણ કર્યો હતે, પણ મ્હારે થયલી શિક્ષા ભોગવવીજ પડશે. જા, જા, ઇશ્વર તને સુખી કરશે."

શાહાજાદી કંઇ પણ બોલી નહિં. તેને અનનુભૂત આનંદ થયો ! એટલામાં આ બાતમી બાદશાહને મળતાં તે ત્હાં આવ્યો અને પોતાની પ્રિય કન્યાને પ્રેમથી આલિંગન કરતો બોલ્યો;–"મ્હારી પ્રિય પુત્રી ! બાદશાહ જે કાર્ય કરવા નાસિપાસ થયો તે ત્હેં ઉત્તમ પ્રકારે કર્યું." પછી તે કલાચંદ્ર તરફ ફરી બોલ્યો;–"સેનાપતી કલાચંદ્ર ! ત્હમે આ સંબંધી વિષાદ લાવશો નહિ. મ્હારા સ્વભાવથી ત્હમે અજ્ઞાત નથી, જેમાં મ્હારી આ પ્રિય-પુત્રીનું સુખ તેમજ મ્હને પણ સુખ: ચાલો શિરાજખાં ! સેનાપતિને માન સહિત રાજમહાલયમાં લઇ આવો. આજ મ્હને નીઃસમ આનંદ થયો છે,"

કલાચંદ્રના આનંદની સીમા હવે રહી ન્હોતી. પરંતુ તેને પોતાના ચલવિચલ થયલા મનને શાંત કર્યું. તેજ દિવસે રાત્રે ઘણાજ ઠાઠમાઠથી કલાચંદ્રનો શાહાજાદી સાથે શૈવપદ્ધતિથી વિવાહ થયો, અને આવી રીતે અધિકાર ઉપર ઉચ્ચ પ્રેમે જય મેળવ્યો.

કલાચંદ્રે જોકે શાહાજાદી સાથે વિવાહ કર્યો તો પણ ત્હેણે યવન ધર્મનો બિલકુલ સ્વીકાર કર્યો ન્હોતો. આમ છતાં પણ સમાજના જૂના વિચારના મનુષ્યો ( orthodox ) એ ત્હેને બહિષ્કૃત કર્યો અને અંગત મનુષ્યો પણ ત્હેનો તિરસ્કાર કરવા લાગ્યાં. ઘરનાં મનુષ્યોના અત્યાગ્રહથી જ તેણે પ્રાયશ્ચિત્ત લીધું. પરંતુ સમાજે ત્હેનો સ્વીકાર કર્યો નહિં. કલાચંદ્રની હિંદુધર્મ ઉપર નિષ્ઠા હતી. ત્હેણે પોતાનો પ્રાણપ્રિય ધર્મ છોડયો નહિં. સમાજ પોતાને શુદ્ધ ગણતો નથી એમ જાણવામાં આવતાં તે જગન્નાથના દેવાલયમાં જઇ ત્યાં મુકામ કરી રહ્યો, કારણ ઇશ્વર આપણા ઉપર કૃપા કરે છે કે કેમ તે પણ તેને જોવું હતું. તેનું મન શુદ્ધ હતું. મ્હેં કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યો નથી એવું તેનું મન સાક્ષિ આપતું હતું. તેનું મન ઉદાર અને ઉચ્ચ હતું. તે પ્રેમનો–સાત્વિક–પ્રેમનો–ભૂખ્યો હતો.

તે સાત દિવસ સુધી દેવાલયની અંદર ઉપવાસી બેસી રહ્યો હતો; પરંતુ કોઇ પણ પ્રકારે તેનું સાંત્વન થયું નહિ. એટલુંજ નહિં પરંતુ આ ભ્રષ્ટ મનુષ્ય છે એવું પુજારીની ધ્યાનમાં આવતાં ત્હેણે તેને ત્યાં રહેવા દીધો નહિં. પુજારીએ કલાચંદ્રનું પુષ્કળ અપમાન કર્યું. એકંદરે ત્યાંથી પણ તેને વિમુખ પરત ફરવું પડ્યું.

તે પોતાના હિંદુધર્મીઓ પાસે પાછો આવ્યો. ત્હેણે સમાજને ઘણી પ્રાર્થના કરી; "ખરાબ વિચારોથી મનુષ્ય નીચ બને છે અને ઉચ્ચ વિચારોથી ઉચ્ચતા પ્રાપ્ત કરે છે. મ્હેં ખરાબ બુદ્ધિથી કંઈ પણ કૃત્ય કર્યું નથી. મ્હેં શુદ્ધાંતઃકરણનોજ આદર કર્યો છે. પ્રેમથી ઐક્ય વધે છે એ તત્વની મ્હને પ્રતીતિ થઇ છે......" વિગેરે પુષ્કળ રીત્યે પ્રાર્થના રૂપે કહ્યું પરંતુ ત્હેનું બોલવું કોઇએ સાંભળ્યું નહિ; ઉલટું ત્હેનું સર્વત્ર અપમાન થવા લાગ્યું.

થયું. શાંતતાની હદ આવી રહી. ત્હેનો શાંત વિચાર પલટાઇ ગયો. તે ખુની બન્યો. ત્હેની હિંદુધર્મ ઉપરની શ્રધ્ધા ઉડી ગઇ. ત્હેણે તરતજ મુસલમાની ધર્મનો સ્વીકાર કર્યો અને પોતાનું મુળ નામ બદલી **મહમ્મદ** નામ ધારણ કર્યું. ઉવરે ગુસ્સાના આવેશથી ત્હેણે હિંદુધર્મનો ઉચ્છેદ કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી. ઇતિહાસ જણાવે છે કે ત્હેના ભીષણ અત્યાચારથી હિંદુ લોકો ત્હેને રાક્ષસ કહેછે અને તેજ નામથી હજુ પણ કેટલાક ત્હેનો તિરસ્કાર કરે છે. આ પ્રમાણે એક વખતે હિંદુઓએ પોતે પોતાના હાથેજ પોતાના ધર્મનાશનો ઉપાય આણી મૂકયો. **પરંતુ સમાજ આ તરફ લક્ષ્ય આપે તોને ?**

---

# અંગ્રેજી માસિકોના કેટલાક સર્વોત્તમ લેખોનો સારાંશ ( સટિક ).

**એશિયાના પિતામહ કાઉંટ ઓકુમાનું આદર્શ જીવન**–મી. સ્ટેડનો મત હતો કે વર્તમાનપત્રો તથા માસિકોના લેખક તરીકે સંત નિહાલસીંગ આખી પૃથ્વિમાં લગભગ અદ્વિતીય છે ! ડૉ. ડિલન અને મી. ગાર્વીન કરતાં પણ તેને મી સ્ટેડ કેટલેક અંશે ચઢિયાતો માન્યો હતો. એમના લેખમાં નવી વીગતો જાતિ અનુભવથી તેમજ સૂક્ષ્મ અભ્યાસને પરિણામે રેલછેલ હોય છે, અને છતાં એવી સરલ, તથા મધુર ભાષામાં તે વર્ણિત હોય છે કે આનંદ તેમજ જ્ઞાનદાયક થઇ પડે છે. આ કારણથી હમને એ પંજાબી મહા લેખકનો **હીંદુસ્તાન રીવ્યુ** ) અલ્હાબાદ–એપ્રિલ માં ઘણે લાંબે વખતે–હવે એઓ ઘણું ખરૂં ઇંગ્લંડ તથા અમેરિકાના માસિકોમાં, તેઓના તંત્રીઓના આમંત્રણ તેમજ સારા લવાજમને માન આપીને લેખો લખે છે–આવેલા લેખને આનંદથી અગ્ર–પ્રથમ સ્થાન આપીએ છીએ. ગ્લેડસ્ટન ઇંગ્લંડનો તથા મહાત્મા દાદાભાઇ નવરોજી હીંદના " ગ્રેંડ ઓલ્ડ મેન " ( જી. ઓ. એમ. ) કહેવાય છે તેમ જૅપાનના કાઉંટ ઓકુમાને તો સંત નિહાલસિંગ સમસ્ત એશીયાના જી. ઓ. એમ. –પિતામહ–કહે છે. હાલ એ મહાપુરૂષનું વય ૭૫ વર્ષનું છે. અને જૅપાનની રાજસભાથી પણ રાજાના સલાહકાર તરીકે વિશેષ સત્તા ભોગવનાર એલ્ડર સ્ટેટસમેનો જે કહેવાય છે તેમાંના કાઉંટ ઓકુમા મુખ્ય છે. નાણાં, પરદેશ તથા ખેતીવાડી ખાતાંના પ્રધાન તેમજ વડા પ્રધાનનો હોદ્દો તેઓ ભોગવી ચુકયા છે. તેથી માનપાનની તેમને હવે તૃષ્ણા રહી નથી. હવે તો તે વાનપ્રસ્થાશ્રમમાં દેશના પિતા તરીકે, એશીયાના ગુરૂ તરીકેનું કાર્ય કરે છે ! એશીયાના દરેક ખુણામાં શું આવે છે તેનું આજની તારીખ સુધીનું છેલ્લું જ્ઞાન તે ધરાવે છે. પૃથ્વીનાં વર્તમાન પત્રોના લેખોના સાર તથા કાપલા, વાંચવા માટે એના પ્રાઇવેટ સેક્રેટરીઓ તૈયાર કરતાજ હોય છે. પરદેશી માત્ર જેપાન આવતાં, કાઉંટ ઓકુમાને મળવા અને તેની સાથે વાર્તાલાપ કરવામાં મહા માન સમજે છે, અને દરેકને પોતાની પરિપક્વ બુધ્ધિ તથા સલાહનો લાભ લેવા દેવામાં કાઉંટ ઓકુમા ઉદાર છે. તેની બહુશ્રુતતા તેની મુલાકાત લેનારને તેની વાતચીત પરથી પ્રત્યક્ષ જણાઇ આવે છે. મનુષ્યની સુખવૃદ્ધિ તથા ઉત્ક્રાંતિ માત્રના કામને પોતાનો ટેકો આપવા તે સતત ઉદ્યોગ કરે છે. તેને મળનારાઓ એક મતે તેને **નવીન** એશીયાનું સર્વોત્તમ પુષ્પ ઠરાવે છે. તે આત્મમાની છે. પરંતુ અભિમાની નથી. વિવેકી, શાંત, હસેલ, તથા શાંતિપ્રિય એવી એની પ્રકૃતિ છે. જીવનની હોડમાં જે એશીયાવાસીઓ પાછળ પડી જાય છે અને હાથી આગળ ન વધવાનાં બ્હાનાં કાઢે છે તેમને માટે એ ખંડાભિમાની ( દેશાભિમાની માત્ર નથી ) ને મહાશોક થાય છે. એશીયાએ જગતના જ્ઞાન ભાંડારમાં જે હિસ્સો આપ્યો છે તે માટે તે મગરૂર છે. પરંતુ તેના મુખ પરના એક નાના ખુણા પરથીજ હજી અંધકારનો પડદો ખસ્યો છે, હજી પશ્ચિમથી તે ઘણું પાછળ છે, પશ્ચિમના પ્રમાણમાં બાલક છે, તેનો, મન્ચુરીયાના રણક્ષેત્રો તથા તુશીમાની સામુદ્રધુનીમાં રશીયનો પર જેપાનીઓએ મેળવેલી મહાન: ફતેહો છતાં એ વીરધીર રાજ્દ્વારી અંગીકાર કરે છે.

કાઉંટ ઓકુમાનો જન્મ જૅપાનનો અમેરિકા સાથે કડવા અનુભવવાળો સંબંધ થયો તેની ઘણી પૂર્વે, ૧૮૩૮ માં થયો હતો. એ સમુરાઇની ક્ષત્રીય જાતીનો છે. તેનો પિતા એને ૮ વર્ષનો મેલી મરણ પામ્યો પણ ચતુર માતાએ એને સારી રીતે ઉછેર્યો અને કેળવ્યો. પોતાના વર્ગના જમીનદારોની શાળામાં ચીનાઇ સાહિત્યનું પ્રારંભિક શિક્ષણ લઇને, તે નાગાંસાકી ખાતે ખ્રીસ્તી મીશનરીઓએ સ્થાપેલી શાળામાં ગયો હતો. ત્યાં તેણે અંગ્રેજી, ઇતિહાસ, ગણિત તથા બાઇબલનો અભ્યાસ કર્યો. પાશ્વાત્ય સીવીલીઝેશનનો અહીં એને પરિચય થયો. ૧૮૫૩ માં. જૅપાનપર વેર વાળવા અમેરીકાનો કાફલો કોમોડર પેરીની સરદારી હેઠળ ચઢી આવ્યો ત્યારે શીગેનોબુ ઓકુમા ૧૫ વર્ષનો હતો. પરંતુ વયના પ્રમાણમાં બુદ્ધિ ઘણી વધેલી હતી. જો દેશોન્નતિ કરવી હોય તો પાશ્ચાત્ય રીતિનું અનુકરણ અનિવાર્ય છે એમ તેની ખાતરી થઇ, અને તે દિશામાં તેણે કાર્ય આરંભ્યું. પરિણામે નવી સરકાર હસ્તીમાં આવતાં પરદેશ ખાતાંમાં મદદનીશ તરીકે તે નીમાયો. પાશ્ચાત્ય પદ્ધતિ તેણે દાખલ કરવા માંડી. આ પછી તે ધીમે ધીમે મોટે ઓધ્ધે ચઢયો અને અંતે ૧૮૭૩–૮૦ માં નાણાં ખાતાંનો પ્રધાન નીમાયો. સરકાર પ્રજાનિયંત્રિત કરવા માટે તેણે બહુ ચળવળ કીધી પરંતુ તેથી ઉલટું તેને પ્રધાન પદનું રાજીનામું આપવું પડયું અને આથી પ્રજામત કેળવવા તેણે પોતાનો પ્રોગ્રેસીવ પક્ષ ઉભો કર્યો અને ૧૮૮૮ માં પ્રજામતનો જય થયો તેનું મુખ્ય કારણ તેની કાર્યદક્ષતા હતું પાછો પ્રધાન મંડળમાં તે આવ્યો. પરદેશો સાથે લેખિત સંધિ કરવાનું કામ તેને સોંપવામાં આવ્યું પણ આ વખતે કાંઇ જેપાનના લશ્કર કે કાફલાએ નામના મેળવી નહોતી તેથી જેપાનને કાંઇક હીણું લાગે એવી શરતો સ્વીકારવી પડી હતી. આ કારણથી જેપાનનો દ્રોહ કીધો એવી કેટલાક ઉદ્દામ મૂર્ખોએ દીર્ઘદ્રષ્ટિવાન કાઉંટ ઓકુમા પર આરોપ મુકયો અને એક દિન એક દિવાનાએ તેના પર બોમ્બ છોડયો. પણ પ્રભુ કૃપાથી તે બચી ગયો, પણ પગ કપાવવો પડયો. તે દિવાનાએ બાદ તરત છરીથી આપઘાત કર્યો. પોતેજ પોતાના ફાંસીગરનું કામ કર્યું હતું.

૧૯૦૮ પછી કાઉંટે રાજદ્વારી પ્રકરણનો ત્યાગ કર્યો છે. હવે તો તે કેળવણીના કામપરજ મુખ્ય લક્ષ આપે છે. ટોકીઓની બાસેદા યુનીવર્સીટીનો તે ( ૧૮૮૨ થી ) સ્થાપક તેમજ ચેન્સેલર છે. તેમાં ૬૦૦૦ વિદ્યાર્થીઓ છે અને પૉલીટીક્સ, સોશીયોલોજી (સમાજ ક્રાંતિ શાસ્ત્ર) તથા વ્યાપાર શાસ્ત્રના વિષયોનું ઉત્તમ શિક્ષણ માટે તે ખાસ પ્રખ્યાત છે. આ યુનીવર્સીટીની વિશેષતા એ છે કે સરકાર તરફથી તેમાં એક પેનની પણ મદદ લેવામાં આવતી નથી, કારણ કે કાઉંટ ઓકુમાનો એવો મત છે કે સરકારના હાથ ઘાલવાથી કેળવણીની સ્વતંત્ર જાત પર હમેશાં ખરાબ અસર થાય છે. સ્થાપકની પ્રતિકૃતિ રૂપ નાના ઓકુમા ૨૫ હજારો ગ્રેજ્યુએટો આ યુ. માંથી પાકયા છે જેમણે જેપાનની ઉન્નતિમાં આગળ પડતો ભાગ લીધો છે. વળી જેપાનની સ્ત્રીઓનાં ઉચ્ચ શિક્ષણ માટે સ્થાપેલી સ્ત્રીઓની યુનીવર્સીટીનો પણ તે એક સ્થાપક તથા નેતા છે. સ્ત્રીઓનાં શિક્ષણ, ઉન્નતિ તથા સ્વતંત્રતાનો તે જબરો હિમાયતી છે. જેપાનમાં સરકારી દેખરેખ હેઠળ વેશ્યા વાડો ચાલે છે તે કાઢી નાંખવાની તે ખાસ હીમાયત કરે છે. એ લતો બળી ગયો ત્યારે તે હમેશ માટે નષ્ટ કરવાની તેની સૂચના હતી. કાઉંટ ઓકુમા દેશમાં સ્થળે સ્થળે હવે–હજી ભાષણો આપે છે, અને લેખો પણ દેશદેશાંતરોના પત્રોમાં પુષ્કળ

લખે છે: " નવીન જેપાનના ૫૦ વર્ષ " નામનું જેપાનની સાંપ્રત ઉન્નતિના ઇતિહાસનું તેના કૃત પુસ્તક તેના સ્મારક રૂપે છે. એ ગ્રંથ સતા સમાન ગણાય છે. કાઉંટ ઓકુમાની એકજ દુર્બલતા છે અને તે જરા ફક્કડ–અક્કડ પોશાક પહેરીને સુંદર દેખાવાની ઇ–દેશી કે પાશ્ચાત્ય ગમે તે પોશાક તે બહુજ સુંદર દેખાય એમ સાચવીને પહેરે છે. ઉપરોક્ત અકસ્માત્થી તે રખેને લંગડો દેખાય તે સારૂ તેણે લાકડાંનો પગ બેસાડવા અમેરીકાથી ખાસ સર્જ્યન બોલાવ્યો હતો. હવે તે સહેજજ લંગડાય છે. વાડીઓ તથા ઝાડો કેળવવાનો તે ખાસ શોખીન છે. તેની વાડીઓ ખાનગી વાડીઓમાં જેપાનમા સૌથી સુંદર છે. કાઉંટ અપુત્ર છે, પણ પુત્રી છે, તેથી જમાઇએ, જેપાનનાં રીવાજ પ્રમાણે સસરાના કુટુંબનું નામ ધારણ કર્યું છે એનો જમાઇ રાજ તે જેપાનના પ્રધાન કાઉંટ મત્સુશનો બીજો પુત્ર થાય છે.

**ફ્રાન્સ ઉજ્જડ થતું જાય છે–તેના ઉપાયો**—ફ્રાન્સ સૌથી સુધરેલો દેશ ગણાય છે. જેટલા વિદ્વાનો, તથા બુદ્ધિમાનો ફ્રાન્સમાં છે તેટલા કોઈ બીજા દેશમાં નથી. નાજુક હુન્નરમંદીમાં તો તેમની બરોબરી કરનારી કોઇ પ્રજાજ નથી. છતાં, કહો કે, એ અતિ બુદ્ધિમતાને લીધે તેને એક નવીન રોગ લાગુ પડયો છે અને તે રોગ તે પ્રજાહીનતા છે ! લગ્ન કોઇ બીજી પ્રજાંથી ઓછાં થતાં નથી. તેમજ પરણતા પણ મોડા નથી, પરંતુ થોડીજ સ્ત્રીઓને ઝાઝી સંતતિ હોય છે ! ૧, ૨ અને હદ તો ૩ થી માતાપિતા સંતુષ્ટ થાય છે. કૃત્રિમ રીતે તેઓ ગર્ભધારણનો અટકાવ કરે છે અને તેનુ કારણ વધારે પુત્રી પુત્રોની તેઓ બરોબર બરદાસ ન કરી શકવાનું, સારી કેળવણી ન આપી શકવાનું તથા પોતે તેમજ તેઓ સુખ પૂર્વક નહીં રહી શકવાનું આપે છે. આ કારણો અમુક અંશે ગમે તેવાં વજનદાર હોય પરંતુ પ્રજાની વૃધ્ધિ એ એક રાજદ્વારી મુંડી છે તથા ફ્રેંચ વિચારકો, મોજીલી રંગીલી ફ્રેંચ પ્રજાનાં એ અશ્રુત પૂર્વ વિચિત્ર વર્તનથી બહુ ગભરાયા છે જે જર્મનીને ફ્રેંચો એક પ્રાંત સમજતા તે હવે તેનાથી વસ્તીમાં દોઢું બન્યું છે અને ગળી જશે ? શું એવો સકારણ ભય ફ્રેંચ રાજદ્વારીઓને પેઠો છે. આ વિષયપર વિવેચન કરતા ફ્રાન્સના **નોવેલ રીવ્યુઇ** ના એક ગતાંકમાં **ડૉ. પી. ગેલાઇ** કહે છે કે દર વર્ષે જન્મ લગભગ મરણ જેટલાંજ થાય છે, અને કેટલાક વર્ષમાં તો મરણ જન્મથી થોડા હજાર ઉલ્ટા અધિક હોય છે. ૧૮૭૦ માં ફ્રાન્સ તથા તેના હરિફ જર્મનીની વસ્તી ૩ા–૩ા કરોડ હતી હવે ફ્રાન્સની ૪ ત્યારે જર્મનની ૬ કરોડ છે. અને પેરીસમાં તો જર્મનો એટલા બધા છે કે જર્મનો કહે છે કે ફ્રેંચ રાજધાની તો જર્મન સામ્રાજ્યનું એક નગર છે ! ફ્રેંચ રાજસભાએ બચરવાળ કુટુંબોને ઉત્તેજન આપવા અનેક કાયદા કર્યા છે પણ તેથી કાંઇ અર્થ સરતો નથી. એક કાયદો એવો કીધો છે કે કારખાનાનો કામદાર, કારખાનામાં અકસ્માત થવાથી મરણ પામે તો તેની વિધવા તથા કુટુંબનું પોષણ કારખાનાંવાળાએ કરવું ! આથી પોયાંવાળા કે બૈરીવાળા કામદારોને કારખાનાંવાળા ઉલ્ટા નોકરીએ રાખતા નથી ! એજ પરિણામ આવ્યું છે. પ્રો. હ્લેનેલોગ કહે છે કે એક ઉપાય એ છે કે પ્રજાવાળાને પગાર " બ્રહ્મચારી " ઓથી વિશેષ આપવો તેમજ સરકારી નોકરીના પસંદગી આપવી ! બીજો રામબાણ ઉપાય એવો સૂચવે છે કે, બચરવાળને કરોથી મુકત કરવા કારણ કે તેઓને આડકતરા કર વધારે આપવા પડે છે અને બાલ પ્રજાને ઉછેરવાનું કામ તેઓ કરે છે તે એક રીતે દેશનુંજ કામ કરે છે. પ્રો. ના મત સાથે ડૉ. મળતા થાય છે અને પોતાને

૩ છોકરાં છે અને તેનો ઘણો ખર્ચ થાય છે એમ ટેકામાં જણાવે છે. (-સૂચના ઉત્તમ છે પણ જેઓ સરકારી નોકરો ન હોય તેનું કેમ કરવું અને સરકારી નોકરીમાં કેટલા બાપાઓને રાખવા ? સત્ય એ છે કે, પ્રજાએ સ્વાર્થ-કમી કરીને સાદાઇ વધારવી એજ ખરો ઉપાય છે. દક્ષિણ અમેરિકામાં અનેક પ્રજાસત્તાક રાજ્યોએ ૨૫ વર્ષ પછી જેઓ કુમારા રહે તેમને ૫૫ વર્ષના થાય ત્યાં સુધી, પરણે નહીં તો અમુક થોડે થોડે વધતા જતા પ્રમાણનો અને પછી ઘટતા જતા પ્રમાણનો કર નાંખ્યો છે, એ પણ એક રામબાણ ઉપાય છે. વળી જેઓ બ્રહ્મચર્ય ન પાળે એવા કુંવારાઓને ખાસ શિક્ષા કરીને, તે શિક્ષા તેઓ પરણે તો તથા ત્યારેજ માફ કરવી એવી મતલબનો કાયદો ઘડવાથી પણ કાંઇક લાભ થાય. પરંતુ કર્તવ્યબુદ્ધિ તથા સાદાપણું એ બે વિના ગમેતેવા ઇલાજ માત્ર હાથટેકણજ થઇ પડશે ).

**સરસ્વતી યાત્રા અથવા હરિદ્વારના બ્રહ્મચારીઓ સાથે સાથે વિહાર**—ગત એપ્રીલ માસના મૉડર્ન રીવ્યુ (કલકત્તા)માં અમેરીકન સન્યાસી મી. માયરન એચ. ફેલ્પસ કહે છે કે હિંદના બાળકો હિંદના કુદરતી દેખાવો જેવા કે જંગલ, પહાડ ઇત્યાદિને નીહાળતાં નથી તે શોચનીય છે. પશ્ચિમમાં એથી ઉલટું છે. ઇંગ્લંડમાં ઝાડી વાલી જગાઓ, અમેરીકામાં પહાડો અને આખા યુરોપમાં પહાડ અને જંગલો મગજના કામ કરનારાને પુષ્ટિ આપનારો અને આનંદ વર્દ્ધક ખોરાક છે. યુરોપની કૉલેજોના વિદ્યાર્થીઓને, સ્વીટઝર્લાંડના ઝાડી વાળા અને પહાડ વાળા દેખાવો, ઓસ્ટ્રીઆના ટીરોલ, ઇટાલીના આલ્પસ પર્વતો, જર્મનીના ઘાડા જંગલો, વેલ્સના પહાડો, અમેરીકામાં સફેદ પહાડો વર્ષના ત્રણ મહિના, મગજને ઠંડક અને શરીરને બળ આપનારા થઇ પડે છે. પણ હિંદના વિદ્યાર્થીને તો હિંદના મોટા અને ઉમદા પહાડો અને જંગલોની જે કુદરતની સુંદરતાના ખજાના રૂપ છે તેની બીલકુલ ખબરે નથી.

હે હિંદી બાળકો ! તમારા પૂર્વજો હિમાલયમાં આશ્રય લેતા અને ત્યાં દેવતાઓનો પાસ છે એમ કહેતા અને કૈલાસ ભૂવન ત્યાં છે એમ કહેતા તેનું કારણ એટલુંજ કે મનના મનનને વધારનાર ઝાડ અને પહાડો શરીર અને મનને દૈવી શક્તિઓના અર્પનારા છે.

હરદ્વારની ગુરૂકુલ કૉલેજ પ્રાચીન શિક્ષણ પદ્ધતિને સજીવન કરશે એમ દેખાય છે. આ ગુરૂકુળના વિદ્યાર્થીઓ હિમાલયમાં આનંદ વિહાર કરવા સરસ્વતી યાત્રાએ નીકળ્યા હતા ત્યારે હું પણ તેઓની સાથે અતિથિ તરીકે હતો. રસ્તો પઠાણકોટથી કુલુની ખીણોમાં થઇ જવાનો પસંદ કરવામાં આવ્યો હતો. હમે એકંદર ૨૫ આસામી હતા. ૧૯ વિદ્યાર્થી, તેમના સુપરીન્ટેંડંટ હું પોતે અને ચાર ચાકરો હતાં. હમે તા. ૩૧ મી ઓગસ્ટે પઠાણકોટથી નીકળ્યા અને ૩૫૦ માઇલને અંતરે સીમલા છે ત્યાં ૧ લી અકટોબરે પહોંચ્યાં હતાં. હમારો સામાન ૮ વણઝાર નિમકહલાલ ખચ્ચરો ઉચકીને લઇ જતાં હતાં દીવસના દસથી બાર માઇલ હમે કાપતાં. અમે બહુ કુચ કરતાં તો દીવસના ૨૨ માઇલ સુધીની કરતાં—હમે માર્ગમાં રાત્રીએ કે વિશ્રામ સારૂ આર્ય સમાજ મંદીરોમાં અથવા તો હિંદુ દેવાલયોમાં ઉતારો કરતા અને કેટલીક વખત ડાક બંગલામાં પણ ઉતરતાં. ખોરાક દરેક ઠેકાણેથી વેચાતો મંગાવી. હમારા નોકરો બનાવતાં. હમારો ખરચ બહુજ જુજ જેવો થયો એ કે હમારે રેલ્વે વિનાના રસ્તામાં થઇ જવાનું હતું. હમને લગભગ માથાદીઠ માત્ર અડધો રૂપીઓ રોજ આવતો. લગભગ રૂા. ૨૫૦ ખચ્ચરવાળાને આપવા

પડ્યા હતા. તે મળીને એ ખર્ચ થયો હતો. આ રૂપીઆ જો, જેમ અમેરિકામાં ( હું જ્યારે કૉલેજમાં હતો ત્યારે ૨૦૦ માઇલ સુધી પોતાનો સામાન ઉંચકી લઇ જતો ) લઇ જાય છે તેમ દરેક વિદ્યાર્થીએ પોતાનો સામાન લીધો હોત તો બચત. હવે અમે તાણકુંલીના ખેતરો અને બૈજનાથની ખીણમાં થઇ, પ્રાચીન હુન્નર ઉદ્યોગનું સ્થાન કાંગ્રા અને પછી કુલુ દેશમાં ગયા. બીઆસની ખીણ દુનિયામાં સૌથી સુંદર ગણાય છે. મને પોતાને તો શક છે કે એનો જોડો દુનિયામાં હોય ! હવે હમે બીયાસથી સુંદર પહાડો અને ઝાડીમાં થઇ નરકંદ પહોંચ્યાં. એ આપણા દેવતાના વાસનું સ્થાન ગણી શકાય. અંતમાં મને કહ્યા વિના ચાલતું નથી કે હરદ્વાર ગુરૂકુલના વિદ્યાર્થીઓમાં મેં બે વિશિષ્ટ લક્ષણો જોયાં. સવારના ચાર, પાંચ વાગે દરરોજ ઉઠવું અને ચુપકીથી અને ઝડપથી અડધો કલાક ચાલી આવવું અને કલાકોના કલાકો સુધી ખુલ્લે પગે ટેકરા ટેકરી વાળા ખરબચડા રસ્તાપર ચાલવું ૨— માંહો માંહે પરસ્પર સંપ અને એકદિલી. વડિલો તરફ પૂજ્યભાવ અને પોતાનાથી નાનાઓ તરફ દયા અને કરૂણા એ તેઓની નૈતિક સ્થિતિ હતી એક બીજા સાથે મિષ્ટ ભાષણજ બોલવાનો તેમનો અભ્યાસ તેમના સ્વભાવ રૂપ થઇ પડ્યો હતો. મેં મારી આખી મુસાફરીમાં તેઓમાંથી કોઇનો પણ મીજાજ ખોવાયલો જોયો નહોતો. પશ્ચિમના વિદ્યાર્થીઓમાં જો કે આ ગુણ વારંવાર બાયલાપણાને મળતો ગણવામાં આવે છે પરંતુ એવું કશું નથી.

**પ્રાચીનકાળમાં સમસ્ત આર્યાવર્ત શું એક નહોતું ?—મૉડર્ન રીવ્યુ ( કલકત્તા )** ના એપ્રીલના અંકમાં પ્રો. રાધાકુમુદ મુકરજી એમ. એ. ૨૨ પાનાના એક અતિ લાંબા લેખમાં લખે છે કે પ્રાચીન હિંદનું ભૌગોલિક ઐક્ય એના મોટા વિસ્તાર અને અનેક રાજાઓ રાજ કરતા હોવાને લીધે હવે અમાન્ય માની લેવામાં આવ્યું છે. ઉત્તરથી દક્ષિણ પર્યંત ૨૦૦૦ માઇલ અને પૂર્વથી પશ્ચિમ પર્યંત ૧૯૦૦ માઇલના વિસ્તારવાળા આ દેશને એક કલ્પનામાં લેવો એ ઘણું કઠણ છે. એનું ક્ષેત્રફળ સમસ્ત યુરોપખંડના અર્ધ ભાગના જેટલું છે. આ દેશ ગ્રેટબ્રીટનના કરતાં વીશ ગણો મોટો છે. બ્રીટીશ ટાપુઓ કરતાં પણ દશગણો છે અને ફ્રાન્સ અને જર્મની એ બેમાંના કોઇના પણ ક્ષેત્રફળ કરતાં ૭ ગણો મોટો છે. સમસ્ત હીંદ એક દેશ પૂર્વકાલમાં ગણાતો તે તેની ઉત્તરદક્ષિણની મુખ્ય નદીઓના નામ ગણાવનાર નિમ્ન પ્રખ્યાત પ્રાચીન શ્લોકથીજ સિદ્ધ છે.

गंगे चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धु कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ॥

તેમજ બીજો એક પુરાણનો શ્લોક સમસ્ત હિંદની સાત પર્વતોથી સીમા બાંધે છે.

महेन्द्रो मलयः सह्यः शुक्तिमानृक्ष पर्वतः ।
विन्ध्यश्च पारियात्रश्च सप्तैते कुल पर्वताः ॥

વળી એજ પ્રમાણે બીજો એક નીચેનો શ્લોક સાત પવિત્ર નગરોના નામ આપી આખો હિંદ ઓળખાવે છે અને બતાવે છે કે હિંદ દેશ બહુ પવિત્ર છે. આ સાતે સ્થળની યાત્રા કરવાનું કથન કરવાનું મૂળ એજ હશે કે આખો દેશ ફરી કુદરતની ખુબીઓ ઇત્યાદી નિહાળાય અને સાથે જ્ઞાન તથા બુદ્ધિ વિસ્તૃત થાય.

अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तैते मोक्षदायिकाः ॥

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ( સ્વર્ગ થકી પણ જન્મભૂમિ માતૃભૂમિ વધારે છે. ) એ પણ દેશૈક્તા સૂચક વાક્યજ છે. મનુ પણ એ દેશને " तं देवनिर्मितदेशं ब्रह्मावर्तमचक्षते ॥ " દેવનિર્મિત બ્રહ્માવર્ત કહે છે.

પાણિની તથા કાત્યાયનનાં વ્યાકરણોમાં દક્ષિણ દેશનાં સ્થળોનાં નામો છે, તેમજ અશોકની મહા આજ્ઞાના લેખોથી પણ સિદ્ધ થાય છે કે ઇ. સ. પૂર્વેના એ જમાનામાં આખો હિંદુસ્તાન બધાને સુજ્ઞાત હતો. મહાભાષ્યકાર પતંજલિથી જણાય છે, કે મહાભારત પાણિનીની પૂર્વે હતું. પાણિનીની અષ્ટાધ્યાયીમાં અર્જુન, વાસુદેવ અને યુધિષ્ઠિરનાં નામોના કથનથી તે સાબીત થાય છે. હિંદની એકતામાં ધર્મની સત્તાની સાથે રાજનીતિ પણ કારણભૂત હતી. ઇતિહાસથી જણાય છે કે અનેક પ્રાચીન આર્ય રાજાઓએ આખા હિંદના ચક્રવર્તી થવાની અભિલાષા દર્શાવી છે. તે સાબીત કરે છે કે તે લોકોને સમસ્ત હિંદની ભૂગોળનું પુરૂં જ્ઞાન હતું. આવો એક રાજા મહાન અકબર પણ હતો. અને તેની રાજધાની દીલ્હીમાં હતી મ. અકબરના જેવોજ પ્રતાપી અને ચક્રવર્તી પ્રાચીન હર્ષવર્ધન થઇ ગયો એણે ઇ. સ. ૬૦૬-થી ૬૪૮ સુધી આખા હિંદ ઉપર રાજ કર્યું હતું. એનાથી પણ અગાઉ **સમુદ્ર ગુપ્ત** થઇ ગયો. અને ચોથા સૈકામાંજ તેની રાજસત્તા ગંગા નદીના પ્રદેશથી માંડી તામીલદેશ સુધી હતી. એથીએ પૂર્વે, એવોજ સાર્વભૌમ રાજા મહાન અશોક થઇ ગયો એના રાજ હદ છેક અફગાનીસ્તાનથી માંડી મૈસુર સુધી હતી. હીંદના રાજનૈતિક ઇતિહાસમાં સમસ્ત દેશની એકતા કરવામાં ચંદ્રગુપ્ત અવશ્ય અગ્ર-પ્રથમ પદે આવે છે. પણ ચાણક્યના એ શેઠ શિવાય પણ બીજા ઘણા એવા સાર્વભૌમ રાજાઓ આ દેશમાં થઇ ગયા છે ! તેમને તેથી, નીચે પ્રમાણે એક-યા બીજી પદવી મળી હતીઃ—( ૧ ) અધિરાજ, ( ૨ ) રાજાધિરાજ ( ૩ ) સામરાજ ( ૪ ) એકરાજ. અતિ પ્રાચીન " ઐતરેય બ્રાહ્મણ " ગ્રંથમાં ૧૨ ચક્રવર્તી રાજાઓનાં નામ આપ્યાં છે.

હાલના જમાનામાં એક દેશથી બીજે દેશ લઇ જવા લાવવાનાં સાધન સહેલાં છે. રેલ્વે તાર, અને વિજળીક બળના યંત્રો બહોળાં હોવાથી હીંદની ભૂગોળ વિદ્યા સંબંધી એકતા પૂર્વેથી પણ વિશેષ નક્કર અને સરલ થઇ છે. પરંતુ પ્રાચીન કાળમાં આ દેશ દેશજ નહોતો. પરંતુ અનેક દેશોનો સમૂહ માત્ર હતો એમ કહેવું એ સત્ય તથા ઇતિહાસથી વિરૂદ્ધ છે.

**હવામાં ફરતા ભૂતોની થતી પધરામણી તથા તેમની ઉતારી લેવામાં આવેલી છબીઓ !**—નું નવલકથા જેવું ભાસતું ચિત્તાકર્ષક વર્ણન પેરીસના પ્રો. ચાર્લ્સ રીચેટના એ સંબંધી સચિત્ર નવીન ગ્રંથ ઉપરથી, તેના સાર રૂપે **મી. વીલીયમ એચ કાબ્ધ** ગત એપ્રીલના થીયોસોફિસ્ટ ( અદ્યાર ) માં આપે છે. થીઓસોફીસ્ટો તથા ગુપ્ત માનસિક શક્તિ માનનારા ઇંગ્લંડની ' સાઇકીકલ રીસર્ચ સોસાયટી ' ના સાયેન્ટીસ સભાસદો ( જેમાં એક સ્વ. મી. ડબલ્યુ ટી. સ્ટેડ પણ હતો ) બીજાના દિલમાં ભરાતા અને શોકયને સતાવતા એવા હીંદુસ્તાની ગામડી ભૂતોને માનતા નથી. પરંતુ સુધરેલા ભૂતોને માને છે. તેમને મતે એ ભૂતો કહો કે મૃતાત્માઓ હવામાં ફરે છે અને અમુક ચમત્કારિક માનસિક શક્તિ ધરાવનાર જીવંત

# વિજ્ઞાન, વૈદ્યક તથા વિદ્યા સંબંધી નવીન શોધો તથા વિચારો (સટિક).

**યુરોપને ભોગે અમેરીકાને ગરમ કરવા માટે બાંધવામાં આવનારૂં પ્રચંડ બાંધકામ**—અમેરીકનો વારંવાર અંગ્રેજો તથા યુરોપીયનો પર ચીઢાતા ત્યારે મશ્કરીમાં કહેતા કે હમે તમને ચાહીએ તો ઠંડીથી ઠાર કરી નાંખીએ ! તે મશ્કરી મનાતી પણ તેમાં સત્યાંશ છે. અમેરીકાના મૅક્સીકોના અખાત આગળથી પાણીનો ગરમ પ્રવાહ ઍટલાંન્ટીક મહાસાગરમાં એક રેખા રૂપે વહન કરે છે તે યુરોપના અમુક ભાગની તથા ગ્રેટબ્રીટનની વહેતાં વહેતા એક પ્રકારની પ્રદક્ષિણા ફરે છે—અને ઈંગ્લંડ અતિશીત કટિબંધમાં છતાં ત્યાં તેના પ્રમાણમાં અસહ્ય ઠંડી નથી તેનું કારણ ઉકત ગરમ પ્રવાહની ગરમી છે ! પ્રભુએજ આ યોજના ઈંગ્લંડમાં મનુષ્ય જીવી શકે તે સારૂ જાણે કરી છે ! જે વાત અમેરીકનો હાસ્યમાં કે ક્રોધથીજ કહેતા તે હવે તેઓ ગંભીર રીતે સ્વાર્થ બુધ્ધિથી કહે છે. આ ગરમ પ્રવાહ—ગલ્ફ સ્ટ્રીમ અખાતમાંથી નીકળીને, ફ્લોરીડાની સામુદ્રધૂનિમાંથી થઇને અમેરીકાને પૂર્વ કિનારે કિનારે ચાલતાં ઍટલેન્ટીક મહાસાગરમાં ધીમે ધીમે પંખાકાર પથરાઇને ઠેઠ ગ્રેટબ્રિટન સુધી જઇ તે ટાપુને પોતાની ગરમીથી સેવે છે. ફ્લોરીડાની સામુદ્રધૂનિમાંના સૌથી સાંકડા ભાગમાં આ ગરમ પાણીનો ઝરો પચાસજ માઇલ પહોળો છે, પરંતુ સેંડી હુક આગળ તેનો પટ ૩૦૦ માઇલ હશે, એમ મનાય છે. તે રોજ પાંચ માઇલની ઝડપે વહે છે. અમેરીકાના પ્રખ્યાત એંજીનીયર મી. કૅરલ એલ. રીકરની એવી યોજના છે કે, ઉત્તર અમેરીકાને કિનારે ન્યુફાઉંડ લેંડથી તે જ્યાં સમુદ્ર ઉંડો થાય છે ત્યાં સુધી એ ગલ્ફ સ્ટ્રીમના પ્રવાહથી આડો ૨૪૦ માઇલ પહોળો એક જબરજસ્ત કોટ ચણી લેવો. આથી ગરમ પ્રવાહ યુરોપ જતો અટકશે. અને પ્રવાહની ઉષ્ણતા એ તરફના ખંડમાં હાલ અતિશીત છે તે ઘણી ગરમ થઇ જશે. આથી ન્યુફાઉંડલેંડ, નોવાસ્કોશીઆ, લેબ્રેડોર અને ઠેઠ ઉત્તર ધ્રુવ સુધી ગરમી થશે. જેથી એ પ્રદેશનું સ્વરૂપજ ફરી જશે, અને જંગલ મંગલ થઇ જશે, આથી અમેરીકાનો એક ભાગ ગરમ ને બીજો ઠંડો એવો ભેદ નહીં રહે. પ્રોફેસર જર્વાસ અનુમાન કરે છે કે જો આમ થયું તો ઇંગ્લંડને તે ભારે પડી જશે અને તે ઉત્તર ધ્રુવ જેવો અતિશીત પ્રદેશ થઇ જશે અને વર્ષના ૯ માસ બરફથી ઢંકાયલો રહેશે. બેશક આ કરવું કાંઇ આમ લખવા જેવું સહેલ નથી, પરંતુ અહીં તો માત્ર શકયતાની ચર્ચા થાય છે. એ મહાન કોટ બાંધવાનો ખર્ચ બહુ નથી, ફકત સાઠ કરોડ રૂપીયા અડસટવામાં આવે છે, જે પાનામાંની નહેરથી બહુ ઓછા છે.

**વડોદરાની મહાબુદ્ધિશાળી ગાય!**—થોડા વરસ પહેલાં વડોદરામાં મારા જોવામાં એક ગાય આવી હતી. એ ગાય ગામમાં આમ તેમ ફરી પોતાનો ખોરાક મેળવી પછી તરસી થાય એટલે હમેશાં નળ ઉપર પાણી પીવા આવતી હતી. પરંતુ નળ ઉપર ટાંકી અથવા પાણીની કોઠી જાનવરો માટે મૂકેલી નહોતી. એટલે એ શાહણી—ડાહી—ગાય પોતાની તરસ મટાડવા માટે એક યુક્તિ કરતી હતી. નળને ચાવી નહોતી પણ ઠેસ હતી. તે ઠેસને દબાવવાથી નળમાંનું પાણી બાહાર આવતું

હતું. એ ગાય નળપર આવીને પોતાના કપાળથી તે ઠેસ દબાવતી હતી એટલે પાણી નળની નીચેની ફરસબંદી ઉપર પડી પછી તે ફરસબંદી પરથી મોરીમાં જતું હતું. એટલે ફરસબંદી-પરથી મોરીમાં પાણી જવાને કેટલીક સેકન્ડ લાગતી હતી; બે ત્રણ ઘુટડા પીવા જેટલું પાણી ફરસબંદીપર પડયું છે એવો અંદાજ ગાયના સમજવામાં આવતાં તે નળપરથી પોતાનું કપાળ લઇ લઇ મોરીના મોંઢા પાસે જઈ પાણી પીતી હતી. એ પાણી થઇ રહેતાં વળી પાછી તે નળ પાસે જઇ પોતાના કપાળ વડે નળની ઠેસ દબાવી વળી પાછું થોડું પાણી ફરસબંદી પર પાડતી. એવી રીતે તે પોતાની તરસ હમેશાં નિયમિત રીતે મટાડતી હતી—બાલશિક્ષક, વડોદરા.

**વિમાનનો ઉતાર ગરૂડ!**—અદ્યાપિ પર્યંત લડાઇ જમીનપરની હતી. ઉન્નતિ થતાં તે પાણીપર નૌકાની થઇ—અને હવે તે ક્ષેત્રબિંદુ હવામાં વિમાનોનું થયું છે; હજારો ફુટ, અનેક માઇલની ઉંચાઇએથી બલુનમાંથી તોપના ગોળા ગબડાવે તેનો શો ઉપાય? તેને ક્યાં પકડવા જવા અને પકડવા જતાં તો ક્યાંના ક્યાં અનંત આકાશમાં પલાયન કરી જાય! આનો ઉપાય મોટાં કદનાં બાજ અથવા ગરૂડ પક્ષીઓ છે એમ શોધી કાઢયું છે. આ વિચાર એક એવું નાનું પક્ષી માર્ગમાં આવતાં વિમાની પોતાનું સમતોલપણું ખોઇ બેસતાં તેનું મરણ થયું હતું તે પરથી સુઝયો હતો. જો નાનું પક્ષી પણ વિમાનને હંફાવે તો બાળક કે બકરાંને ઉપાડી જાય એવું ગરૂડ પક્ષી કે બાજ પક્ષી શું ન કરી શકે? આ કારણથી માણસ વિનાનાં બલુનો હવામાં ચઢાવવામાં આવ્યાં હતાં. તેપર માંસના ટુકડા બાંધ્યા હતા. બાદ તેની દિશામાં બાજ પક્ષીઓ છોડતાં તે તેમનાપર તુટી પડયાં હતાં, અને યંત્રના તેઓએ ટુકડે ટુકડા કરી નાંખ્યા હતા! માંહો માંહે લડતાં તેઓએ વિમાન ઉંધાચત્તાં કરી નાંખ્યાં હતાં! બાજ, ગીધ આદિ ગરૂડ જાતના પક્ષીઓને આ પ્રમાણે હવામાંના વિમાનોપર હલ્લો લઇ જતાં ફ્રાન્સમાં કેળવવામાં આવે છે, અને કેળવનારાઓને ખાતરી છે કે, જે કામ પાંખ વગરના લાખ માણસ ન કરી શકે તે એ પક્ષીઓ ઉડીને કરી શકશે! એ પક્ષીઓ ચાંચ, પગ તથા પાંખ એ ત્રણ શસ્ત્રોથી લડી શકે છે તેમજ ઉપર તેમજ નીચેથી ગમે ત્યાંથી હલ્લો લઇ જઇ શકે છે. તેથી હવામાં ઉડેલા વિમાનીઓને તેમનાથી થોડું બ્હીવાનું નથી! પણ વિમાનીઓ પણ કાંઇ કાચા નથી. તેઓએ પક્ષીઓ વિમાનને અડતાંજ મરણ પામે તે સારૂ વીજળીક તારોની તટ્ટી વિમાનની આસપાસ ગુંથવાનો વિચાર કર્યો છે. પણ આ તારથી તેમજ વિમાનમાં વીજળીનું યંત્ર રાખવાથી ભાર તથા ખટપટ તથા જોખમ વધવાનો ભય છે જેથી તે શકય કોટીમાં લાવવી કાંઇ સ્હેલું કામ નથી.

ક્ષય રોગ, વિષે પાશ્ચર ઇન્સ્ટીટ્યુટના ડાયરેક્ટર મત—છાસ, દહીં આદિ પેય ખાદ્ય વસ્તુઓમાં ખટાશ આવવાનું કારણ હવામાંના જંતુઓ સૂક્ષ્મ તેમાં દાખલ થવા પામે છે તે છે એવી મહાન શોધ કરનાર તથા હડકાયાં વગેરેના ઉપાય તરીકે શરીરમાં તેજ રોગથી પીડાતા પ્રાણિના જંતુની રસી, એ રોગના રોગીના શરીરના રક્તમાં દાખલ કરવાની ચિકિત્સા શોધી કાઢનાર પ્રખ્યાત ફ્રેંચ વિદ્વાન પાશ્ચ્યુરના નામથી પેરીસમાં જીવતાં જાનવરો, પર પ્રયોગ કરવા જે દુન્યાનું સૌથ મોટામાં મોટું ખાતું–પેશ્ચ્યુર ઇન્સ્ટીટ્યુટ–ખોલવામાં આવ્યું છે–તેના વડા તરીકે ડૉ. મેચનીકોફ અસાધ્ય રોગોના પ્રકરણમાં એક પ્રમાણ સમાન યુરોપમાં મનાય છે. છાસ અથવા ખાટાં દુધનાં પાનથી દીર્ઘાયુ થવાય છે એવા સિધ્ધાંતનું પ્રતિપાદન કરતાં આખું યુરોપ એ છાસ પીતું થઇ ગયું હતું! તે હમે સત્યના એક ગતાંકમાં કહી ગયા છીએ. બેડરોક પત્રના એક ગતાંકમાં

આવવાનાં તે ખરી પડે છે અને સમુદ્ર પુરો થતાં પછા નવા ઉગે છે. ગમે તેટલાં તરતના નવા આવ્યા હોય પણ રાતે સમુદ્ર આવતાં તે ખરીજ પડવાના ! આનું કારણ શું હશે તે હજી કળાતું નથી.

**પક્ષીઓના આહારથી તોબા!**—આપણા પાશ્ચાત્ય પડોશીઓમાં સ્વતંત્રતા એટલું બધું વિશેષ છે કે, જ્ઞાન વૃધ્ધિ સારૂ અવનવા અખતરા તેઓ અવરનવર કરતાજ રહેતા જોવામાં આવે છે. બોસ્ટનની ' નેચરલ હીસ્ટરી ' (કુદરતી ઇતિહાસ યાને કુદરતનાં નાનાં પ્રાણિઓ વગેરેની ખાસીયતનાં જ્ઞાનની) સોસાઇટીના સભ્ય મી. ટ્રેડવેલે હમણાં વિવિધ પક્ષીઓના આહારનું પ્રમાણ તેમને ખવડાવીને શોધ્યું છે. એક નાની ' રોબીન ' નામની રાતી ચક્લી એક દહાડામાં ૬૮ કીડા ખાઇ જઇ શકી હતી. કાગડો એક દહાડામાં પોતાના વજનથી બમણા વજન જેટલા કીડા સ્વાહા કરી જાય છે. બાજ પક્ષી ૫૦૦ મચ્છરો એક રાતમાં હોઇયાં કરી ગયું હતું. ૧૦ મચ્છરદાનીનું કામ એક બાજ પક્ષી કરે છે! પરંતુ સૃષ્ટિનો આ નિયમ હેતુ પૂર્વક છે. જો પક્ષીઓ આટલા જીવડાઓ ન ખાતા હતે તો મનુષ્યો પણ જીવતા ન હતે! જેટલા જીવડાઓ ખેતરોમાં પાકે છે તેટલા બધાજ જીવતા રહે અને પક્ષીઓ તેમને ઝડપબંધ સફા ન કરતા હોય તો એક ફ્રેંચ સાયેન્ટીસ્ટની ગણતરી પ્રમાણે, નવ વરસમાં મનુષ્યો આ પૃથ્વી પરથી નષ્ટ થઇ જાય !

---

## નવીન ગ્રંથો તથા રીપોર્ટનું અવલોકન.

**કાઠીયાવાડી સાહિત્ય**—અર્થાત્ " સૌરાષ્ટ્ર દેશની અપ્રસિદ્ધ કવિતાઓનો સંગ્રહ, "—ભાગ પહેલો—સંશોધી પ્રસિધ્ધકર્તા, રા. કહાનજી ધર્મસિંહ, ૧ લી આવૃત્તિ, પૃ. ૧૦૯, કિં. ૦-૮-૦.

સાહિત્યના લેખન તથા પ્રકાશન દ્વારા પોતાની આજીવિકા ચલાવનારા જે ગણ્યાગાંઠ્યા ગુજરાતી લેખકો છે તેમાં રા. કહાનજી ધર્મસિંહનું નામ ઘણું અગ્ર છે. સારી કવિતાના તેમજ સરલ ગદ્યના તેઓ સારા લેખક છે. મુંબઇથી ' રીટાયર ' થઇ હવે તેઓ તથા તેમનાં જાણીતાં પત્ની અ. સૌ. મોહનબાઇ કહાનજી રાજકોટ વાનપ્રસ્થ થયા છે, અને ત્યાં પણ કવિએ પોતાનો સાહિત્યોન્નતિનો ઉદ્યોગ ચાલુ રાખ્યો છે એ તેમના અવલોકનાર્થે પ્રાપ્ત થયેલા પ્રસ્તુત ગ્રંથથી વિદિત થાય છે અને તેથી આનંદ થાય છે. ગ્રંથનું નામજ સૂચવે છે કે તે ઘણા શ્રમથી તૈયાર કરેલો છે. આ પ્રથમજ પ્રસિદ્ધ થયલાં કાવ્યો ગુજરાતી કાઠી સાહિત્યપર ઘણો નવીન પ્રકાશ પાડે છે, અને તેના અન્યભાગો પણ તેવોજ પ્રકાશ પાડતા રહેશે એવી આપણે આશા રાખીશું. ગ્રંથમાં આવેલા જુદા જુદા, બહુ મુખે ગવાતા દુહા, દોહિયા, સોરઠા, કુંડળિયા, જોડકણાં તથા ઉખાણાં વગેરે શ્રવણ કરવાથી, કાઠીયાવાડી રાજાઓ તથા શ્રીપુરૂષોમાં વારંવાર જે ટેક, ધૈર્ય આદિ સર્વોત્તમ ગુણો હોય છે તેનો અદ્દભુત બોધ થાય છે. આવી કવિતા પરદેશી કવિતાના કૃત્રિમ રૂપાંતર કરતાં ગુજરાતીઓના ચારિત્ર્યને વલણ તથા રૂપ આપવામાં અતિ વિશેષ કિંમતી થઇ પડે એમ છે,

પ્રસિદ્ધ કર્તા તરફથી ૧ પ્રસ્તાવિક સોરઠા, ૨ સોરઠના ઇતિહાસ, ૩ બર્ડાના ઇતિહાસ અને ૪ ગોહિલ, ઝાલા, હાલા વગેરે રાજ્યોના ઇતિહાસ સંબંધી તથા ૫ પ્રકીર્ણ, એ પાંચ વિભાગમાં આશરે સો કવિતાઓ વિભક્ત કરવામાં આવી છે. ઘણીક કવિતાની ઉપર કવિ કહાનજીએ શાથી કવિતાની આખ્યા ઉત્પન્ન થઇ તેનો ઐતિહાસિક વૃત્તાંત આપ્યો છે. તેથી ગ્રંથની કિમ્મતમાં વધારો થયો છે. પ્રકિર્ણમાંની કેટલીક કવિતાઓ તો એવી સુંદર છે કે હમે તેમાંથી એકાદ બે કદાચ હમોરા આવતા અંકમાં ઉતારીશું. આશા છે કે કવિતાપ્રિય સાહિત્યવિલાસીજનો રા. કહાનજીની આ છેલ્લી કૃતિની યોગ્ય કદર કરશે. ગ્રંથની કિમ્મત માફકસરજ છે.

**ફતેસિંહરાવ આર્ય અનાથાશ્રમનો ચોથો વાર્ષિક રીપોર્ટઃ**—ઇ. સ. ૧૯૧૨ નાં આખાં વર્ષનો આ રીપોર્ટ વડોદરા ખાતેનાં ઉક્ત આશ્રમ તરફથી અમને મળ્યો છે. આ રીપોર્ટ ચોથા વરસનો છે. આ આશ્રમમાં આશરે ૩૦ અનાથો છે. કેટલાંક વધુ હતાં પણ તેમના વાલીઓ પાછળથી તેમનું ભરણ પોષણ કરવાની શરતે લઇ ગયા હતા. આ શ્રમનો રીપોર્ટ ખર્ચ બચાવવા સારૂ સંક્ષિપ્ત પ્રકટ કરવામાં આવેલો છે તે ઉત્તમ છે. સ્ટેશનરી અને હદ વગરની જાહેરખબરોમાં આવાં આશ્રમોએ નકામો ખર્ચ કરવો ઘટતો નથી એ ખરૂં છે, પણ આ આશ્રમે અમારા ધારવા મુજબ આવી બાબતોમાં હદ કરતાં વધારે કરી હશે તેમની તે જાહેર પ્રજાની તેની યોગ્યતાના પ્રમાણમાં બહુ જાણમાં આવેલું નહીં હોય. આશ્રમ પોતાની શક્તિ અનુસાર બહુ સારૂં કામ કરે છે. એક બાઇએ આશ્રમને બહુ સારી મદદ કરી છે અને ભવિષ્યમાં પણ કરવાનું વચન આપ્યું છે. સૌથી વધુ ધ્યાન ખેંચનારી ખીના એ છે કે આફ્રીકાથી બે નાનાં અનાથોને ત્યાંનાં આર્ય બંધુઓએ, તેમની મા મુસલમાન થઇ જવાથી, મુંબઇ ખાતે મોકલી આપ્યા હતા; ત્યાંથી તેમને ઉક્ત આશ્રમમાં મોકલી આપવામાં આવ્યા હતા. અમે આ અનાથોને નજરે જોયાં હતાં અને તેમને ઉછેરવાનું કામ કેટલું મુશ્કેલી ભર્યું હતું તેની કલ્પના તેજ વખતે કરી હતી. બાળકો, અમને ખબર છે ત્યાં સુધી, ફ્રેંચ સિવાય બીજી કોઇ ભાષા જાણતાં ન્હોતા પણ આશ્રમના એક ઉત્સાહી કાર્યકર્તા રા. અંબાલાલ ગોપાળજી દેસાઇ કે જેઓ ફ્રેંચ જાણે છે તેમણે બહુ મહેનત લઇ આ બાલકોને બોલતાં શીખવ્યું હતું. આ બાલકોના ચહેરા ઉપરથી તેઓ આગળ જતાં બહુ હોશિયાર થશે. એમ સ્પષ્ટ જણાતું હતું. મંત્રી, રા. મણીભાઇ વસનજી દેશાઇ, બી. એ. એલ. એલ. બી. આશ્રમને પોતાથી બનતી દરેક પ્રકારની મદદ કરે છે. આશ્રમને જોઇ આવેલા ઘણાઓને તે વિશે પૂછતાં તેઓ સાભિમાન જણાવે છે કે " આશ્રમનાં બાલકો એવાં તંદુરસ્ત અને બુદ્ધિમાન છે કે ગુરૂકુળના બ્રહ્મચારિઓ પણ તેમના કરતાં ભાગ્યેજ કોઇ પણ પ્રકારે ચઢતા હશે. "

ઇ. સ. ૧૯૧૩ માટેની કારોબારી કમીટીમાં નીચલા ગૃહસ્થોનાં નામ જોવામાં આવે છેઃ—રા. મગનલાલ હરગોવિંદદાસ કાંટાવાળા, એમ. એ.-પ્રમુખ; રા. નંદનાથ કેદારનાથ દિક્ષિત, બી. એ. એમ. સી. પી; પ્રીન્સપાલ–' મેલટ્રેનીંગ કોલેજ '–ઉપ પ્રમુખ; રા. મણીભાઇ વસનજી દેસાઇ, વકીલ વરિષ્ઠ કોર્ટ,–મંત્રી; રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી, બી. એ. બી. એસ. સી. સાયન્સ ટીચર-મેલ ટ્રેનીંગ કોલેજ-ઉપમંત્રી; અને બીજા ચાર સભાસદો. આશ્રમને મળેલાં કેટલાંક સર્ટીફિકેટોમાંનું એક અમે નીચે આપીએ છીએઃ—

"When visiting the manager on business he requested me to see his boys and I am very pleased with the general appearance of the lads, who look healthy, happy and well and are a credit to the Manager and his Staff."

( Sd ). Geo. Eldridge
M. E. Mission. Baroda Camp.

આશ્રમે જગ્યા લીધેલી છે. માત્ર તે બંધાવી આપવા સારૂજ મદદની જરૂર છે.-મકાન ફંડમાં રૂ. ૨૫૦ ) આપનારની સ્થાયી યાદગારી જળવાઇ રહે તેવી ગોઠવણ કરવામાં આવી છે; તો આશા છે કે ધનિકો જરૂર આશ્રમને તેવી મદદ કરી બનતી સગવડ કરી આપશે. અમે આશ્રમની ઉન્નતિ ઇચ્છીએ છીએ.

M. M. J.

## "રામાયણનું રહસ્ય."

આ નામનાં હમે ૨ જા વર્ષના 'સત્ય'ના ગ્રાહકોને ભેટ તરીકે આપેલાં પુસ્તકનું નામ તો કાંઇક શુષ્ક લાગે છે, પરંતુ તે ગ્રંથ કેટલું ચિત્તાકર્ષક તથા વિદ્વતા યુકત હોવા સાથે કેટલું રસીલું અને સદ્બોધક છે તેની ખાતરી હમને તે ગ્રંથના વાંચનારાઓ તરફથી હમારા પર નિત્ય પ્રતિ આવતાં પ્રશંસાનાં પત્રોથી સિધ્ધ થાય છે.

ભેટના કામ માટે જોઇએ તેથી થોડીજ વધારે નકલો હમે છપાવી હતી તે હવે ખલ્લાસ થવા આવી છે. માટે જેમણે તે પુસ્તક હજી નહીં વાંચ્યું હોય તેમને તે શીઘ્ર મંગાવી લેવા વિનંતિ છે.

કીમ્મત ૭ આના-વી. પી. ખર્ચ
૧ આનો. પોસ્ટેજ માફ

મુંબઇ નં. ૮૨, કાંદાવાડી. } મોતીલાલ ત્રિ. દલાલ
હાઇકોર્ટ વકીલ.
વ્યવસ્થાપક, તંત્રી, 'સત્ય'

## આ પત્રના ત્રીજા વર્ષનું લવાજમ સત્વર મોકલી આપવાની આફ્રિકાના ગ્રાહકોને ખાસ વિનંતિ

આવતો જૂનનો અંક પ્રગટ થતાં આ પત્રનું ૨જું વર્ષ સમાપ્ત થશે, અને વર્ષનું લવાજમ હમેશાં આગમચથી લેવાનો હમારો નિયમ હોવાથી, આફ્રિકામાં વસતા હમારા સર્વ ગ્રાહકોને વિનંતિ છે કે તેઓએ આવતા વર્ષનું લવાજમ રૂ. ૨-૧૨-૦ તથા આવતા વર્ષે હમે જે ભેટ પુસ્તક આપનાર છીએ તેના પોસ્ટેજનો ૧ આનો મળીને કુલ રૂ. ૨-૧૩-૦ હમને જુનની અંત સુધીમાં અથવા જુલાઇની પ્રારંભ સુધીમાં મળી જાય તે સારૂ ત્વરાથી મોકલી આપવું. ભેટનું પુસ્તક ગઇ ભેટ કરતાં પણ વધારે મોટું તથા સારૂં થશે, જેની વીગત હમે આવતા અંકમાં આપીશું. ભેટ પુસ્તક જુનની આખર સુધીમાં તૈયાર થઇ જશે તેથી જેમનું લવાજમ રૂ. ૨-૧૩-૦ આવશે તેમને તે તરત હમે મોકલી આપીશું.

જુલાઇ સુધીમાં આફ્રીકાના જે ગ્રાહકોનું લવાજમ નહીં આવે તેમનાં નામો હમારે કમી કરવાં પડશે, કારણકે આફ્રિકામાં વી. પી. થઇ શકતું નથી.

મુંબઇ નં. ૮૨ કાંદાવાડી | મોતીલાલ ત્રી. દલાલ.
વ્ય.-તંત્રી-'સત્ય'

ત્રીજા વર્ષની હમારી ખાસ ભેટબુક.

# "પરદેશગમન નિર્ણય."

( કર્તાના ફોટો તથા જીવનચરિત્ર સહિત )

મૂલ જજમેંટ રૂપે લખનાર–બાબુ શ્રીશ ચંદ્ર બાસુ

એમ. એ. એલએલ. બી.

હાલ, વધારાના સેશન્સ જજ, ગોરખપુર ( સંયુક્ત પ્રાંત )

આ પત્રનો ઉદ્દેશ, સંગીન જ્ઞાનનો પ્રચાર કરવાનો હોવાથી હમે કેવળ જ્ઞાનતંતુઓને ઉશ્કેરનારી નવલકથાઓ ભેટ પુસ્તક તરીકે ન આપતાં, એ ઉદ્દેશને પુષ્ટિદાયક કોઇ સુંદર ગ્રંથજ હમારા સુજ્ઞ ગ્રાહકોના હસ્તમાં મેલવાનો નિયમ કર્યો છે. તે પ્રમાણે હમે આવતા માસથી શરૂ થતા હમારા નવા ( ૩ જા ) વર્ષની ભેટબુક તરીકે ઉક્ત પુસ્તક આપવા ઠરાવ કર્યો છે.

૨–ગ્રંથને વિશેષ આકર્ષક કરવા તેના મહા વિદ્વાન્ કર્તા બાબુ શ્રીશ ચંદ્ર બાસુનો સુંદર જાડા, આર્ટ પેપર પર ફોટો તથા તેમનું ટુંક જીવનચરિત્ર તથા ગ્રંથની અનુક્રમણિકા તેમજ દરેક વિષયનાં વચ્ચોવચ્ચ હેડીંગો, એટલાં વાનાં મૂલ ગ્રંથ કરતાં પણ વિશેષ આપવામાં આવ્યાં છે.

૩–કાશીની અગરવાલ વૈશ્ય કોમના એક ગૃહસ્થને પરદેશગમન કરનાર સાથે વ્યવહાર રાખવાના આરોપના સંબંધમાં ન્યાતબહાર મુકવાથી તેણે જ્ઞાતિના પટેલ પર નુકશાનીની ફરયાદ માંડવાથી જે પ્રખ્યાત મુકદમો ઉક્ત જજ સન્મુખ લાગલાગટ દરરોજ આશરે ચાર માસ પર્યંત ચાલ્યો હતો, અને જે તરફ સમસ્ત દેશનું બલપૂર્વક લક્ષ આકર્ષાયું હતું તેનો જજે આપેલો ફેસલો તે આ ગ્રંથ છે. મહાવિદ્વત્તા, સરલતા તથા સ્પષ્ટતાનો આ ફેસલો એક નમુનો છે. એ જજમેંટ પરથીજ એવો અભિપ્રાય આપવામાં આવ્યો હતો કે તેના કર્તા તો સબજજ નહી પણ હાઇકોર્ટના જજ થવા યોગ્ય છે. આ કેસમાં પરદેશગમન શાસ્ત્રાનુસાર છે કે નહીં તે વિષે કાશી, કલકત્તા વિગેરેના સૌથી નામાંકિત તથા પ્રમાણ રૂપ ગણાતા મહામહોપાધ્યાયો તથા કોલેજોના સંસ્કૃત પ્રોફેસરોએ, એક અથવા બીજા પક્ષના ટેકામાં જુબાની આપી હતી. વિદ્વાન જજે તેનો સાર આપીને, તેનું ખંડન મંડન કરીને પરદેશગમન વૈદિક શાસ્ત્રોને અનુકૂલ છે એમ સેંકડો નવાં પ્રમાણો–પ્રથમજ વાર કેટલાંક પ્રમાણોની તો કોઇ પણ પક્ષના વિદ્વાન્ સાક્ષીઓને પણ ખબર નહોતી !– આપીને, સર્વ સાધારણને પણ સમજ પડે એવી સરળ શૈલીથી સિદ્ધ કર્યું છે. 'સત્યના ' એક અંકમાં એ ગ્રંથના એક ભાગનો સાર હમે આપ્યો છે તે પરથી વાચકોને ગ્રંથ કેટલો કીમતી તથા નવીન પ્રકાશથી ભરપૂર

છે તેનો ખ્યાલ આવ્યો હશે. વિશેષ ખાત્રી ગ્રંથ પ્રત્યક્ષ જોવાથી થશે. આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં એક કાયમના વધારા રૂપે થઇ પડશે. પરદેશગમનનો પ્રશ્ન સર્વે દ્વિજ જ્ઞાતિઓમાં હજુ જોરથી ચર્ચાય છે તે જોતાં તે ગ્રંથ મફત મેળવવા જ્ઞાતિજનોએ ' સત્યના ' ગ્રાહક થવું ઉચિત છે.

૪–અંગ્રેજીમાં મૂલ કંજમેંટ અલ્હાબાદનાં અંગ્રેજી દૈનિક ' લીડર ' પત્રની ઑફીસ તરફથી છપાયું છે. તેમાં અનુક્રમણિકા, સબ–હેડીંગ ઇત્યાદિ કાંઇ નથી. અને વગર ' લેડ ' નો ઝીણાં ટાઇપમાં ડેમી ૮ પેજી ૧૦૫ પાનાં ખીચોખીચ ભર્યાં છે. ભાષાંતરમાં જગ્યા વધારે રોકાય છે. તેથી હમારા ગ્રંથનાં પાનાં, જેનું કદ સુપરરૉયલ ૧૬ પેજી–હમારી ગઇ ભેટ જેટલાંજ મોટાં–જેટલું રાખવામાં આવ્યું છે, તેનાં પાનાં આશરે ૨૦૦ થવાનો સંભવ છે, અર્થાત્ આગલી ભેટ બુક કરતાં હાલનો ગ્રંથ દોઢાંથી બમણાં કદનો થશે. અંગ્રેજી ગ્રંથની કીમ્મત રૂ. ૧ છે.

૫–આ વર્ષની ભેટ–બુકનું બાઇંડીંગ ગયા વર્ષના જેવુંજ સારૂં ( કપડાંની પટીવાળું ) થશે, અને કાગળ પણ ઉંચા ગ્લેઝ ૬૦ રતલી વાપરવામાં આવ્યાં છે. છુટક પુસ્તકની કીમ્મત અંગ્રેજી પુસ્તક કરતાં ખાસ ભાષાંતરની વધારે મેહેનત છતાં, તથા તેના કરતાં તેમાં અનેક વધારા હોવા છતાં, તેનાથી પણ ઓછી એટલે ૧૨ આના રાખવામાં આવી છે.

૬–ભેટ પુસ્તકનું ભાષાંતર મૂલ પરથી ખાસ કરાવવામાં આવ્યું છે અને આ પત્રના તંત્રીએ પોતે તેનું સંશોધન કર્યું છે તથા જાતે પ્રુફ તપાસ્યાં છે તેથી ભાષાંતરની શુદ્ધિ, તથા ભાષાની સરલતામાં પણ કાંઇ ન્યૂનતા નહી રહે તેની ખાત્રી આપવામાં આવે છે.

૭–ઑગસ્ટ પછી પ્રારંભમાં પણ ગ્રાહક થવા છતાં આ ગ્રંથ ભેટ તરીકે આપી શકાશે નહીં, કેમકે તેની ' સત્ય ' માટે ખાસ વધારે પ્રત છપાવવામાં આવી નથી. માટે વખતેર શીઘ્ર ગ્રાહક થવાની વિનંતિ કરવામાં આવે છે.

મુંબઇ,
નં. ૮૨, કાંદાવાડી–ગીરગામ.

મોતીલાલ ચિ. દલાલ
હાઇકોર્ટ વકીલ
વ્યવસ્થાપક–તંત્રી, ' સત્ય.'

# ભેટ પુસ્તક આવતી તા. ૧ લી જુલાઇથી વી. પી. કરીને ત્રીજા વર્ષનું લવાજમ વસુલ કરવામાં આવશે.

હમારા ત્રીજા વર્ષની ભેટ-બુક ( પરદેશગમન નિર્ણય ) આ માસની લગભગ અંતે છપાઇ બંધાઇ તૈયાર થઇ જવાનો સંભવ છે. માટે સુજ્ઞ ગ્રાહકોને નિવેદન છે કે, તેઓએ હમારા ઉપર મોડામાં મોડું **આવતી તા. ૩૦ મી જુન સુધીમાં,** હમને લવાજમ રૂ. ૨-૩-૦ તથા ભેટ બુકનું લાગત પોસ્ટેજ ૧ આનો મળીને રૂપીયા સવા બે મનીઓર્ડરથી અથવા હાથો હાથ મોકલી આપવા. લવાજમ મળેથી ભેટ બુક તેમના પર વિના વિલંબે રવાના કરવામાં આવશે. મ. ઓ. થી લવાજમ મોકલવાથી ગ્રાહકોને હમારી પહોંચ મળશે એ તેમને લાભ થશે, તેમજ ભેટ બુક શીઘ્રતર મળશે. માટે વી. પી. હમે કરીએ તે કરતાં તેઓને મ. ઓ. કરવાનીજ હમે ભલામણ કરીએ છીએ. જુલાઇનું 'સત્ય,' વી. પી. નાં કામ છતાં નિયમિતજ નીકળશે, કેમકે ભેટ બુકજ વી. પી. કરવામાં આવનાર છે.

**રૂ. ૨-૫-૦ નું વી. પી**—મુંબઇની બહારના જે ગ્રાહકો લવાજમ તથા પોસ્ટેજ ખર્ચ તા. ૩૦ મી જુન સુધીમાં નહીં મોકલી આપે તેમને નવા વર્ષની હમારી સુંદર મોટી ભેટ બુક, **" પરદેશ ગમન નિર્ણય "** રૂ. ૨-૫-૦ નાં વી. પી. થી લવાજમ તથા ભેટ બુક પરનું લાગત પોસ્ટેજ વસુલ કરવા, આવતી તા. ૧ લી જુલાઇથી તા. ૧૦ મી જુલાઇ સુધીમાં રવાના કરવામાં આવશે. સુજ્ઞ ગ્રાહકો તે વી. પી. સ્વીકારીજ લેશે એવો હમારો વિશ્વાસ છે.

**ભેટ-પુસ્તક**—કેવું સુંદર અને ઉપયોગી પુસ્તક છે અને ગુજરાતી સાહિત્યમાં એક કેવો સંગીન વધારો રૂપ છે તે પાછળ આપેલી વીગતો જોવાથી વિદિત થશે. એવું પુસ્તક ગુજરાતી ભાષામાં હેજ નહીં, અને પરદેશગમન શાસ્ત્રાનુકૂલ છે તે એવી તો ઉત્તમ રીતે સિદ્ધ કરવામાં આવ્યું છે કે એ વિષય વિષે હિત ધરાવનારાઓએ અવશ્ય તે પુસ્તક વેચાતું લેવા અથવા તે મેળવવા માટે 'સત્ય' ના વર્ષના ગ્રાહક થવું ગોગ્ય છે.

**નવા ગ્રાહકો**—ગુજરાતી ભાષાનું 'સત્ય' સૌથી સસ્તું તથા ઉત્તમ માસિક છે તે હવે સર્વે તરફથી સ્વીકારવામાં આવ્યું છે. તેના ગ્રાહક થવા ચહાનારાઓને વિનંતિ છે કે તેઓએ આવતા અંકથીજ ગ્રાહક થવું કારણ કે પાછળથી ગ્રાહક થનારાઓ હમારી પાસેથી આગલા અંકો મેળવવા માંગણી કરે છે જેમાં તેમને વારંવાર નિરાશ થવું પડે છે. અને હમે તરતના ખપ કરતાં બહુ વધારે અંકો પ્રગટ કરી શકતા નથી. ભેટ-બુક પણ પાછળથી મળી શકશે કે કેમ તે હમે કહી શકતા નથી, કેમકે ગ્રાહકોની સંખ્યાથી ઘણી વધારે મોટી સંખ્યા હમે છપાવી નથી. તા. ૩૧ મી જુલાઇ પછી ગ્રાહક થનારાઓને હમે ભેટ-બુક આપવા બંધાતા નથી.

**ગ્રાહક તરીકે ન રહેવા ઇચ્છનાર ગ્રાહકોને વિનંતિ**—'સત્ય' માસિકે ગ્રાહકોની યથાશક્તિ જે ઉત્તમ સેવા કરી છે અને આ પત્ર જનસમાજને ઉપયોગી જે કામ કરી રહ્યું છે તથા હવે પછી કરતું રહેશે તે જોતાં હમારા જૂના ગ્રાહકોમાંથી કોઇપણ નીકળી નહીં જાય એવો વિશ્વાસ છે. તે છતાં, જેમની ઇચ્છા નજ હોય તેમને **ખાસ વિનંતિ** છે કે, પોતાની તે ઇચ્છાની હમને જરૂર એક પોસ્ટ કાર્ડ લખીને વિના વિલંબે ખબર આપવા કૃપા કરવી કે જેથી હમને નાહક વી. પી. તથા પોસ્ટેજનો ખર્ચ થાય નહીં.

**ગયા જાનેવારીથી ગ્રાહક થનારાએ ભેટબુક મેળવવી હોય તો**—તેઓએ આ વર્ષના બાકીના ૭ માસનું લવાજમ તથા ભેટ બુકનું પોસ્ટેજ મળીને રૂ. ૧-૩-૦ મોકલી આપવા કારણ કે **આવતા આખા વર્ષનું લવાજમ આગમચથી આપનારનેજ ભેટબુક ઉપર અધિકાર છે.** ગયા જાનેવારી અથવા બીજા માસમાં ગ્રાહક થનારને આવતા વર્ષના બાકીના ૬ માસનું લવાજમ ભેટબુકનાં વી. પી. થી બીજા સાથેજ વસુલ કરવામાં આવશે. માટે જો કોઇને વાંધો હોય તો હમને આવતી તા. ૩૦ મી સુધીમાં લખી જણાવવું.

**વી. પી. ન કરાવવું હોય તો**—તેની પણ હમને આવતી તા. ૩૦ મી સુધીમાં ખબર આપવી અને શામાટે તે કરવાનું મુલતવી રાખવું તે પણ વિદિત કરવું. મુંબઇના ગ્રાહકોનું પણ વી. પી. થીજ લવાજમ વસુલ કરવામાં આવશે, કારણ કે રૂ. ૨ા જેટલી નાની રકમ બીજાથી ઉઘરાવવાની વ્યવસ્થા નથી.

**મુંબાઇના ગ્રાહકો**—ને ખાસ કરીને વિનંતિ છે કે તેઓએ પોતાનું લવાજમ રૂ. ૨-૩-૦ હમારી ઑફીસ (પ્રીન્સેસ સ્ટ્રીટ-પીરભાઇ બીલ્ડીંગ નં. ૨, ૧ લો માળ) અથવા ઘેર (નં. ૮૨ કાંદાવાડી, તંબાકુવાળાનો નવો માળો, ૨ જો માળ ) આવતી તા. ૧ લી થી તા. ૧૦ મી જુલાઇ સુધીમાં મોકલી આપવું. તેથી તેમને વી. પી. તથા પોસ્ટેજનો મળીને બે આનાનો લાભ થશે. તેમને ભેટબુક હાથોહાથ આપવામાં આવશે.

**આફ્રીકા વગેરે પરદેશના ગ્રાહકો**—એમને વી. પી. થઇ શકતું નથી. માટે તેઓએ લવાજમના તથા ભેટબુકના પોસ્ટેજના મળી રૂ. ૨-૧૩-૦ **મનીઑર્ડર** અથવા **પોસ્ટલ ઑર્ડરથી** હમને સત્વર મોકલી આપવા કૃપા કરવી. તે મળેથી ભેટબુક તરત રવાના કરવામાં આવશે. જેમનું લવાજમ આવતી તા. ૫ મી આગસ્ટ સુધીમાં નહીં મળી જાય તેમનું નામ લાચારીએ ગ્રાહકોનાં રજીસ્ટરમાંથી કાઢી નાંખવામાં આવશે.

**વી. પી. કરતી વખતે જુદી ખબર પોસ્ટકાર્ડથી આપવામાં આવનાર નથી**—આટલા નાનાં લવાજમ માટે જુદા પોસ્ટકાર્ડથી વી. પી. કરતી વખતે ગ્રાહકને ખબર આપવાની હમે જરૂર જોતા નથી. માટે ગ્રાહકોને તેની વાટ ન જોવા વિનંતિ છે.

મુંબઇ
નં, ૮૨, કાંદાવાડી.

**મોતીલાલ નિ. દલાલ.**
વ્યવસ્થાપક-તંત્રી, 'સત્ય





सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् જાણવા જોગ છે કે, सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે

પુસ્તક ૨ જું. જુન, સન ૧૯૧૩. અંક ૧૨ મો.


## આશાભંગ પ્રેમી.

( ગઝલ )

દબાવ્યે દિલ, બળશે, લગાવ્યે આગ એ ઝળશે,
જગાવ્યે પ્રેમ નહીં જાગે, કરૂં બયગમ કયમ બાલે ?
પરાગે કું નહીં રાગે, નહીં ભમરો કદી રાચે,
નથી પરવા અમીરોની, મસ્યો એ મસ્ત ગુંજારે.
ઘરબારી નહીં જાણે, ખરાકારી મહીં મ્હાણે,
બને ખૂની વળી ટાણે, તહીં તો વાસ વસમા છે;
ભર્યાં આકાશની નીચે જપે છે જાપ જોગીડો,
કદી તું ચાહતી ત્હેને સલામી દેની ભોગોને ?
લગાવી લાન આલમને, તજી સંસાર ઝાલમને,
હૃદયે રાખ રોળીને, લગાવી બસ તું કફની લે.
શરીરે ખાક ચોળીને, હૃદયે રાખ રોળીને,
નિકલ જા પછી વચરાને, સમાધિ ત્હાં તું સાધી લે.

× × ×

નદી આરે નિરાશા શું, ઉન્હાં એ સારશે આંસુ,
રડી મરશે અરે ! ભમરા, અજલ પ્યાલું તું પી લેજે.

હાસમ હીરજી ચારણીયા.

---

## નાત જાતના ગુણ દોષો !

( દુહા, કહેવતો ઇ. )

પંડયો પાડો ને કૂતરો, ત્રણે જાતનાં દ્વેષી;
નાગર કાગડ ને કૂકડો, ત્રણે જાતનાં હોંસી. ૧
જાત જાતનો વેરિ તે જાત જાતને ખાય;
ભાટ બ્રાહ્મણ ને કૂતરાં, જોઇ જોઇ ઘુરકાય. ૨
ભાટ બ્રાહ્મણનું લાકડું, વણ પેસાડયું પેસે;
સામું જોતાં ઉભા રે' ને, આવો કે'તાં બેસે. ૩
ભાટ બ્રાહ્મણનું લાકડું, વણ પેસાડયું પેસે;
ચોરે [1] કહિયે આવજો, તો ઘેર આવીને બેસે. ૪
ભાટ બ્રાહ્મણને કુવાડિયા,[2] જો મુખ મોળા હોય;
એક ન કાપે લાકડાં, બીજાને નવ દે કોય. ૫
નાગર નાચણ ને પાવડી [3], શિંગી [4] ને સોનાર;
એ પાંચ ન થાય આપણાં, છઠ્ઠા ખેડાવાળ. ૬
આશા પાશા અગન જળ, ઠગ ઠાકોર કુનાર;
એ તો ન હોય આપણાં, સાવજ સર્પ સુનાર. [5] ૭
ઝટકામણનું ઝટકામણ [6] તે વાયે ઉડી જાય;
આપે ઘરના વિપ્રને, પુન્ય કયાંથી થાય ? ૮
આગળ બુદ્ધિ વાણિયો, ને પાછળ બુદ્ધિ બ્રહ્મ;
તરત બુદ્ધિ તરકડો, જે ગોદા મારે ધંમ. ૯
વાતે રીઝે વાણિયો, રાગે રિઝે રજપૂત;
બ્રાહ્મણ રીઝે લાડવે, ડાકલે રીઝે ભૂત. ૧૦
એપનેક તો એપાઉ ને રાજનેક સરદાર;
લડવામાં તો સટરપટર, ને પગારમાં તૈયાર. ૧૧
રજપૂતાણીનો રાસડો, ને કઠિયાણીનો કાપ;
વાણિયાણીનું વગોણું, ને સાધુ જનોનો થાપ. ૧૨
ઉંચા જોયો બળદિયો, ને નીચા જોઈ નાર;
એકલ પીડો વાણિયો, એ ત્રણેનું મોં બાળ. ૧૩

---

૧ ગામનો ચોરો; એક જાહેર જગ્યા. ૨ કુહાડા. ૩ બાવા, જોગી ૪ શિંગાળા ઢોર. ૫ સોની. ૬ ફોતરાં.

પાંચસો મળ્યા પીંજરા ને છસો મળ્યા નાઇ;
ઝાંપે જઇને ઘેરો ઘાલ્યો, મુઇ માખ ન સાહી. ૧૪
કરણે તુરક ન છેડિયે, બજારે બકાલ;
જંગલ જાત [1] ન છેડિયે ઉન્હાળે અંગાર. ૧૫
ગજ ગાદી પગ સાથરો, અજવાળી પણ રાત;
બાથી [2] ભૂપ સરીખડો, આખર ભિલની જાત. ૧૬
રાબા કણબ [3] રાંગડાં [4], કાછડિયા [5] કોદાળ; [6]
પંચ મળીને આપિયાં, બિરદ પાંચ તત્કાળ. ૧૭
કણક [7] કણબી ને કંચવો, કસુંબો અને મજીઠ;
એટલાં ગુંદ્યાં[8] ગુણ કરે, (પણ) વણ ગુંધ્યા અદીઠ. ૧૮
કાંઠાં [9] તો ગાંડાં [10] ભલાં, તાજાં ભલાં તરક;
ટટાં[11] તગમગતાં[12] ભલાં અધ ભૂખ્યાં અધ બરખ.[13] ૧૯
ગોલાં, ઢોલાં ને ગાદલાં, કાગદ અને કપાસ;
એ તો કૂટયાં ગુણ કરે, કૂટયાં વગર વિનાશ. ૨૦
વેલો શોધે વાડને, પુરબિયો પુછે કુવો;
મસાણી ઉઠી મળસકે, પૂછે કે કોઇ મુવો ? ૨૧
ટોપી પેર્યામાં ત્રણ ગુણ, નહિ વેરો કે વેઠ;
બાવો બાવો સહુ કહે, ને સુખે ભરે પેટ. ૨૨
દાઢી મુંછ મુંડાવિને, નવરું કીધું મૂખ;
શોભતું શું કામ છે, શિરાંવ્યાનું [14] સૂખ. ૨૩
કાણા આછનાં કન્યાં અન્યાં, જુવાર બંટી ખાય;
હવાડાનું પાણી પીયે, ને એમજ મોટાં થાય. ૨૪
કાડી લટે કોળી લૂટે, એ તો સહુએ જાણ્યું;
સાધુને વેરાગી લૂટે, એ તે કુંબા કાણું [15] ? ૨૫

---

૧ મુસલમાનની એક જાત. ૨ શૂરો. ૩ કણબી. ૪ ગામડિયા. ૫ કાછિયા બ્રાહ્મણ. ૬ બહુ ખાનાર અકરાંતિયો. ૭ લોટ. ૮ કચર્યાં. ૯ કાઠી. ૧૦ ઘસાયેલાં નિર્ધન. ૧૧ રજપુત. ૧૨ ધનવાન. ૧૩ ખાધેલાં. ૧૪ ખાધાનું. ૧૫ શું ?

વણજ કરે તે વાણિયા, બહુ વેપારે વા'ય;
સવળાંનું અવળું કરી, મોજને પાણિયે ના'ય. ૨૬
માલમાં મારે તોલમાં મારે, મુલમાં મારે વાણિયો;
લોઢું ઘાસે લાકડ ઘાસે, ઘાસે મોટા પાણિયો. ૨૭
તરક પિંજારો ચામડો, મેં'રં મેમણ ને મિયાં;
ખોજો ખવાસ ને ખારવો, એમાં કોણુ ભલા ? ૨૮
ગોલી ન થાય ગરાસણી, ખોજો ન થાય પીર;
દાસી સતી થાય નહિ, વાળ ન થાય હીર. ૨૯
ખોઝે તરક ને વાણિયો, ચીભડ કવલન ઘુંટ;
કણબી પિશુન માનવી, રોજ વધ ધન ઉંટ. ૩૦
તાબુત ઘેલાં તરકડાં, વિવાહ ઘેલી નાર;
હોળી ઘેલાં હિંદુડાં, ત્રણે એકજ તાર. ૩૧
બિહાં કુત્તાં ને બામણાં, સાંઢાં ને સૂતાર;
ઉપજ થોડી ને ખગ ઘણું, છઠ્ઠાં જુઓ સુનાર. ૩૨

( રા. કહાનજી ધર્મસી ( રાજકોટ ) કૃત " કાઠીયાવાડી સાહિત્ય " માંથી )

---

## આત્માનો અનેરો યોગ.

( ગઝલ—કવ્વાલી. )

રંગે રગમાં ભરીને રાગ, ઝિલુ છું તાન પ્યારાનું;
જલાવી અંતરે વૈરાગ, ધરૂંછું ધ્યાન પ્યારાનું.
નજર જ્યાં જ્યાં ફરે મ્હારી, છબી ત્યાં ત્યાં તરે ત્હારી;
બધું આકાશનું ચક્કર, બન્યું ચોગાન પ્યારાનું.
રઝળતો જંગલે જંગલ, જગાવી દર્દદિલ દંગલ;
મુબારક નામ મંગલ એ, જપું છું પ્રાણ પ્યારાનું.
મધુર કંઇ પક્ષિયોનાં ગીત, મીઠાં સુંદરી સંગીત;
પશુ પ્રાણી પદાર્થે પ્રીત, છે ઉદ્યાન પ્યારાનું.
સમીરની લ્હેરમાં નાચે, રવિનાં તેજમાં રાચે;
હૃદયની ચક્ષુઓ વાંચે, ભરેલું જ્ઞાન પ્યારાનું.
ચશ્મ જ્યાં જ્યાં ઠરે મ્હારી, નિહાળું શ્યામની સ્વારી;
બનાવી સૃષ્ટિની ક્યારી, કરે સૌ પાન પ્યારાનું.
બધું તદ્રુપ ભાસે છે, છતાં યે દૂર નાસે છે;
ઘડી પાસે ઘડી દૂરે, અજબ છે ભાન પ્યારાનું.
રહ્યો ભોગી, થયો જોગી, બન્યો છું રાગનો રોગી;
વિયોગી પ્રેમનો યોગી, ગજાવું ગાન પ્યારાનું.
ન જનમાં કે રૂચે વનમાં, નથી શાન્તિ ત્રિભુવનમાં;
રટન રહ્યું રગે રગમાં, નિરંતર નામ પ્યારાનું.
ન રૂચે કંઇ પીવું ખાવું, ન સૂઝે આવવું જાવું;
ઉઠી છે આગ અંતરમાં, ચહું દ્રક્પાન પ્યારાનું.
નજર ઝાંખી બની જોતાં, નથી ઝાંખી થતી રોતાં;
જગતમાં મારતો ગોથાં, ગણું અહેસાન પ્યારાનું.

કહે લોકો પ્રભુ આધિન ભક્તોને સદા રહેના;
ખબર લેતા નથી શાને ? ગયું કયાં ભાન પ્યારાનું ?
ભજું શા ભક્તિના નેમે, અને પૂજું કયા પ્રેમે ?
ન જાણો નાથ ! એ શાને ? રહ્યું શું માન પ્યારાનું ?
જલાવી દીપ બુદ્ધિનો, ચ્હડાવી ધુપ શુદ્ધિનો;
ઉતારી ભક્તિની આર્ત્તિ, ધરૂં છું ધ્યાન પ્યારાનું.
ચ્હડાવી શીલની શેલી, શિરે ભક્તિ મુકુટ મેલી;
હૃદય રસ રાગને રેલી, કરૂં છું ગાન પ્યારાનું.
ત્યજી સંસાર સુખ સજ્જા, સમર્પી માંસ ને મજ્જા;
લુંટાવી લોકમાં લજ્જા, સજ્યું સન્માન પ્યારાનું.
કરૂં છું યાચના દાતા ! કરો કોઇ અંતરે શાતા !
ભરો કોઇ ભીખની ઝોલી, દઇને દાન પ્યારાનું.
બિચારૂં પ્રેમઘેલું આ, પ્રણયરંગે રસેલું આ,
ન મળતાં પ્યાર આ બુલબુલ બને બેજાન પ્યારાનું.

---

વસન્ત.

## " ઘુંઘટ ખોલો સનમ પ્યારી. "

સતાવો ના સનમ પ્યારી ગુજારીને સિતમગારી,
જણાવો રાંકનો શો વાંક, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
અદાલતે ઇશ્કના આદિલ, કરૂં ફરિયાદ કયાં તારી,
રહમ કર થઇ હવે તોબા, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
ઝકડી ઝંઝિર ઝુલ્ફથી, બનાવ્યો બૂત તેં બંદી,
ફસ્યો હું ફેલમાં ફંદી, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
ગુલાબી ગાલની સુરખી, લઇ ઇલ્મે કીધી ભુરકી,
ભમાવ્યું ભાન ભભરાવી, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
ભુલે તું ઇશ્કની લકડી, ભર્યાં જે હાવ ભાવોથી,
નમાવ્યો ફેરવી માથે, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
ચળકતી ચશ્મ ચમકારે, ચતુરા ચિત્તને ચોર્યું,
અપંગ કીધો અપાંગોથી, ઘુંઘટ ખોલો સનમપ્યારી.
ફના થઇ જીંદગી મારી, મહેબૂબ મહોબતે તારી,
હવે દે હાથથી તાલી ! ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
અકારૂં કેદખાનું આ, તિરાખીથી દીધું છાયી,
કહું શું વાત અંધાની ! ઘુંઘટ ખોલો સનમ પ્યારી.

ભટકતાં કંટકો વાગે, કચર તું માર ખુબ મારે,
થઉં બેહોશ જુદાઇથી, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
નિશા જગની નિશા મારી, લીધા દિનો નિશા ધારી,
નિશાએ આશ તો આપો, ઘુંઘટ ખોલો સનમ પ્યારી,
વહે ના આંખથી આંસુ, સનમ ગણુ ના કઠિણ હૈયું,
રડે છે દિલ ઝાઝું જો, ઘુંઘટ ખોલો સનમ પ્યારી
ન આંસું લોહનારૂં કો, ન સુણનારૂં દુઃખો મારાં.
ગુજારૂં અર્જ ક્યાં મારી, ઘુંઘટ ખોલો સનમ પ્યારી.
× × × × ×
ખુદાઇ નૂર બર નિશા, રહમથી એક કરી જોને,
હણી દિલ ચશ્મ કાતિલથી, જરા આ દાસને જોને.
ગુલાબી ગાલની સુરખી ધીમેથી ચુમવા દેને;
અરે નાપાકને તું પાક મહોબ્બતથી કરી દેને;
અદાલતે ઇશ્કના આદિલ કદમ બોસી ફરી કહું છું,
જરા તું અર્જ આ ધરજે, રહમ અન્તે હવે કરજે.

નડીઆદ, સી. બી. પટેલ.

---

# આ પત્રનું સમાપ્ત થયલું બીજું વર્ષ—ત્રીજા વર્ષનો પ્રારંભ અને આશાઓ.

આ માસિક પત્રિકાનું બીજું વર્ષ, આ માસે, ગયા પહેલાં વર્ષ પેઠે, નિર્વિઘ્ને સમાપ્ત થાય છે, તે સારૂ પ્રભુનો હમે પાડ માનીએ છીએ. જે ગ્રાહકો તથા અન્ય સજ્જનોએ આ પત્રની અલ્પ સેવા અને સ્વલ્પ પ્રયાસની કદર કરી છે તે માટે હમે તેમનો પણ આ પ્રસંગે અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ. હમારા લેખકવર્ગને પણ વિસ્મરણ કરી જવા જોઇએ નહીં. તેમનો તો ખાસ ઉપકાર માનવો ઘટે છે. તેમાં ખસુસ કરીને રા. મગનલાલ માણેકલાલ ઝવેરીએ હમને જે સહાયતા કરી છે તેને માટે તો હમે તેમના ખાસ આભારી છીએ. એ ભાઇએ સ્વતંત્ર લેખો, અનુવાદો, અવલોકન આદિથી આ પત્રની અનેકધા સેવા કરી છે, અને એક માનાધિકારી ઉપતંત્રીની ગરજ પણ સારી છે. હમારા ગ્રાહકોની હમે યથાશક્તિ કેટલે અંશે સેવા કરી છે તેની લાંબી ચર્ચા કરવાની અત્રે જરૂર નથી. તેઓ પોતેજ તે જોઇ શકયા હશે. ગુજરાતી માસિકોપર એ એક મોટામાં મોટો અપવાદ એ હતો કે તેઓ અતિ અનિયમિત છે. હમારા ૧૯૧૧ ના જુલાઇથી તે આજ સુધી આ સાથે નીકળેલા ચોવીસે અંકો હમે નિયમિત પ્રગટ કરી શકવા ભાગ્યશાલી થયા થયા છીએ. અને તે રીતે એ અપવાદમાંથી હમે તો મુક્ત થયા છીએ, એ

હમે હમારા સદ્‌ભાગ્યનીજ વાત સમજીએ છીએ. એક માસનો અંક બીજા માસમાં ગયો નથી, એટલુંજ નહીં પણ તા. ૧૫ મી સુધી પણ કોઇક પણ ક્વચિતજ ગયો હશે, અને અનેક અંકો તો તા. ૧ લી ૨ જી અથવા તા. ૫ મીની અંદરજ પ્રગટ થઇ ચુકયા છે. હમારા ગ્રાહકોને એથી ઘણો સંતોષ થયો છે એજ હમને પુરતો સંતોષ છે. ચાલુ નિયમિતતા સાચવવી એ કંઇ સહેલું નથી. અનેક ઉપાધિવિશેષોની અપેક્ષા કરી, અગવડો ઉપલક્ષ કરી, તથા ખાસ સગવડો કરી રાખવાથીજ ઘડિયાલની પેઠે નિયમિત થવાય છે. હમારી નિયમિતતા હમે આગામી વર્ષમાં પણ ચાલુ રાખીશું એમ ખાતરી આપવાની ભાગ્યેજ જરૂર છે.

આ પત્રના ઉદ્દેશ વિષે હમે હમારા પ્રથમ વર્ષના અંકમાં વિવેચન કર્યું હતું, તેથી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. સામાન્ય પ્રજામાં, સંગીન તથા ઉપયોગી સર્વ પ્રકારના–ધર્મ તથા સમાજ કે જેનો બીજાઓ મિથ્યા ભયથી ત્યાગ કરે છે તે સુધ્ધાં–જ્ઞાનનો પ્રચાર કરવો, તથા શિક્ષિત પ્રજામાં તેની વૃધ્ધિ કરવી, બુધ્ધિપૂર્વક વિચાર કરવો તથા કરાવવો, ટુંકમાં સત્યનું મંડન કરવું, અને તે પ્રીતિ તથા મિત્રભાવથી. અને, એવી રીતે કે સાથે સાથે રસ અને આનંદ પણ આવે, એ આ પત્રિકાનો ખાસ ઉદ્દેશ છે. ભારતવર્ષ દેશની ઉન્નતિનાં જે અનેક સાધનો છે તેમાં તેના વતનીઓનાં જ્ઞાનવિકાસ તથા બુદ્ધિવિકાસને હમે એક મુખ્ય સાધન ગણીએ છીએઃ અનેક અન્ય સાધનો–સાહસ, ઉદ્યોગ, એકસંપ, ધન, મન, તનની સંપત્તિ સદ્વિદ્યા પ્રચારનાં ઇત્યાદિ–તેના ઉત્તેજક તથા અનેક રીતે, એક કારણરૂપ ગણીએ છીએ; ઉદ્દેશ હમે કેટલે અંશે સફલ કર્યો છે તેનો નિર્ણય સુજ્ઞ વાચકોએ પોતે કરવાનો છે. તેઓ હમારા મધ્યસ્થ છે. હમારે તો એટલુંજ નિવેદન કરવાનું, કે આ પત્રને પોતાની હદમાં નમૂનેદાર બનાવવાને હમારી તરફથી કોઇ પણ જાતની કસર કરવામાં આવતી નથી; તેથી તે નમૂનેદાર બન્યું છે એમ કહેવાનો આશય નથી. તેમાં અનેક દોષો છે, અને સંપૂર્ણ સંપૂર્ણતા તો અલભ્યજ છે. પરંતુ હમે પ્રયાસમાં મંદ નથી, ઉદ્દેશ સફલ કરવામાં શિથિલ નથી. ઉપર્યુક્ત વિષયો ન રહી જાય તે સારૂ ગયા બે માસથીજ આ પત્રનું કદ વધારીને ૪૮ નાં ૫૬ પાનાં (જાહેર ખબરના ઉપરાંત) કીધાં છે. બરોબર ૮ તોલા જેટલું તેનું વજન હવે થઇ જવાથી પૃષ્ઠની સંખ્યામાં એકનો પણ વધારો કરતાં દર ગ્રાહકે ૩ આનાનું પોસ્ટેજ વધારે પડે એમ છે. નહીં તો એથી પણ વધારે પાનાં વધારવાની હમારી ઇચ્છા હતી. છતાં જો વધારવાની હમારી ઇચ્છાને હમારા ગ્રાહકો જો હૃદયથી પુષ્ટિ આપે તો તેનું કદ તેઓ ઘણું વધરાવી શકે એમ છે. જો ગ્રાહકો પોતાના મિત્રોમાં આ પત્રનો પ્રચાર કરે અને એકંદર એકેક, ગ્રાહક એકાદજ ગ્રાહક વધારી આપે તો બીજા બે ફૉર્મ વધારતાં હમને ભારે પડે નહીં. આવતા આખા વર્ષમાં ૫૬ પાનાં તો જાણુકને સાટેજ ચાલુ રાખવાનો હમારો સંકલ્પ છે; પરંતુ જો પુરતી ગ્રાહક સંખ્યા વધશે તો પોસ્ટેજ ડબલ કરીને પણ તેથી એ વધુ પાનાં આપતાં હમે અચકાઇશું નહીં. આ બાબતમાં હમે હમારૂં કર્તવ્ય કર્યું છે–હવે હમારા હિતૈષીઓ તથા ગ્રાહકોએ પોતાના હિસ્સાનું કરવાનું બાકી રહ્યું છે.

કેવળ ક્વૉન્ટીટી (કદ–જથ્થા) નીજ બાબતમાં નહીં પણ ક્વૉલીટી (જાત–ઉત્તમત્તા) ની બાબતમાં હમે યથાશક્તિ પ્રયત્ન કરીએ છીએ અને કરીશું, એમ જણાવવાની

જરૂર જોઈએ છીએ. પાનાં ભરવા ખાતરજ એક અક્ષર પણ ' સત્ય ' માં આવવા દેતા નથી. એટલુંજ નહીં પણ જે વાત, વીગત કે વિચાર સામાન્ય રીતે અન્ય દૈનિક, સાપ્તાહિક પત્રોદ્વારા જણાવવામાં આવી ચુકયાં હોય તેના પણ ઉતારા માત્ર આ પત્રમાં કદાપિ કરવામાં આવતા નથી. જે વિષય **બીજા કોઈ પણ ગુજરાતી પત્ર**-દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક કે માસિક -માં ન આવ્યો હોય તેનેજ ' સત્ય ' માં સ્થાન મળે છે. હમે બેશક કેટલાક અનુવાદો કરીએ છીએ પણ તે પ્રથમ પંક્તિનાં અંગ્રેજી પત્રોમાંથી, અને તેમાં પણ ઉત્તમ વિષયો તથા ઉત્તમ લેખો જે હોય તેજ, અને તેમાં પણ તેનો ગુજરાતી પ્રજાને કામનો તથા લાભનોજ સાર આપીએ છીએ. ગમે ત્યાંથી ઉતારા આપવાને બદલે આ પ્રમાણે તરી તારવી કાઢીને તે આપવામાં કેટલા ગણો અધીક શ્રમનો વ્યય થાય છે તે જણાવવાની જરૂર નથી. અનુભવ વિના તે કલ્પવું કઠિન છે; પરંતુ એ ભોગ હમે આનંદથી આપીએ છીએ. ચુંટી કાઢેલા જુદા જુદા ઉપયુક્ત વિષયોના સરિક ફકરાઓ શોધી કાઢવામાં, પસંદ કરવામાં અને તેનો સાર નીચોવી કાઢવામાં અને તેને વળી ટુંકા ટિકાથી બોધદાયક તથા રસિક બનાવવામાં જે અત્યંત શ્રમ લેવા પડે છે તેની કદર સુજ્ઞ ગ્રાહકો બુજે છે, એથી હમારો શ્રમ સફલ છે. વળી લેખો પણ ચુંટી કાઢેલા વિષયો ઉપર કાળજી ભરેલી રીતેજ જે લખેલા હોય, જેમાં મોટે ભાગે નવું તત્વ નવીન પ્રકાશ જેવું હોય તેનેજ સ્થાન આપવામાં આવે છે તે વાંચકો જોતા આવ્યા હશેજ. હમારો ઉદ્દેશ **પ્રખ્યાત લેખકો** કરતાં **ઉત્તમ લેખોનો** છે. ઉત્તમ હોય, પછી તે અજ્ઞાત, અપ્રસિધ્ધ, અ. બ. ક. નો કેમ ન હોય તો પણ તે હમે અવસ્ય પ્રગટ કરીએ છીએ. જ્યારે સાક્ષર તરીકે પ્રસિધ્ધ થયલા પુરૂષોના લેખો પણ જો કેવલ સામાન્યજ ચર્વિત ચર્વણના હોય તો તેની, નામને ખાતરજ, હમે પરવા કરતા નથી. હમને તો લાગે છે કે વિદ્વાન્ તરીકે નામના પામી ચુકેલા ગુર્જર સાક્ષરોને ઉત્તમ લેખો લખવાનું પ્રયોજનંજ નથી રહ્યું તેથી શાથી, તે દિશામાં તેમની પ્રવૃત્તિ અતિ મંદ થઇ ગઇ છે. તેઓ પ્રસિધ્ધિનું પેન્શન લઇ વાનપ્રસ્થ થઇ ગયા છે ! થોડાજ માસિકોના રણક્ષેત્રમાં તેઓ જોવામાં આવે છે. આશા છે કે તેઓ હવે એ વાત પણ લક્ષમાં લેશે કે પ્રસિધ્ધિ પ્રાપ્ત થયા પછી પણ પોતાનાં જ્ઞાન, શક્તિ તથા બુધ્ધિનો લાભ પ્રજાને અવર નવર આપવો એ પરમાર્થરૂપે પણ એક કર્તવ્ય છે.

આ માસિક કોઇ પણ ગુજરાતી માસિક કરતાં કદના પ્રમાણમાં સસ્તું છે, અને તે હવે હમે હમારા પત્રનું કદ વધાર્યાથી વધારે ખરૂં થયું છે. ૧૨ અંકોના ૫૬ પાના અર્થાત્ વર્ષના ૬૭૨ પાનાં અને તે રોયલ ૮ પેજી કદનાં થયાં. અર્થાત્ " સસ્તાં સાહિત્ય " એથી અર્ધા કદના જે પુસ્તકો કાઢે છે તેવડાં ૧૩૪૪ પાનાં થયાં, તેમાં ભેટ બુકનાં આશરે ૨૦૦ પાનાં ઉમેરતાં ૧૫૪૪ પાનાં થયાં. " સસ્તાં સાહિત્ય " નાં પુસ્તકોમાં એમો. પાયકા જેવા ઝીણા ટાઇપ ખાસ આવતા નથી, તેમજ તે દરવર્ષે માત્ર ૧૨૦૦ પાનાંજ આપે છે, અને કાગળ પણ હલકા વાપરે છે; એ જોતાં એના કરતાં એ હમારૂં પત્ર સસ્તું છે, મોઘું તો નથીજ એ દેખીતું છે. આશા છે કે આ બાબત હમારા મિત્રોને ગ્રાહકસંખ્યા વધારવામાં સહાયભૂત થઇ પડશે.

હમને કહેતાં આનંદ થાય છે કે ગયા વર્ષના કરતાં ગ્રાહક સંખ્યા વિશેષ છે. જો જૂના સર્વે ગ્રાહકો ચાલુ રહેવા કૃપા કરશે તો નવા ગ્રાહકોથી એટલી વૃધ્ધિ થવાનો સંભવ

છે કે જેથી હમે ઉપર કહ્યા પ્રમાણે હમારા પત્રમાં સુધારો વધારો કરી શકીશું. જો યોગ્ય ઉત્તેજન મળશે તો સચિત્ર લેખો પણ દાખલ કરવામાં આવશે.

આ આત્મકથા લંબાવીને વાંચકોને હમે કંટાળવા ચહાતા નથી. વર્ષમાં એકજ વખત હમે આત્મનિવેદન કરીએ છીએ, અને એટલું તો આવશ્યક છે. ગ્રાહકોને હમે હમારા લવાજમ ભરનારા માત્ર નહીં પણ અંગત મિત્રો ગણીએ છીએ; અને ઘણાખરાનાં પ્રત્યક્ષ દર્શન કે પરિચયનો હમને લાભ ન મળેલો હોવા છતાં તેમના માટેનો હમારો સ્નેહ નામ માત્ર નથી એ હમે તેમને વિશ્વાસથી કહીશું. હમને આશા છે કે તેઓની પણ હમારા પ્રત્યે એવીજ સહૃદય સાચાગુ લાગણી છે. પરમાત્મા પૃથ્વિમાં ગમે તે સ્થળે વસતા હમારા ગુજરાતી બંધુઓની આ પત્ર રૂપ નિમિત્તદ્વારા સેવા કરવાનું સામર્થ્ય પ્રેરો એજ હમારી નમ્ર યાચના છે.

## કલિકાલ માહાત્મ્ય–તેનો મૂલ ઉદ્દેશ શું હોઇ શકે?

હીંદુ ધર્મની અનેક વ્યાખ્યાઓ કરવામાં આવી છે. તેમાં જો આપણે; " કલિકાલમાં ધર્મ, સત્ય, આયુ આદિનો લોપ થશે એવી માન્યતા જે ધર્મનું અંગ છે તે " એવી એક ઉમેરીયે તો તે વ્યાખ્યા બીજી કરતાં ઓછી અર્થસૂચક ગણાશે નહીં; હીંદુ માત્રમાં કલિ કાલના પ્રભાવની માન્યતા એટલી વ્યાપક છે–આગાખાની પંથના ઇસ્માયલી ખોજાઓ પણ કલિ અને તેને અંતેનો કલ્કિ માને છે–કે, અનેક કહેવતો અને નૈરાસ્યદર્શક ઉદ્દગારોની તે માન્યતા હીંદુસ્તાનમાં એક કારણ અને સાધન થઇ પડ્યાં છે. શાસ્ત્રરૂપ ગણાતા સમસ્ત અર્વાચીન ગ્રંથોમાં કલિમાં શા શા ગજબ ગમખાર બનાવો બનવા નિર્માણ છે તેની ઘણી ઉદાર રીતે પુષ્કળ, અને ચુંટી કાઢેલી ભવિષ્યવાણીઓ પણ ભાખવામાં આવી છે, અને કલિને પ્રારંભમાંથી આવ્યાથી તે વધતે વધતે, અંતમાં અત્યંત ઘોર. અંધારી રાત જેવો કાળો થતો ચિતરવામાં બુધ્ધિકલ્પના અને કોશનો સંપૂર્ણ આશ્રય લેવામાં કોઇપણ પ્રકારની કંજુસાઇ કરવામાં આવી નથી. એવા ચિત્રોની અસર સામાન્ય પ્રજાપર કલિકાલના ભવિષ્યના ચિત્રકારોએ ધારેલી તેવી મનમાનતી થઇ પણ છે. કલિબધ્ધ હીંદુપ્રજા અત્યંત નૈરાસ્યવાદી થઇ છે. પરિપાટીથી વિપરીત કાંઇપણ બનાવ બન્યો તો તરતજ ઉદ્દગાર નીકળે છે કે "કલિકાલ છે ને!" કાંઇપણ મનપસંદ ન થયું તો કલિનો દોષ ઝટ કાઢવામાં આવે છે. જો કે નૈરાસ્યવાદીઓનો કલિ એ મોટામાં મોટો દિલાસો થઇ પડ્યો છે, પરંતુ સઘળાને શઠતા આદરવાનું તે એક બ્હાનું પણ થઇ પડ્યું છે! ભિક્ષુક બ્રાહ્મણોને તેમની અશ્રધ્ધા કરનારા સુધારકોને ગાલીપ્રદાન કરી સંતોષ પામવાનું પણ કલિકાલ એ જેવું તેવું શસ્ત્ર નથી. સુધારાને પણ કલિપ્રભાવની સફળતાના ઉદાહરણ તરીકે આંગળી બતાવી તેનાથી દૂર રહેવા ચેતાવવામાં આવે છે. કલિકાલનાં માહાત્મ્યની માન્યતાએ સામાન્ય પ્રજાનાં મન એટલાં બ્હીવરાવી, ભડકાવી અને વહેમાવી દીધાં છે, અને તેમના વિચારપ્રવાહને એવી ઉલટી દિશામાં ગમન

કરાવ્યું છે, વિચાર કરવાનાં સ્વાભાવિક દ્રષ્ટિબિંદુને એટલું ખુણામાં ખસેડી દીધું છે કે, એ માન્યતાજ જ્યાં સુધી ઘણે અંશે કલ્પિત છે એમ તેમની ખાતરી કરી આપવામાં ન આવે ત્યાં સુધી તેમના, ભવિષ્યની સ્થિતિ સંબંધી કલેશજનક વિચારો દૂર કરવાની અન્ય સર્વે ચેષ્ટાઓ પાણીમાંજ જવાનો સંભવ છે.

## કલિમાં વિશ્વાસ બેસવાનું શું કારણ-?-તેમાં સત્યાભાસનો અંશ.

કલિના ગૌરવ વિષે પ્રજાને એટલો દ્રઢ વિશ્વાસ બેસવાનું કારણ શું ? મોટે ભાગે ભવિષ્યવાણિઓ સત્ય છે! સત્ય પડી છે. એજ કારણ છે. પ્રજાને પ્રત્યક્ષ પ્રમાણથી વિશેષ શું જોઇએ ? હજારો વર્ષ પર ભાખેલી ભવિષ્યવાણિઓ તેઓ નજરો નજર, અક્ષરે અક્ષર ખરી પડતી જોય છે !-એમ તેમને દેખાય છે. પરંતુ દીર્ઘ વિચાર કરનારાઓને ચેતવવાની જરૂર નથી કે, કલિપ્રભાવ તેટલેથીજ સત્ય નથી ઠરતો. ભવિષ્યવાણિઓ ખરી પડવાથી કાંઇ કલિનો પ્રભાવ તે છે એમ સિદ્ધ થતું નથી. તે કાર્ય કારણ સંબંધ સિદ્ધ કરીને સ્થાપવો જોઇએ. પરંતુ અહીંજ બાજીગરની વિદ્યાએ એ ત્રુટિ સાંધી દીધી છે. નિશ્શંક રીતે ભવિષ્યવાણિઓ કલિના પ્રભાવનું ફલ છે એમ લેખકોએ માની લેવાથી, વાચકોએ પણ માની લીધું છે. બિચારા વાચકોને એ પર વિચારજ કરવા દેવાનો પ્રસંગ કે અવકાશ આપવામાં આવ્યો નથી. મારામારીના એક મુકદ્દમામાં ફર્યાદીને સોળ સુઝેલાં હતાં અને તેના વકીલે તહોમતદારના સાક્ષીને ઉલટ પાલટ તપાસમાં તહોમતદારેજ માર્યું એ તો તેથી સિદ્ધ છે એમ માની-મનાવી લઇને, મારનો સોળો હતો એજ ઉલટ પાલટ તપાસમાં કબુલ કરાવ્યું ! કલિ. નામનો શબ્દ છે, એ કોષના ગ્રંથોથી સિદ્ધ છે, એ નામનો કાલ છે; યુગ છે તે પણ જ્યોતિષના ગ્રંથોથી સિદ્ધ છે, અને કલિયુગમાં શું બનશે તે પણ ખરેખાત બને છે, પછી ભવિષ્યવાણિનો કરનાર ભવિષ્યવેત્તા હોવામાં સંશય શો ? એ કલિના પોતાના પ્રભાવથી છે એની શી સાબિતી, એવો તો શ્રોતા વક્તા કોઇએ સવાલજ ઉઠાવ્યો નહીં, એજ મહા આશ્ચર્ય છે. તહોમતદારને દંડવાનો જાણે ઠરાવજ કરી મૂકયો હોય, માત્ર તેને ગુન્હેગાર ઠેરવવા કાંઇક શોધી કાઢવાનીજ તજવીજ કરવામાં આવે તેવોજ કલિકાલને દુષ્ટતાના આરોપથી દંડિત કરવાનો ઉપરોક્ત ન્યાય છે. ગમે તે બનતું હોય, હજારોને બદલે લાખો વર્ષ પૂર્વેથી તે બનશે એમ કેમ કહેવામાં નહીં આવ્યું હોય ? અને બને પણ ખરૂં, પરંતુ તેમાં કલિકાલ કેવી રીતે ઉત્તરદાતા ? તે પોતે જાતે જવાબદાર કેવી રીતે ? એ અપરાધ તેણે પોતાની ઇચ્છાથી, આગળ પડીને કીધા છે એમ શા પરથી ઠરે છે ?

## પ્રાચીન અને અર્વાચીન શાસ્ત્રોમાં શું મુખ્ય ભેદ છે?

હમારા અલ્પમત પ્રમાણે એ ભવિષ્યવાણિઓ જોતાં, તેના કરનારાઓમાં ઝાડકીલ કે અન્ય સાંપ્રત તારિણીપ્રસાદ આદિ બંગાલી અને અંગ્રેજી છાપેલા વર્તારા કાઢનારાઓ કરતાં અતિવિશેષ ભવિષ્યજ્ઞાન જણાતું નથી. ભવિષ્યજ્ઞાન તો એવો મહાન્ વિષય છે કે પરમાત્માને પણ તેનું આ ક્ષણે સંપૂર્ણ જ્ઞાન હોવા વિષે અનેક આસ્તિકોને પણ શક છે. જગત્ માત્રની વિદ્યાના જ્ઞાતા, સૃષ્ટિના જ્ઞાત નિયમો, મહાનિયમો અને ઉપનિયમોના યાવજ્જીવન અભ્યાસી વિજ્ઞાનવેત્તાઓ તથા ઇતિહાસવેત્તાઓને પણ, દૂરનું ભવિષ્ય તો બહુ દૂરની

વાત છે પરંતુ આવતી કાલે પોતે શું કરશે અને શું નહીં કરી શકે તે પણ છાતી ઠોકીને કહેવાની હામ ભીડતા નથી; તો પછી રાહુ સૂર્યને ગળી જાય છે તેથી ગ્રહણ થાય છે.અને દાન આપવાથીજ સૂર્ય મુકત થાય છે એવાં જ્ઞાનનાં ધરાવનાર સત્યુગમાં બેઠાં કરોડો વર્ષ પછી થનારા કલિના બનાવોની નસેનસ અને બાલેબાલ જોઇ શકે એ બહુ સંભવતું તો નથી. આમ કહીને કાંઇ હમે એ વિદ્વાન સાંપ્રત. શાસ્ત્રકારોએ જાણી જોઇને લોકોને ઠગ્યા છે કે ઉંધા પાટા બંધાવ્યા છે એમ કહેવા માંગીએ છીએ એવું સમજવાનું નથી. ઉલટું તેમનો હેતુ સ્તુત્ય હતો. પ્રજાને આડે માર્ગે જતા અટકાવવાના શુભ હેતુથીજ કલિયુગરૂપી બંધ તેઓએ બાંધ્યો; અને ઘણે અંશે તેઓ પ્રાચીન પરિપાટીનું એ દ્વારા રક્ષણ કરવામાં સફલ પણ થયા છે; પરંતુ એ લાભના સામા પાસામાં કેટલીક ગંભીર હાનિ થઇ છે. તે સરવાળામાં જણાવ્યું નથી. પ્રાચીન આર્યશાસ્ત્રો તથા અર્વાચીન આર્યશાસ્ત્રો ઉભયનો હેતુ પ્રજાને ધાર્મિક બનાવવાનો હતો તથા છે. પરંતુ પ્રાચીન શાસ્ત્રોની વિશેષતા એ છે કે પ્રજાને સ્વબુદ્ધિથી જ્ઞાની કરીને ધાર્મિક કરવાનો તેમનો ઉદ્દેશ હતો, અને અર્વાચીન શાસ્ત્રોનો મહા દોષ હમને તો એજ ભાસે છે કે પ્રજાને અજ્ઞાની, વહેમી અથવા અંધશ્રદ્ધાલુ કરીને તેને તેઓએ ધાર્મિક બનાવ્યા છે. પ્રાચીન આર્યો વિશ્વાસથી ધાર્મિક હતા. વર્તમાન આર્યો પણ ધાર્મિક છે, નથી એમ નહિં; પરંતુ ભેદ જુવો ! તેઓ **ભયથી ધાર્મિક છે !** નહીં તો અમુક દેવ અપ્રસન્ન થશે, નહીં તો શીતલા આમ કરશે અને ગણપતિ તેમ કરશે એવો ભય પ્રાચીનોને નહોતો. અંધશ્રદ્ધા, અને અજ્ઞાન એ પણ પ્રજાને ધાર્મિક બનાવવાની એક રીતિ છે ખરી, અને તે વધારે સરલ અને સહેલી તથા ખટખટ વિનાની પણ છે, પરંતુ તેથી પ્રજાની કાર્યશક્તિ મંદ પડી જાય છે. તેથી, કર્મને માટે ધર્મ નહીં પરંતુ ધર્મને માટે કર્મ થઇ જાય છે, એવી ઉલટ પુલટ સ્થિતિ થઇ જાય છે. કલિને પુરૂષવિશેષ, સત્તાવિશેષ અને રાજારૂપ માનવાથી પણ મનુષ્ય અધર્મ કરતાં ડર્યા છે ખરા. પરંતુ મૂલ વાત સત્ય ન હોવાથી, બકરૂં કાઢતાં ઉંટ પેઠું છે. અનેક સત્યુગની સુંદર વાતો પણ કલિયુગમાં નિષિદ્ધ ઠોકી બેસાડાઇ છે, તથા અનેક સત્ય સુધારાને પણ ખરાબ કુધારા સાથે બેસાડી દઇને એ સર્વેથી પ્રજાને દુર કરી નાંખવામાં આવી છે. એથી પ્રજા અમુક વાત ધાર્મિક છે કે અધાર્મિક તે માટે અમુક નિયમોથી સ્વતંત્ર વિચાર ન કરતાં, શાસ્ત્રમાં તેને ધાર્મિક કહી છે કે નહીં એટલોજ પ્રશ્ન કરે છે ! અમુક ચીજ ' એંઠી ' કહેવાય કે નહીં, અગ્યારસમાં અમુક ચીજ ખવાય કે નહીં ખવાય, અમુક ચીજનો રજસ્વલાથી સ્પર્શ થાય કે નહીં, તેની ટીપ જેવી મનસ્વી ( arbitrary ) છે તેવીજ ધર્મ તથા અધર્મનાં કાર્યોની ટીપ કલિયુગ માટે મનસ્વી પણે રચવામાં આવી છે. તેને સત્ય માનીને લોકો વારંવાર જે ખરૂં જોતાં ધાર્મિક તેને અધાર્મિક અને અધાર્મિક તેને ધાર્મિક માની બેઠા છે. પરદેશગમન, સન્યસ્ત, ઇત્યાદિ વાતોને કલિમાં અધાર્મિક ઠરાવી છે. પરંતુ તેનું કારણ જુવો તો તો કાંઇ નહીં ! કલિરાજાની આજ્ઞા ! નિર્દોષ બિચારા કલિનું નામ બદનામ કરવા જેવું આ છે. અનંત કાલના અમુક ભાગનું તે નામ માત્ર છે. અમુક મીનીટ અથવા વર્ષનો તે એક સરવાળો કે ગુણાકાર છે. કાલનો તે એક કલ્પિત ભાગ છે, છતાં એ કલિને દાયપગવાળો માણસજ બનાવીને સંતોષ ન ધરતાં, તેને અજ્ઞાનીઓના મનોરાજ્યમાં ગાદી સુદ્ધાં અપાવીને કલિરાજ બનાવવામાં આવ્યો છે ! એજ સંતોષ છે કે કોઇ શિલ્પીએ તેની હજી મૂર્તિ નથી ઘડી.

## મૂલ ઉદ્દેશ સ્તુત્ય હશે પરંતુ એકંદર થયલી હાની.

કલિયુગમાં મનુષ્યને અધાર્મિક થવાની વૃત્તિ થશે એવો કલિયુગના આરંભમાં ભય આપવાથી, મનુષ્યો પાપકર્મથી હઠે એ ઉદ્દેશ સ્તુત્ય હતો તે હમે કહી ગયા છીએ. હવે અધાર્મિક થવાની વૃત્તિ થશે એ વાત મનાવવા સારૂ પણ શાસ્ત્રકારોએ જેવી તેવી બુદ્ધિમત્તા દર્શાવી નથી. કલિમાં શા શા અધર્મ થશે તેની એવી સુઘટિત સંકલના કરી છે કે પ્રથમ દૃષ્ટિએ ( prima facie ) એ ભવિષ્યવાંણિને સત્ય પડેલી તરીકે પસાર કરી દેવામાં આવે. પરંતુ લખનારાઓ પાસે કલિની કુંડલી કે જન્માક્ષર નહોતા કે જ્યોતિષની ગણતરીપરથી ભવિષ્ય ભાખી શકે. કલિના લક્ષણના ચિત્રનારાઓએ મનુષ્યના વિવિધ સ્વભાવો, તેમની દુર્બલતાઓ, તેમનાં ભયલોભ, સ્વાર્થ પરમાર્થ આદિ ગુણો, તથા સમાજની પરિસ્થિતિનું બહુ સારૂં અવલોકન કર્યું હતું. કલિમાં લોકો કેવા થશે એવું અનુમાન કર્યું તે માત્ર પ્રત્યક્ષ અવલોકનનું પ્રતિબિંબ અને ભાષાની સફાઇનું મિશ્રણ માત્ર છે. તેઓએ ભવિષ્યમાં કલિકાલમાં લોક અમુકતમુક વર્તન કરશે એમ લખ્યું છે, તેમજ લોકોને તેમ ખરેખાત કરતા જોઇને, આપણે લખનારાઓની દૈવીવાણી સફલ થયલી જોઇને, તેમને ભવિષ્યવેત્તા તરીકે પૂજીએ છીએ; પરંતુ તેઓએ તેટલું બધું પરાક્રમ કર્યું નથી. તેને માટે અવકાશ નહોતો. મનુષ્ય સ્વભાવના કાયમનાં તત્વો લક્ષમાં રાખીને, લોકો અમુક અમુક પ્રસંગે શું કરે તેજ તેઓએ કર્યું છે. તેમનાજ સમયમાં લોકો જે પ્રકારનું વસ્તુતઃ ખરાબ કે તેમને મને ખરાબ વર્તન ચલાવતા તેનાથી પણ વધારે ખરાબ વર્તન હવે પછી ચલાવશે એ કરતાં વધારે ભવિષ્યના ઉંડાણમાં તેઓ ઉતર્યા નથી. એમની ભવિષ્યવાણિ સૂક્ષ્મ રીતે તપાસતાંજ એમ જણાઇ આવે છે. અને કેટલીક ભવિષ્યવાણિ તો ખોટી પડી છે તે ઉપરથી ખરી વાત પકડાઇ આવે છે.

હમે જે પુરાણો વાંચ્યા છે તેમાં કલિધર્મનું સૌથી પુષ્કળ તથા સરસ નિરૂપણ વિષ્ણુપુરાણમાં જોયું છે. તેથી તેનીજ સહાયતાથી, એ ધર્મનું પૃથક્કરણ કરીને હમારો પક્ષ સિદ્ધ કરવા પ્રયત્ન કરીશું. શ્રી વિષ્ણુપુરાણના છઠ્ઠા અંશના પ્રથમાધ્યાયમાં, મૈત્રેયના પૂછવાથી મહર્ષિ પરાશર કલિમાં શી સ્થિતિ થશે તે કહે છે. તેનો કેટલોક સાર નીચે પ્રમાણે છેઃ—

" સર્વવર્ણની કન્યા સાથે વિવાહ કરવાનું યોગ્ય ગણાશે. "

આ વાત વ્યવહારમાં તદ્દન ખોટી પડી છે! ઉલ્ટું, સર્વે અર્થાત્ ૪ વર્ણ કેવલ પોતપોતામાંજ લગ્ન વ્યવહાર કરતા અટકયા છે, એટલુંજ નહીં પણ પેટાજ્ઞાતિઓમાં પણ કરતા નથી! બ્રાહ્મણોમાં નાગર ગમે તે નાગરને પણ કન્યાદાન કરતો નથી. વડનગરો કદાપિ વિશનગરાને આપશે નહીં, એટલુંજ નહીં પણ સુરતી વડનગરો કાઠીયાવાડીને આપતાં વિચાર કરશે! કાઠીયાવાડમાં તો યુરોપમાં વ્યાપારના એક સંપ સારૂ " ટ્રેડ યુનીયન " થયાં છે; તેવાં લગ્નવ્યવહારનાં એકડા, ગોળ વગેરે નામથી ' ટ્રસ્ટો ' અને યુનીયનો થયાં છે. તેની બ્હાર પોતાની ન્યાતવાળાને પણ કન્યા આપવી હરામ છે, તો પેટા વર્ણ અને વર્ણ તો દૂરજ રહી!

કદાચ એમ કહેવામાં આવે કે " કલિકાલનું માહાત્મ્ય ખરૂં પડશે તે બાસુબિલથી અને તેને મળેલા ટેકાથી સિદ્ધ થાય છે. સુધારકો વર્ણાવર્ણના ભેદ વિના લગ્ન વ્યવહાર સિદ્ધ કરવા મથે છે, અને કેટલાક કરતા પણ થયા છે. તે કલિ ભવિષ્યનું મંગલાચરણજ છે! " તેના

ઉત્તર એ છે કે, કદાચ સુધારકો થોડા સો વર્ષ બાદ વિજયી થાય તો પણ તેથી કલિમાહાત્મ્ય ખરૂં પડવાનો સંભવ નથી, કેમકે આ દેશની પેઠે જન્મથી નહીં પરંતુ યુરોપ તથા પ્રાચીન કાલ પેઠે, ભવિષ્યના સંભવિત સુધરેલા આર્યો, ગુણકર્મ સ્વભાવ અનુસાર લગ્ન કરશે. યુરોપમાં અહીંના જેવી વર્ણ વ્યવસ્થા નથી, છતાં ગરીબની કન્યા ધનાઢયને પરણવાનું કે ગર્ભશ્રીમંતનો પુત્ર કોયલા વીણતીને પરણવાનું બહુ અસાધારણ છે; જેઓ પરણે છે તેમનો માતપિતા તેમજ મિત્રમંડળ ત્યાગ કરે છે. પાશ્ચાત્ય પ્રજામાં પણ લગ્ન, પ્રમાણમાં સમાન સ્થિતિ, તથા સમાન વિદ્યા ધરાવનાર વચ્ચેજ થાય છે. તે સ્થિતિનું નામ ગુણ કર્મનીજ વ્યવસ્થા છે. કલિના જ્યોતિર્વિદોએ એવી કાર્મિક વર્ણ ન કલ્પી હોય તો પણ, પ્રથમ તો તેઓ ખોટાજ પડે છે, કેમકે તેમના લખવા પ્રમાણે તો ઉત્તરોત્તર ક્રમે ક્રમે સ્થિતિ બગડશે, કે જેમ થયું નથી. વર્ણેવર્ણ વિભક્ત થઇ–અને એવી મહત્વની વાત તો દરેક જણ ભાખવાનું જ ભૂલી ગયો છે–અને સત્યુગની માની લીધેલા કારણ કે તે ખરૂં નથી તે મહાભારતમાં આવતાં અનેક પ્રમાણોથી સિદ્ધ છે, અસવર્ણ લગ્ન પ્રતિબંધ કરતાં પણ વધારે સખ્ત પ્રતિબંધ કલિયુગમાં થઇને સત્યયુગનો પણ સત્યયુગ હાલ તો પ્રવર્તમાન છે! હવે પછી કદાચ સુધારાવાળાઓ ફાવ્યા અને જન્મની જ્ઞાતિ તથા જન્મની વર્ણ લગ્ન પ્રસંગમાં નષ્ટ થઇ તો પણ ઉતરોતર ભ્રષ્ટતા થશે એવું જે કહેવામાં આવ્યું છે તે તો ખોટું ને ખોટું જ રહ્યું. જો સુધારકો ભવિષ્યમાં ખરા પડે તો તો કલિયુગમાં હજી બનવાની કહેલી અનેક મુખ્ય વાતો બહુજ ખોટી પડવાનો ભય છે, તે હમે આગામી અંકમાં સિદ્ધ કરીશું, અને સાથે સાથે કલિનો મૂલ તથા વાસ્તવિક અર્થ શું છે તેનો પણ નિશ્ચય કરવા પ્રયત્ન કરીશું.

(અપૂર્ણ.)

---

## જન્મની બધિરતા અને મુગ્ધતા–તેનાં કારણો, લક્ષણો તથા ઉપાયો.

### બહેરાં મુંગાઓને પશ્ચિમમાં કેવી રીતે શિક્ષિત કરવામાં આવે છે?

જન્મથી બહેરી તથા મુંગી અને નવાઇ ત્યાં સો તેમ વળી અપંગ એવી અમેરીકન બાનુ, મીસ હેલન કેલર બી. એ. (માન સહિત) નાં આત્મજીવનનું, હમે 'સત્ય' ના નવેંબર માસ (વર્ષ બીજું, અંક ૫ મો) ના અંકમાં કાંઇક વિવેચન કીધું હતું. તે વિદુષી પ્રજ્ઞાચક્ષુ બધિરા–મુગ્ધાનાં જીવનની અસાધારણતાથી હમને બહેરા મુંગાઓની સંખ્યા, સ્થિતિ તથા શિક્ષણના સંબંધમાં સંશોધન કરવાની ઇચ્છા થઇ, અને તેને પરિણામે હમને જે વિગતો મળી છે તે એટલા બધા અંશમાં વિચિત્ર, જાણવાજોગ અને માનવદયાનાં સ્રોતનું વહન કરાવનારી પ્રતીત થઇ છે કે હમે હમારો શ્રમ સફલ થયલો માનીએ છીએ, અને હમારા સુજ્ઞ વાચકો સમક્ષ ઘણા આનંદથી તે રજુ કરીએ છીએ.

પ્રભુની લીલા અપાર છે. ગત જન્મનાં સંચિત પાપને ફલે જે આત્માઓની વાણિનો પ્રસાદ પ્રભુ તેમના આ જન્મમાં આપી શક્યો નથી તેની ખોટ એ દયાલુ દેવાધિદેવે પોતાની વિશેષ કૃપાવડે યથાશક્ય રીતે પૂરવા પ્રયત્ન કર્યો છે એજ મુખ્ય સાર ઉપર બધિરો તથા મુગ્ધોનાં લક્ષણો તથા તેમની સ્વાભાવિક અપ્રગટ શક્તિઓનું જ્ઞાન થતાં આપણે આવવું પડે છે. મુંગાઓમાં વાણિની શક્તિ તેમનાં ગાત્રોમાં, તેમના હાથ અને હાથનાં નાકાઓમાં છિન્નભિન્ન થઇ હોય છે અને તેમની જીભ સ્તબ્ધ અને જડ થઇ છે તો તેને બદલે એ હાથ આદિ અવયવો હલાવીને પણ મુગ્ધો પોતાની ઇચ્છાઓ અને પોતાના ભાવો પ્રગટ કરી શકે છે. જે દેશોમાં મુગ્ધોને શાળામાં શાસ્ત્રીય શિક્ષણ આપવામાં આવતું નથી તે દેશના મુગ્ધો કુદરતી ચિન્હોથી પોતાનો વ્યવહાર વગર શિખવે બતાવ્યે, ઉત્તમ રીત ચલાવે છે, અને મુગ્ધો તો પરસ્પર સહાનુભૂતિની એકતાને લીધે, ગમે તેટલા દૂર દેશના હોઇ પ્રથમજ વાર મળ્યા હોય તોએ બહુજ ઉત્તમ રીતે પોતપોતામાં વાતો કરી શકે છે ! અને પ્રવાહી વાણીથી તે ઓછી ઝડપબંધ કે વધારે કંટાળાભરી હોતી નથી. પ્રભુ મુગ્ધોને એ વાણિ સપાટાબંધ બાલ્યાવસ્થાથી શિખવી દેછે, અને વળી એ નવી વાણિની વિશેષતા એ છે કે, તે કુદરતી હોવાથી સર્વે દેશોમાં ચાલે છે. મુગ્ધોનાં ચિન્હોની ભાષા ઝામેનોફની "એસ્પેરેંટો" થી પણ વિશેષ સાર્વજનિક તથા વિશેષ સ્વાભાવિક છે ! એટલુંજ નહીં પણ, મુગ્ધોને વાણિ વિના ચાલે છે, પરંતુ વારંવાર બોલતા મનુષ્યોને મુગ્ધોની ભાષા વિના ચાલતું નથી. સ્ટીમર, કારખાનાં વગેરે અમુક સ્થળોએ નિરંતર એટલો તો અવાજ થાય છે કે એક બીજાના કાનના પરસ્પર ઘર્ષણ થતા હોવા છતાં અક્ષર પણ સાંભળી શકાતો નથી. તેથી ખલાસીઓ વિગેરે ઇશારતથીજ સર્વે કામ ચલાવે છે અને તેમને કોઇ જાતનો વાંધો કે હરકત આવતી નથી.

એટલુંજ નહીં પણ સાંપ્રતકાલનાં સંશોધન તથા જ્ઞાનથી સિદ્ધ થયું છે કે મુંગા મનુષ્યે મૌનનું વ્રત લીધું છે તેનો આ જન્મમાં અવધિ નહીં આવે એવો કોઇ નિયમ કે શાપ કે તામ્રલેખ ક્રૂર દૈવે પ્રગટ કર્યો નથી. જન્મથી મુંગા મનુષ્યોની જીભ, કંઠ તથા તેનું સૌટકું વગેરે વાણિદર્શક અવયવો તો બીજા જેવાજ સાબીત અને સંપૂર્ણ છે ! જેમની જીભ ટુંકી હોય છે, અથવા હોતી નથી, અથવા તોતડાતી હોય છે એવા તો થોડાજ હોય છે. મુંગાઓ મુંગા હોય છે તેનું કારણ મીસ હેલન કેલર વિષે લખતાં કહ્યું હતું તેમ તેઓ બ્હેરા છે તેથી છે. તેઓ અક્ષરોના અવાજ ન સાંભળી શકતા હોવાથીજ, પોતે એ અવાજનો પડઘો પાડતાં, નકલ કરતાં, નથી. અક્ષર શ્રવણનાં સ્પર્શમણિનો સ્પર્શ માત્ર ન થવાનો રહી જતો હોવાથી એ લોખંડ સુવર્ણ થતું નથી. તેમના કાનનો પડદો તદ્દન ફાટેલો કે ગેપ હોવાથી, મગજ આકાશનું દ્રવ્ય જે અક્ષર, તેનાં શ્રવણથી શૂન્ય રહે છે. જે બાલકોને બચપણમાં અકસ્માતથી વરૂઓ વનમાં લઇ ગયાં છે અથવા મનુષ્યના સંસર્ગથી જાણી જોઇને દૂર રાખ્યાં છે, અથવા બ્હેરાં મુંગાની પાસેજ રાખ્યાં છે તેઓ મોટાં થવા છતાં નિકટવર્તી વનચરોનાં અવાજ સિવાય બીજો કશો ઉદ્ગાર કાઢી શક્યાં નથી. વિજ્ઞાનવેત્તાઓએ ખાસ પ્રયોગથી એ વાત નિશ્ચિત કરી છે. એ મુગ્ધોના વાણી સંબંધી અવયવો સંપૂર્ણ હોવાની એક બીજી સાબીતી એ છે કે, તેઓ હાસ્યરુદન કરી શકે છે, બુમ પાડી શકે છે અને સ્વર કે જે કંઠમાંથી નીકળે છે તે કાઢી શકે છે. તેમજ કદો તે અક્ષર પણ શીખવેથી બોલી શકે છે.

માત્ર તેને ગુજરાતી ( જો તેની માતૃભાષા ગુજરાતી હોય તો ) આવડતું નથી ! અને ગુજરાતીના અજ્ઞાનનું કારણ જે કારણસર બંગાલી બાલક ગુજરાતીનું અજ્ઞાન છે તેજ છે—ગુજરાતી સાંભળ્યું નથી તેથી. સાંભળ્યા વિના નકલ કેમ કરી શકે? અને શિક્ષણ એ નકલજ છે. શિષ્ય ગુરૂનો નકલ કરનાર વાનર માત્ર છે ! અવાજ અને વાણિ એ કર્ણના વિષય છે અને કર્ણ નષ્ટ હોવાથીજ અવાજની નકલ કરી શકતો નથી. માટે, મુંગાપણાના અર્થ ખરૂં જોતાં માત્ર " પોતાની માતૃભાષા બોલવાનું અજ્ઞાન ;" એટલોજ છે. મુંગાપણું બ્હેરાપણાંની એક શાખા અને પરિણામ છે.

## બ્હેરાઓ શું સર્વથા સાંભળી શકતા નથી !

બ્હેરાઓ શું તોપના ગોળા પણ સાંભળી શકતા નથી ? આની ગણત્રી કરવામાં આવી છે. અને અનેક પ્રમાણોને આધારે પોતાનાં બ્હેરા મુંગાપણાનાં પુસ્તકમાં ડૅા. કેર લવ કહે છે કે જન્મથી મુંગાઓમાં અર્ધો અર્ધજ સર્વથા બધિર હોય છે. તોપના ગમે તેટલા ભયંકર કારમા અવાજથી તેમની શાંતિ કે નિદ્રામાં કાંઇ પણ રંગ ભંગ થતો નથી. ડૅા. કેરનો મત એવો છે કે તદ્દનજ ઠુંઠ બ્હેરા તો ૧૦૦ એ ૧૫-૨૦ થી વધુ નહીં હોય. કાન આગળ બહુજ મોટેથી અવાજ કરતાં ૧૦૦ એ ૨૫ બ્હેરા શું નહીં તો પણ ખચિત કાંઇ અવાજ થયો એટલું કહી શકે છે, જ્યારે બાકીના પા ભાગ સ્વર વ્યંજનનો ભેદ પાડી શકે છે.

## વસ્તીમાં કેટલો ભાગ બ્હેરો મુંગો હોય છે.

૧૮૫૧ માં ગ્રેટબ્રીટન અને આયર્લેંડની જે મર્દુમશુમારી ( સેન્સસ ) લેવાઇ હતી તેમાં એમની સંખ્યા ૧૭૬૪૯ હતી, જ્યારે ૧૯૦૧ માં તે ૨૧,૮૫૫ હતી. આ પ્રમાણે આપણી રાજકર્તી પ્રજામાં ૧૮૫૧ માં દર ૧૫૫૦ મનુષ્યે, અને ૧૯૦૧ માં દર ૧૮૯૭ મનુષ્યે એકજ મનુષ્ય આ ખોડનો ભોગ થઇ પડયો હતો. આ ઉપરાંત ૧૯૦૧ ના વસ્તી પત્રકમાં ઇગ્લંડ અને વેલ્સમાં ૧૮,૫૦૭ જેટલી કેવલ બહેરાંની સંખ્યા આપવામાં આવી હતી, જેમાંના ૨૪૩૩ ન્હાનપણથી બ્હેરા વર્ણવવામાં આવ્યા હતા. અને એ કદર બ્હેરાપણમાં આ આંકડાઓ ઉમેરતાં વધારો થયલો લાગે છે. વળી બ્હેરાં મુંગાઓની એ સંખ્યા સંપૂર્ણ નથી. ઘણાએ તે વર્ણન નહીં પણ આપ્યું હોય.

## જગતની બ્હેરાંઓ માટેની શાળાઓ કેટલી છે ?

અન્ય સુધરેલા દેશોમાં બ્હેરાંમુંગાઓને બોલતાં તથા ભણતાં શીખવવા માટે અનેક શાળાઓ પણ છે ત્યારે આ દેશમાં તેવું કશું નથી એ આપણા દેશીઓની પરમાર્થ બુદ્ધિપર જેવી તેવી ટિકા નથી. સત્ય છે કે, હવે યુરોપ તથા. અમેરીકાની સરકારો તે શાલાઓ નિભાવે છે, પરંતુ તેનો પ્રારંભ કરનારા તો પરમાર્થી, આત્મભોગ આપનારા અને એ કુદરતના કોપના ભોગ થઇ પડેલા બાળકોનું જીવન સુધારવાને પોતાનું જીવન અર્પણ કરનારાઓજ હતા. તેમણે કામ કરી દેખાડી સત્તાવાળાઓનું લક્ષ ખેચ્યું અને એ કમનસીબ બાળકોના સરકારની દયા પર કેટલો હક છે તે સિદ્ધ કીધું. આ દેશના લોકો તો હજી મંદિરો ઓછા હોય તેમ મંદિરો, તથા વાડીઓ તથા લગ્ન મંડપો બાંધતાં પરવાર્યા નથી. અપંગો માટેની શાલા પણ મહારાણી વિક્ટોરીયાના સ્મારક તરીકે મુંબઇમાં પ્રથમજ ( મીશનરીઓનો

પુરૂષાર્થ બાદ કરતાં ) હીંદવાસીઓ તરફથી થાય છે, ( અને જો ડૉ. છત્રપતિ.એલ. એમ. એન્ડ એસ. પોતે અપંગ થયા નહી હતે તો યોગ્ય અપંગ અધ્યક્ષ વિના તે સ્થપાવી પણ બહુ સંભવિત નહોતી ). બહેરાઓનું સંકટ તો બહુ ઓછું છે તેમનો કોણ ભાવ પૂછે ! અસ્તુ. પશ્ચિમમાં તો બ્હેરામુંગાઓની શાળાઓજ નથી, કૉલેજ નથી, (તેનું વર્ણન હવે પછી આવશે) પરંતુ જગતમાત્રમાં બ્હેરામુંગાઓની ઉન્નતિ માટે જે પ્રયાસ થાય છે તેના સમાચાર તથા તેની તુલના-કરીને એ પ્રાપ્ત જ્ઞાનનો પ્રચાર કરનારૂં અને એ જ્ઞાનને પરિણામે સૂઝેલી વિશેષોન્નતિની સૂચના કરનારૂં ખાસ સરકારી ખાતું પણ યુનાઇટેડસ્ટેટ્સની રાજધાની—જે તેનું કામ જોતાં એક અંશે જગતની રાજધાની છે—વાશીંગટનમાં છે. એ ખાતાનું નામ " વૉલ્ટા બ્યુરો ફૉર ધી ઇન્ક્રિઝ ઑફ નૉલેજ રીલેટીંગ ટુ ધી ડેફ " છે, જેનો અધ્યક્ષ ડૉ. હીટઝ છે. તેની તરફથી ૧૯૦૦ ની સાલમાં પ્રગટ થયલા આંકડાઓમાં નીચલા ખાસ જાણવા જેવા છેઃ—

| દેશ | શાળાઓની સંખ્યા | શિક્ષકોની સંખ્યા. | વિદ્યાર્થીઓની સંખ્યા. |
|---|---|---|---|
| હીંદુસ્તાન. | ૩ | ૧૩ | ૭૩ |
| ચીન | ૩ | ૧૦ | ૪૩ |
| જેપાન | ૩ | ૨૪ | ૩૩૭ |
| **૧ એશીયા** | ૯ | ૪૭ | ૪૫૩ |
| ૨ યુરોપ | ૪૫૦ | ૩૧૫૨ | ૨૫૮૮૬ |
| ૩ ઉત્તર અમેરીકા | ૧૩૫ | ૧૪૯૦ | ૧૧૭૬૦ |
| ૪ દક્ષિણ ,, | ૭ | ૩૪ | ૨૨૯ |
| ૫ આસ્ટ્રેલેશીયા | ૭ | ૪૬ | ૩૩૨ |
| ૬ આફ્રીકા | ૭ | ૧૬ | ૧૨૭ |
| કુલ | ૬૧૫ | ૪૭૮૫ | ૩૮,૭૮૭ |

આ પ્રમાણે પૃથ્વીમાં લગભગ ચાળીસ હજાર બ્હેરા મુંગાઓ ભણે છે. બીજા શબ્દોમાં, તેઓ ભારરૂપ થવાને બદલે જગતનો ભાર ઉંચકનારા થશે ! એશીયાખંડ એકજ ખોડને લીધે નકામા પડેલા મનુષ્યોને સહજ પરમાર્થ—પુરૂષાર્થથી ઉપયોગી તથા શુદ્ધ બનાવવામાં કેટલો કર્તવ્યશૂન્ય છે તે ઉક્ત આંકડાઓ સિદ્ધ કરી આપે છે. ગૌતમબુદ્ધના ખંડમાં દયાના સિદ્ધાંતનું હાસ્ય કરવામાં આવે છે ! નિરસંદેહ, જાગૃત (active) દયામાં હાલ તો આપણા કરતાં પાશ્ચાત્યો અનિષણા ચઢે છે. આપણા દેશમાં દયાબુધ્ધિની ન્યૂનતા નથી પરંતુ અબુધ્ધિપૂર્વક માની લીધેલા ધર્મનાં કારણથી થયેલી અંધશ્રદ્ધા તથા ધર્માંધતાની ટેવ હજી જોઇયે તેટલી ઉઠી ગઇ નથી.

### બીજા જાણવાજોગ આંકડાઓ.

જગતના આંકડાઓ સરખાવતાં એવો નિયમ પણ સ્થાપિત થયો છે કે, દર સો જીવતાં બ્હેરાં મુગાંઓમાં ૬૦ જન્મથી તથા ૪૦ તે બાદ અકસ્માત, રોગ આદિથી થયાં હોય છે.

હવે જુદા જુદા દેશોમાં શું પ્રમાણ છે ? ઉપરોક્ત ડૉ. ફેર લવે "ડેફ-મ્યુટીઝમ" નામના ગ્રંથમાં આપેલા આંકડાથી જણાય છે કે, સૌથી વધુ પ્રમાણ સ્વીટઝર્લેંડના પહાડી દેશમાં છે ત્યારે સૌથી ઓછું સીલોનના ટાપુમાં છે. સ્વીટઝર્લેંડમાં દર ૪૦ મનુષ્યે, ઓસ્ટ્રીયામાં દર ૭૬૫ મનુષ્યે, પ્રશીયામાં ૯૭૭ એ, બાકીના જર્મનીમાં ૧૦૭૪ એ, યુનાઇટેડસ્ટેટ્સમાં ૧૪૫૯ એ, ફ્રાન્સમાં ૧૬૦૦, ઇંગ્લેંડમાં ૨૦૪૩, બેલ્જીઅમ તથા સ્પેનમાં આશરે ૨૨૦૦, હોલેંડમાં ૨૯૮૫ તથા સીલોનમાં દર ૪૩૨૮ મનુષ્યોએ ૧ બ્હેરો મુંગો છે. ઇંગ્લંડનું પ્રમાણ અગાઉ આપ્યુંજ છે.

## હિંદુસ્થાનના બ્હેરાંઓની સંખ્યા.

હિંદુસ્થાનમાં બ્હેરાંઓનું પ્રમાણ દર ૧૪૫૯ મનુષ્યે ૧ નું આવે છે. અર્થાત્ ઇંગ્લંડ કરતાં બમણું તથા પડોશી સિલોનથી ત્રણગણું છે ! આ હીસાબે ૭ થી ૧૬ ની ઉમરનાં છોકરાંઓને નીશાળે જવા લાયક ગણતાં અને કુલ બ્હેરાઓનો ૫ મો ભાગ તે વયનાં છોકરાંઓ ગણતાં, હીંદુસ્થાનમાં ૪૦,૦૦૦ એ વયના બ્હેરા વિદ્યાર્થીઓ હોવા જોઇએ ! તેને સટે રેકાડા ૭૩ ભણે છે. હાલ વધ્યા હશે તો માંડ સો હશે !

## એ દોષ ઓછે ઉતરે છે!

બ્હેરાં મુંગાપણાનો શાપ વારસામાં પણ ઉતરી આવી શકે છે એ વિષે તો શકજ નથી. "ઉતરી આવે છે" તેને બદલે "ઉતરી આવી શકે છે" એમ હેતુપૂર્વકજ કહ્યું છે, કારણ કે બ્હેરાં મુંગાં પતિપત્નીઓની સંતતિ કાંઇ બ્હેરી મુંગીજ અવતરવી જોઇએ, એવો કાંઇ સિદ્ધાંત નથી. "બ્હેરાં મુંગાંઓનાં લગ્ન" એ વિષય ઉપર અને એજ નામનું પુસ્તક લખનાર પ્રોફેસર એડવર્ડ એલન ફે પોતાના ગ્રંથ સારૂ એ સંબંધી આંકડાઓ મેળવવામાં ૭ વર્ષ કાઢયાં હતાં. તેણે એ ગ્રંથમાં આપેલા આંકડાઓ પરથી જણાય છે કે, તેને પતિપત્ની ઉભય બ્હેરાં મુંગાં એવાં ૩૩૫ જોડાંની વીગત મળી હતી. તેમાંનાં ૮૩ જોડાંઓને તો સઘળાંજ બાળકો બ્હેરાં મુંગાં જન્મ્યાં હતાં. એ ૩૩૫ જુગલ જોડાંઓને કુલ ૭૭૯ બાળકો અવતર્યાં હતાં, તેમાં ૨૦૨ જન્મથી બ્હેરામુંગાં હતા તાત્પર્ય કે માબાપો બન્ને બ્હેરામુંગા હોય તો બાળકોનો આશરે ચોથો ભાગ બ્હેરોમુંગો જન્મે છે, તેમજ ચોથા ભાગ જેટલા જોડાંના સઘળાં બાળકો બ્હેરામુંગા જન્મે છે. જો એ માબાપોના પિત્રાઇઓ પણ બ્હેરા હોય તો સિધ્ધ થાય છે કે વંશપરંપરા બ્હેરાં કુટુંબના તેઓ છે. એવા વંશપરંપરા બ્હેરા જેમના માબાપ હોય છે તે છોકરાઓમાં બ્હેરાપણું ઉપલાથી પણ અધિક પ્રમાણમાં હોય છે. એવા ૧૭૨ કેસ જેમાં સગાઓ પણ બ્હેરા હતાં તેમને થયલાં કુલ ૪૨૭ પુત્રપુત્રીઓમાં બધાં ૧૩૦ (લગભગ ત્રીજો ભાગ) સર્વથા બ્હેરાં જન્મ્યાં હતાં—જ્યારે ૪૯ જોડાંઓને સઘળાં બ્હેરા બાળકોજ થયાં હતાં. જેઓને બ્હેરાંપણું જન્મથી નહીં પણ નાની વયમાં રોગાદિ અકસ્માતથી લાગુ પડયું હોય છે તેમની સંતતિને પણ બ્હેરાંપણુ લાગુ પડવાનો કાંઇક ઓછો સંભવ પણ છે ખરો. એવાં મા કે બાપની સંતતિમાં દર ત્રણસોએ એક બાળક બ્હેરૂં જન્મે છે, જે પ્રજાનાં સામાન્ય પ્રમાણથી વિશેષ છે. બીજી જાણવા જોગ વાત આંકડાઓ ઉપરથી એ તરી આવે છે કે માબાપ બન્ને બ્હેરાં હોવાથી કાંઇ બ્હેરાં મુંગાનું પ્રમાણ વિશેષ આવતું નથી. ઉલટુ કાંઇક ઘટે છે ! એક

બ્હેરૂં હોય તો કાંઈ વધારે સંખ્યા બહેરી થવાનો ભય છે, માટે પણ બહેરી સાથે બ્હેરાનેજ પરણાવવો એ ઉત્તમ છે! ૩૦૭૮ લગ્નો એવાં થયાં હતાં કે જેમાં મા અથવા બાપ એકજ બ્હેરૂં મુંગું હતું; તેમને થયલાં કુલ ૬૭૮૨ છોકરાંઓમાં ૫૮૮ બ્હેરાં જન્મ્યાં હતાં, અર્થાત્ ૧૦૦ એ ૮-૬ ટકાજ બ્હેરાં જન્મ્યાં જ્યારે ૨૩૭૭ કેસોમાં મા તેમજ બાપ બ્હેરાં હોઇને તેમને ૫,૦૭૨ બાળકો થયાં. તેમાં ૪૨૯ બ્હેરાં હતાં અને તેથી પ્રમાણ ૧૦૦ બાળકે ૮-૪ આવ્યું હતું, જે ૮-૬ થી કાંઇક ઓછું છે.

વળી યાદ રાખવું કે મા કે બાપજ બ્હેરા હોય તોજ બાળકને બ્હેરાપણું લાગવાનો સંભવ છે એવો નિયમ નથી. ૨-૩ પેઢીને આંતરે-આંતરે પણ તે આવે. દાદો અને પૌત્ર કે દૌહિત્ર બ્હેરા હોય અને મધ્યનો પિતા ખાસ્સો સાંભળતો હોય!

મી. ફેએ ઉપલા આંકડા મોટે ભાગે બ્હેરાંઓની શાળાઓના વિદ્યાર્થીઓ તથા તેમનાં માબાપો પરથી મેળવ્યા છે, એટલે સરેરાસના સત્ય વિષે શક રહેતો નથી. (અપૂર્ણ).

---

## ધાતુઓ અને શબ્દોના સંબંધનો કાંઈક ખ્યાલ.*

સંસ્કૃત ભાષા અત્યંત સ્વાભાવિક ભાષા છે. એના સઘળા શબ્દો ધાતુજ યા યૌગિક છે. સર્વથી પહેલાં સંસ્કૃત શબ્દોનો, યૌગિક અથવા ધાતુજ હોવાનો પત્તો મહર્ષિ શાકટાયનાચાર્યને લાગ્યો. નિરૂક્તમાં યાસ્કાચાર્ય લખે છે કેઃ—नामान्याख्यातजानीति शाकटायनो वैय्याकरणः नैरुक्त समयश्च અર્થાત્ વૈય્યાકરણ અને નૈરુક્તક શાકટાયનાચાર્યના મતમાં છે કે સંસ્કૃત ભાષાના સઘળાં નામ આખ્યાતજ અથવા ધાતુજ છે. આ વાતનું સમર્થન મહાભાષ્યમાં ભગવાન્ પતંજલિએ, "नामच धातुजमाहु निरूक्ते व्याकरणे शकटस्य च" ઇત્યાદિ લખીને કર્યું છે; એનો અર્થ એવો છે કે શાકટાયનાચાર્યે પોતાના વ્યાકરણ અને નિરૂક્તમાં નામને ધાતુજ કહ્યાં છે. એ શાકટાયનાચાર્યે વ્યાકરણ અને નિરૂક્તપર ગ્રંથો લખ્યા હતા. તેમાંના કેટલાકનો તો લોપ થઇ ગયો છે. પણ ऋक्त, धातुपाट, उणादि વગેરે આજ સુધી મળી આવે છે.

ભારતવર્ષના વિદ્વાનોનો એવો રીવાજ હતો કે, વખતોવખત તેઓ પ્રાચીન ગ્રંથોનો સુધારો યા સંસ્કરણ કર્યા કરતા હતા. અને અત્યંત ભેદ પડી જતાં, તેઓ નવિન ગ્રંથો બનાવતા હતા. સ્વયં વેદોની સંહિતાનું કેટલીએ વાર સંકલન થયું છે. (આ શકમંદ છે) અને ખરૂં જોતાં કોઇ જાતિની ઉન્નતિ માટે એ ઉપયુક્ત પણ છે. યદ્યપિ એવું કરવું તે વિદ્યા અને વિજ્ઞાનને માટે અવશ્ય લાભકારી છે. પણ ઐતિહાસિક વિચારોને માટે હાનિકારક છે. ઐતિહાસિક તત્ત્વ શોધનારાઓ પાછળ મળી આવતી વાતોને જોઇને ચક્કરમાં પડી શકે છે; અને ગ્રંથકર્તાના કાળને સેંકડો વર્ષ પાછળ ધસડી શકે છે. આથી ભારતવર્ષના ગ્રંથકારોના વિષયમાં પાશ્ચાત્ય વિદ્વાનોને ભ્રમ થયો છે. તે સર્વથા અનિવાર્ય છે.

**ધાતુપાઠ**માં ધાતુઓનો સંગ્રહ છે. એ ધાતુઓની ગણના પણ કરી દેવામાં આવી છે. પરંતુ એની ખરી સંખ્યા કેટલી છે તેનો નિશ્ચય હજુ સુધી થયો નથી. કોઇએ ૧૭૦૦, કોઇએ ૨૪૫૦ તો

* બાબુ જગન્મોહન વર્માના મૂળ લેખ પરથી.

કોઇએ કાંઇ સંખ્યા માની છે. પ્રાચીન આચાર્યોની એ વિષયમાં એવી શિક્ષા છે કે "**धातुं ज्ञात्वा प्रत्ययं कल्पनीयं । प्रत्ययं ज्ञात्वा धातुः कल्पनीयः**" અર્થાત જો ધાતુનો પત્તો લાગી જાય, તો પ્રત્યયની કલ્પના કરી લેવી જોઇએ, અને પ્રત્યયનો પત્તો લાગે, તો ધાતુની કલ્પના કરી લેવી જોઇએ; આ ધાતુઓ આર્યોએ ક્યાંથી લીધી; એ વિષયમાં પ્રાચીનોએ કોઇ મત પ્રકટ કીધો નથી, પણ અર્ધાથી અધિક ધાતુઓ અનુકરણજન્ય છે, તેથી અનુમાન થાય છે કે આર્યોએ શબ્દોના અનુકરણથી ધાતુઓને લીધી છે. એજ ધાતુઓથી આર્યભાષા નીકળી હતી, અને તેની સાથે સંબંધ રાખનારી સઘળી ભાષા નીકળી છે. આર્યલોક સારસ્વત પ્રદેશમાં રહેતા હતા, પણ પાછળથી, જ્યારે તેમની સંખ્યા વધી ત્યારે કશ્યપ સાગરથી ગંગા યમુનાના કિનારા સુધી વિસ્તાર પામ્યા, એથી તેમની પ્રાંતિક ભાષાઓમાં ભેદ પડી ગયો. સ્વયં વ્યાકરણમાં પ્રાચ્ય પ્રતિચ્ય, આદિ દેશોના પ્રયોગ સંબંધી સૂત્રો જોવાથી એનું અનુમાન થાય છે. ધાતુઓના અર્થમાં પણ ક્રમશઃ અંતર પડવા લાગ્યો. શબ્દોના અક્ષરોમાં પણ અભ્યાસ થતાં થતાં વિપર્યય થઇ ગયો. કોઈ ધાતુનો કહિંક આખ્યાત રહ્યો, ત્યારે કહિંક તેના વિકારનોજ પ્રયોગ અવશેષ રહ્યો. યાસ્કાચાર્ય **निरूक्त** માં **शवति** ધાતુપર લખે છે કેઃ—**शवतिः गतिः कर्म्मा कंबोजेषु विकार इत्यार्य्याणाम्.** અર્થાત **शव्** ધાતુનો ગતિ કરવી એવો અર્થ ઇરાનના એક વિશેષ પ્રાંત નામે કંબોજમાં થાય છે. પણ આર્યોની ભાષામાં આ ધાતુથી બનેલો માત્ર **शव** શબ્દનો પ્રયોગ અવશેષ રહી ગયો છે.

આજે અમે કેટલાક શબ્દોનો ઇતિહાસ લખવાનું સાહસ આ આધારપર કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે વિદ્યાનુરાગીઓને તે રૂચિકર થઇ પડશે.

**पत**=પડવું

જ્યારે કોઇ પદાર્થ ઉંચેથી પડે છે, તેના પડવાથી ત્યારે **पट्** અથવા **पत्** ઇત્યાદિના જેવો શબ્દ થાય છે. એ પ્રકારે પદાર્થોના પતનથી વારંવાર શબ્દો થતા જોઇને, આર્યોએ **पत्** ધાતુને પડવાના અર્થમાં ગ્રહણ કીધો જ્યારે તેમને કોઈ પદાર્થના પડવાનો સંકેત દર્શાવવો પડતો, ત્યારે તેઓ **पत्**નો પ્રયોગ કરતા હતા. કાળભેદથી એના **पतित्, अपपत्, पपात** આદિ આખ્યાત રૂપો થઇ ગયાં. પછી ઉપસર્ગદ્વારા એના અર્થમાં વિશેષતા ઉત્પન્ન થઇ.

એ **पत्** ધાતુથી **पत्र** શબ્દ થયો, એનો અર્થ પાતરૂં કે પાંદડું છે. પાંદડું સૂકાયાથી અથવા તુટવાથી ઝાડપરથી ખરે છે. એથી આર્યોએ પાંદડાને **पत्र** કહેવાનો આરંભ કર્યો. પછી **पत्र** શબ્દ પડવાના ભાવથી અલગ થઇને આકૃતિઓને લગાડવામાં આવ્યો. અને જે પદાર્થો પાતળા, લાંબા અને પહોળા થતા હોય તેને **पत्र** શબ્દના વાચ્ય ઠરાવવામાં આવ્યા. તે એટલે સુધી કે **भोजपत्र** (**भूर्जपत्र**) કે જે એક વૃક્ષની છાલ છે તેને પણ **पत्र** શબ્દથી ગ્રહણ કર્યો. પંખીના પીંછાને પાંદડાંના આકારનાં જોઇને **पत्र** કહેવા લાગ્યા. અને બાણને પીંછા લગાડતાં હોવાથી તેને **पत्त्री** કહેવાનો પ્રારભ કર્યો.

પૂર્વકાળમાં જ્યારે લોકોએ જમીને ખાવાનું શરૂ કર્યું, ત્યારે તેઓ ખાવાના પદાર્થને પાંદડાં ઉપર લઇને ખાતા હતા. જેમ જેમ આવશ્યકતા વધતી ગઇ, તેમ તેમ લોકો ઘણાં પાંદડાં કુશથી જોડીને પડિયા, પતરાળી, વગેરે કરવા લાગ્યા. આમ કરવાને તેમને કેટલાંએ પાંદડાં લઇ ઉપર રાખીને સાંધવા પડતાં. એવી રીને સાંધેલા પાંદડાને પણ **पत्र** કહેવા લાગ્યા. એ લોકો એવાં પત્રોથી બનેલાં વાસણને **पात्र** કહેતા હતા; ઘણા કાળ પછી જ્યારે એ લોકોએ માટી વગેરેનાં વાસણો બનાવવાં શરૂ કીધાં ત્યારે તેને પણ એજ આકાર અને એજ પ્રયોજન હોવાને લીધે **पात्र** કહેવા લાગ્યા. એ પ્રકારે શકૂતે શકૂતે **पात्र** શબ્દ વાસણના અર્થમાં દૃઢ થઇ ગયો.

પાત્રોથી એ લોકો પદાર્થોને ઢાંકતા હતા તેથી पात्र શબ્દ પાછળથી ઢાંકણના અર્થમાં અને આવરણકારક વસ્તુઓને માટે પણ પ્રયોજાવા લાગ્યો. સ્વયં સંહિતામાં । हिरण्यमयेन पात्रेण सत्यस्यापि हितं मुखं । તે ઢાંકણના અર્થમાં પ્રયુક્ત થયેલો છે. એ ઢાંકણોથી ઢાંકેલા પદાર્થોનું રક્ષણ થતું હતું. એ ભાવને લઇને पात्र ના બે ભિન્ન વર્ણોને, પાછળથી પૃથક્ કરીને पा અને त्र એ બે ધાતુઓની કલ્પના કરવામાં આવી. એ બંને રક્ષાના અર્થમાં પ્રયુક્ત થાય છે, અને એનાથી કેટલાએ શબ્દો સંસ્કૃત ભાષામાં નીકળ્યા છે.

એજ पत् ધાતુથી पतन શબ્દ બને છે, તેનો અર્થ પડવું થાય છે. એ શબ્દનો તેને બદલે બોલતાં બોલતાં र થઇ ગયો. એ પ્રકારે पतन થી पर्ण શબ્દ થયો, અને એનું વાચ્ય પાંદડું કર્યું, કેમકે પાંદડું સુકાવાથી કે તડવાથી ઝાડપરથી પડે છે. તે પછી पर्ण શબ્દ ઉપરથી પડવાવાળા પદાર્થોના અર્થના ભાવમાં તે આવ્યો અને સુર્યના કિરણોને લોકોએ ઉપરથી નીચે અથવા આકાશમાંથી પૃથ્વી ઉપર આવતાં જોઇને सुपर्ण કહેવાનું શરૂ કર્યું । કેવલ ઠીક લાગવાથી, લાભદાયક હોવાથી તે માટે યોજેલા શબ્દ पर्ण ની આગળ सु ઉપસર્ગ વધારી દીધો. વેદોમાં सुपर्ण શબ્દ સૂર્યના કિરણોને માટે મળી આવે છે. નિઘંટુમાં કશ્યપ પ્રજાપતિએ सुपर्ण નો પાઠ रश्मिनाम् માં કર્યો છે. લોકોએ પંખીઓને પણ ઉપરથી નીચે ઉતરતો જોઇને તેમને પણ सुपर्ण કહેવાનો આરંભ કર્યો. ઘણા કાળ પછી सुपर्ण શબ્દનો અર્થ ઉડનાર થઇ ગયો. અને पर्ण ઉડવાના અર્થમાં કામ આવવા લાગ્યો. सुपर्ण ને લોકોએ આકાશમાં હમેશાં પક્ષીની પેઠે પૂર્વમાંથી પશ્ચિમમાં ઉડીને જતાં જોયો. અને તેને પણ सुपर्ण કહેવા લાગ્યા. વેદોમાં કેટલીક જગાએ सुपर्ण શબ્દનો પ્રયોગ સૂર્ય આદિના અર્થમાં થયો છે.

પક્ષીઓના ઉડવામાં પ્રધાન સાધન તેમનાં પીંછાં છે. પીંછાનો આકાર પણ પાંદડાં જેવોજ હોય છે. તેથી પીંછાને પણ पर्ण કહેવાની પ્રથા પડી. પાંદડાં પાનખર ઋતુમાં ખરી પડે છે. અને પીંછાં પણ પ્રાપ્ત અવસરે ખરી પડે છે. પાનખર ઋતુ પછી નવાં પાંદડાં નીકળે છે, અને થોડા દિવસમાં આખું ઝાડ ઢંકાઇ જાય છે, અને તેજ પ્રમાણે તે સમય ગયા પછી પક્ષીઓનું અંગ પણ ઢંકાઇ જાય છે. એમ पर्ण પાછળથી સ્વતંત્ર ધાતુ બની ગયો, અને તેનો અર્થ આચ્છાદન કરવાના અર્થમાં બની ગયો.

પાંદડું અથવા કોઇ બીજી ચીજ ઉપરથી પડે છે, ત્યારે તે એક પદાર્થથી પૃથક્ થઇને અન્ય પદાર્થને પ્રાપ્ત થાય છે; એ બંને ભાવોને લઇને पत् ના વર્ણવિકારદ્વારા બીજા બે ધાતુઓ पद् અને पट् ની ઉત્પત્તિ થઈ. એમાંથી પહેલાનો અર્થ પ્રાપ્ત કરવું, અને બીજાનો અર્થ પૃથક્ થવું થાય છે. એ બંને ધાતુઓ વાસ્તવિક રીતે पत् ધાતુના રૂપાંતર છે. એજ पत् ધાતુથી વર્ણવિકાર અને વર્ણવિપર્યયદ્વારા पट् અને तप् એ બે ધાતુઓની ઉત્પત્તિ થઇ. તેમાં पट् નો અર્થ ભણવું, અને तप् નો અર્થ ગરમ થવું. આકાશથી વરસાદ વગેરેના પડવામાં પટ પટ યા પડ પડ નો તુમુલ શબ્દ થાય છે. તેથી पट् ધાતુ પ્રથમ શબ્દ કરવાના અર્થમાં આવ્યો. પાછળથી ભણવું અને વારંવાર વાક્યોચ્ચારણના અર્થમાં પ્રયુક્ત થવા લાગ્યો. સુર્યના કિરણ સાથે સાથે ગરમી પણ પૃથ્વીપર આવે છે. તેથી એને માટે વિપર્યય દ્વારા पात ની જગાએ ताप શબ્દ વ્યવહૃત થવા લાગ્યો. પાછળથી तप् નો પ્રયોગ ગરમી પહોંચાડવાના અર્થમાં થવા લાગ્યો. એજ પ્રકારે पत् થી पथ् ધાતુ પણ વિકારદ્વારા થયો. તે ગતિ વગેરેના અર્થમાં યોજાવા લાગ્યો. એ पथ् ધાતુથી पथ શબ્દ થયો છે. તેનો અર્થ માર્ગ છે. કેમકે માર્ગે ચાલીને એક સ્થાનપરથી બીજા સ્થાનપર લોક જઇ પહોંચે છે.

આ રીતે पत् ધાતુથી पथ्, पद्, पद्, पट् વગેરેના જેવા અનુકરણરૂપ બીજા પણ કેટલાએક ધાતુઓ અને શબ્દોની સૃષ્ટિ કાળાંતરે અને અવસ્થાંતરે થઇ છે.

ટીપઃ—૧ पत्, पथ्, पद्, पृ, વગેરે એના અનુકરણુ અને સમાનાર્થક છે.

૨ સ્વયં पत् ધાતુના પણ ઉડવાના અર્થમાં પ્રયોગ થવાનો પત્તો पताका શબ્દથી લાગેછે.

૩ સુર્યની ગરમીને જગતમાં વ્યાપેલી જોઇને तप् ના त् નો લોપ કરીને अप् થયો, તેનો અર્થ વ્યાપ્ત થવું છે. अप् થી वप् ઉત્પન્ન થયો છે, કેમકે વાવરમાં બીજને આખા ખેતરમાં પહોંચાડવું પડે છે.

અનુવાદક—જ્ઞ.

---

# આખી જીંદગી પર્યંત બુર્ખામાં જડાયલો રહેલો રાજપુત્ર કેદી !

## અથવા

## જોડકાં જન્મવા માટે આખી જીંદગી કરવું પડેલું પ્રાયશ્ચિત.

---

( એક કરૂણારસિક સત્ય ફ્રેંચ ઐતિહાસિક વાર્તા )

પ્રથમ આલ્પ્સમાં આવેલ પિનેરોલોમાં, ત્યારબાદ સેન્ટ માર્ગેરાઈટના ટાપુમાં અને અંતમાં બે સ્ટાઈલના કેદખાનામાં જે મનુષ્યને લગભગ ૪૦ વર્ષથી પણ વધારે સમય સુધી ગોંધી રાખવામાં આવ્યો હતો, જેને કેદખાનાના અધિકારી તેમજ તેમાં આવતા જતા કોઇપણ મનુષ્ય સાથે તેની ખરી સ્થિતિનું ભાન થાય તેવો એકપણ શબ્દોચ્ચાર કરવાની મના કરવામાં આવી હતી, જેની હસ્તીની દરેકે દરેક નિશાનીઓનો નિર્દયતાથી નાશ કરવામાં આવ્યો હતો અને જેના દુઃખનો અંત તેના પોતાના દેહાંતથીજ આવ્યો હતો તે કોણ હતો ? આ સવાલ જેઓ આ દુઃખી કેદીની દયાજનક સ્થિતિનું બ્યાન સાંભળતા હતા તેઓ સઘળાનાં મનમાં ઉદ્ભવતો હતો. લોકો પોતાના મનમાન્યા વિચારો પ્રદર્શિત કરતા હતા. કેટલાક કહેતા હતા કે તે ફ્રેંચોની રાણી એનીના માનીતાઓમાંનો એક હતો; જેની આવી દયાજનક સ્થિતિ થવાનું કારણ માત્ર તેના તરફ ફ્રેંચ મહાપ્રધાન કાર્ડિનલ માઝારીનની ઇર્ષ્યા હતી. ત્યારે બીજાઓ દૃઢતાથી કહેતા હતા કે તે ઇંગ્લંડના રાજા ચાર્લ્સ બીજાનો વ્યભિચારોત્પન્ન પુત્ર, ડયુક ઓફ મોનમથ, હતો. વળી કેટલાક ત્યાં સુધી કહેવાની હિમ્મત કરતા હતા કે તે લુઇ ૧૪ મા જેને ફ્રેંચોએ "ધી ગ્રાન્ડ મોનાર્ક" ની ઉપમા આપી છે તેનો નજદીકનોજ સગો હતો.

જે થોડા જણ તેનું ખરૂં સ્વરૂપ જાણતા હતા તેઓ સમજતા હતા કે આ ભેદનું સ્પષ્ટીકરણ કરવું, ને. પોલ્તેર. ગ્રરસ. ગ્રમ. લગ્રાન્જ. ગ્રાન્ડરમાર્તી. સેંટમાર્સ. મેરઅ. મોરમોરેન્સી (ખાસ્ત્રી. પ્રખ્યાત લેખ ) અને બીજાઓએ આ ભેદનો ખુલાસો જાણવાને ઘણાજ પ્રયત્નો કર્યા, પરંતુ તેમના સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડયા. વળી જ્યારે ફ્રેંચ મહાવિપ્લવમાં અંતે ફાંસીએ ટંગાયલી ફ્રેંચ મહારાણી મેરી એન્ટોઇનેટે આ ભેદનું રહસ્ય જાણવાને પોતાના પતિ લુઇ ૧૬ માને આજીજી કરી ત્યારે તેણે તે બાબતનું સ્પષ્ટીકરણ કરવાને ચોખ્ખી ના પાડી. તે ઉપરાંત જ્યારે મોંશ્યુ દ ચેમીલાર્ડ પાસે તેના નામાત્રે એક સાધારણ નોકરની માફક ઘુંટણીએ પડી આ ભેદનો ખુલાસો માગ્યો ત્યારે તેણે કહ્યું હતું કે, તે ખુલાસો કરવાને હિમ્મતવાન નથી, અને કદાચ તેનું પોતાનું મરણ નીપજશે તો પણ તે પોતે પોતાના મુખદ્વારા આ ગુપ્ત ભેદનો પડો ફોડશે નહી. ઘણો સમય વ્યતીત થઇ ગયો તોપણ આ ગેબી ભેદનો ખુલાસો થયો નહી. આખરે તેનું સ્પષ્ટીકરણ કરાવવાને એક સ્ત્રી ફતેહમંદ નીવડી. જે રાજપ્રતિનિધિએ

તેના અલિજહાં સમીર લુઇ ૧૫ માને તેની પુખ્ત વયે પહોંચ્યો તેના આગલા દિવસ સુધી આ ભેદનો ખુલાસો કરવા આનાકાની કરી હતી; જ્યારે તેની પુત્રી ડચેસ ઓફ બેરી આ ભેદનું રહસ્ય જાણવા રડતી અને કકળતી તેની પાસે આવી ત્યારે તેણેજ ના છુટકે આ ભેદનું સ્પષ્ટીકરણ કર્યું. થોડાજ કલાક બાદ ડયુક ઓફ રેરોલ્યુ જે ડચેસની સાથે પ્યારમાં પડયો હતો તેના હસ્તમાં કેટલાક દસ્તાવેજોનું બંડલ આપ્યું. આ દસ્તાવેજો આ ગુપ્ત વાર્તાના સ્પષ્ટીકરણ રૂપે હતા. જે વાર્તા આ દસ્તાવેજોની મદદથી પ્રસિદ્ધિમાં આવી છે તે ખરેખર ધ્યાનમાં રાખવા લાયક છે.

સર્વ દસ્તાવેજોમાંના એક અપ્રતિમ દસ્તાવેજનું મથાળું નીચેપ્રમાણે હતું:—“ દુઃખી શાહજાદો કે જે લુઇ ૧૪ માના હુકમથી કેદખાનાનું સેવન કરતો હતો તેના અધ્યાપકે પોતાના મરણ સમયે શાહજાદાની કેળવણી અને જન્મનું આપેલું વૃત્તાંત.” દસ્તાવેજમાં આપેલા વૃત્તાંતનો સાર નીચે પ્રમાણે છે:—

ઇસ્વી સન ૧૬૩૮ ના સપ્ટેમ્બર માસની પાંચમી તારીખની મધ્યાન્હે લુઇ ૧૩ માની રાણી એની ઓફ ઑસ્ટ્રીઆએ પરણ્યા બાદ વીશ વર્ષની મુદતે તેના ધણીની અપૂર્વ ખુશાલી વચ્ચે ફ્રાન્સના ગાદીવારસને જન્મ આપ્યો. રાજાની ખુશાલી ટુંક સમયને માટેજ હતી; કારણ કે થોડાજ કલાક બાદ એક દાસીએ રાજાને ખબર આપી કે રાજમાતાને બીજો પુત્ર સાંપડશે. લુઇ આથી ઘણોજ ગભરાયો. વળી આજ સમયે એક જોશીનું ભાખેલું ભવિષ્ય તેની નજર આગળ ખડું થયું; તેથી તે બેભાન અવસ્થામાં જમીન પર તુટી પડયો. પેરીસમાં એમ કહેવાતું હતું કે જો જોશીઓના કથન મુજબ રાજમાતા બે પુત્રને જન્મ આપે તો તે રાજ્યને માટે ઘણુંજ નુકશાનકારક નીવડશે : જોષીઓની જે !

## જોડકાં ગાદી વારસોનું શું કરવું ?—રાજાની મૂંઝવણી.

ગાદીના વારસ તરીકે જોડકાં બાળકોની નૈમિત્તિક બીનાને માટે “ સેલીક રાજ્યવારસોને લગતા લૉ ” માં કોઇ પણ જાતનું વિધાન નહોતુ, તેથી રાજા ઘણોજ મુંઝાયો. તેણે સર્વ મુઝવણનો ઉભરો ખાલી કરવા રાજ્યના મહા પ્રધાન પ્રખ્યાત કાર્ડિનલ રેરોલ્યુને બોલવવા માણસો દોડાવ્યાં. જ્યારે તે રાજા પાસે આવ્યો ત્યારે રાજાએ પોતાના મનનો ઉભરો ખાલી કર્યો અને પડેલી આફતમાંથી ઉગરવાનો રસ્તો પુછયો. કાર્ડિનલે તરતજ જાહેર કર્યું, “ કદાચ રાણી બીજા છોકરાનેજ જન્મ આપે તો તે વાત છુપી રાખવી, કારણ ભવિષ્યમાં તે પણ રાજા થવાની ઇચ્છાથી અને રાજ્યના લોભમાં તેના ભાઇ સાથે લડાઈ કરે. ” જેમ ધાસ્તી હતી તેમજ બન્યું. રાણીએ બીજા પુત્રને જન્મ આપ્યો. આ પુત્ર પ્રથમ જન્મેલા પુત્ર કરતાં પણ વધારે કોમળ અને દેખાવડો હતો. તે જન્મ્યો ત્યારથી રડવા લાગ્યો. તે ક્રમે કર્યો રડવાનું બંધ કરતો નહોતો. કદાચ તેને પોતાના ભવિષ્યમાં પડવાના દુઃખની માહિતી થઇ ચૂકી હતી ! લુઇએ આવી પડેલા ધર્મસંકટને અંગે કાર્ડિનલની શીખામણને અનુસરી ચાલવા દુરસ્ત ધાર્યું. જેઓ આ સમયે હાજર હતા તે સઘળાઓએ આ વાત બહાર નહીં પાડવાની પ્રતિજ્ઞા લીધી. આ બીજા જન્મેલા બાળકને એક દાસીની સંભાળમાં સોંપવામાં આવ્યું; અને તે આ ભેદ કોઇને કહે નહીં તે બાબત તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવી; તે ઉપરાંત કદાચ તે આ ભેદ ખુલ્લો કરે તો તેને મારી નાંખવાની ધાસ્તી બતાવવામાં આવી હતી. જન્મથીજ દુઃખી શાહજાદાની જીંદગીની શરૂઆત આવી કરૂણાજનક સ્થિતિમાં થઇ.

## આયાના ગરીબખાનામાં શાહજાદો !

શાહી માતપિતાના દરબારમાંથી હાંકી કઢાવેલા રાજપુત્રને જ્યાં સુધી બચપણની શરૂઆતમાં આવ્યો ત્યાં સુધી એક આયાના ગરીબ મકાનમા પુરતી સંભાળથી રાખવામાં આવ્યો. ત્યાર બાદ તેને એક ઉમરાવને સ્વાધીન કર્યો. આ ઉમરાવની દેખરેખ હેઠળ આપણી વાર્તાનો નાયક યુવાનીના પુરબહારમાં આવ્યો. તે પોતાના મિત્રોમાં સર્વ કરતાં ઘણોજ ચતુર અને બુદ્ધિશાળી હતો. તેના મુખ ઉપર શાહી દબદબાનાં દરેક ચિહ્નો માલુમ પડતાં હતાં. તે આ ઉમ્મરે પહોચ્યો તે પહેલાં તે પોતે કોણ હતો તે જાણવાને ઘણા પ્રયત્નો કરતો હતો; કારણ તેના રક્ષક ઉમરાવ પાસેથી તેને વાપરવા માટે આપવામાં

આવતા પૈસા ઉપરથી તેની એટલી તો ખાતરી થતી હતી કે તે કોઇ સાધારણ મનુષ્યનો પુત્ર નહોતો. તેના માતાપિતા કોણ હતાં ? તેઓ કયાં હતાં ? અને તે તેમની સાથે શા માટે નહોતો ? આ સવાલોએ તેના મનમાં જડ ઘાલી હતી. જો કે તેના પ્રત્યેક સવાલનો જવાબ મળવો મુશ્કેલ હતું તો પણ એક દિવસે તેની ગુંચવણનું સમાધાન આકસ્મિક રીતે થયું. તેના જન્મનો ભેદ ખુલી ગયો અને પોતે વિચાર ગ્રસ્ત થઇ ગયો.

## ભરમ ખુલ્યો !

૦. તેના વાલીની ગેરહાજરીમાં તેના હસ્તમાં એક ખતપત્રોની પેટી આવી. તેણે ઉત્કંઠાથી આ સર્વ પત્રો તપાસ્યા. આ સર્વ પત્રો રાજમાતા અને કાર્ડીનલ માઝારિન ( ફ્રાન્સનો પાદરી. મહાપ્રધાન ) તરફથી આવેલા હતા. તે સર્વ પત્રો તેણે ઉથલાવવા માંડયાં; સર્વ પત્રો તપાસતાં તેને માલુમ પડ્યું કે તે પોતે કોઇ સાધારણ વ્યક્તિનો પુત્ર નહોતો પરંતુ ફ્રાન્સના મહારાજાનો પુત્ર હતો ! અને મહાન લુઇ ૧૪ માનો જોડકો ભાઇ હતો ! તે સમયમાં ફ્રાન્સની સત્તા પ્રબળ હતી અને સમસ્ત યુરોપમાં તે સૌથી મહાન રાજ્ય મનાતું હતું. વળી તેના મનમાં વિચાર થયો કે કદાચ તેને રાજપુત્ર તરીકે જાહેર કરવામાં આવે તો ભવિષ્યમાં પોતે પણ રાજા થઇ શકે તે સંભવિત હતું.

અહીંથીજ તેની જીંદગીનો નાટકીય ફેરફાર થવા લાગ્યો. અને યુવકને માટે એક અજાયબ આફત આવી પહોંચી. જો તે લુઈ ૧૪ માનો જોડકો ભાઇ હોય તો તેની મુખાકૃતિમાં લુઇના જેવી સરખામણી હતી ? આ સવાલનો જવાબ મળે તો આપણા મનમાં આવેલી શંકા દુર થાય ખરી. તેણે એક સમયે તેના વાલીને રાજાની છબી દેખાડવા કહ્યું. વાલીએ જવાબ આપ્યો કે તેની પાસે રાજાની છબી નહોતી. પણ તે ઉમરાવના મકાનમાં રહેતી એક ખુબસુરત દાસી કે જે શાહજાદાને ઘણાજ પ્યારથી ચાહતી હતી તેણે રાજપુત્ર માટે રાજાની છબી આણી આપી. જ્યારથી તેણે તે છબી જોઇ અને તેની તથા રાજાની મુખાકૃતિમાં સમાનતા જોઇ ત્યારથીજ તે અર્ધો ગાંડા જેવો થઈ ગયો હતો. તેની અને તેના પિતા વચ્ચે એટલી બધી સમાનતા હતી કે કદાચ તેઓ બન્નેને એક સાથે ઉભા રાખવામાં આવે તો એક બીજાને ઓળખી શકવા મુશ્કેલ હતું.

## આવી બન્યું !

કરેલી શોધથી ખુશી થતો અને તેના જન્મનો ભેદ તેનાથી છુપો રાખવામાં આવ્યો હતો તેથી ગુસ્સાના આવેશમાં પોતાના સ્વરૂપના પ્રત્યક્ષપ્રમાણ રૂપે રાજાની છબી હાથમાં લઈ તે પોતાના વાલી પાસે ગયો, અને બોલ્યો " જુઓ મહેરબાન ! મારા અને આ છબી વચ્ચે શો ફેર છે ? આ છબી જે કોઇની છે તે પોતેજ હું છું ! " આ સાંભળતાની સાથેજ તે ઉમરાવે ધાસ્તી અને ગભરાટમાં પોતાને ત્યાં શું બન્યું હતું તેની રાજાને ખબર આપવાને એક માણસને દોડાવ્યો. થોડાજ કલાક દરમિયાન રાજાએ ગુસ્સાના આવેશમાં બન્ને વાલી અને શાહજાદાને આલ્પ્સ પર્વતમાં આવેલા પિનેરોલાના ભયંકર કેદખાનામાં કેદી તરીકે રાખવાનો હુકમ કર્યો. ત્યાં ઠંડી અને ભેજ એટલો બધો હતો કે ત્યાં મોકલવામાં આવતા કેદીઓના માથાના વાળ અને દાંત પણ થોડી વારમાં ખરી પડતા હતા ! અંહીં શાહજાદાનો વાલી જેનો ગુન્હો માત્ર નીમકહલાલી હતી તે પોતાના શાહી સગીરને તેના નશીબને આધીન વધારે દુઃખદાયક સ્થિતિમાં મુકી મરણ પામ્યો.

## રાજબંધુએ કેદી બંધુને બીજા કેદખાનામાં મોકલ્યો.

શાહજાદાની તેના વાલીના મરણ બાદની સ્થિતિ ખરેખર કરૂણાજનક હતી. તેના કરતાં વધારે દયાજનક સ્થિતિનું અવલોકન દુઃસહ છે. આજ સમયથી તેણે પાનુ પોતાના ઉપર પડેલા દુઃખથી સર્વ ચીજને ધિક્કારવા માંડી. ભયંકર કેદખાનું કે જેની દિવાલ પર હરહંમેશ બરફ પડયા કરતો હતો તેના ભોંયરામાં શાહજાદાને દુનિયાની સર્વ ચીજોથી અલગ રાખવામાં આવ્યો હતો. તે પોતાની ખાની

દુનિયાની બહાર શું થતું હતું તે ભાગ્યેજ જોઇ શકતો હતો. જે મનુષ્ય તેને દિવસમાં એ વખત ભોજન આપવા આવતો હતો તેની સાથે એક પણ શબ્દ બોલવાની તેને મના કરવામાં આવી હતી. તે અતિશય દુઃખના પંજામાં સપડાયો તેના કરતાં તે મરણને આવકાર આપવાને માટે પ્રભુ પ્રાર્થના કરતો હતો તે થોડુંજ આશ્ચર્યકારક છે. તેનો ભાઈ જે આ સમયે ફ્રાન્સનો રાજા થયો હતો, અને દુર રહ્યો રહ્યો અમન ચમનમાં દિવસો ગાળતો હતો તેને પોતાના ભાઈની કરૂણાજનક સ્થિતિ વિષે ભાગ્યેજ વિચાર આવતો હતો. પણ જ્યારે એક દિવસે પોતાની સ્ત્રી મિત્રોને–એને સ્ત્રી મિત્રો ઘણી હતી. લુઈ નામધારી રાજાઓ એવાજ હતા. આપવાની બક્ષીસોને માટે પોતાની માતાના ઝવેરાતના દાગીના તપાસતો હતો ત્યારે એકાએક પોતાની માતાના હસ્તાક્ષરના પત્રોનું એક બંડલ તેના હસ્તમાં આવ્યું. તેની અંદર કમનશીબ શાહજાદાને માટે કેટલાક પત્રો હતાં. આવી રીતે અચાનક તેમે તેના ભાઈની હયાતીની યાદગીરી આવી, અને ગહન વિચારમાં ડુબ્યો. વળી આ સમયે યુરોપનાં ઘણાં ખરાં રાજ્યો તેની સામા કાવત્રાં કરતાં હતાં. આલ્પ્સમાં આવેલું કેદખાનું તેઓમાંની કોઇ પણ સત્તાને હસ્તક જશે, અને તેની સાથે દુઃખી શાહજાદો પણ તે સત્તાને હસ્તક થશે એવી ધાસ્તીથી તે વ્યાકુળ થઈ ગયો; કારણ આવા કટાકટીના સમયમાં તેની ગાદી એક પળ પણ સલામત રહેશે તે ધારવું ઘણુંજ સાહસિક હતું. વળી તેની વ્યાકુળતા વધી તેનું કારણ એ પણ માની શકાય કે તેના મનમાં એવી ધાસ્તીએ સ્થાન લીધું હશે કે તેના ભાઈનો પક્ષ કરી સમસ્ત યુરોપ તેને ગાદીએથી ઉઠાડી મુકી દુઃખી શાહજાદાને ગાદી સોંપે ! તદુપરાંત તેની પોતાની જીંદગી જોખમમાં આવી પડે ! છેવટે પોતે એજ વિચાર પર આવ્યો કે ગમેતેમ કરીને આ કેદી કેદીને કોઇ બીજી સલામત જગ્યાએ ખસેડવો, અને તરતજ તેને માટે હુકમ કરવામાં આવ્યો.

આ ભયંકર કેદખાનામાં લગભગ નવ વર્ષ પસાર કર્યા બાદ એક દિવસ કેદખાનાના ઉપરીએ આવી કહ્યું:–" એક ફ્રેન્ચ અમીર આપ સાહેબને મળવા ઇચ્છે છે અને થોડા સમયને માટે વાતચીત કરવા માગે છે." આટલાજ શબ્દ ઉપરથી દુઃખી કેદી એટલો બધો ગભરાટમાં પડ્યો કે અમુક સમયપર્યંત તેના હોઠની બહાર એક પણ શબ્દ નીકળ્યો નહીં. તે મનમાં વિચાર કરવા લાગ્યો " આ નૂતન મનુષ્યને મારી પાસે અને વળી થોડી ઘણી વાતચીત કરવાને માટે આવવાનું કારણ શું હશે? શું મારો છુટકારો કરવા તો નહીં આવ્યો હોય ? " આવા ઘણા ઘણા વિચારથી તેનું મન ઉશ્કેરાયું. જ્યારે તેને બોલવાની શક્તિ આવી ત્યારે તેણે પુછ્યું. " મારી પાસે આવનાર ગૃહસ્થ કોણ છે ? " તેનો પ્રત્યુતર મળ્યો " ધી માર્કવીસ ઓફ સીંકમાર્સ. " ફરીએ " સીંકમાર્સ " શબ્દનો આશ્ચર્યથી ઉચ્ચાર કર્યો, કારણ તે નામનો સમગ્ર ફ્રાન્સમાં ઘણાજ માન સહિત ઉચ્ચાર થતો હતો, અને તે એટલા બધા આશ્ચર્ય સાથે આ માનવંત નામ બોલ્યો તેનું કારણ કદાચ તેના મનમાં એમ પણ હોય કે તેના દુશ્મન રીશેલ્યુને મારી નાંખનારાઓમાં જે સીંકમાર્સ હતો તે આ નૂતન આવનાર ગૃહસ્થ હતો. આવા નામની ઉપાધિ ધરાવતો પુરૂષ ખરેખર સારીજ ખબર લાવશે એવું તેના મનમાં થયું. તે ખબર બીજી કોઇ નહીં પણ તેની સાથે તેના ભાઈએ પોતાનો છુટકારો કરવાનું કહેણ મોકલ્યું હશે તે હશે એવી આશા તેને ક્ષણભર સ્ફુરી. શાહજાદાએ આ વિચાર બાંધવામાં એક ગંભીર ભુલ કરી હતી તે આપણે આગળ ઉપર જોઈશું.

## ભાઇ ભાઇને ભયથી ૨૯ વર્ષ લોખંડનો બુરખો પહેરાવી રાખે છે.

પછી તેણે કેદખાનાના ઉપરીને કહ્યું " સીંકમાર્સને કહે કે હું તેને મળવાને ઘણોજ આતુર છું. " એક પળ બાદ ભવ્ય, દેખાવડો અને ભપકાબંધ કપડામાં સજ્જ થયેલા એક અમલદારે આવી ઘણાજ માનથી માથું નમાવ્યું અને બોલ્યો " ખુદાવિંદ ! મને રાજા તરફથી આપને આ નાનકડું બંડલ આપવાનો હુકમ થયો છે જે હું આપને સ્વાધીન કરૂં છું. તેની અંદર એક ચીજ છે જેનો ઉપયોગ તેની સાથે મુકેલા પત્રમાં દર્શાવ્યા મુજબ કરવાનો છે. આપ રાજાજીનો હુકમ વાંચી રહો ત્યાં સુધી હું બહાર જવાની આજ્ઞા માગું છું. " આટલું બોલી તે બહાર ગયો અને ધીમે રહીને બારણું બંધ કર્યું. ત્યાર બાદ તેણે રાજાનો હુકમ અથથી ઇતિ સુધી વાંચ્યો, અને ધ્રુજતા હાથે બંડલ છોડવા માંડ્યું. તેમાંથી

આવતા પૈસા ઉપરથી તેની એટલી તો ખાતરી થતી હતી કે તે કોઇ સાધારણ મનુષ્યનો પુત્ર નહોતો. તેના માતાપિતા કોણ હતાં ? તેઓ કયાં હતાં ? અને તે તેમની સાથે શા માટે નહોતો ? આ સવાલોએ તેના મનમાં ત્રાડ ઘાલી હતી. જો કે તેના પ્રત્યેક સવાલનો જવાબ મળવો મુશ્કેલ હતું તો પણ એક દિવસે તેની ગુંચવણનું સમાધાન આકસ્મિક રીતે થયું. તેના જન્મનો ભેદ ખુલી ગયો અને પોતે વિચાર ગ્રસ્ત થઇ ગયો.

## ભરમ ખુલ્યો !

૯. તેના વાલીની ગેરહાજરીમાં તેના હસ્તમાં એક ખતપત્રોની પેટી આવી. તેણે ઉત્કંઠાથી આ સર્વ પત્રો તપાસ્યા. આ સર્વ પત્રો રાજમાતા અને કાર્ડીનલ માઝારિન ( ફ્રાન્સનો પાદરી મહાપ્રધાન ) તરફથી આવેલા હતા. તે સર્વ પત્રો તેણે ઉથલાવવા માંડયાં; સર્વ પત્રો તપાસતાં તેને માલુમ પડયું કે તે પોતે કોઇ સાધારણ વ્યકિતનો પુત્ર નહોતો પરંતુ ફ્રાન્સના મહારાજાનો પુત્ર હતો ! અને મહાન લુઇ ૧૪ માનો જોડકો ભાઇ હતો ! તે સમયમાં ફ્રાન્સની સત્તા પ્રબળ હતી અને સમસ્ત યુરોપમાં તે સૌથી મહાન રાજ્ય મનાતું હતું. વળી તેના મનમાં વિચાર થયો કે કદાચ તેને રાજપુત્ર તરીકે જાહેર કરવામાં આવે તો ભવિષ્યમાં પોતે પણ રાજા થઇ શકે તે સંભવિત હતું.

અહીંથીજ તેની જીંદગીનો નાટકીય ફેરફાર થવા લાગ્યો. અને યુવકને માટે એક અજાયબ આફત આવી પહોંચી. જો તે લુઇ ૧૪ માનો જોડકો ભાઇ હોય તો તેની મુખાકૃતિમાં લુઇના જેવી સરખામણી હતી ? આ સવાલનો જવાબ મળે તો આપણા મનમાં આવેલી શંકા દુર થાય. ખરી. તેણે એક સમયે તેના વાલીને રાજાની છબી દેખાડવા કહ્યું. વાલીએ જવાબ આપ્યો કે તેની પાસે રાજાની છબી નહોતી. પણ તે ઉમરાવના મકાનમાં રહેતી એક ખુબસુરત દાસી કે જે શાહજાદાને ઘણાજ પ્યારથી ચાહતી હતી તેણે રાજપુત્ર માટે રાજાની છબી આણી આપી ત્યારથી તેણે તે છબી જોઇ અને તેની તથા રાજાની મુખાકૃતિમાં સમાનતા જોઇ ત્યારથીજ તે અર્ધો ગાંડા જેવો થઇ ગયો હતો. તેની અને તેના પિતા વચ્ચે એટલી બધી સમાનતા હતી કે કદાચ તેઓ બન્નેને એક સાથે ઉભા રાખવામાં આવે તો એક બીજાને ઓળખી શકવા મુશ્કેલ હતું.

## આવી બન્યું !

કરેલી શોધથી ખુશી થતો અને તેના જન્મનો ભેદ તેનાથી છુપો રાખવામાં આવ્યો હતો તેથી ગુસ્સાના આવેશમાં પોતાના સ્વરૂપના પ્રત્યક્ષપ્રમાણ રૂપે રાજાની છબી હાથમાં લઇ તે પોતાના વાલી પાસે ગયો, અને બોલ્યો " જુઓ મહેરબાન ! મારા અને આ છબી વચ્ચે શો ફેર છે ? આ છબી જે કોઇની છે તે પોતેજ હું છું ! " આ સાંભળતાની સાથેજ તે ઉમરાવે ધાસ્તી અને ગભરાટમાં પોતાને ત્યાં શું બન્યું હતું તેની રાજાને ખબર આપવાને એક માણસને દોડાવ્યો. થોડાજ કલાક દરમિયાન રાજાએ ગુસ્સાના આવેશમાં બન્ને વાલી અને શાહજાદાને આલ્પ્સ પર્વતમાં આવેલા પિનેરોલાના ભયંકર કેદખાનામાં કેદી તરીકે રાખવાનો હુકમ કર્યો. ત્યાં ઠંડી અને ભેજ એટલો બધો હતો કે ત્યાં મોકલવામાં આવતા કેદીઓના માથાના વાળ અને દાંત પણ થોડી વારમાં ખરી પડતા હતા ! અહીં શાહજાદાનો વાલી જેનો ગુન્હો માત્ર નીમકહલાલી હતી તે પોતાના શાહી શગીરને તેના નશીબને આધીન વધારે દુઃખદાયક સ્થિતિમાં મુકી મરણ પામ્યો.

## રાજબંધુએ કેદી બંધુને બીજા કેદખાનામાં મોકલ્યો.

શાહજાદાની તેના વાલીના મરણ બાદની સ્થિતિ ખરેખર કરૂણાજનક હતી. તેના કરતાં વધારે દયાજનક સ્થિતિનું અવલોકન દુસહ છે. આજ સમયથી તેણે પણ પોતાના ઉપર પડેલા દુઃખથી સર્વ ચીજને ધિક્કારવા માંડી. ભયંકર કેદખાનું કે જેની દિવાલ પર હરહંમેશ બરફ પડયા કરતો હતો તેના ભોંયરામાં શાહજાદાને દુનિયાની સર્વ ચીજોથી અલગ રાખવામાં આવ્યો હતો. તે પોતાની નાની

દુનિયાની બહાર શું થતું હતું તે ભાગ્યેજ જોઇ શકતો હતો—જે મનુષ્ય તેને દિવસમાં બે વખત ભોજન આપવા આવતો હતો તેની સાથે એક પણ શબ્દ બોલવાની તેને મના કરવામાં આવી હતી. તે અતિશય દુઃખના પંજામાં સપડાયો તેના કરતાં તે મરણને આવકાર આપવાને માટે પ્રભુ પ્રાર્થના કરતો હતો તે થોડુંજ આશ્ચર્યકારક છે. તેનો ભાઈ જે આ સમયે ફ્રાન્સનો રાજા થયો હતો, અને દુર રહ્યા રહ્યા અમન ચમનમાં દિવસો ગાળતો હતો તેને પોતાના ભાઈની કરૂણાજનક સ્થિતિ વિષે ભાગ્યેજ વિચાર આવતો હતો. પણ જ્યારે એક દિવસે પોતાની સ્ત્રી મિત્રોને—એને સ્ત્રી મિત્રો ઘણી હતી. લુઇ નામધારી રાજાઓ એવાજ હતા. આપવાની બક્ષીસોને માટે પોતાની માતાના ઝવેરાતના દાગીના તપાસતો હતો ત્યારે એકાએક પોતાની માતાના હસ્તાક્ષરના પત્રોનું એક બંડલ તેના હસ્તમાં આવ્યું. તેની અંદર કમનસીબ શાહજાદાને માટે કેટલાક પત્રો હતાં. આવી રીતે અચાનક તેને તેના ભાઈની હયાતીની યાદગીરી આવી, અને ગહન વિચારમાં ડુબ્યો. વળી આ સમયે યુરોપનાં ઘણાં ખરાં રાજ્યો તેની સામા કાવત્રાં કરતાં હતાં. આલ્પ્સમાં આવેલું કેદખાનું તેઓમાંની કોઇ પણ સત્તાને હસ્તક જશે, અને તેની સાથે દુઃખી શાહજાદો પણ તે સત્તાને હસ્તક થશે એવી ધાસ્તીથી તે વ્યાકુળ થઈ ગયો; કારણ આવા કટોકટીના સમયમાં તેની ગાદી એક પળ પણ સલામત રહેશે તે ધારવું ઘણુંજ સાહસિક હતું. વળી તેની વ્યાકુળતા વધી તેનું કારણ એ પણ માની શકાય કે તેના મનમાં એવી ધાસ્તીએ સ્થાન લીધું હશે કે તેના ભાઈનો પક્ષ કરી સમસ્ત યુરોપ તેને ગાદીએથી ઉઠાડી મુકી દુઃખી શાહજાદાને ગાદી સોંપે ! તદુપરાંત તેની પોતાની જીંદગી જોખમમાં આવી પડે ! છેવટે પોતે એજ વિચાર પર આવ્યો કે ગમેતેમ કરીને આ બેદી કેદીને કોઇ બીજી સલામત જગ્યાએ ખસેડવો, અને તરતજ તેને માટે હુકમ કરવામાં આવ્યો.

આ ભયંકર કેદખાનામાં લગભગ નવ વર્ષ પસાર કર્યાં બાદ, એક દિવસ કેદખાનાના ઉપરીએ આવી કહ્યું:—" એક ફ્રેન્ચ અમીર આપ સાહેબને મળવા ઇચ્છે છે અને થોડા સમયને માટે વાતચીત કરવા માગે છે." આટલાજ શબ્દ ઉપરથી દુઃખી કેદી એટલો બધો ગભરાટમાં પડ્યો કે અમુક સમયપર્યંત તેના હોઠની બહાર એક પણ શબ્દ નીકળ્યો નહીં. તે મનમાં વિચાર કરવા લાગ્યો " આ નૂતન મનુષ્યને મારી પાસે અને વળી થોડી ઘણી વાતચીત કરવાને માટે આવવાનું કારણ શું હશે ? શું મારો છુટકારો કરવા તો નહીં આવ્યો હોય ? " આવા ઘણા ઘણા વિચારથી તેનું મન ઉશ્કેરાયું. જ્યારે તેને બોલવાની શક્તિ આવી ત્યારે તેણે પુછ્યું. " મારી પાસે આવનાર ગૃહસ્થ કોણ છે ? " તેનો પ્રત્યુત્તર મળ્યો " ધી માર્કવીસ ઓફ સીંકમાર્સ. " કેદીએ " સીંકમાર્સ " શબ્દનો આશ્ચર્યથી ઉચ્ચાર કર્યો, કારણ તે નામનો સમગ્ર ફ્રાન્સમાં ઘણાજ માન સહિત ઉચ્ચાર થતો હતો, અને તે એટલા બધા આશ્ચર્ય સાથે આ માનવંતં નામ બોલ્યો તેનું કારણ કદાચ તેના મનમાં એમ પણ હોય કે તેના દુશ્મન રેશેલ્યુને મારી નાંખનારાઓમાં જે સીંકમાર્સ હતો તે આ નૂતન આવનાર ગૃહસ્થ હતો. આવા નામની ઉપાધિ ધરાવતો પુરૂષ ખરેખર સારીજ ખબર લાવશે એવું તેના મનમાં થયું. તે ખબર બીજી કોઇ નહીં પણ તેની સાથે તેના ભાઈએ પોતાનો છુટકારો કરવાનું કહેણ મોકલ્યું હશે તે હશે એવી આશા તેને ક્ષણભર સ્ફુરી. શાહજાદાએ આ વિચાર બાંધવામાં એક ગંભીર ભુલ કરી હતી તે આપણે આગળ ઉપર જોઇશું.

## ભાઇ ભાઇને ભયથી ૨૯ વર્ષ લોખંડનો બુરખો પહેરાવી રાખે છે.

પછી તેણે કેદખાનાના ઉપરીને કહ્યું " સીંકમાર્સને કહો કે હું તેને મળવાને ઘણોજ આતુર છું. " એક પળ બાદ ભવ્ય, દેખાવડો અને ભપકાબંધ કપડામાં સજ્જ થયેલા એક અમલદારે આવી ઘણાજ માનથી માથું નમાવ્યું અને બોલ્યો " ખુદાવિંદ ! મને રાજા તરફથી આપને આ નાનકડું બંડલ આપવાનો હુકમ થયો છે જે હું આપને સ્વાધીન કરૂં છું. તેની અંદર એક ચીજ છે જેનો ઉપયોગ તેની સાથે મુકેલા પત્રમાં દર્શાવ્યા મુજબ કરવાનો છે. આપ રાજાજીનો હુકમ વાંચી રહો ત્યાં સુધી હું બહાર જવાની આજ્ઞા માગું છું. " આટલું બોલી તે બહાર ગયો અને ધીમે રહીને બારણું બંધ કર્યું. ત્યાર બાદ તેણે રાજાનો હુકમ અથથી ઇતિ સુધી વાંચ્યો, અને ધ્રુજતા હાથે બંડલ ઉઘાડવા માંડ્યું. તેમાંથી

લોખંડનો એક બુરખો મોટા અવાજ સાથે જમીન પર પડયો. ત્યાર બાદ હૃદયભેદક ચીસ સાથે દુઃખી શાહજાદો પણ જમીન પર પડયો.

પ્રખ્યાત મહાન ફ્રેંચ લેખક વોલ્ટેર પોતાના "સીકલે ડી લુઇ ૧૪" નામક પુસ્તકમાં કહે છે કે "થોડા દિવસ બાદ એક અપ્રસિદ્ધ કેદીને ઘણીજ ગુપ્તપણે ફ્રાન્સના કીનારાથી દૂર આવેલ આઇલ ઑફ સેન્ટ માર્ગેરાઇટમાં મોકલવામાં આવ્યો હતો. તે સાધારણ કદથી ઉંચો, યુવાન, અને ઉમદા ખવાસનો લાગતો હતો. મુસાફરી દરમિયાન એ કેદીએ પોતાના મુખ પર બુરખો પહેરેલો હતો; તેના દાઢી આગળના ભાગ સાથે એક ચાંપ હતી જેનો સંબંધ બુરખાની સાથે હતો. આથી માત્ર તે ખાઇ શકતો હતો. કદાચ તે પોતાની મેળે પરથી આ બુરખાને કાઢી નાંખે તો તેને મારી નાંખવાનો હુકમ આપેલો હતો. આ ભયંકર ટાપુમાં ૨૯ વર્ષપર્યંત શાહજાદાએ દિન રાત લોખંડી બુરખા સાથે ગાળ્યા! કદાચ આ બુરખાને અસેટવામાં આવે તો આબેહુબ લુઇ ૧૪ માનું બીજું સ્વરૂપ લાગ્યા વિના રહેતજ નહીં. જો કોઇ આ વાર્તાના જ્ઞાતા હતા તેઓમાંનો કોઇપણ આત્મા શાહજાદાને પડેલા દુઃખની માફક તેના ઉપર જુલમ ગુજરે તેની ધાસ્તીમાં આ વાર્તાનું સ્પષ્ટીકરણ કરી શકયો નહીં. શાહજાદાની શાંત પણ ભયંકર જીંદગીમાં સહન કરેલા દુઃખનું, દુઃખસાગરમાં ઝોકાં ખાતાં મગજનું, આપત્તિ સમયની ધીરજનું, નશીબના ઘાતકીપણાનું પૂર્ણ વર્ણન કરવાને કોઇપણ કલમ અશકત છે. આખરે તેનો મગરૂર આત્મા તેના દેહને હમેંશને માટે છોડી ચાલતો થયો. આવી રીતે મનુષ્ય જાતને માટે અસહ્ય જીંદગીનો અંત આવ્યો. તેણે મરણપર્યંત પણ પોતાના મુખદ્વારા આજીજીનો એક પણ શબ્દ બહાર કાઢયો નહોતો. તેની સહનશીલતા અને પરિતાપ સમયનાં મૌન્યે કેદખાનાના અમલદારના પથ્થરવત્ હૃદયને પીગળાવી નાંખ્યું હોય તો તે અશકય નથી.

## કેદમાંથી છુટવાની કેદી શાહજાદાની વ્યર્થ યુક્તિઓ.

તેણે પોતાની ટાપુના કેદી તરીકેની જીંદગીની શરૂઆતના દિવસોમાં બહારની દુનિયાના સંબંધમાં આવવાને ઘણા પ્રયત્નો આદર્યા હતા. જેમાં એક પ્રયત્ન નીચે પ્રમાણે કર્યો કહેવાય છે:—"એક દિવસે કેદીએ ચાંદીની રકાબી, ત્હેના ઉપર છરીથી પોતાનું નામ લખી કેદખાનાની બારીદ્વારા નીચે પાણીમાં નાંખી કે જ્યાં આગળ એક મછવો હતો. મછવાનો માલીક કે જેની આ રકાબી ઉપર નજર પડી તેણે આ રકાબી ઉંચકી લીધી અને કેદખાનાના દરોગાને આપવા ગયો. આ રકાબી જોઇ દરોગો એકદમ ચમકયો અને તે મછવાવાળાને પુછયું. "બોલ આના ઉપર શું લખેલું છે? તે તેં બરાબર વાંચ્યું છે? અને તારા સિવાય બીજા કોઇ મનુષ્યે તારી પાસે આ રકાબી આવી તે જોયું છે?" તેના ઉત્તરમાં તેણે જવાબ આપ્યો "સાહેબ! મને કાંઇ વાંચતા લખતાં આવડતુંજ નથી, મને તે હાલજ જડી છે, અને કોઇએ મને આ રકાબી સાથે જોયોજ નથી." તે ગરીબ માણસને જ્યાં સુધી દરોગાની ખાતરી થઇ કે તેને વાંચતાં લખતાં આવડતું નથી ત્યાં સુધી સખ્ત બંદોબસ્તમાં રાખ્યો હતો. આખરે દરોગાએ તેને કહ્યું "જા, તને વાંચતા નથી આવડતું તેથી તું ભાગ્યશાળી છે." વળી એવું કહેવાય છે કે એક સમયે એક મુસાફરને કેદખાનાની બાજુના પાણીમાંથી એક ખમીસ જડયું હતું. તેના ઉપરે શાહજાદાએ પોતાના જન્મની અને ઘાતકી હાલતની બીના લખેલી હતી. કમનશીબ ફકીર આ ખમીસ લઇ કેદખાનાના રક્ષકને આપવા ગયો અને તેણે તેમાંનો એક પણ શબ્દ વાંચ્યો નહોતો તેવી પ્રતિજ્ઞા કરી. પણ બે દિવસ બાદ તેનું તેના બીછાનામાં ખુન થયું. આવી રીતે શાહજાદાને માટે બીજું ખુન થયું!

## બૅસ્ટાઇલમાં આગમન—લોખંડને બદલે મખમલનો બુરખો.

જો કે શાહજાદાને આ દુઃખદ પ્રસંગે મરણ વહાલું લાગતું હતું; હરહમેશ તે મરણને માટે પ્રાર્થના કરતો હતો તોપણ મરણ તેની પાસે આવતું નહોતું. સેન્ટ માર્ગેરાઇટના ટાપુમાં મરણથી પણ વધારે દુઃખદ ૨૯ વર્ષ ગાળ્યા બાદ તે મનુષ્યને તેના લોખંડી બુરખા સાથ પેરીસના ઐતિહાસિક બૅસ્ટાઇલ નામક મહાકારાગ્રહમાં લઇ જવામાં આવ્યો હતો. તે જોકે ભયંકર કેદખાનું હતું પણ તેને જે સંક-

ટમાંથી મુક્ત કરવામાં આવ્યો હતો તેની સાથે સરખાવતાં તે સ્વર્ગતુલ્ય હતું. એવું કહેવાય છે કે આ કેદખાનામાં તેને જોઇતી દરેક ચીજ પુરી પાડવામાં આવતી હતી. તેને સતાર વગાડવાનો ઘણોજ શોખ હતો. તેમજ તેને ઉમદા પ્રકારનું લીનન ઘણું પસંદ હતું. હવે તેને સારામાં સારો ખોરાક આપવામાં આવતો હતો. તેનો રક્ષક તેની હાજરીમાં ભાગ્યેજ બેસતો હતો. આ સર્વ માનપાન માત્ર તેના દુઃખની મશ્કરી રૂપે હતાં એમ તે પોતે લેખતો હતો. તેના મોંઢા ઉપર લોખંડી બુરખાને બદલે મખમલનો બુરખો નાંખવામાં આવ્યો હતો તો પણ તે બુરખો એક પળ પણ મોંઢા* ઉપરથી કાઢી નાંખવાની છુટ આપવામાં આવી નહોતી. વૈદ્ય સાથે પણ તેને બોલવાનીજ અને માત્ર જીભ બતાવવાની પરવાનગી આપવામાં આવી હતી. ૪૩ વર્ષ પર્યંત ભયંકર દુઃખ ભોગવ્યા બાદ તેણે આખરનો શ્વાસ પોતાના મોંઢા ઉપર બુરખા સાથેજ મુક્યો. કદાચ ત્યાર પહેલાં આ બુરખો ઉઘાડવામાં આવ્યો હોત તો તેને રાજાના નજદીકના સગા તરીકે પીછાન્યા વિના ચાલતેજ નહીં.

કેદખાનાના દફતરમાંથી નીચે પ્રમાણે વૃત્તાંત મળી આવે છેઃ—"આઇલ સેન્ટ માર્ગરાઇટમાંથી જે બુરખાવાળા કેદીને સીંકમાર્સ અહીં લઈ આવ્યો હતો તે અપ્રસિદ્ધ કેદી ઈ. સ. ૧૭૦૩ ના નવેમ્બર માસની તારીખ ૧૯ મી ને સોમવારને દિવસે ૧૦ વાગે જ્યારે તેનો બુરખો ઉંચો કર્યો ત્યારે મરણ પામેલો માલુમ પડયો છે. તેને કોઇ પણ જાતનો ભયંકર રોગ લાગુ પડયો હોય એમ લાગતું નથી. તેની તબીયત તે મરણ પામ્યો તેને આગલે દિવસે કાંઇક નરમ લાગતી હતી. તેને તા. ૨૦ મી નવેમ્બર ને મંગળવારે બપોરના ચાર વાગે સેન્ટ પોલના કબ્રસ્તાનમાં દાટવામાં આવ્યો. તેની દફન ક્રિયામાં ૪૦ × લીવર ખરચ થયો છે.

શાહજાદો કે જે દુનિયામાં માત્ર થોડીજ ક્ષણ પહેલાં આવ્યો હોત તો જગતના મહાન રાજાઓમાંનો એક ગણાત, તે આવી કઢંગી સ્થિતિમાં પોતાની ૬૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. તેનો ગુન્હો માત્ર તેની જરૂર નહોતી તેજ હતો. તેને દાટવાની ક્રિયા કરનારાઓની પણ જાણ બહાર તેનું નામ હતું. એવું કહેવાય છે કે જ્યારે તેના શરીરનો નાશ કરવાને માટે તેની શબ પેટીમાં કળી ચૂનો વિગેરે મુકવામાં આવ્યું ત્યારે તેનું માથું કાપી નાંખવામાં આવ્યું હતું યાતો તેના શરીરમાં જખમો કરવામાં આવ્યા હતા. તેના શરીરના આવા ભયંકર નાશથી તેને ઉપદ્રવ કરનાર તેનો રાક્ષસ ભાઈ સંતોષ પામ્યો નહીં. તેણે તેની સ્થિતિની કોઇપણ નિશાની તેની પાછળ રહે નહીં એવા ઉપાયો શોધ્યા. દરેકે દરેક ચીજ કે જે તેના લેશ પણ સંબંધમાં આવી હતી તે સર્વનો નાશ કરવામાં આવ્યો. તે જે રૂપાના પાત્રોમાં જમતો હતો તેને ગાળી નાંખવામાં આવ્યાં. જે સામાન અને પથારીનો તે ઉપયોગ કરતો હતો તે સર્વ અગ્નિને સ્વાધિન કરવામાં આવ્યાં અને દિવાલો કે જે તેના અબોલા સાક્ષી હતા તેને ટંકાવી તેના ઉપર ફરીથી ચૂનો છંટાવવામાં આવ્યો કે જેથી કોઇ પણ મનુષ્ય આ અધમાધમ બનાવનો પત્તો મેળવવા શક્તિવાન થાય નહીં!

ખરેખર, નરક છે એ આપણા શાસ્ત્રોની ઉક્તિમાં જેને શ્રદ્ધા ન હોય તેણે તેની ખાતરી કરવા માત્ર આ વાર્તા વાંચવાની છે. ગાદી સારૂ પુત્ર જેવા અને સહોદર નિર્દોષમૂર્તિ ભાઇ જેવાને પણ જેઓ અવર્ણનીય દુઃખમાં મરણ પર્યંત રાખે છે તેમને માટે નરક શિવાય બીજું શું ? ટર્કીના આગલા (હાલ પદભ્રષ્ટ) સુલતાન અબદુલ હમીદે પોતાના ભાઈ હાલના સુલતાનને ૨૦ વર્ષ કેદમાં રાખ્યો હતો. તે, રાજા ૧૪ મા લુઇની દુષ્ટતા સન્મુખ તો દયા છે! સારે ભાગ્યે લોક રાજ્યને લીધે હવે આવાં નીચ કામો માટે અવકાશ રહ્યો નથી.

પરીખ.

× જુના સમયમાં ફ્રાન્સમાં ચાલતો સિક્કો.

## ડૉ. સેમ્યુઅલ જૉન્સનનું (હાસ્યરસિક) જીવનચરિત્ર.

આ દેશનાં નરરત્નોનાં અનેક જીવન ચરિત્રો હમે અત્યાર સુધી આપ્યા પછી, કાંઇ નહીં તો વિવિધતા ખાતર હવે જીવનચરિત્રના નાયક માટે આપણે પશ્ચિમ પ્રતિ ફરી દૃષ્ટિ કરીશું. પાશ્ચાત્ય મહાપુરૂષોમાં ઇંગ્લંડના મહાન્ કોશકાર અને લેખક પ્રખ્યાત ડૉ. જૉન્સનના કરતાં વધારે અદ્ભુત, અને રસીલું જીવનચરિત્ર ભાગ્યેજ જડશે. સર્વાનુમતે સ્વીકારાય છે કે તેના મિત્ર અને પ્રશંસક ભક્ત મી. બૉઝવેલે તેનું જે જીવનચરિત્ર લખ્યું છે તેની જોડી નવી કે જૂની દુન્યામાં છે જ નહીં ! અને ડૉ. જૉન્સન જેટલો પોતાનાં જીવનથી પ્રખ્યાત નથી તેટલો તેના ભક્ત બૉઝવેલે તેનાં લખેલાં ચરિત્રથી પ્રખ્યાત થયો છે ! મહાપુરૂષોનાં પ્રશંસકો અનેક હોય છે. પરંતુ જે નિવાપાંજલી બૉઝવેલે જૉન્સનને અર્પણ કરી છે તેવી હજી સુધી તો કોઇએ કરી નથી. બૉઝવેલ સાથે જૉન્સન બોલે તેને પણ તે ભકત માન સમજતો, તેનાં ખાસડાંને પણ તે પુષ્પ માનતો અને તેના શબ્દ માત્રને મહાપ્રમાણ, બાઇબલથી પણ અધિક માનતો. બૉઝવેલની જોડી શોધવા માટે તો તર્કશક્તિના પ્રદેશમાં, બનાવટી વસ્તુઓવાળાં ડૉનકવીક્ઝોટ અને ભદંભદ જેવા ગ્રંથોનો આશ્રય લેવો પડે એમ છે. અને તેમ છતાંએ મ્લાન મુખે કબુલ કરવું પડે છે કે, સાંકો પાંઝા ડૉન્ કવીક્ઝોટને અને અંબાશંકર ભદંભદ દેવને બૉઝવેલ કરતાં વધારે એકાગ્રી, વધારે એક પગે ખડા રહીને ચહાતા નહીં હોય. જૉન્સનનું બૉઝવેલને, કૃષ્ણનું ગોપીઓને લાગતું તેમ, સર્વ દિવ્ય અને પ્રિયજ લાગતું ! જૉન્સનની દુર્બલતાઓ, દુર્ગુણો, તેની ગુપ્તમાં ગુપ્ત તથા સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાતો પણ બૉઝવેલ, પોતાના દેવાધિદેવની પ્રશંસા અને મહત્તા તરીકે વર્ણવ્યા વિના રહ્યો નથી ! જૉન્સનના દરેક દરેક વિષયપર શા મત હતા તે બૉઝવેલ તેને પૂછી લેતો, પાછળથી નોંધ બુકમાં ટપકાવી લેતો અને તે તેણે પોતાના એ સ્થૂલ પરમેશ્વરના ચરિત્રમાં સવિસ્તર આપી છે. સાંપ્રત લેખકો હરહમેશ જૉન્સનનો મત શો હતો તે આપતા જોવામાં આવે છે તેનું કારણ કોઇ પણ વિષય પરનો જૉન્સનનો મત લઇને પ્રગટ કરવા વિનાનો બૉઝવેલે રાખ્યો નથી તે છે ! આથીજ જૉન્સન બર્ક કહે છે તેમ, છે તે કરતાં તેનાં બૉઝવેલીયન જીવનચરિત્રનાં સૂક્ષ્મદર્શકમાંથી છે તે કરતાં અતિ મોટો લાગે છે. જીવનચરિત્ર કોઇએ પણ રમુજી અને વાંચવાલાયક લખ્યું હોય તો તે નિરસંદેહ બૉઝવેલ કૃત જૉન્સનનું છે. કાર્લાઇલ કહે છે કે, જીવન ચરિત્ર કાંઇ નાયકોની પ્રશંસાવલી ન હોવી જોઇએ, પરંતુ તેમના ઉમદા તેમજ બુરા કામોનાં સત્યદર્શક દર્પણ રૂપ હોવાં જોઇએ. આ કરતાં કઠણ કસોટી કલ્પવી અશક્ય છે. છતાં તેમાં બૉઝવેલ જેટલો સંપૂર્ણ રીતે ફતેહમંદ ઉતરે છે તેટલો બીજો કોઇ જીવનચરિત્રકાર ભાગ્યેજ ઉતર્યો હશે.

ડૉ જૉન્સનનું જીવનચરિત્ર આ અંક માટે પસંદ કરવાનું કારણ ડૉ. જૉન્સનનાં જીવનની બૉઝવેલે આપેલી સંપૂર્ણ માહિતી હોવાનુંજ નથી. નાયકનું ચરિત્ર એટલું હાસ્યરસિક, એટલું સંપૂર્ણ, એકંદર એટલું અદ્ભુત અને વિચિત્ર છે અને વળી વિરોધના રંગોથી ભરપૂર છે, અને તે સાથે એ [illegible] મનુષ્યનાં આચાર વિચારમાંથી એટલો બોધ લેવા લાયક છે કે તેને પસંદગી આપ[illegible] હમારૂં દેખીતું પ્રથમ કર્તવ્ય થઇ પડે છે.

ડૉ. જૉન્સનનો જન્મ તથા પિતા.

ડૉ. સૅમ્યુઅલ જૉન્સનનો જન્મ ઇ. સ. ૧૭૦૯ ની ૧૮ મી સપ્ટેંબરને દીને લીચફીલ્ડ ખાતે થયો હતો. તેનો પિતા માઇકલ ચોપડી વેચવાનો એ ગામમાં ધંધો કરતો હતો, અને જન સમાજમાં તે એટલો પ્રતિષ્ઠિત હતો કે, તેને ગામના મૅજીસ્ટ્રેટ તરીકે નીમવામાં આવ્યો હતો. પરંતુ માઇકલ સાહેબને ચોપડી વેચવા કરતાં વાંચતાં સારી આવડતી હતી. તેથી તેની દુકાન ધીમે ધીમે ભાંગી પડી હતી. પરંતુ દુકાનને ભોગે તેનું ભેજું તાજું થયું હતું, અને વેચવાને બદલે વાંચ્યા કરેલી ચોપડીઓને પ્રતાપે તે તેનાં આખાં પરગણાંમાં એક સૌથી વિદ્વાન પુરુષ ગણાતો.

પુત્રનાં લક્ષણું પારણેથી જણાયાં હતાં. તેની જે માનસિક, શારીરિક તથા નૈતિક વિચિત્રતાઓએ તેને ઉતરાવસ્થામાં ભલે કે બૂરે નામે જગવિખ્યાત કીધો તે વિચિત્રતાઓ તેના જન્મથીજ તેનામાં જોવામાં આવી હતી. તે બાલ્યાવસ્થાથી પ્રચંડ શારીરિક—જો કે સુપ્રમાણ વિનાના—પ્રમાણેનો તથા બલવાન માંસતંતુઓનો હતો. તે વારંવાર ઘણી ચંચલતા દેખાડતો, છતાં તેને અનેક રોગો લાગુ પડેલા હતા અને તેની જડતા, કઢંગાપણું તથા આલસ્ય તો કહેવતરૂપ થઇ પડયા છે. તે ચીઢીઓ હતો પણ દયાળુ અને ઉદાર હતો. તે જાડો અને બેડોળ ઘાટનો તો હતોજ, તેમાં વળી અધુરામાં પુરું, ઓથે ઉતરી આવેલી કંઠમાળની ગાંઠોએ તેની બદસુરતીમાં વધારો કીધો હતો. ઇંગ્લંડની પ્રજાની એ સમયમાં એવી માન્યતા હતી—અને હજી પણ તે સર્વાંશે નષ્ટ નથી થઇ—કે રાજકર્તાના હાથના પુણ્યસ્પર્શથી રોગ સારો થઇ જાય છે. તેથી રાણીનો સ્પર્શ કરાવવા તેને બીજે વર્ષે લંડન લઇ જવામાં આવ્યો. રાણીના પગારદાર પાદરીઓએ ઘણીએ પ્રાર્થના કરી, રાણીએ પણ હાથ લગાડયો પરંતુ રોગ તો રહ્યોજ. વ્યાધિ વધતાં ઉલટું બાલક જૉન્સન કેટલાંક વખત સારૂ એક આંખ ખોઇ બેઠો, અને બીજીએ પણ કાનુંજ ઘણો વખત સુધી જોઇ શકતો. આવી ઉપાધિઓ છતાં, આલસ્યની પોતે મૂર્તિ છતાં, તેને વિદ્યાદેવીની તો પ્રથમથીજ એવી પ્રસાદી હતી કે જે પણ શાળામાં જતો ત્યાં તે સૌથી પ્રથમજ નંબરે આવતો. જ્ઞાન તો તેના મગજમાં સાગરમાં નદી આવે તેમ રેલા પેઠે એની મેળે આવતું. ૧૬ થી ૧૮ વર્ષની વય સુધી તે પિતાને ઘેર રહ્યો પણ ત્યાં પણ તે નવરો નહોતો. પિતાની પુસ્તકની દુકાનને તેણે પોતાની લાઇબ્રેરી બનાવી દીધી. જે પણ ઉત્તમ પુસ્તક તેને લાગતું, અને પુસ્તકમાં જે પણ ઉત્તમ તેને લાગતું તે, તે વાંચી લેતો. તેના મગજની અદ્ભુત ગ્રાહક અને પાચક શક્તિ હતી. વાંચવામાં વિષય કે સમયનો કાંઇ નિયમ નહોતો. પરંતુ એ રીતે સામાન્ય તથા વિચિત્રતા યુક્ત જ્ઞાન તેણે એટલું તો મોટા પ્રમાણમાં જમા કીધું હતું કે, જ્યારે તે ઑક્સફર્ડની પેંબ્રોક યુનીવર્સીટીમાં દાખલ થયો ત્યારે એના પરીક્ષક જેટલા એનાં ગોળનાં માટલાં જેવી શરીર રચનાથી તથા એની અજબ રીતભાતોથી તેટલાંજ એના જ્ઞાનનાં વિસ્તારથી ચકિત થયા હતા.

ઑક્સફર્ડમાં જૉન્સન માંડ બેજ વર્ષ રહ્યો હશે. તે ઘણો દરિદ્રાવસ્થામાં હતો. કપડાં અને જોડાને ઠીંગડાનાં પણ ઠેકાણાં નહીં એવી દરિદ્રાવસ્થામાં પિતાની ઉપરોક્ત વિદ્વત્તાયુક્ત અસાંસારિકતાથી તે આવી પડયો હતો. ઉમરાવોના ઑક્સફર્ડમાં ભણતા ચઢેલઓ બડેજાઓ

સોળે શણગાર સજેલા પુત્રો જૉન્સનના બુટમાંથી તેનાં પગનાં આંગળાં દાંત કાઢતાં હતા તે જોઇને એકવાર હસ્યા હતા. તેથી તે ત્યાંથી નાસી ગયો હતો. જૉન્સન ગરીબ હતો પરંતુ મગરૂર અને બેપરવા હતો. ગરીબાઇથી તે ખુશામતીઓ નહીં પણ ઉલટો ચઢાઉ અને નિસ્પૃહી થઇ ગયો હતો. તેનાં પગની આ સ્થિતિ જોઇને કોઇ દયાળુ તેનાં ઘરનાં આગળ ગુપ્ત રીતે બુટની નવી જોડી મુકી ગયું હતું. પરંતુ તે ચુપચુપ લઇ મેલવાને બદલે, તુમાખી જૉન્સને તે નવી જોડીને બારી એથી ફેંકી દીધી! અને દાંતીયા કાઢતાં વચોવચ બુટનેજ ચલાવ્યાં કીધાં! ઑક્સફર્ડના ગર્ભ શ્રીમંત વિદ્યાર્થીઓએ જૉન્સનનાં પગને બદલે માથું જોવું જોઇતું હતું!! તેઓ બુટનાજ અભિમાની હતા! જૉન્સન તેમના બુટ કરતાં પણ પોતાનાં માથાંનો વધારે અભિમાની હતો. તે ચીથરે હાલ હતો; પરંતુ કૉલેજમાં ભલભલાની તે તમા કરતો નહોતો. તેનાં શરીરની કુરૂપતા, તેના વસ્ત્રની અસ્વસ્થતા એ સઘળું છતાં, પોતાનાં વાકચાતુર્ય અને વિદ્યા વિશેષતાથી અનેક વિદ્યાર્થીઓનો તે ગુરૂ થઇ પડયો હતો. કૉલેજના નિયમોનું અપમાન કરવાનાં દરેક કાવત્રાં અને બંડમાં જૉન્સન હમેશાં અગ્રેસર હતોજ. પરંતુ તેનાં જ્ઞાનને લીધે પ્રોફેસરો તેને ક્ષમા કરતા. જૉન્સન બી. એ. ની ડીગ્રી અવશ્ય લેતે; પરંતુ તેના પિતાની દરિદ્રતા એટલી બધી વધી પડી હતી કે તેને તરત ચાલ્યા જવા વિના છૂટકો નહોતો. જેઓએ કૉલેજ દરમીયાન તેને નિભાવવાનાં વચન આપ્યાં, હતાં તેઓએ તેનું પાલન ન કીધું અને તેથી વગર ડીગ્રીએ, ડીગ્રી મળવાની અણીએ, ૧૭૩૧ ની પાનખરમાં ૨૧ વર્ષની વયે જૉન્સનને પાછા ઘેર ફરવું પડયું. બીજે વર્ષે પિતાનો દેહાંત થયો અને જૉન્સનને વારસામાં રોકડા ૨૦ પાઉંડ મળ્યા.

### જૉન્સનનું ગાંડાપણું તથા દુઃખી જીવન.

આ પછીનાં જે ત્રીસ વર્ષ જૉન્સને કાઢ્યાં છે તે મહા દુઃખથી ખીચોખીચ ભરેલાં છે. તે આખો જન્મ અડધો ગાંડો હતો એમ કહીએ તો ચાલે. જેવું શરીર તેવુંજ મગજ રોગ ગ્રસ્ત હતું. તે એવાં ગાંડાં અટકચાળાં કરતો કે જેવા કરનારને વારંવાર ગાંડા ઠરાવીને, તેમનાં વીલ રદ કરવામાં, તથા તેમ કરનાર કેદીઓને કેદમાંથી છોડી મુકવામાં આવ્યા છે. તે હમેશાં એવી રીતે બડબડ કર્યાં કરતો, મોં એવું વાંકું ચીકું કરતો તથા એવા તો ચાળાચસકા કરતો કે જેઓ એને ઓળખતા નહીં હોય તેઓ તો બ્હીજ જતા. મિજલસમાં જમવા બેઠા હોય તો વચમાં ઓચીંતા નીચા વળી પડોશમાં બેઠેલી બાઇના બુટજ ખેંચી કહાડતો! ઓચીંતા એકદમ ભરસભામાં પ્રાર્થના કરવાજ મંડી જતો! અમુક રસ્તા અને ગલી ઉપર વિના પાયે તેને એવો તિરસ્કાર હતો કે તેમાંથી પસાર ન થવા ખાતરજ ગમે તેટલો ચક્કરો લેતો! વળી રસ્તે જતાં જેટલા થાંભલાઓ આવતા તેને અડકતો તથા ગણતો જતો, અને જો ભોગજોગે કાંઇ અડકવા કે ગણવાનો રહી ગયો તો ઠેઠ પહેલેથી પાછી એજ ક્રિયા આરંભતો! રોગને પ્રતાપે તેની જ્ઞાનેંદ્રિયો અતિશય મંદ પડી ગઇ. જ્યારે કલ્પના શક્તિએ ઉગ્ર રૂપ ધારણ કર્યું ત્યારે રોગે તેને શોકગ્રસ્ત કરી નાંખ્યો; દરિદ્રતા તથા સાહસની નિષ્ફળતાએ તેનાં સુંદરમા ભોજનમાં પણ કાંટા નાંખ્યા. આવા દુઃખથી અનેક જણે કંટાળીને આત્મઘાત કીધો છે. જૉન્સન પણ જીંદગીથી કંટાળેલો તો હતો, છતાં આપઘાત ન કીધો તેનું કારણ એટલુંજ કે મોતથી તે બહુજ બ્હીતો. એ ચોઘડીયાંથી તે એટલો ભડકતો કે રાતના રખેને હું મરતો તો નથી એ વિચારમાં તે ઝબકી ઉઠતો.

હાલમાં આપણા દેશમાં જેવી લેખકોની સ્થિતિ છે તેવીજ ઘણે અંશે જોન્સનના સમયમાં હતી. જે ગુર્જર સાક્ષરો પ્રજાના અનાશ્રયની ફર્યાદ કરે છે તેઓએ જોન્સનના જીવન પરથી ઘણી ધીરજ ધારણ કરવાનો પાઠ શીખવો ઘટે છે. જોન્સન આવો પ્રખર વિદ્વાન્ છતાં ૩૦ વર્ષ સુધી તેનો કોઇ ભાવ પૂછતું નહોતું. તે પ્રથમ શિક્ષક થયો. પછી એક શેઠીયાને ત્યાં ' કમ્પેનીયન ' તરીકે રહ્યો; પરંતુ એ અભિમાની માની આત્મા એવી સોનેરી પરતંત્રતા સહન કરે એ અસંભવિત હતું. બાદ લેટીન કવિતાનાં ભાષાંતર કરવા વગેરેની યોજના કરી પરંતુ ગ્રાહક ન થવાથી તે પણ માંડી વાળી. આ પ્રમાણે કમાવાની અનેક યોજના કરતો, પણ કશામાં શુક્રવાર ન વળતાં તે બીજે ગામ નવી યોજના પાર પાડવા ઉપડી જતો.

આવી ભટકતી અને કંગાલ જીંદગી ગાળતાં અધુરામાં પુરૂં કાકા પ્યારમાં પડ્યા ! એવા અષ્ટાવક્ર સાથે કોઇ સર્વાંગ સુંદર અપ્સરા તો પ્યારમાં લપટાવાનો સારે નસીબે ભયજ નહોતો. ધારી શકાય તેમ તેનાં કામબાણનું લક્ષ્યબિંદુ તે મીસીસ એલીઝાબેથ પોર્ટર નામની એક કદરૂપી વિધવા હતી. અને તે પણ જોન્સનની પત્ની થવા કરતાં કાકી થવા વધારે લાયક હતી. તેની પુત્રીજ ખુદ જોન્સનથી ૭ જ વર્ષ નાની હતી. સામાન્ય દ્રષ્ટાઓને તો આ વિધવા બદસૂરત ભાસતી. તે ઠીંગણી, જાડી અને ખર્જુચડી હતી. ચહેરાને અર્ધા ઇંચ જાડા ' રૂજ ' ના રંગોથી લાલ રંગતી અને રંગબેરંગી વસ્ત્ર પહેરીને, ગામડીયણ હોઇને મોટી શેઠાણીના જેવો ઠમકો કરીને, તથા હાસ્યજનક હાવભાવ કરીને ચાલતી. પરંતુ જોન્સનને મન તો જાણે આકાશમાંથી ઉર્વશી ઉતરી આવી ! જોન્સનની વિષય વાસના તીવ્ર હતી પણ આંખ નબળી હતી. તેને કાંઇ મીસીસ પોર્ટરના ગાલ પરની લાલાસ રંગનો થર છે તેની ખબર પડતી નહીં અને તે તો તેને કુદરતીજ સમજતો ! કોઇ ખરી ' ફેશનેબલ ' સુંદરીને તેને એકજ ઓરડામાં પોતાની પ્રિયા સાથે સરખાવી હોય તોજ તેને બે વચ્ચે કેટલું ગાબચું હતું તેનો ખ્યાલ આવતે. પરંતુ અનુમાન તથા તર્ક માત્રથી જોન્સનને તો તેની વ્હાલી " તેટી "—એ ઉપનામેજ તેને એ હેતથી બોલાવતો—સ્ત્રીઓમાં સૌથી સ્વરૂપવતી, સૌથી લાવણ્યવતી અને સૌથી કુશલ લાગી ! તથાસ્તુ. જગતનું તેમાં શું ગયું? બાઇ પાસે થોડો પૈસો પણ હતો. કુળ સારૂં હતું. છોકરો સ્ટીમરનો કેપ્ટન હતો, અને સ્વરૂપની તો કાચી ખાણ હતીજ. એટલે જોન્સને તેને પરણવાનો દ્રઢ સંકલ્પ કર્યો. લગ્ન ૧૭૩૫ ના જુલાઇ માસમાં થયું. ડૉ. જોન્સન તે ૬૪ મે વર્ષે મરી ગઇ ત્યાં સુધી લગ્નને દહાડેજ જે ભ્રમમાં હતો, તેજ ભ્રમમાં રહ્યો હતો. ભ્રમના પણ લાભ છે ! તેથીજ આ લગ્ન ધાર્યાં કરતાં વધારે સુખરૂપ નિવડ્યું હતું. વખતે વખતે કંકાસ કજીયા થતા પણ એકંદર સંસારનો સમુદ્ર શાંત હતો.

હવે તો ખર્ચ પેતરાયો. રોટી રોટી વધારે પુરુષાર્થ કરવાની જરૂર પડી. પોતાના ગામ લીચફીલ્ડ નજદીક તેણે એક ઘર ખરીદ કર્યું અને જાહેર ખબર આપી કે વિદ્યાર્થીઓને તે ખાનગી ભણાવશે. પરંતુ ૧૮ મહીના ચાલ્યા ગયા પણ ત્રણજ વિદ્યાર્થી આવ્યા. શાનતંતુના રોગને લીધે તે એવાં તો સજ્જડ મોં મચડતો કે તેથી માબાપો પુત્રોને એની પાસે મોકલતાં બ્હી જાય એ સ્વાભાવિક હતું. આ મોં વાંકુ ટીડું કરી નાંખવાથી તો એને બે વખત ૧૭૩૫ તથા ૧૭૩૬ માં નિશાળમાંથી રૂકસદ મળી હતી. આજ કારણથી એને લીચફીલ્ડની શાળાને પણ અંતે બંધ કરવી પડી. જોન્સન જે મોં મચડતો તેના જ્યારે પ્રખ્યાત નાટકકાર ગેરીક જે ૩ વિદ્યાર્થીઓમાંનો એક હતો તે લંડનમાં ચાળા પાડી બતાવતા ત્યારે આખી મિજલસમાં પેટ અને પાંસળાં હસતાં હસતાં દુઃખી જતાં.

## ગ્રંથાવલોકન.

**પરમહંસ રામકૃષ્ણ સુધાસિન્ધુ** ખંડ-૧:-અનુવાદ કરી પ્રસિદ્ધ કર્તા, રા. નર્મદાશંકર બાળાશંકર: પ્રકાશક, ગ્રન્થમુક્તાવલિ ઓફીસ-શાહપોર, સુરત, પાનાં ૭૮, કીંમત ત્રણ આના.

ગ્રન્થમુક્તાવલિનો આ પ્રથમ મણકો અમને તેના પ્રકાશક, કે જેઓ દર એક રૂપિયાં દીઠ ૮૦૦ પાનાંનું આવું અનુવાદિત સાહિત્ય આપવાની ઈચ્છા ધરાવે છે, તેમના તરફથી સમાલોચનાર્થે ભેટ મળ્યું છે. અનુવાદકના પોતાનાજ શબ્દોમાં કહીએ તો " શ્રીયુત મહેન્દ્રનાથ ગુપ્તા, તે શમકૃષ્ણ પરમહંસના અનન્ય ભક્ત હોઈ તેમણે જે કાંઈ નજરે જોયું તે લખી રાખ્યું; તેમની નિત્ય નોંધને આધારે આ ગ્રંથ લખાયો છે. સાંભળેલી વાતો આમાં દાખલ કરી નથી. "

અનુવાદ સારી રીતે કરવામાં આવેલો હોઇ, વિષયને બહુ રસમય કરવામાં આવેલો છે. લેખકનો પ્રયાસ સ્તુત્ય છે.

પણ એક વાત. આપણા લોકો હલકા પ્રકારની સ્ટેશનરી વાપરી સસ્તી કીંમતે પુસ્તકો આપે છે. લાકડાના માવા આદિમાંથી બનાવેલા સસ્તા કાગળોનો થોડાક દિવસમાંજ ભૂકો અને પાછો માટી થાય છે અને ગમે તેવું ઉપયોગી સાહિત્ય નકામું થઇ પડે છે. આવી રીતે સસ્તું તે મોંઘું પડે છે તો પછી એવી સસ્તાઇનો ઉપયોગ શો ? આપણામાંના ઘણાક લોકો ઘણીક વખતે પોતાના ખીસામાંથી ભોગ આપવા ચાહતા નથી તે ઉચિત નથી. સારી સ્ટેશનરી લઇ થોડોક દ્રવ્યભોગ આપી સારૂં સસ્તું સાહિત્ય ફેલાવેલુંજ ખરૂં ઉપયોગી સસ્તું સાહિત્ય કહેવાય; અને એજ દેશસેવારૂપ થઈ શકે. હલકી સ્ટેશનરી વાપરી ઓછી કીંમતે વેચવું એ સસ્તાપણાનો ' ઢોળ ચાલવા ' બરોબરજ છે.

**( ૧ ) નવલકથા સંગ્રહ**, ભાગ ૧ લો **( ૨ ) નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ ( ૩ ) છોટાલાલ પદબોધિની અને ( ૪ ) વૈરાગ્ય બોધકાવ્ય:—વિવિધ ગ્રંથમાલાના** ૨૮—૩૧ સુધીના આ ચાર મણકા તેના પ્રકાશક-સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઇ, તરફથી અવલોકનાર્થે ભેટ મળ્યા છે. દરેકની કીંમત ૨ આના; પાકું પુઠું ના.

( ૧ ) રા. દ. ફ. હેડકરની લખેલી એક મરાઠી વાર્તામાલાનું રા. રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે કરાવેલું આ ભાષાન્તર છે. સાધારણ રીતે ગુજરાતી વાર્તાઓના ' તફડંચી ' કરનારા વાર્તા લેખકો કરતાં મહારાષ્ટ્રીય વાર્તા લેખકો ઉચ્ચ પ્રતિના હોય છે તેથી વાર્તા બહુ સારી રીતે લખાય તેમાં શક નથી. રા. રત્નસિંહને એક સરળ ભાષાંતર કર્તા તરીકે હવે ઘણા ઓળખતા હશે. અસલ વાર્તાઓમાંનાં મરાઠી નામોને, ઇતિહાસ સાથે જ્યાં સંબંધ ન હોય ત્યાં, ગુજરાતી નામોમાં ફેરવ્યાં હોત તો વધારે સારૂં થાત. કુલે પંદર નાનીનાની રસમય વાર્તાઓનો લગભગ ૧૨૫ પાનાંમાં સમાવેશ કરવામાં આવ્યો છે. દરેક વાર્તા બહુ રસમય છે.

( ૨ ) રા. અમૃતલાલ સુંદરજીની આ કૃતિ તેમની હમેશની સ્ત્રી-બાલકોને પ્રિય-સાદી સરળ ભાષામાં લખાયલી હોઈ કુલે ૩૪ પ્રકરણોમાં આપણા મહારાજા અને મહારાણીનાં આંતરિક જીવનપરથી શું બોધ લેવો જોઇએ-તેમનું ચરિત્ર કેવું છે-તે બતાવેલું છે. મહારાજા અને મહારાણીનો ફોટો પણ આપવામાં આવેલો છે. વિષય તેમજ લેખક વિષે કંઇપણ કહેવું પિષ્ટપેષણ સમાનજ કહેવાશે. પૃષ્ઠ ૧૦૦ આશરે.

( ૩ ) આ પુસ્તક તેના લેખક સ્વ૦ છોટાલાલ સેવકરામના પુત્રોની રજાથી છાપવામાં આવેલું છે. લેખક ગુજરાતી ભાષાના એક સારા લેખક હતા જેનો પરિચય આ " પદબોધિની " કરાવે છે. આશરે ૧૦૦ પાનાંનાં આ પુસ્તકમાં ૧૩૫ પદનો સમાવેશ કરવામાં આવેલો છે.

લજપતરાય; તેનું ગુજરાતીમાં અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરનાર શા. ગણપતિ કેશવલાલ શર્મા–પાટડી (ગુજરાત). પૃષ્ઠ રૉયલ ૧૬ પેજી, ૨૫૪; પાકું સોનેરી પુંઠું. કી. રૂ. ૧.

જ્યારે પ્રખ્યાત લાલા લજપતરાય પ્રખ્યાત પણ નહોતા, જ્યારે તેઓ લાહોરમાં પણ વકીલાત કરતા નહોતા અને નવયુવાન હતા તે વખતે (૧૮૯૧) તેમણે પોતાના પરંમિત્ર અને આર્યસમાજની ઉન્નતિ અર્થે સહકાર્ય કરતા પં. ગુરૂદત્તનું અંગ્રેજીમાં જીવનચરિત્ર લખ્યું હતું. પં. ગુરૂદત્ત માટે સમસ્ત આર્યસમાજ વાસ્તવિક રીતે અભિમાની છે. અપૂર્વ બુદ્ધિબલ અને અદ્વિતીય સ્મરણશક્તિ ધરાવનાર એ પુરૂષે જો પ્રકૃતિદેવીનીજ ઉપાસના કરી હતે તો તેણે તેની પણ પ્રસાદી યથેષ્ઠ મેળવી હતે. ઠેઠ એમ. એ. માં પદાર્થ શાસ્ત્રના વિષયમાં તેઓ પસાર થયા ત્યાં સુધી સર્વ પરીક્ષાઓમાં સહેલાઇથી ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવ્યા હતા. પ્રથમ તેઓ નાસ્તિક મતના હતા અને આર્ય સમાજમાં દાખલ થવા છતાં, તેમની ઈશ્વરાસ્તિત્વ સંબંધી શંકા નષ્ટ થઇ નહોતી. પરંતુ જ્યારે અજમેરમાં સ્વામી દયાનંદ મરણ શય્યાપર હતા ત્યારે તેમને લાહોર સમાજ તરફથી પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા. સ્વામી દયાનંદને આનંદ પૂર્વક રોગનું જે મહા દુઃખ સહન કરતા પં. ગુરૂદત્તે જોયા તથા "હે પ્રભુ, તેરી ઇચ્છાકો મેં શરણ હોતા હૂં" એવો અંતિમ ઉદ્ગાર કાઢીને જે શાંતિ, ધૈર્ય અને આસ્તિક્ય પૂર્ણતાથી દેહ ત્યાગ કર્યો તેથી ગુરૂદત્તની ઈશ્વરાસ્તિત્વ વિષેની શંકાનો સર્વથા લોપ થયો. પ્રત્યક્ષ દર્શનની તેના પર એવી અદ્ભુત ચમત્કારિક અસર થઇ. પંજાબમાં આર્ય સમાજની સંસ્થાને જે ઉત્કૃષ્ટતા પ્રાપ્ત થઇ છે અને પંજાબનો કેળવાયલો વર્ગ મોટી સંખ્યામાં સમાજમાં જોડાયો છે તે પં. ગુરૂદત્તનાજ પ્રયાસને થોડો આભારી નથી. તેઓ મહા સમર્થ વક્તા હતા, અને ગામેગામ વાર્ષિકોત્સવો પર તેમનું અંગ્રેજી ભાષણ હમેશાં મુખ્ય હતું. લાહોરની દયાનંદ આંગ્લ વૈદિક કોલેજના મૂલ યોજકો અને સ્થાપકોમાં પણ તેઓ મુખ્ય હતા. સમાજના ઉત્સવો તથા અન્ય પ્રસંગે કોલેજ માટે તેઓ એવી હૃદયવેધક અપીલ કરતા કે હજારો રૂપીયાનો વરસાદ વરસતો! એમ. એ. થતાં સુધી તેમને સંસ્કૃતનું વિશેષ જ્ઞાન નહોતું, છતાં સમાજમાં જોડાયા પછી તેની એવી ધૂની લાગી કે ૯ માસમાં પાણિની અને મહાભાષ્ય સમાપ્ત કરી નાંખ્યો, અને વેદના સ્વબુદ્ધિ પૂર્વક અર્થ કરવાની તેનામાં શક્તિ આવી. તેમણે વેદમંત્રોના જે અર્થ કર્યા છે તેનાં કેટલાંક ઉદાહરણો તેનાં ગ્રંથોમાં જોવામાં આવે છે. સ્વામી દયાનંદ પછી વેદના સ્વતંત્ર રીતે અને ગલત ન ઠરે એવા અર્થ કરવાની અંગ્રેજી ભણેલા સામાજીકોમાં તેનામાંજ શક્તિ હતી. વળી યોગાભ્યાસ કરવાની પણ તેમની ઇચ્છા હતી અને કહેવાય છે કે એ પ્રક્રિયામાં કાંઇ ભૂલ કીધાથીજ તેને ક્ષય લાગુ પડયો અને ૨૭ વર્ષની વયે તેનો દેહાંત થયો. જીવન પર્યંત આર્ય સમાજનીજ સેવા કરવી એ તેનું પણ હતું. વૈદિક ધર્મની શ્રેષ્ઠતા યુરોપ અને અમેરિકા તથા આ દેશના અંગ્રેજી પંડિતો સમક્ષ સિદ્ધ કરવા અંગ્રેજીમાં તેમણે એક માસિક "વૈદિક મેગેઝીન" પ્રગટ કરવા માંડયું હતું અને તે દ્વારાજ નિર્વાહ કરવો એવો તેનો સંકલ્પ હતો. પરંતુ થોડાજ અંકો નિકળતાં દેહાંત પ્રાપ્ત થયો હતો. આ થોડા અંકો હજુ પણ વિદ્વાન વર્ગ આનંદથી વાંચે છે. આત્મા વિષે તો એનો નિબંધ ચિકાગોની ધર્મ સભામાં વાંચવામાં આવ્યો હતો. પં. ગુરૂદત્તની સ્મરણશક્તિ એટલી તીવ્ર હતી કે એક વખતે એક મોટી સભામાં માણસો જેમ આવતા તેમ તેનાં નામ પૂછી લેતો અને સભા વિસર્જન થયા પછી દરેક જેમ જતું તેમ તેનાં નામો તેનેજ પાછાં કહી સંભળાવતો! તેને સંસ્કૃત ભાષા પર જેટલો પ્રેમ હતો તેટલોજ બીજાને પણ નાદ લગાડયો હતો. અનેક વૃદ્ધો તેની પાસે પાણિનીનાં સૂત્રો ભણવા આવતા! યુવાન પંડિતને પુછાતું કે આ વયોવૃધ્ધોને શીખવીને શું સાર? તેનો ઉત્તર પંડિત આપતા કે આ જન્મમાં ન લાભ થાય પરંતુ આવતા જન્મમાં હાલના સંસ્કાર પડશે તેથી અવશ્ય લાભ થશે! પં. ગુરૂદત્ત પ્રથમ કક્ષાના લેખક હતા. ખંડનપર તેમનો જીવ નહોતો. તેઓ મંડન પ્રિય હતા, અને વેદ ધર્મની સનાતનતા, તેની શ્રેષ્ઠતા, શુધ્ધતા, તથા તેની ઉચ્ચ ફિલસુફી સિદ્ધ કરવી એજ એમના લેખનનો અભિલાષ હતો, ૨૭ વર્ષમાં તેમણે જે કામ કર્યું તે ઉલ્ટા આંકડાના (૭૨) વર્ષની વયમાં પણ

બીજા કરે તો બહુ ગણાય. તેમનું જીવન હરેક રીતે આદર્શ હતું. ડૉકટરો ક્ષયનાશ અર્થે તેને 'કૉડલીવર' નું તેલ ગ્રહણ કરવા કહેતા, પરંતુ તેમણે તિરસ્કારથીજ એ વાતની સાફ ના પાડી હતી. એ તેમના જીવનની ઉચ્ચ ભૂમિકાની જેવી તેવી સાક્ષી નથી. આવાં એક ઉત્તમ જીવનનું ચરિત્ર લખનાર લાલા લાજપતરાય છે. ગુજરાતીમાં ભાષાંતર ઘણું સુંદર રીતે કરવામાં આવ્યું છે. લાલા લજપતરાયે પં. ગુરૂદત્તની 'ડાયરી' માંથી આપેલા ઉતારાથી ગ્રંથ પ્રમાણ પુર્વક થયો છે. અને તેમનાં લખાણોની પણ પાછલા પ્રકરણોમાં કેટલીક ચુંટણી આપવામાં આવી છે. આર્યસમાજમાં ગુરૂદત્તનું નામ ઘરગથ્થુ થઈ પડયું છે. તેમણેજ પોતાની અટક 'વિદ્યાર્થી' ધારણ કરી હતી અને હાલમાં અનેક તે અટક મર્યાદાથી ધારણ કરે છે તેનું મૂળ પં. ગુરૂદત્ત છે. આ મહાપુરૂષ કવિ શેલીની પેઠે ભર યુવાવસ્થામાં શાંત થયા પરંતુ શેલી પેઠે નામ અમર કરી ગયા છે. આ ઉપયુક્ત ગ્રંથનું ભાષાંતર પ્રગટ કરવા માટે રા. ગણપતિ શર્માને ધન્યવાદ ઘટે છે. આર્ય સામાજીકો તો તે પ્રેમપૂર્વક વાંચશેજ; પરંતુ સમસ્ત હીંદીઓ માટે તે વાંચવા જેવો ગ્રંથ છે.

---

# સૂક્ષ્મદર્શક માં થી.

---

## થીઓસોફી, કૃષ્ણમુર્તિ અને સેંટ્રલ હિંદુ કૉલેજ.

કૃષ્ણમૂર્તિ પુરાણનો પૂર્વ કાંડ તો ઇતિશ્રી થયો છે, અને ઉત્તર કાણ્ડમાં તો માત્ર કોર્ટની આજ્ઞા બર લાવવાનો ક્રિયા કરવાની છે. કૃષ્ણમૂર્તિ, મહર્ષિ મૈત્રેય, જરથોસ્ત ઇત્યાદિ પ્રાચીન ધર્માચાર્યોનો થીઓસોફીસ્ટોએ શોધી કાઢેલો સાંપ્રત અવતાર હોઇ એનાં હજારો વર્ષ પૂર્વેના અનેક પૂર્વ જન્મોનો વૃતાંત એને 'એલ્સીયોન 'ને નામે ઓળખાવીને મીસીસ એની બીસંટે આપ્યો છે. તે વૃત્તાંતમાં સત્યાંશ હશે તોપણ પૂર્વ જન્મના એ સંસ્કારો અને ક્રુર પિતા નારાયણીયાના કબજામાં તે આવવાથી એળેજ જવાના એ તો નિર્માણ છે. મીસીસ એનીબીસંટે કૃષ્ણમૂર્તિને કલ્કી અવતાર તરીકે સત્કાર કરાવવા અને આવતા પેગંબર તરીકે તેને માન્ય કરાવવા જે નવો પંથ " પૂર્વમાં ઉગતા તારાની સંસ્થા", ને નામે સ્થાપ્યો હતો, તે હવે કૃષ્ણમૂર્તિ રૂપ તારાનો ક્ષિતિજમાંથી લોપ થઇ જવાથી એની મેળે નાશ થવાનોજ સંભવ છે. મીસીસ બીસંટ અપીલ કરે તોપણ ચુકાદાના આ ભાગમાં ફેર થવાનો સંભવ નથી. ગમે તેવા ખરાબ પિતાનો ગમે તેવા સારા પુત્ર પર વાલીપણાનો અકાટય અધિકાર છે એ સિદ્ધાંતને આધારે જસ્ટીસ બેકવેલે મીસીસ એનીબીસંટને પુત્રને સોંપવા આજ્ઞા કરી છે. મીસીસ બીસંટ સામાન્ય રીતે દુશ્મનોને પણ ન્યાયી અને નિષ્પક્ષ છે, પરંતુ અહીં તો શેખશલ્લીનો ઘીનો ઘાડવોજ ઢોળાઇ જતો હોવાથી; તેનો પિતા માત્ર કડક સ્વભાવનો હોવાથી અને તેની પાસે વાલીપણું છોડી દેવાની ઇર–રીવોકેબલ પાવર ઑફ એટર્ની પર સહી કરાવી લીધા માત્રથી, સ્વાર્થવૃત્તિને વશ થઇને વાલી વાલી થવા અયોગ્ય છે એવો પક્ષ તેને લેવો પડયો હતો. એથી બાલકના શિક્ષણને પણ હાનિ થશે એવો પ્રતિવાદીનીએ દર્શાવેલો ભય પણ અસ્થાને હતો; કેમકે ૬૦૦૦ માઇલ દુર ઑક્સફર્ડ તે લગભગ સંતાડવાજ તેને તે મૂકી આવી હતી. પિતાના હાથની પહોંચ બ્હાર બાળકોને મૂકી દેવા એ તો તેની પોતાની યોજના હતી અને તેજ બાબત તેને ન આણવાની દલીલ બનાવવી એ એક કાંકરે બે પક્ષી માર વાજેવું છે! × × × ×

મીસીસ એની બીસંટ થી. સોસાઇટીની પ્રધાના થઇ ત્યારથી એણે તેમાં જબરી ધાંધલ મચાવી મૂકી છે. ભલો ભોળો "કર્નલ" ઓલ્કોટ પ્રધાન હતો ત્યાં સુધી શાંતિ અને સરળતાથી કામ ચ લતું હતું. બાંધછોડ અને માંડવાળના નિયમથી કામ લઇ એ બૌદ્ધ અમેરીકન કામ લેતો હતો. તેમજ તીવ્ર મતભેદ હોય તેની સામે થઇને સાહસ પણ નહોતો કરતો. મીસીસ એનીબીસન્ટે તો કર્નલના દેહાંત થતાંજ પ્રમુખ થવા ઉમેદવારી કરતાંજ ધડાકા કરવા માંડયા ! તકીયા તળેથી મહાત્મા તરફનો કાગળ કાઢયો જેમાં તેનેજ પ્રમુખ નીમવી એવી આજ્ઞા હતી. આ કાગળ બનાવટી છે એમ તો કોઇ થીઓસોફીસ્ટે ના કહ્યું—મહાત્મા માનનારથી એમ કેમજ કહેવાય ?—પણ અનેક આગેવાનોએ એ પત્ર પ્રગટ કરવા માટે તો વાંધો લીધો. અધુરામાં પૂરું મીસીસ બીસંટે થીઓસોફીસ્ટોને ધમકી આપી કે મને જો પ્રમુખ નહીં કરો તો હું તમારી સોસાયટીમાંથી રાજીનામું આપીશ ! પ્રમુખ થયા પછી મી. લેડબીટર જેને અનીતિનાં કામને ઉત્તેજન આપવાના પોતે સ્વીકારેલા અપરાધ સારૂ રાજીનામું આપવાની ફરજ પડી હતી તેને બધાની સમ્મતિ વિના પાછો સ્વીકારવામાં નહી આવે એમ એકવાર અભયવચન આપવા છતાં, સ્વસત્તાથી મંડળમાં લીધો. અનેક આગેવાન થીઓસોફીસ્ટો તેથી સંસ્થા છોડી ચાલ્યા ગયા—જેમાં એક ' પાયોનીયર ' પત્રનો આગલો તંત્રી તથા સોસાઇટીના ઉપપ્રધાન પ્રખ્યાત મી. સીનેટ હતો પછી સેંટ્રલ હીંદુ કોલેજ સ્થાપી· તેમાં કાશીના પંડિતો સાથે લડી. પછી એણે હીંદના નેશનેલીસ્ટોને આળો બાંડી અને રાજદ્રોહી કહી વગોવ્યા તેથી તેઓ કુદરતી છેડાઇ પડ્યા. તેઓ કોનાથી ગાંજ્યા ગયા કે મીસીસી બીસંટથી ડરે ? તેમણે પણ વહેલાણવી અને આગલી પાછલી તાજી કરી ! પછી કૃષ્ણમૂર્તિનું તોફાન ઉભું કર્યું. પ્રખ્યાત પં. ભગવાનદાસ એમ. એ. થી. સો. ના હીંદ વિભાગનો મંત્રી તેની વિરૂદ્ધ થયો એટલે તેનાપર પણ તેની ઇતરાજી થઇ. જર્મનની તમામ થી. સોસાઇટીઓ સાથે પણ ખાઉંબાઝી થઇ અને "થીઓસોફીસ્ટ" થી જણાય છે કે તેની સનદ મીસીસ એનીબીસન્ટે ઝુંટવી લીધી છે ! મીસીસ એનીબીસંટ નિરસંદેહ મહા પરાક્રમી છે, અનેક ઉત્તમ કામો કરે છે પણ તે સાથે ભાગે નહી એટલાં ઓખરાં પણ કરે છે !

× × × ×

અનેક વર્તમાનપત્રો સાથે પણ તેણે દંગલ જમાવી છે. અલ્હાબાદનાં ' લીડર ' સાથે તો ચાલુજ છે. મદ્રાસના હીંદુ સામે તો બદનક્ષીની ફર્યાદ મંડાવી અને પોતે મદ્રાસના જાણીતા, ડૉ. નેર સામે તેજ પ્રકારની માંડી. તેમાં પણ તે હારી ગઇ અને સામું લેડબીટર માટે તેણે હારી ગયલા કેસમાં સર્ટીફીકેટ મળ્યું. જ્યાં સુધી લેડબીટરને એ તિલાંજલિ આપશે નહીં ત્યાં સુધી થી. સોસાઇટીમાં શાંતિ નથી. જ્યાં સુધી તે જશે નહીં ત્યાં સુધી રીસાઇ ગયલા આગેવાન થીઓસોફીસ્ટો પાછા ફરશે નહીં. કાશીના પં. ભગવાનદાસ એમ. એ. જેવા મહા વિદ્વાન થીઓસોફીસ્ટને પણ એ મંડળમાંથી સગલગ ખરી જવું પડયું છે. એક લેડબીટરે સો આગેવાનોને મીસીસ બીસંટ પાસે ફેંકાવી દીધા છે ! જેમ કન્સર્વેટીવ પાર્ટીના મી. એમ્બર્લાન ' ઇવીલ જીનીયસ ' છે તેમ થી. સો. ના ભૂતપૂર્વ રેવરંડ અને હવે સાદા મી. લેડબીટર ' ઇવીલ જીનીયસ ' છે ! જે કૃત્રિમ રીતે બ્રહ્મચારીને સ્ખલનનો ઉપદેશ આપે, કોર્ટમાં જુબાની આપતાં એ કૃત્ય નિંદનારી પ્રજાને દોઢ ડહ્યા કહે અને અપકૃત્યના ટેકામાં પ્રાચીન ગ્રંથોનાં વળી પ્રમાણો ટાંકે તેવો મનુષ્ય ખ્રિસ્તિ થીઓસોફીકલ સોસાઇટીમાં સ્થાનને

યોગ્ય નથી. કૃષ્ણમૂર્તિને અવતાર મનાવવાનું કુકરાન ઉભું કરનાર મૂલ પુરૂષ પણ તેજ છે. મીસીસ એની પર તેનો અદ્ભુત કાબુ છે. તે એનો ગુપ્ત ગુરૂ થઈ પડયો છે. જ્યાં સુધી બળે કરીને પણ એ મહાત્માને અઘાર ધામથી મુક્ત નહીં કરવામાં આવે ત્યાં સુધી થીઓસોફી મંડળમાં શાંતિ થવી દુરતર છે.

× × × × × ×

સેંટ્રલ હીંદુ કોલેજને થીઓસોફીસ્ટોએ પોતાનાં લોહીનું પાણી કરીને પોશી હતી તે પણ મી. લેડબીટરે ઉભા કરેલા કૃષ્ણમૂર્તિના મુદ્દાને અંગે ચાલેલાં વાવાઝોડામાં સુપડાઇ ગઇ છે. એ મતનો થીઓસોફીસ્ટ શિક્ષકો વિદ્યાર્થીઓમાં પ્રચાર કરતા હતા. એ કાલેજ હીંદુઓની હોવાથી આ નવો પંથ ફેલાવવાની કૅાલેજના ટ્રસ્ટીઓએ મના કરી હતી. તેને બહારથી માન આપવા છતાં અંતરથી શિક્ષકો દુઃખી થયા હતા. અત્યંત શ્રદ્ધાને લીધે તેમનું ચિત ચલિત થયું હતું અને નવીન પ્રકારની પૂજાઓ પ્રવૃત્ત કરવા તેમનું હૈયું ધડકતું જ રહેતું હતું. પ્રીન્સીપેલ એરંડેલે બીસંટ પૂજામત ચલાવ્યો અને એવી ભવિષ્ય વાણી કરી કે એક પ્રસંગે તે પૃથ્વીની અધિષ્ઠાત્રી થશે, જગત્ તેને નમશે ! ! આ નવીન ગુપ્ત મંડળનાં સભ્યો ઉપર આવી વિચિત્ર વાતોથી ભરેલો-લખેલો ખાનગી કાગળ ' લીડર ' ( અલ્હાબાદ ) ના તા. ૧૩ 'મી એપ્રીલના અંકમાં કાલેજ કમીટીના સેક્રેટરી પં. ભગવાનદાસ જે પોતે એક પ્રખર થીઓસોફીસ્ટ છતાં લેડબીટર બીસંટની નવીન વિચિત્ર જાગ્રતિઓ ખરી થીઓસોફી ( બ્રહ્મજ્ઞાન ) ની વિરૂદ્ધ છે એમ કહીને સખ્ત ખંડન કરતાં અટકયા નહોતા, તેમની તરફથી પ્રગટ કરી દેવામાં આવ્યો હતો. આ પ્રકાશનથી થીઓસોફીસ્ટ શિક્ષક મંડળ ક્રોધે ભરાયું. તેમ કરવાનું કાંઇ કારણ નહોતું કારણ કે પોતાના મતથી તેમને શા માટે શર્માવું ? પરંતુ પ્રજા હવે તેમને હદ બ્હાર ગયલા ધારશે એમ તેમને પણ દેખાયું—અને બીજો ઇલાજ ન હોવાથી ૧૯ જણે સામટાં રાજીનામાં આપ્યાં. આથી કાંઇ કોલેજનું કામ સ્તબ્ધ થયું નથી એમ કાલેજ કમીટી જણાવે છે, કારણ કે કુલ સ્ટાફનો તે એક નાનો ભાગ છે. અને ૧૯ માંના ઘણાની તો જવાની તૈયારીજ હતી. કોલેજના સત્તાવાળાઓએ રાજીનામાં સ્વીકાર્યાં છે અને ઘણાખરાની જગ્યાએ નવી નીમણુક પણ કરી છે. ૧૯ માંથી ૩ જ જણ માનાધિકારી હતા તેથી ખર્ચમાં કાંઇ બહુ મોટો ફેર પડવો સંભવિત નથી. કૅાલેજ હીંદુ યુનીવર્સીટીને હસ્તક જતાં સુધી પ્રેસીડંટ તરીકે ચાલુ રહેવા મીસીસ બીસંટે લખ્યું છે. ક્રોધનાં ગમે તેટલાં કારણ છતાં મીસીસ એની બીસંટે જે શાંતિ તથા ઉદારતા બતાવી છે તે જેવી તેવી અનુકરણીય નથી થીઓસોફીસ્ટોના હાથમાંથી કાલેજ હવે હીંદુ યુનીવર્સીટીના નેતાઓના હાથમાં આવશે. મીસીસ બીસંટે પોતેજ તે આપી છે. થીઓસોફીસ્ટોએ હીંદુ સમાજના ઉત્કર્ષ માટે પોતે ઉછેરેલી કાલેજ આપી દેવા કરતાં વધારે મોટો પરમાર્થ કલ્પવો અશક્ય છે. કાલેજ પોતાના હાથમાંથી જતી રહેવાથી થીઓસોફીને તો જબરી ખોટ જશે. કદાચ કોલેજમાંથી પણ ચાલ્યા જવું પડશે એવો થીઓસોફીસ્ટોને ખ્યાલ તે વખતે નહીં હોય. તે છતાંએ તેઓ gracefully, વિવેકપૂર્વક ચાલ્યા ગયા છે એ તેમની ભલાઇ ખાસ વખાણને પાત્ર છે. હમારા મત પ્રમાણે થીઓસૅાફીસ્ટોમાં સો સદ્ગુણ છે અને એકજ અવગુણ છે. તે અવગુણ તે તેમનું ભોળપણ છે. ગમે તેવી અમાન્ય વાત તેઓ શાહુ પેંડ આખી ને આખી ગળી જાય છે. તેમને સ્વપ્ન બહુ આવે છે અને દિવ્યચક્ષુ એટલાં બધાં ખુલી ગયાં છે કે, ચર્મચક્ષુના

ઉપયોગ કરી શકતા નથી. એ એકજ વાત તેમનાં સદ્‌ગુણોને એક કાણું આખી માટલી નકામી કરી દે એમ નકામા કરી દેછે. મીસીસ એનીબીસંટે જેટલી તેને વધારી છે તેટલીજ માંહોમાંહેની ફાટફુટ કરાવીને પાડી છે. જો હજુએ એ મહાવિદુષી જરા શાંતિથી કામ લેશે અને પોતાના ગમે તેવા તરંગોને સિદ્ધ સિદ્ધાંતો તરીકે મનાવવા થીઑસોફીસ્ટોને તથા હીંદુઓને અતિ આગ્રહ નહીં કરે તો સંસ્થા ડામાડોલ અવસ્થામાંથી નીકળીને પાછી સ્થિરતાને પ્રાપ્ત થશે. થીઑસૉફિકલ સોસાઇટી પણ, ખાસ કરીને તેનું બાહ્ય મંડળ ( અક્ઝોટેરીક સેક્શન ) દેશની ચહાય તો, હજી ઘણી સેવા કરી શકે એમ છે.

× × × × × ×

ઉપલું લખ્યા પછી થી. સો. ના અનેક ફેલોઝ તરફના હીંદી વિભાગના મંત્રી પં. ઇકબાલ નારાયણ ગર્તુપર લખેલો પત્ર ( તા. ૨૩ મે ના દૈનિકોમાં ) પ્રગટ થયો છે. તેમાં આ કેસથી થીઓસોફીની નૈતિક ફતેહ થઇ એવા પંડિતના કથનને તેઓ હસી કાઢી કહે છે કે શરમમાં હમારાથી ડોકીએ ઉંચી થતી નથી. મીસીસ બીસંટપર પણ તેઓ આક્ષેપ મુકે છે કે મી. લેડબીટરની અવાચ્ય અનીતિમય સૂચના સાથે મીસીસ બીસંટ મળતી થાય છે એમ તેણે બદનક્ષીવાળા કેસોમાં પૂર્વે કહેલું સ્વીકાર્યું છે ને તેથી તેણે પણ પ્રધાનપદનું રાજીનામું આપવું જોઇએ।

## રખડતાં કૂતરાંનું શું કરવું ?

અમદાવાદની મ્યુનીસીપેલીટીએ શહેરમાં રખડતાં કુતરાઓને ઝેર આપીને નષ્ટ કરવાનો ઠરાવ કર્યાથી અમદાવાદી નાગરિકોમાં એક દિને સાયંકાલે જાગૃતિ આવી હતી. અને થોડા અઠવાડીયાં પર તેઓએ મ્યુનીસીપેલીટીનો ઠરાવ રદ કરવા અથવા અમલ ન થવા દેવા વિચાર ચલાવવા એક સભા ભરી હતી. પશુ પક્ષીઓને પોષવામાં વૈષ્ણવ–જૈન ગુજરાત ઘણું નાણું ખરચે છે. તેમની દયાની લાગણી દરેક ઉત્તેજનને પાત્ર છે, અને યોગ્ય દોરવણીથી તેનાથી ઘણું ઇષ્ટ પરિણામ આવવાનો સંભવ રહે છે. કમનસીબે માત્ર જીવોની સંખ્યા પાળવી એવી સંકુચિત તેમની દ્રષ્ટિમર્યાદા થઇ ગઇ છે. જીવની ઉપયુક્તા નહોતાં તેમનું અસ્તિત્વ પણ હાનિકારક હોય તો પણ તેમને જીવાડવા તેઓ ઉપયુક્ત જીવોને જીવાડવા જેટલાજ પ્રયત્ન કરે છે. મનુષ્યોની તથા પશુઓની હિંસા કરનાર સર્પ જાતિના પણ જૈનો તથા વૈષ્ણવો રક્ષકો છે, અને મરણ પછી પણ તેમના ડાધુઓ થાય છે અને ધૂન સહિત યોગ્ય સન્માનથી એ મૃત નાગદેવતાના શબનો અગ્નિસંસ્કાર કરે છે! દયાનાં પાત્રો નિર્દયો નહીં પણ નિર્દોષોજ હોવા જોઇએ એટલી એકજ નાની શરત જો તેઓ સ્વીકારે તો હમે જૈનો તથા વૈષ્ણવોને પગલે ચાલવા તૈયાર છીએ. હમારે મતે, એક ઝેરી સર્પને હણનાર કોળી, દસ ઢોર તથા પાંચ મનુષ્યોને જીવતાં બચાવવાનું પરાક્રમ કરે છે. એક સર્પ કે વીંછુ વળી પાછા પ્રજોત્પત્તિ કરીને, મનુષ્યનાં નવા અનેક દુસ્મનો ઉભા કરે છે. તેવાનું હનન કરવું પણ જો પાપ હોય તો ખચ્ચીત મનુષ્યે જીવવુંજ હરામ છે! જગત્‌માં પશુ પક્ષીને મનુની પ્રજા જેટલોજ જીવવાનો હક છે. તે હમે આનંદથી સ્વીકારીએ છીએ. પરંતુ જો તેઓ હાનિકર્તા હોય તો મનુષ્યોએ તેમને નષ્ટ કરવા એ એક પરમધર્મ છે. કુતરાઓ પણ હિંસક છે, જોકે સર્પ, સિંહની રાશિના નહીં એ ખરૂં છે. એ કુતરાઓ બીજી રીતે તેમનાથી બદતર છે. તેઓને નગરની મધ્યમાં રાખવામાં આવે છે કે જે અધિકાર સિંહ વ્યાઘ્રને નથી. કુતરાને સાંકળી બાંધી ઘરમાં રાખવાનો વાંધો નથી; પરંતુ રસ્તામાં તેમને ભટકવા દેવા, રસ્તાના તેમને જાગીરદાર બનાવવા, રાહદારીઓને કરડવા, ભસવા, ઘુરકવા દેવાના અધિકારી

બનાવવા એ ખ્રિસ્તીન માણસે વસાવેલાં શહેર પર માણસ કરતાં કુતરાના હક વધારે જુના છે એમ કહેવા બરોબર છે. તેઓ હડકાય છે તેથી સેંકડો હજારો મનુષ્યો તેમજ કીમતી ઢોરોના પ્રાણ દર વર્ષે જાય છે. એમની કુરૂપતા પણ તિરસ્કાર કરવા જેવી નથી તેથી જોતજોતામાં મહોલ્લામાં ખુણા સુદ્ધાં તેમનાથી ભરાઇ જાય છે, અને રાત્રે ઉંઘવું એ તેમની ખાંસ મહેરબાની વગર અશક્ય થઇ પડે છે. એથી પણ વિશેષ હાનિ તેઓની રસ્તા વચ્ચેની બિભત્સ ચેષ્ટાઓ છે. નિશાળે જતા વિદ્યાર્થીઓ તથા કન્યાઓને એમનું છચોક વર્તન બહુ ઉત્તમ બોધ પાઠ નથીજ. તેમનાં વર્તનથી એક સંપ, મૈત્ર આદિના પાઠ પણ શિખવા અશક્ય છે. કેવલ દયાના નામથી ઉશ્કેરાઇ ન જતાં અમદાવાદ વગેરેના દયાધર્મીઓએ કૂતરાંને જીવાડી દેશ રક્ષાર્થે એમની કઇ પલટણ ઉભી કરી શકાય એમ છે તેનો વિચાર કરવો ઘટે છે. ઉક્ત સભામાં અનેક ચિત્રવિચિત્ર સૂચનાઓ કરવામાં આવી હતી. એક તો દરખાસ્ત કરી-કે ( રા. હરિલાલ મંછારામ વકીલ ! ) દરેક હીંદુએ એકેક કુતરું ઘરમાં પાળવું ! ! હીંદુ કોણ અને કોણ નહીં તેજ નક્કી નથી. એ વાત બાજુએ રાખતાં એ સભાને સકલ હીંદુઓને કહેવાનો શો હક છે ? નહીં પાળે તો શું કરવું ? જેને અડકવાથી હીંદુને સ્નાનપ્રાયશ્ચિત્ત કરવું પડે છે તેને પાળવાની વગર સત્તાએ આજ્ઞા કરવી. કેટલું બેહુદું ? રાજકોટમાં મહાવિચાર પછી મહાજને કુતરાંને ઘરમાં ભેગાં રાખ્યાં હતાં તે ઉલ્ટાં વઢી લડીને મરી ગયાં હતાં. અન્યસ્થળે મોટા ખાડામાં રાખ્યા હતાં ત્યાં પણ વાનરના એ ભત્રીજાઓએ એવીજ વર્તણુક ચલાવી હતી. જો પુરતા પૈસા હોય તો એક વખત સર્વે કુતરાને પકડીને એ મોટેની ખાસ પાંજરાપોળમાં ભરવા, અને ત્યાંજ બ્રહ્મચર્ય પાલન કરાવીને મૃત્યુ પર્યંત તેમને પાળવા. પરંતુ તે માટે એટલું ધન જોઇશે કે તે વડે તો એક કોલેજ કે ઓર્ફનેજ સ્થાપી શકાય ! જ્યાં સુધી અનાથ બાળકો તથા અપંગોને પણ પુરતું અન્ન મળતું નથી ત્યાં સુધી કુતરાની જાળવણીની વાતો કરવી એ ખોટે છેડેથી શરૂઆત કરવા જેવુંજ લાગે છે. ઝેર આપવું એ નિરસંદેહ દુષ્ટતા છે, અને બીજા ઉપાયથી એ જાત જતી હોય તો તેજ સેવો બહેતર છે. પણ ઉપાય કયાં છે ? શું કરવું તે સભામાં કોઇને પણ સુઝયું નહિં, દરેક સૂચના એક પછી એક હસી કાઢવામાં આવી તેથી સભાનો ફજેતો થયલો ન દેખાય તે સારૂ, વિચાર કરવા કમીટી નીમવાની દરખાસ્ત પસાર કરીને સભા વિસર્જન થઇ ગઇ હતી અને કુતરાઓ મુક્ત થઇ ગયા હતા ! કમીટી વગર છોટે ઠંડી પડી જશે-જઇ સુકી નહીં હોય તો-એ અમારી ખાતરી છે. કુતરા જેવી જાત માટે તેમના નાશ શિવાય બીજો ઉપાય નથી. જ્યાં સુધી ઝેર કરતાં ઓછો ક્રુર ઉપાય ન સુઝે ત્યાં સુધી નકામી હો હા કરવા કરતાં, મ્યુનીસીપાલીટીને પોતાનું કામ કરવા દેવું એજ યુક્ત છે. કુતરાં મરશે તો તેથી અનેક ઉંદર બિલાડી, વગેરે નાનાં પ્રાણીઓના પ્રાણ બચશે. જૈનો તથા વૈષ્ણવોને તે એક જેવો તેવો દિલાસો નથી.

---

## પાટીદાર પરિષદ-ઉંઝાની દેવીને પરિષદ અંતે બક્ષેલી નીરાંત.

મોતા! (જીલ્લે સુરત) મુકામે ગયા માસના મધ્ય પછી મળેલી બીજી પાટીદાર પરિષદ્ તેણે કરેલા કેટલાક હિંમત ભરેલા ઠરાવો માટે ગુજરાતની સામાજીક સુધારણાના ઇતિહાસમાં યાદગાર રહી જશે. પરિષદનું સુકાન જાણીતા સુધારક વિદ્વાનોના હ[illegible]માં હતું તેથી આ પરિષદ્ અપૂર્વ ફતેમંદ થવાની આશા સ્ફુરી હતી. વડોદરા રાજ્યના [illegible] નાયબ પોલીસ તથા સેંસસ કમીશનર

કરી છે કે પેટની પણ જરૂર નથી, કારણ કે કૂતરાઓનાં પેટ કાઢી લીધા બાદ તેઓ જેવાને તેવા લાંબો વખત જીવતા રહ્યા હતા. હવે વખતે માણસનું પેટ પણ એ લોકો ખીંટીએ ટંગાડશે ! નાળ કાપી નાંખે છે તેવી આંતરડાની ગતિ થશે કે શું !

**હવે અનાજ મોદીને ત્યાંથી નહીં પણ ગાંધીને ત્યાંથી મળશે !**–પ્રખ્યાત ફ્રેંચ રસાયણિક વિદ્વાન મોં. બાર્થેલોટની એક અભિલાષા કૃત્રિમ ખોરાક બનાવીને મનુષ્યને ખેતરોથી સ્વતંત્ર કરવાની છે. તે કહે છે કે, રસાયણીની પ્રયોગશાલામાં કૃત્રિમ ખોરાક બનાવવા માટે મુખ્ય સાહિત્ય ગરમી છે. તે એક તો સૂર્યમાંથી તથા બીજી પૃથ્વીના આંતર ગર્ભમાંથી મેળવી શકાય તો બસ. સૂર્ય તો માથે છે ને ઘેર બેઠાં કીરણદ્વારા આવે છે તેથી તેને ખોદવો નહીં પડે, પણ પૃથ્વી ખોદવી પડશે. તેને પાતાલ સુધી ખોદવાની જરૂર નથી. માંશ્યને મતે ૩ માઇલ ખોદી એટલે બસ. હવે આ કામ ઇજનેરોનું છે, અને જો કે આજે તે અશક્ય લાગે છે, પણ આવતી કાલના ઇજનેરોને તેટલું ખોદકામ રમત લાગશે. પૃથ્વીના અંતરમાંથી જે ઝરા વહેશે તેથી પૃથ્વી બસ વાડીવાડી થઇ જશે.

જાણે આ સિદ્ધ થયું હોય એવા ઉત્સાહમાં આવી બાર્થેલોટ કહે છે કે આથી સમાજ સ્થિતિ એટલી પરિવર્તિત થશે કે, લગ્ન, નીતિ, ધન, સમાજ, વ્યાપાર આદિ સંબંધિ આપણા હાલના વિચારમાં આપણને ફેરફાર કરવો પડશે, કારણ કે ખેતી તથા તે સંબંધી સઘળા ઉદ્યોગ નષ્ટ થશે. વળી હવે પશુપક્ષીનો નાશ કરવો પડશે નહીં અને ખોરાક માટે લુચ્ચાઇ હરિફાઇ નહીં કરવી પડે, કારણ કે તે પાણીને મૂલે મળશે. તેથી આપણી નીતિ પણ સુધરવાનો સંભવ છે. ફ્રાન્સમાં પણ શેખચલ્લીઓ વસે છે ખરા પરંતુ રસાયણે એટલા ચમત્કારો કરી બતાવ્યા છે કે આ નવી વાતને સર્વથા અસંભવિત કહીને હસી કાઢવી જોઇતી નથી.

**લંડનમાં કેટલો ધુમારો થાય છે !**–એટલો થાય છે કે મકાનો ભીંતોની ચીમનીના ધુમાડાને ગોટેગોટથી કાળા પડી ગયા હોય છે. એવી ગણતરી કાઢવામાં આવી છે કે દર વર્ષે લંડનમાં ચીમનીમાંથી નીકળતા ધુમાડાને તોળતાં તેનું વજન ૭૬૦૫૦ ટન થાય છે અને લંડન ૧૧૭ સમચોરસ માઇલ હોવાથી તેના દર એકર દીઠ દર વરસે એક ટન, અને દર ચોરસવારે અર્ધો રતલ ધૂમાડાના રજકણો તેના પર પડે–ચોટે છે.

**કેળવાયલો જળ સર્પ**–મનુષ્ય તો શું પણ સર્પ જેવી જંગલી જાત કેળવણીથી કેટલી સુધરે છે તેનો એક દાખલો હાલ મળ્યો છે. લંડનના એક મદારીને એક જલસર્પ ( ઇલ–eel ) મળતાં, તેણે તેને દરેક અંગ્રેજી અક્ષર જેવું પોતાનાં લાંબા શરીરની આકૃતિ વાળતાં શીખવ્યું. શિક્ષકની ઇચ્છા ટપ સમજી તે એની મેળે એ. બી. સી. ડી. વગેરે આકૃતિ કરતું થયું અને અંતે શિક્ષકનું નામ બોલતાં તે માંહેલા સઘળા વર્ણોની આકૃતિ વાળી બતાવતું ! જાહેરમાં આનું પ્રદર્શન કરવાનું ઠરાવ્યું હતું પરંતુ તેની ઠગને ખબર પડી. તે તેથી બંદુ ઉશ્કેરાતું અને બ્હીતું રહેતું. દારૂ આપવાથી ક્ષણભરજ ફાયદો થયો અને જાનવર અંતે મરી ગયું.

**ગણિતશાસ્ત્રના પ્રોફેસર ઘોડાઓઃ**—જર્મનીના સરવાળા કરતા ઘોડા વિષે તો આગળ ઘણી વખત લખાઇ ગયું છે. તેમના ચમત્કાર આગળ ઉક્ત 'હાન્સ' કાંઇજ નથી. ઘોડાઓ ગણિતના

પ્રોફેસર પણ થઇ શકે છે એવી કોઇને ખબર નહોતી, જર્મનીના એલ્બરફેલ્ડ નગરમાં ઘોડાના શિક્ષક હેર ક્રેલ પાસે ૫-૭ વિદ્વાન ઘોડાઓ છે. તેઓ સરવાળા ગણીને તેનો જવાબ કહી શકે છે! કાળાં પાટીયાં પર સરવાળાની મોટી રકમો લખીને એ ઘોડાઓ તે જોઇને પછી જે રકમ આવે છે તેનો જવાબ ખરી ઠોકીને આપે છે. ધારો કે જવાબ ૮,૯૨૫ હોય તો, આગલા જમણા પગથી ૮ વાર ખરી ઠોકશે, આગલા ડાબાથી ૯ વાર, પાછલા જમણાથી ૨ વાર અને પાછલા ડાબાથી ૫ વાર ઠોકશે. આ પ્રમાણે સરવાળાજ નહીં; પણ બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર પણ કરી શકે છે. સ્કૂવેર-રૂટ પણ કાઢે છે. પછી ઘનમાં શું બાકી? ને બીજ ગણિત તો અંકગણિતથી સહેલું છે! ઘોડા વિચાર કરી શકે છે તે આથી સિધ્ધ થતું લાગે છે. આમાં તરકટ કે ગુપ્ત નીશાની જેવું કાંઇજ નથી તેની દરેક ખાત્રી કરવામાં આવે છે. પ્રાણિશાસ્ત્રના પ્રખ્યાત પ્રોફેસર ડૉ. ઝીગલર તથા અન્ય પ્રખ્યાત સાયેંટીસ્ટોએ મુલાકાત લઇને દરેક જાતની ખાતરી કરી છે. એ ઘોડાઓને સેન્સસમાં ભણેલા પશુ લખવા પડશે; કારણકે નામો પણ ખરીથી ઠોકા મારીને લખે છે! મૂળ ઓસ્ટન નામક એક શિક્ષકે હેન્સ નામના પોતાના ઘોડાને, બાલકને કીંડર્ગાર્ટનની પદ્ધતિથી શિખવે તેમ શિખવ્યો હતો. ઓસ્ટને આ વિદ્યા હેર ક્રેલને બનાવી અને વારસામાં પોતાનો ઘોડો તેને આપ્યો. આ ચમત્કાર તપાસવા માટે દેશ-પરદેશોનું એક કમીશન નીમવાની સૂચના કરવામાં આવી છે. હેર ક્રેલ પોતાની વિદ્યા હજી કોઇને બતાવતો નથી તેથી તેને બીજાને શિખવવા આગ્રહ કરવામાં આવશે. અસલી હીંદી જેવા જર્મનો નથી તેથી જરૂર શીખવશે.

## જુદી જુદી પ્રજાઓનાં આયુની સરેરાસ નીચે પ્રમાણેઃ-

ફ્રેંચ જર્નલ 'લ જર્નલ,' આપે છે;

| દેશ | વર્ષ-માસ | દેશ | વર્ષ-માસ. |
|---|---|---|---|
| સ્વીડન-નોર્વે | ૫૦-૨ | પ્રશીયા | ૩૯-૪ |
| ડેનમાર્ક | ૪૮-૨ | ઇટલી | ૩૯-૩ |
| આયર્લેંડ | ૪૮-૧ | પોર્ટુગાલ | ૩૬- |
| ગ્રેટબ્રીટન | ૪૫-૫ | રોમાનીયા | ૩૫-૧૧ |
| બેલ્જીયમ | ૪૪-૧૧ | ઓસ્ટ્રીયા | ૩૪-૨ |
| સ્વીટઝર્લેંડ | ૪૪-૪ | બલ્ગેરીયા | ૩૩-૭ |
| હોલેંડ | ૪૪-૦ | ટર્કી | ૩૩-૫ |
| રશિયા | ૪૩-૭ | સ્પેન | ૩૨-૪ |
| ફ્રાન્સ | ૪૩-૬ | ગ્રીસ | ૩૨-૪ |

આ પરથી એજ સાર નીકળે છે કે જેમ ઉત્તર પ્રદેશ વિશેષ તેમ દીર્ઘાયુ વિશેષ છે. અતિવૃધ્ધો બલ્ગેરિયામાં સૌથી વિશેષ છે છતાં સામાન્ય આયુ તો બહુ ઓછી છેજ. અલબત્ત હીંદુસ્તાન સૌથી ઉતરે છે. તેના વસતીની સરેરાસ આયુ માત્ર ૨૪ ની છે.

વૈદ્ય હકીમોને નામ કરવાની અમૂલ્ય તક—મોં. દુમેરન નામના પેરીસના એક વાંનપ્રસ્થ વ્યાપારીએ આપી છે. તેને દરદ માત્ર સરદીનું છે. જરાકમાં સરદી થઇ જાય છે. જે

તેને સાજો કરે તેને રૂ. ૬૦૦૦૦ નું ઇનામ તે આપે છે. ૮૭ જણાઓએ તેના પર પોતાની દવા અજમાવી જોઇ છે પણ ફોકટ. એ રકમ, ન્યુ ચોર્કની બેંકના પ્રમુખ મી. ચાર્લ્સ ફ્રીસેએ પોતાના જમાઇને સાજો કરનારને ૨ાાં લાખ પાઉંડની આપવા કહાડી છે તેના પ્રમાણમાં કાંઇજ નથી. હીંદના કેટલાક વૈદ્યો મરેલાં શિવાય બધાને સાજા કરવાનો દાવો કરે છે તેઓએ કંઇક કરી બતાવવાનો આ પ્રસંગ છે.

" **સમુદ્રયાત્રા વિરૂદ્ધ તો પશુઓ પણ છે !**–એમ જાણીને સમુદ્રયાત્રા અર્થાત પરદેશ ગમનના વિરોધી સંરક્ષકો ( હજી કોઇ રહ્યા હોય તો ) આનંદ થશે. પશુઓને સ્ટીમરમાં બીલકુલ ચ્હેન પડતું નથી. માત્ર ધ્રુવ તરફના રીંછોજ સ્ટીમરોમાં આનંદી રહે છે.બીજા બધા સમુદ્રયાત્રાની વિરૂદ્ધ છે. વ્યાઘ્ર તો સૌથી વિરૂદ્ધ છે. સ્ટીમરમાં તે ચોધારા આંસુ પાડી રડ્યાજ કરેછે અને દયા આવે એવા શબ્દો કર્યા કરે છે. ઘોડાને પણ જવું ગમતું નથી. પક્ષીઓ બેશક ઘણા ખુશ હોય છે. પણ આકાશ તેમનો વિષય છે, અને મનુષ્યો અને પશુઓ પૃથ્વીગામી હોવાથી તેઓ પક્ષીઓથી જુદા પડે એ સ્વાભાવિક છે.

**કરોળીયા ઇજનેરો !**—પાનામાની ગંજાવર નહેર બાંધવામાં જ કરોળીયાઓ પણ કામે લાગ્યા છે ! તેઓ જે અદ્ભુત પાતળા દોરા ઉત્પન્ન કરે છે તે ઇજીનીયરોને સર્વે માટે અનિવાર્ય છે. પ્લેટીનમના તારને બદલે એ પાળેલા જ કરોળીયા જે દોરા વણતા જાય છે તે માપ વગેરે લેવાના કામમાં આવે છે. ગમે તેટલી પાતળી દોરી કરતાં ઓછી જગ્યા તે રોકતા હોવાથી, ગણતરી વધારે ખરી થાય છે. સૂક્ષ્મદર્શકમાંથીજ જોઇ શકાય અથવા મહા સૂક્ષ્મ કાટખુણા અથવા લંબાઇ માપવા માટે દોરી તો ઘણી થવાથી બહુ જાડી અને અંતે ભારી થઇ જાય. તેથી ઇંગ્લંડની રોયલ વેધ શાલામાં પણ અંતે કરોળીયાના તાંતણાજ કેટલોક વખત થયાં વાપરવામાં આવે છે. ખગોલવેત્તાની ગણતરી માટેનાં માઇક્રોમીટર, ટ્રાન્સીટ સર્કલ વગેરે યંત્રોમાં વાણાતાણા તરીકે કરોળીયાનાજ દોરાની ગુંથણી કરવામાં આવેલી હોય છે. તેથી જોઇતી ગણતરી વધારે સારી રીતે થઇ શકે છે. કરોળીયાનું રેશમ પણ એક એક અદ્ભુત ચમત્કાર છે ! મનુષ્ય તેની જોડી બનાવી સકતો નથી, અને એ ષટ્પાદને શરણાંગત થવું પડે છે.

**ક્ષય રોગથી બચવા કાનમાંથી શ્વાસ લ્યોઃ !**–એવી ઠંડી સૂચના વર્જીનીયા યુનીવર્સીટીના ડો. જૉન ઇ. ડેવીસ કરે છે. તે કહે છે કે મનુષ્ય નાક વાપરતાં શીખ્યો તે પહેલાં તે કાનમાંથીજ શ્વાસ લેતો હતો. જ્યારે મનુષ્યના પુર્વજ ( ડાર્વીન મત પ્રમાણે ) મત્સ્ય સ્વરૂપ હતા ત્યારે માછલી જેમ હાલ નાક વિના ચલાવે છે અને ' ઝીલ્સ ' માંથી શ્વાસ લે છે તેમજ શ્વાસ લેતો હતો. હજી મનુષ્યમાં અવશેષરૂપે કાનમાંથી શ્વાસ લેવાનું સાહિત્ય, અનુપયોગથી ઘણું ઘસાયા છતાં તદ્દન નષ્ટ થયું નથી અને તે ખીલવી શકાય. ડો. કહે છે કે જો નાનપણથી શીખવવામાં આવે તો કાનની પાંખોની પણ આંખના પોપચાં પેઠે ઉઘાડ ઢાંક થઇ શકે. હાલ તો કડક છે ! સર્જનોનો મત જાણવા જેવો થઇ પડશે.

**કુતરાં બિલાડાં અને ઉંદરોને ચક્ષુની ખાસ આવશ્યકતા નથી !**–ખાસ કરીને કુતરાં, બિલાડાં અને ઉંદરના સંબંધમાં એમ છે. એઓ ફિલસુફો પેઠે આંખ પર ઝાઝો ભરોસો રાખતા નથી ! બિલાડી તથા ઉંદર રાત્રે અંધારામાંજ પોતાનો ધંધો કરે છે એ

પ્રસિદ્ધ છે. તેનું કારણ 'સાયેન્ટીફીક' છે. એમની ઘ્રાણ તથા સ્પર્શેન્દ્રિય ઘણી તીવ્ર તથા નાજુક છે—નાજુકજ ઘણું ખરૂં તીવ્ર હોય છે. કુતરા વાસને આધારે ચાલ્યા જાય છે. અપંગતા છતાં તેઓ દૂર ચાલ્યા જઈ શકે છે. કુતરાની કર્ણેન્દ્રિય પણ અતિ તીવ્ર હોય છે. બિલાડીની મૂછના વાળ જે શરીરના પટ જેટલાજ લાંબા છે તે વડે તેઓને રસ્તો જડે છે. તે જમીનને અડકાડીને તેઓ માર્ગ શોધી લે છે. એ મૂછના વાળ આખા શરીરનાં જ્ઞાનતંતુ સાથે જોડાયા છે તેથી જરા પણ સ્પર્શનું એ વાળને તરત જ્ઞાન થાય છે. ઉંદર આમા તો લગભગ અપંગજ છે. સ્પર્શ, શ્રવણ ઘ્રાણ તથા માંસતંતુ પરજ તેઓ આધાર રાખે છે. મનુષ્યોની ચક્ષુ શક્તિ ઘણી ખીલેલી છે તેટલી પણ આદિ પ્રાણિઓની નથી. પણ તેઓની ઘ્રાણ તથા સ્પર્શેન્દ્રિયે મનુષ્યોની તે ઇંદ્રિયોથી બલવત્તર છે.

**પગ અને મોંથી ઉત્તમ ચિત્ર કામ કરનારાઓ !**—પગથી હાથનું સઘળું કામ કરતી ઔનું વિવેચન હમે આ પ્રકરણમાં કર્યું છે. તેથી પણ અદ્ભુત ઉદાહરણો પુરૂષોમાં મળી આવે છે. મી. બર્ટ્રામ હાઇલ્સ નામનો અંગ્રેજ ચિત્રકાર પ્રખ્યાત છે. ૮ ની વયે તેના બન્ને હાથ હમેશ માટે ટ્રામ તળે છુટા પડી ગયા હતા. છતાં તે ચિત્ર કામ જે ખરૂં જોતાં હાથનાં આંગળાનોજ વિષય તે વિના પણ ચિત્ર કામ શીખતો રહ્યો. અકસ્માત્ પછી બે વર્ષમાં હુંનરશાળામાં ઉત્તમ ચિત્ર માટે તેણે પ્રથમ વર્ગનું સર્ટીફીકેટ પ્રાપ્ત કર્યું. મી. હાઇલ્સે મોંમાં પીછી રાખીને એવાં સર્વોત્કૃષ્ટ ચિત્રો ચિતર્યાં છે કે સ્વર્ગસ્થ મહારાણી વીક્ટોરીયાએ તેનાં અનેક ચિત્રો ખરીદ્યાં હતાં. પ્રખ્યાત ફ્રેંચ ચિત્રકાર મોં. ફ્રેંકોઇ હમેથેલોનને તો બે હાથ નથી ને વ્યાજમાં એક પગ નથી. તે પણ મોં વડેજ ચિત્રકામ કરે છે અને એવું સરસ કે ૪ હાથે પગવાળા ફ્રાન્સના સર્વોત્તમ ચિતારાઓની હરીફાઇમાં આ પાંગળો કંગલો ૧૮૯૬ માં જીતી ગયો હતો. જાણીતી ફ્રેંચ ચિતારી માદમવાઝલ ('મીસ' માટે ફ્રેંચ શબ્દ) રેપીન હાથ હીન હોવાથી પગથી ચિત્ર ચિતરે છે અને એવાં સુંદર કે આપણાં રાજમાતા એલેક્ઝાંડ્રાએ પોતાની એક છબી તે કુમારિકા પાસેજ ચિતરાવેલી છે. મનુષ્ય સાહિત્ય વિના પણ કેવું પરાક્રમ કરી શકે છે અને હાથ પગ વિનાના મનુષ્ય સર્વથા નકામા છે એ માન્યતા કેટલી ભૂલ ભરેલી છે તે બતાવી આપનારા આ બે દાખલા સારા બોધ પાઠ છે.

**સ્વાદિષ્ટ દારૂગોળો અને મોંમાં ધડાકા !**—સૌથી પ્રખ્યાત પ્રાણઘાતક દારૂગોળો તે 'કૉર્ડાઇટ' છે. કમનસીબે તેનો સ્વાદ મીઠો અને ખાદ્ય છે, કારણ કે પાંચમાં ત્રણ હીસ્સા તેમાં નાઇટ્રોગ્લીસરીન છે. તે ચાવવાનો ગુંદર જે યુરોપમાં બહુ ખપે છે તે તરીકે વાપરવાના લશ્કરીઓ બહુ શોખીન છે. સરકાર તરફથી તેઓને એજ દારૂગોળો કાર્તુસમાં ભરવા મળે એમ તેઓ વારંવાર ચહાય છે કે જેથી ખાવા પણ વપરાય. થોડા જથામાં ખાધેથી તેની અસર દારૂ જેવી છે; તેથી જાગૃતિ આવે છે. ઝાઝું લેતાં ભાંગ ચઢતાં આકાશ તળે અને ઘર ઉપર દેખાય છે તેવી અસર થાય છે. તેને અનેક વિચિત્ર સ્વપ્ન તરંગો ઉઠે છે, પરંતુ ઘણીવાર તેનાથી મહોકાણ વળે છે. જો કે ચાવતાં સામાન્ય રીતે એ દારૂગોળો ફૂટતો નથી પરંતુ વીજળીક સ્પર્શ થતાં અથવા તેને જોરથી ચાવતાં વખતે તે ફુટવાનો સંભવ છે. આથી બે જર્મન તથા એક ઑસ્ટ્રીયન સીપાઇ મોંમાં ચાવતાં ધડાકો થવાથી ઉડી ગયા છે ! અંગ્રેજી લશ્કરમાં પણ એ ટેવ હતી અને તેની ખબર પડતાં સખત ઉપાયો લેવામાં આવ્યા હતા.

**ફીન્લૅંડમાં સ્ત્રીના હક વિષે જાતિ અનુભવ— રીવ્યુ ઑફ રીવ્યુઝ** ( લંડન ) ના એક ગતાંકમાં ડા. ટેકલ હુલ્ટીન, એમ. પી. જણાવે છે કે ઈ. સ. ૧૯૦૬ ના સાલમાં અમીર, પાદરી અને શહેરીઓની મળેલી **ફીનીશ પાર્લામેંટમાં** કોઈએ પણ સ્ત્રીનો હક બાતલ કરવા વાંધો ઉઠાવ્યો નહોતો અને એવો ભય પણ દર્શાવવામાં આવ્યો નહોતો કે સ્ત્રીઓ એથી પોતાની જાતિ ( sex ) તજી જશે અથવા તો સ્ત્રી અને પુરૂષ વર્ગમાં કજીઓ પેસશે ! વ્યવહારમાં પણ એ ભય ખોટો-કાલ્પનિક ઠર્યો છે. ઘણીવાર એવું પુછવામાં આવે છે કે ક્યાં સુધી સ્ત્રીઓએ મત આપવાનો હક વાપર્યો છે. તો તેનાં જવાબમાં કહું છું કે ફીનલૅંડની સ્ત્રીઓએ પોતાની ફરજ બજાવી છે, તેઓ મત આપવા મરદના જેટલાંજ જથામાં જતી જણાતી હતી. છેલ્લી વાર ચુંટણી વખતે સ્ત્રી મત આપનારાઓની સંખ્યા ૫૪.૮ થી ૬૦.૫ ટકા હતી અને પુરૂષ વર્ગમાં મત આપનારાઓ ૬૪.૯ થી ૭૦.૫ ટકા ગણાયાં હતાં. આથી એમ ચોખ્ખું જણાય છે કે રાજ્યાધિકારને લાયક સ્ત્રીઓ નથી એ માનવું સ્વીકારવા જોગ નથી.

ઘણા માણસો એમ અજાયબ પામે છે કે સ્ત્રીઓ **ફીનીશ** ડાયેટમાં શું કરે છે ! એનો જવાબ એટલોજ છે કે તેઓ ત્યાં પાર્લામેંટની કમીટીમાં નીતિ અને વ્યાવહારિક વિષયોની ચર્ચામાં ભાગ લે છે એટલુંજ નહિ પણ કાયદા, મજુરી, વ્યાપાર, અને નાણાંની બાબતમાં પણ ભાગ લેછે. **મરદ કરતાં સ્ત્રીઓ પાર્લામેંટની બેઠકમાં વધારે નિયમિત હાજરી આપે છે અને એથી પણ વિશેષ સાનંદાશ્ચર્યની વાત એ છે કે મરદો કરતાં ઓછું બોલે છે !** ( ઘરમાં પણ એમ હોય તો પછી કાંઇ ખોડજ રહે નહીં ! )

**માત્ર પગે હાથનું સઘળું કામ કરતી એક સ્ત્રી**–તેનું મુબારક નામ મીસીસ પીયર્સ છે. આ વિચિત્ર સ્ત્રી ધરટ્યર્ન (ઇંગ્લંડ) માં છે. તે બિચારી ઠુંઠી, હાથ વિનાની છે, જેથી તે પોતાની લગ્નની વીંટી હાથને બદલે પગને આંગળે પહેરે છે ! તે દરેકે દરેક કાર્ય પોતાના પગે કરે છે–તે થોડા વખતપર એકને ત્યાં જમવા આવી હતી. તેણે ત્યાં આવેલાં બધા માણસોની અજાયબી વચ્ચે, પોતાના ખાવાના કાંટા અને છરી પગે વતી ઉંચકી આનંદથી ભોજનનો ઉપભોગ કર્યો હતો. ઘરધણીઆણી તરીકે મીસીસ પીયર્સ ખરેખર એક અજાયબ પૂતળી છે. તે ખાવાનું રાંધે છે, ઘર સાફ કરે છે, ટુંકમાં ઘરધણીઆણીની તમામ ફરજો બજાવે છે. તેને સાત બાળકો થયાં છે તેમાંનાં ૭ મરી ગયાં છે અને સાતમો જીવતો છે. તેને પણ છોકરા થવાથી મીસીસ પીયર્સ હાલ દાદીનું પદ ભોગવે છે. તે ડાબે પગે લખે છે. તે પણ ઘણું સારૂં લખે છે. સિવણ ભરત કામ પણ સારી રીતે પર્ફોર્મ કરે છે. તે ડાબે પગે કામ કરે છે ને જમણે પગે વસ્તુઓ ખસેડે છે. કંઇ વસ્તુ માંગવામાં આવી હોય તો તે જ્યાં હોય ત્યાં તેના પગ સુખેથી પહોંચે છે અને લાવી આપે છે. ટુંકમાં જેમ બીજા માણસો હાથવતી સહેલાઇથી કામ કરે છે તેમ એ સ્ત્રીના પગ કરે છે. આ બાઇ જન્મથી ઠુંઠી બની કે અકસ્માતથી તે જણાયું નથી. પરંતુ આ ખિતા, અભ્યાસથી ગમે તેવી કઠિનતા નષ્ટ થઇ શકે છે તેનો એક અત્યુત્તમ પુરાવો તેમજ દાખલો છે.

**સ્ત્રીને પુરૂષે તથા પુરૂષે સ્ત્રીને મારવાનાં મુરતો !**—આપણા જ્યોતિષના ગ્રંથોમાં ચોરીનાં પણ મુહૂર્ત કહ્યાં છે તો યુરોપીયનોમાં સ્ત્રીએ પુરૂષને તથા પુરૂષે સ્ત્રીઓને પરસ્પર

મારવાનાં મુહૂર્તો છે—કહો કે હતાં. જ્યાં સુધી સુધારો પાછળ હતો ત્યાં સુધી ઇંગ્લેંડમાં એમ માનવામાં આવતું કે ધણીને પોતાની સ્ત્રીને ઝુડવાનો 'ઇસ્ટર' ના પર્વનાં સોમવારે પુરતો હક છે ! આનો લાભ લઇ કેટલાંક સ્ત્રીને સ્વાદ ચખાડવા બીલકુલ ચુકતાં નહિ. પણ પાછો એવો પણ ધારો હતો કે સ્ત્રીઓને પોતાના ધણીને ઇસ્ટરના મંગળવારે મારવાનો હક છે !

"તમે બાયડીને પરણ્યા કેમ ?"—એ પ્રમાણેના પ્રશ્નના પોસ્ટકાર્ડ વિલાયતના એક સાહસિક પત્રે કેટલાક ચુંટી કાઢેલા ગૃહસ્થો પર મોકલી આપ્યા હતા. તેમાંના નીચલા કેટલાક ઉત્તર જાણવા જેવા છે:— ૧. હું પોતેજ, ૧૧ વર્ષ થયાં એ પ્રશ્નનો જવાબ મેળવવા માથાફોડ કરૂં છું. ૨. કારણકે સારાહે કહ્યું કે બીજા પાંચ પુરૂષો મારી માગણી કરતા હતા. ૩. મારા બાપે કહ્યું કે ૮ વર્ષ સુધીનું સંવનન બસ છે. ૪. શ્રીમતીને પરણ્યા પહેલાં બધુ લઇ જતાં કંટાળી ગયો અને તેના ખર્ચનો બચાવો કરવા. ૫. મહેરબાની કરી મને ઉશ્કેરો ના. ૬. પહેલાં હું ધારતો હતો કે તે હજારમાં એક હતી, હવે મને લાગે છે કે એકમાં તે હજાર જેવી છે ! ૭. તે વખતે મને હાલ જેટલો અનુભવ નહોતો. ૮. મારે વિરૂદ્ધ લિંગ (સેક્ષ) ના માણસની જરૂર હતી તેથી—તા. ક. હજી તે વિરૂદ્ધ છે. આ મસ્કરી રૂપ જવાબો, પરણ્યા પછી પ્રેમ પૂર્વ જેટલો નથી રહેતો છતાં લગ્નથી આનંદી સ્વભાવ પણ જતો રહે એટલા બધા તેઓ લગ્નથી દુઃખી નથી થતા તેના પુરાવા રૂપ છે.

**સ્ત્રીઓની સુપડાં ટોપીઓ**—ની ફેશનથી સભામાં તેની પાછળ બેસનારાઓથી રંગભૂમી-પર દેખાતું નથી એ વાજબી ફર્યાદે એટલું કડવું સ્વરૂપ લીધું છે કે, યુનાઇટેડ સ્ટેટસ-ના ટેક્સાસ રાજ્યની રાજસભામાં એક સભાસદ તેનો અટકાવ કરવાનું બીલ લાવ્યો છે ! બે ઇંચથી વધુ ઉંચાઇની ટોપી કે તે પરનું પીછું હોવાની તથા કીનારી ૪ ઇંચથી વધુ પહોળી હોવાની મનાઇ કરવામાં આવી છે, સભામાં આથી વધુ મોટી ટોપી પહેરનારીને ૩ વર્ષ નવી ટોપી ખરીદવા દેવામાં આવશે નહીં તેમજ તે પછી અમુકજ જાતની સસ્તી ટોપી પહેરવા દેવામાં આવશે ! અમેરીકનો સ્વતંત્રતા આપે છે, અને માત્ર જેનો તે દુરૂપયોગ કરે છે તેનીજ સ્વતંત્રતા અમુક અંશમાં લઇ લે છે. આ દેશમાં સ્વતંત્રતાનો કોઇ દુરૂપયોગ કરે તો તેથી સ્વતંત્રતાનીજ નિંદા કરીને તે લઇ લેવાની સૂચના કરવામાં આવે છે !

**સ્ત્રીપૂજા તે આનું નામ**—હીંદુસ્તાનમાં સ્ત્રીપૂજા માત્ર શબ્દોમાં અથવા તેને મારવાના અર્થમાંજ પ્રયુક્ત છે. પરંતુ યત્ર નાર્યસ્તુ પૂજ્યંતે એ મનુ આજ્ઞાને વ્યવહારમાં તો યુનાઇટેડ સ્ટેટસના ઓહીઓ રાજ્યેજ અમલમાં આણી છે. ગરીબ સ્ત્રીઓને બાળકો ઉછેરતાં ઘણું કષ્ટ પડે છે, અને કષ્ટ પણ વેઠવાની ના નથી, પરંતુ વધારાના ખર્ચ માટે મહા આપદા થઇ પડે છે. તેથી એ સ્ટેટે એવો ઓર્ડર કર્યો છે કે ૧ બાળકની માતાને ૧૨ માસે ૩ પાઉંડ તથા દર વધુ બાળક માટે ૨૮ શીલીંગ મળશે. આ બાળકો ઉછેરવાના ખર્ચને સ્ટેટને ફાળો જો પતિ કરતો હોય તો નહીં મળે. દરિદ્ર વિધવા અથવા પતિત્યક્તાનેજ તેનો લાભ મળશે.